# પુસ્તકાલય




: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩–૮–૦    પરદેશ રૂ. ૫–૦–૦    છૂટક નકલ રૂ. ૦–૬–૦

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

| પુસ્તક ૧૭ મું | જુલાઈ ૧૯૪૨ | અંક ૭ મો |
|---|---|---|

દરેક લાયબ્રેરીમાં હોવું જ જોઈએ

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ



વાર્ષિક લવાજમ રૂ. ૪॥
પરદેશ માટે શિ. ૧૦

વાર્ષિક ગ્રાહકો
**ભેટ પુસ્તક**
વિના મૂલ્યે
આપવામાં આવે છે

તમારી લાયબ્રેરીમાં આવે છે? ન આવતું હોય તો બજેટમાં દાખલ કરો——

ખાસ સ્ત્રી તંત્રીની જાતી દેખરેખ નીચે ૧૯ વર્ષથી સ્ત્રી ઉપયોગી વિષયો રજુ કરતું અજોડ માસિક પત્ર

વ્યવસ્થાપક "ગુણસું ...મિત્ર પ્રેસ. વડો.

# ૧૯૪૧-૪૨માં બહાર પડેલાં નવાં પુસ્તકો

**શ્રી. ધૂમકેતુ કૃત :**

| | |
|---|---|
| ચૌલાદેવી | ૨- ૮-૦ |
| રાજસંન્યાસી | ૩- ૦-૦ |
| પ્રદીપ (નવી આવૃત્તિ) | ૧-૧૨-૦ |
| રજકણ ,, | ૧- ૮-૦ |
| તણખા મંડળ ૧-૨-૩ | ૪- ૮-૦ |
| તણખા મંડળ ચોથું ,, | ૨- ૮-૦ |
| પડઘા-નાટકો , | ૦- ૬ ૦ |

**જુગતરામ દવે કૃત :**

| | |
|---|---|
| ખેડૂતનો શિકારી | ૦- ૪-૦ |

**પ્રો. જેક્સ કૃત : ગોપાલદાસ પટેલ**

| | |
|---|---|
| સર્વોદયની જીવનકળા (રચનાત્મક નાગરિક ધર્મ) | ૨- ૦-૦ |

**સ્વ. મગનભાઇ દેસાઇ કૃત :**

| | |
|---|---|
| સુદામાચરિત | ૦-૧૦-૦ |
| Gandhiji | |
| Non-Violence in Peace & War | 1- 0-0 |

**શ્રી. કનૈયાલાલ મુનશી કૃત**

| | |
|---|---|
| અડધે રસ્તે | ૩- ૦-૦ |

**શ્રી ચુનીલાલ વ. શાહ કૃત**

| | |
|---|---|
| ત્રિલોચના | ૩- ૦-૦ |
| અનનિનાથ " | ૨- ૦-૦ |
| કર્મયોગી ગજેશ્વર | ૨- ૦-૦ |
| રાજહત્યા | ૨- ૦-૦ |

**શ્રી નરસિંહભાઇ ઇ. પટેલ કૃત**

| | |
|---|---|
| ઈશ્વરનો ઈન્સાફ (૩જી આવૃત્તિ) | ૧- ૮-૦ |

**શ્રી ઝવેરચંદ મેઘાણી કૃત :**
**નવી આવૃત્તિઓ**

| | |
|---|---|
| રસધાર-ભાગ ૩-૪-૫ | ૬- ૦-૦ |
| કંકાવટી-ભાગ પહેલો | ૦-૧૨-૦ |
| રઢિયાળી રાત-ભાગ ૧-૨ | ૨- ૮-૦ |
| રઢિયાળી રાત-ભાગ ચોથો (પહેલી જ વાર બહાર પડે છે) | ૧- ૮-૦ |
| રાણો પ્રતાપ | ૧- ૮-૦ |
| સોરઠી બહારવટિયા ભા ૧-૨ ના | ૩-૦-૦ |
| નિરંજન-નવલકથા | ૨- ૦-૦ |
| સોરઠ તારાં વહેતાં પાણી | ૨- ૮-૦ |
| જેલઑફિસની બારી | ૧- ૮-૦ |
| સોરઠી સંતો (નવી આવૃત્તિ) | ૧- ૦-૦ |
| હાલરડાં | ૦- ૮-૦ |
| પ્રતિમાઓ | ૧-૧૨-૦ |

**શ્રી રમણીકલાલ દલાલ કૃત :**

| | |
|---|---|
| સુવર્ણા | ૨- ૦-૦ |
| પરિમલ (કાવ્યસંગ્રહ) | ૨- ૦-૦ |
| મુક્તિદ્વાર | ૧- ૪-૦ |

**શ્રી મનુભાઇ જોધાણી કૃત**

| | |
|---|---|
| શૌર્યનાં તેજ | ૧- ૮-૦ |
| કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ | ૧-૮-૦ |
| જનપદ ભાગ ૧-૨-૩ | ૨- ૪-૦ |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૧૨-૦ |

**શ્રી તારાચંદ્ર પો. અડાલજાકૃત**

| | |
|---|---|
| ખાડાના ખેલ (સચિત્ર) | ૩- ૦-૦ |
| ચા-ઘર ભા ૧-૨ ભૂગોળ વગેરે | ૨- ૮-૦ |
| ભારતના મહાન વૈજ્ઞાનિકો | ૩- ૦-૦ |
| ઝનનમેનાઉ | ૧- ૦-૦ |

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

**આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :**

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય-ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યાં છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોના વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યાં છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાનાં પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગ માટે ભુજ-માં ભરાએલ 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર (Certificate of Merit) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.



## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ...

'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...ઘરગથ્થુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે ગમે તેની જાહેરાતોનાં ચોકઠાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલાં લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામાં આવ્યું છે તે છે...

'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જો કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે ..કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...

'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ).

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે—એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહારૂ અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહી.

'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

.. આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઉભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.

'ગ્રામજીવન' માસિક (વડોદરા)

**વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.**

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો, લાયબ્રેરીઓ માટે

# નવાં બહાર પડેલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ગુજરાતનો નાથ | (ક. મા મુનશી) | ૩– ૦–૦ |
| રાજાધિરાજ | ,, | ૩– ૮–૦ |
| કોનો વાંક ? | (પાંચમી આવૃત્તિ) | ૨– ૮–૦ |
| નરસૈયો | ,, | ૧– ૮–૦ |
| નવલિકાઓ | ,, | ૨– ૦–૦ |
| થોડાક રસદર્શનો | ,, | ૨– ૦–૦ |
| લોપામુદ્રા ૧ થી ૪ | ,, | ૪– ૮–૦ |
| કલાપીનો કેકારવ | (કલાપી) | ૫– ૦–૦ |
| કલાપીની પત્રધારા | ,, | ૩– ૦–૦ |
| હૃદયત્રિપુટી | , | ૧–૧૨–૦ |
| ગ્રામમાતા | ,, | ૦–૧૩–૦ |
| કલાપીઆલ્બમ | ,, | ૪– ૦–૦ |
| હાસ્યમંદિર | (રમણભાઈ નીલકંઠ) | ૨– ૦–૦ |
| રાઈનો પર્વત | ,, (નવી આવૃત્તિ) | ૨– ૦–૦ |
| ભદ્રંભદ્ર | ,, | ૧– ૮–૦ |
| ત રાજમાતા | (ઉછર ાય ઓઝા) | ૩– ૮–૦ |
| ધની વણકર | ,, | ૨– ૦–૦ |
| રશિયા ભા ૧–૨ | ,, | ૩– ૦–૦ |
| સ્વતંત્ર જર્મની | ,, | ૧– ૮–૦ |
| કાઠિયાવાડી રાજરમત | ,, | ૨– ૦–૦ |
| સમ્રાટ વિક્રમ | (જેઠાલાલ ત્રિવેદી) | ૨–૮–૦ |
| સુરેખા | ,, | ૨–૮–૦ |
| રંભા | ,, | ૧–૮–૦ |
| કમાન | (રમણીકલાલ દલાલ) | ૧–૮–૦ |
| જંગીઝખાન | ,, | ૨–૦–૦ |
| સુવર્ણા | ,, | ૨–૦–૦ |
| પરિમલ | , | ૨–૦–૦ |
| સહચરીની શોધમાં | (મામાસાહેબ) | ૧–૮–૦ |
| ઈલા | (માહિસવિલાસી) | ૧–૮–૦ |

| | | |
|---|---|---|
| વાકવિનાની | (માહિસવિલાસી) | ૨–૦–૦ |
| અણહીલવાડનો યુવરાજ ભા ૧–૨ | (સાહિત્યવિલાસી) | ૪–૦–૦ |
| દિનના ડખ | (અમૃતલાલ ત્રિવેદી) | ૨–૮–૦ |
| રસમૂર્તિઓ | (ર મેઠ) | ૧–૪–૦ |
| આવતી કાલના લડવૈયા | (જ દેસાઈ) | ૨–૦–૦ |
| સુનામચંદ | (શરદમાણુ) | ૨–૮–૦ |
| વૃંદાવન | ,, | ૨–૦–૦ |
| બિંદુ | ,, | ૦–૮–૦ |
| ગપાગણી | ,, | ૦–૮–૦ |
| જીવનની ઝાંખી | (કે દેસાઈ) | ૨–૦–૦ |
| વાનરસેનાની વાતો | ,, | ૧–૦–૦ |
| માળ ખડુક | ,, | ૦–૮–૦ |
| સોનકી યુગની કીર્તિકથાઓ | (મિત્રો) | ૨–૦–૦ |
| દિનેશ | (હિ સુ શાહ) | ૨–૦–૦ |
| ગરિમ | (ઈનામી નવલ) | ૨–૦–૦ |
| વિભૂતિમંદિર | (અશોક હર્ષ) | ૨–૦–૦ |
| વહુગણી વિભા | (ટાગોર) | ૨–૮–૦ |
| ચોખેરવાલી | , | ૨–૮–૦ |
| શિક્ષાનો આદર્શ | ,, | ૧–૦–૦ |
| મુક્તધારા | ,, | ૦–૮–૦ |
| નગ નક્ષ્મી | ,, | ૨–૮–૦ |
| છાયાનટ | (રમણલાલ દેસાઈ) | ૨–૮–૦ |
| મસ્રરી | ,, | ૨–૮–૦ |
| શિરીષ | ,, | ૨–૮–૦ |
| જ્યોત અને જ્વાળા | સુ વ શાહ | ૨–૮–૦ |
| ઐતિહાસિક કથામંજરી | | ૨–૮–૦ |
| હિંદની સંસ્કૃતિ અને અહિંસા | શ્રી કોસંબી | ૨–૦–૦ |

લાયબ્રેરીઓને સારું કમિશન આપવામાં આવે છે.

લખો— **જીવનલાલ ઍન્ડ સન્સ**

લજપતરાય રોડ, વીલાપારલા. - પીરમશા રોડ, અમદાવાદ

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૭ મું | જુલાઇ-૧૯૪૨ | અંક ૭ મો

## બજેટ માટે મહત્વના મુદ્દા

—તંત્રીસ્થાનેથી

**જુલાઇ માસમાં વ. રા. નાં પુસ્તકાલયો માટે આગામી વર્ષનું બજેટ અને ગત વર્ષનું વાર્ષિક નિવેદન તૈયાર કરવાનું હોય છે. એ પ્રસંગે પુસ્તકાલયના મંત્રી-ગ્રંથપાલે ધ્યાનમાં રાખવા જેવા મુદ્દાઓ પરત્વે અમે ગયા વર્ષના "પુસ્તકાલય" માસિકના જુલાઇ અંકમાં તંત્રીસ્થાનેથી વિગતવાર સમજુત આપી હતી. આ નવા વર્ષે પણ એ મુદ્દાઓ લક્ષ્યમાં લેવા જેવા હોવાથી આ નીચે ફરીથી છાપ્યા છે. —તંત્રી**

જુલાઇ માસ આવે છે અને રાજ્યનાં પુસ્તકાલયોના જાગ્રત મંત્રી-ગ્રંથપાલો નવા વર્ષ માટે પત્રો-માસિકો ને પુસ્તકોની પસંદગીમાં લાગી જાય છે. એ પસંદગી કરતા પહેલાં તેઓ લોકમદદ કેટલી મળશે વા મળી ગઇ તેની ચોકસાઇ કરી લે છે અને તેના પ્રમાણમાં ખાતાએ નક્કી કરેલા ટકાવારીના ધોરણે પત્રો-માસિકો કે પુસ્તકોની પસંદગી કરવામાં લાગી જાય છે.

### પત્રો-માસિકોની પસંદગી

પત્રો-માસિકો પસંદ કરતી વખતે કેટલાક મંત્રી વા ગ્રંથપાલો પોતાની જ પસંદગીનાં પત્રો-માસિકો માગે છે, અને પાછળથી એક યા બીજા કારણે તે નહિ પણ બીજાં જ પત્રો-માસિકોની માગણી કરતા જણાય છે. આવે વખતે બજેટમાં એક પત્ર માગ્યું હોય, તે માગણીને ખાતાએ મંજૂર કરી હોય અને પાછળથી તેમાં ફેરફાર કરાવવા આવે છે. કેટલીક વાર ટકાવારીના ધોરણની મર્યાદાને વટાવી જઇને પણ કેટલાક પત્રો-સામયિકોની માગણી કરતા હોય છે. આવે વખતે ખાતુ તેમાં ફેરફાર કરે છે અને પાછળથી પત્રવ્યવહાર ચાલતાં વખત લંબાય છે અને વખતસર પત્રો ચાલુ થઇ શકતાં નથી. આવી પરિસ્થિતિ ઊભી ન થાય તે માટે સરળ રસ્તો એક જ છે અને તે એ કે, કોઇપણ મંત્રી વા ગ્રંથપાલે **પોતાની પસંદગીનાં** સામયિકો ન મૂકતાં **વ્યવસ્થાપક મંડળની સંમતિપૂર્વકની પસંદગી**નાં ખાતાની સૂચવેલી

ટકાવારીની હદમાં રહીને જ માગવાં વધુ ઇષ્ટ છે, કે જેથી પાછળથી ફેરફાર કરવા માટે ખાતા સાથે વ્યર્થ પત્રવ્યવહારમાં ઊતરવું ન પડે અને નિયમિત વખતસર પત્રો મળવાં ચાલુ થાય.

વળી આવાં પત્રો—માસિકો પસંદ કરતી વેળા કેટલીક વાર આગલા વર્ષે પસંદ કરાયાં હોય તેનાં તે જ સામયિકો—ખાસ કરીને માસિકો—ની પસંદગી થાય છે તે પદ્ધતિ બરાબર નથી. ગયા વર્ષે મંગાવેલાં માસિકોમાં વાચકોએ કયાં વાંચવામાં વધુ રસ લીધો અને જનતાને કયાં વધુ ઉપકારક નીવડયાં તે પણ વિચારવું જોઇએ. ખાસ કરીને બાલમાસિકો અથવા સ્ત્રીમાસિકોમાં આ બાબત ખાસ તપાસવી જોઇએ. એવું કોઈ માસિક સસ્તુ હોય છતાં તેમાં આવતું વાચન બાળકો કે સ્ત્રીઓને રુચિકર અથવા વાંચવામાં રસ ઉત્પન્ન કરે કે જ્ઞાનદાયક ન હોય તો નવે વર્ષે તેમાં ફેરફાર કરી શકાય. અથવા ગયે વર્ષે અમુક બાલમાસિક કે સ્ત્રીમાસિક મંગાવ્યું હોય તો નવે વર્ષે બીજું નવું મંગાવી બાળકોને તે કેટલું વધુ રુચિકર નીવડે તેમ છે તે પણ જોવું જોઇએ. આ સિવાય એ બાબતમાં સરળ ઉપાય એ છે કે, આવાં માસિકોના નમુનાના અંક મંગાવી જોવા, બાળકોમાં ફરતા કરવા અને બાળકની વાચનવૃત્તિ કયા પર ઊતરે છે તે અજમાવીને તે માસિક મંગાવવું વધુ ઠીક થઇ પડશે. અને આવાં માસિકોના સંચાલકો નમુનાનો અંક મોકલવા ભાગ્યે જ ના પાડશે; અરે, કેટલાક તો નમુનાનો અંક મફત પણ મોકલી આપે છે. અન્ય માસિકોની પસંદગીમાં પણ આ અખતરો અજમાવશો તો તેમાંથી પણ તમોને કયું માસિક પસંદ કરવું તે વધુ સુગમ અને સરળ થઇ પડશે.

દૈનિક વા અઠવાડીક પત્રીની બાબત પણ કેટલોક વિચાર માગી લે છે. નાની રકમનું બજેટ હોય છતાં ભારે કિંમતનું દૈનિક વર્તમાનપત્ર માગવામાં આવે તો તે ન સ્વીકારાય એ સ્વાભાવિક છે. એટલે પોતાની બજેટની રકમ લક્ષ્યમાં રાખીને પુસ્તકાલયને પરવડે તેવું દૈનિક મંગાવવું વધુ ઇષ્ટ છે. અને દૈનિક પત્ર માટે રકમની જોગવાઇ ન થઈ શકે તેમ હોય તો અર્ધસાપ્તાહિકથી અથવા અઠવાડીકથી સંતોષ માનવો જોઈએ અને છેક નાની રકમના બજેટવાળાં પુસ્તકાલયોએ તો રાજ્યમાંથી પ્રકટ થતાં અઠવાડીકોથી જ સંતોષ માનવો રહ્યો.

## પુસ્તકપસંદગી

પુસ્તકો પસંદ કરતી વખતે કેટલેક સ્થળે બુકસેલરો તરફથી મળેલાં સૂચિ–પત્રોમાં છપાતાં પુસ્તકોનાં નામોના આધારે પસંદગી કરવામાં આવે છે અથવા મંત્રી કે ગ્રંથપાલ અથવા ગામમાં વધુ લાગવગ ધરાવનાર વ્યક્તિની માગણીનાં પુસ્તકો પણ માગવામાં આવે છે. પુસ્તકપસંદગીની બાબતમાં આ નીતિ બરાબર નથી. પુસ્તકો પસંદ કરતી વખતે **વ્યવસ્થાપક મંડળના સભ્યોની સલાહ લો. તમારે ત્યાં આવતાં વાચકોને અવારનવાર પૂછતા રહો અને "પુસ્તકાલય" માસિકમાં**

**વા અન્ય માસિકો કે સામયિકોમાં આવતાં અવલોકનો કે પુસ્તકપરિચયો-થી વખતોવખત વાકેફગાર થતા જાઓ.** એટલે કયું બહાર પડેલું પુસ્તક ખરીદવા જેવું છે તેનો કંઇક ખ્યાલ તમને મળશે. અને એ રીતે પુસ્તકપસંદગીનો તમારો માર્ગ સરળ બની જશે. પરંતુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, **અશિષ્ટ કે અનિષ્ટ પુસ્તકો તમારા પુસ્તકાલયમાં ન પેસી જાય** તેની પણ ખાસ તકેદારી રાખજો.

## બાળકો અને પ્રૌઢો માટે

વળી પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામના ઉછરતા બાળકો અને જુવાનો હશે, તેમ જ પ્રૌઢશિક્ષણપ્રવૃત્તિના પરિણામે નવા વાંચતાં શીખેલા પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમાં બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી સમજી શકે તેવી નાની નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી જે પુસ્તિકાઓ પ્રકટ થઇ હોય તે પણ લક્ષ્યમાં લેતા જજો અને એમને માટેનાં પુસ્તકો પણ વસાવવાનું રખે ચૂકતા.

## ગ્રંથમાળાઓ શા માટે ?

એક વધુ લાલ બત્તી અહીં ધરવી અસ્થાને નહિ લેખાય. અને તે ગ્રંથમાળાઓને લગતી. આપણે ત્યાં હમણાં હમણાં જુદા જુદા પ્રકારની અને જુદી જુદી લાલચો બતાવતી સંખ્યાબંધ ગ્રંથમાળાઓ અગાઉથી લવાજમ લઇ બહાર પાડવાની જાહેરાતો થાય છે અને પાછળથી તેનું પરિણામ કેટલીક વાર લવાજમનાં નાણાં ગુમાવવામાં આવે છે. આવું ન થાય તે માટે ખાસ તકેદારી રાખવી જરૂરી છે. એટલે અગાઉથી લવાજમ માગતી ગ્રંથમાળાઓના ગ્રાહકો થઇ ગમે તેવાં–કદી કદી અણગમતાં પુસ્તકો વહોરી લઇ પાછળથી પસ્તાવા વખત ન આવે તે માટે પ્રતિષ્ઠિત ગ્રંથમાળાઓ સિવાયની ગ્રંથમાળાના ગ્રાહક થવાનું હમેશ માટે માંડી વાળજો. **રખે એવી ગ્રંથમાળાઓના ગ્રાહક થતા.**

હવે છેલ્લી પણ અગત્યની લક્ષ્યમાં રાખવા જેવી એક બાબત છે. કેટલાક ગ્રંથપાલો બજેટમાં પુસ્તકોની યાદી જ લખતા નથી, જ્યારે કેટલાકો ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલવા જણાવે છે. આ રીત બરાબર નથી. ખાતુ પોતાની પસંદગીનાં પુસ્તકો મોકલે તેમાં કોઇ એવાં પણ હોય જે અગાઉ પુસ્તકાલયમાં આવી પણ ગયાં હોય; સ્વાભાવિક છે કે, ખાતાને આ વિષેનો ખ્યાલ ન પણ હોય.

વળી પોતે મોકલેલી યાદીમાં **ખાસ જરૂરી પુસ્તકો કયાં છે તે અવશ્ય જણાવવું** કે જેથી તે મોકલવા પુ. સ. સ. મંડળ ખાસ તજવીજ કરી શકે.

બજેટ બનાવતી વખતે પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલો આટલી બાબત ધ્યાન પર રાખશે તો તેમનો પત્રો–માસિકો તેમ જ પુસ્તકપસંદગીનો માર્ગ સરળ બની જશે અને વ્યર્થ પત્રવ્યવહારમાં નહિ ઊતરવું પડે.

---

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

તેલુગુ સાપ્તાહિક 'રાયલ સીમા'ના તંત્રી શ્રી. કે. નરસૈયાએ ૧૮ મી મેના રોજ તિરૂપતી ખાતે 'હરિજન'ની તેલુગુ આવૃત્તિ પ્રકટ કરી છે. તેમ કરવાની તેમણે મહાત્માજીની પરવાનગી મેળવી છે. તેના તંત્રી તરીકે શ્રી. જે. સંબાશિવરાવ છે. 'રાયલ સીમા'ની ઑફિસમાં મીજમાનોને એનો પહેલો અંક વહેંચવામાં આવ્યો હતો.

× × ×

શીઓરા ફુલી, હુગલીના મહાયાત્રા સાહિત્ય મંદિરે સાહિત્યની અમુક હરિફાઇ ગોઠવી તેને માટે બે ચંદ્રકો આપવાનું નક્કી કર્યું છેઃ વિજ્ઞાનને માટે 'નૃપેન્દ્ર સ્મારક ચંદ્રક' તથા હાસ્યરસિક પદ્ય માટે 'સંજીવકુમાર સ્મારક ચંદ્રક.'

× × ×

ધારવાડના કાનડા બ્રધર્સ યુનિયને 'કર્ણાટક સંસ્કૃતિ મહોત્સવ' માટે એક સરળ કાર્યક્રમ નક્કી કર્યો હતો. અને તે કાર્યક્રમ સ્થાનિક સાહિત્ય તથા સંસ્કૃતિની સંસ્થાઓના સહકાર વડે વીર શૈવ યુવક મંડળે પાર પાડ્યો હતો. આ કાર્યક્રમ ૧ એપ્રિલથી ૧૯ એપ્રિલ સુધી ચાલ્યો હતો. આ કાર્યક્રમમાં કર્ણાટક વિશ્વવિદ્યાલયદિન, કર્ણાટક સંગઠન દિન, કર્ણાટક સાહિત્ય મહોત્સવ, કાનડા ભાષાના વિદ્વાન રેવ. ચન્નાપા ઉત્તંગી અભિનંદન દિન વગેરેનો સમાવેશ થતો હતો.

× × ×

બેંગલોરમાં વાર્ષિક વસંત સાહિત્ય મહોત્સવ ૩ એપ્રિલથી ૬ એપ્રિલ સુધી ઉજવવામાં આવ્યો હતો. કાનડા સાહિત્ય પરિષદ તરફથી આ મહોત્સવ પ્રતિવર્ષ ઉજવવામાં આવે છે. આ કાર્યક્રમમાં કાનડી લિપિની સુધારણા, સ્ત્રીપરિષદ, ભાષણો, નાટકો તથા કવિઓના લેખોમાંથી વાચન થયાં હતાં.

× × ×

મરાઠી માસિક 'મનોહર'ના એપ્રિલ માસના અંકની તંત્રીનોંધ લેખકોને સમયની પ્રગતિ સાથે રહેવા સમજાવતાં જણાવે છે કે, આપણા દૈનિક જીવન પર યુદ્ધની અસર—જેવી કે અંધારપછેડો, ભાવોનો ઉછાળો, શહેર ખાલી કરી જતા લોકોનો ધસારો, ભાવિ જીવન-નિર્વાહ માટેની અચોક્કસતા—કોઇપણ લેખકને મનુષ્યજીવનના નાટક માટે સામગ્રી પૂરી પાડે છે. નફાખોર વેપારી, અફવાઓમાં આનંદ માનનાર, યુદ્ધ શું છે અથવા તે કેવી રીતે શરૂ થયું તેની ગતાગમ પણ ન હોય તેવા કહેવાતા રાજદ્વારીઓએ આરામખુરશીમાં સૂતાં સૂતાં કરેલ યુદ્ધચર્ચા, યુદ્ધને મોખરેથી પાછા ફરતા સૈનિકે પોતાના જીવસટોસટના બચાવની કહેલ વાતો—આ બધા માટે સાહિત્યમાં ઉદ્‌ભવસ્થાન છે.

× × ×

મુંબઇની રામનારાયણ રૂઇયા કૉલેજના પ્રો. ડીઃ કે. કેળકરને ચાલુ વર્ષનું રાવબહાદુર

દાદોબા પાંડુરંગ તરખડનું ૨૫૦) રૂા. નું ઇનામ મળ્યું છે. તેમના પુસ્તક 'સંસ્કૃતિ સંગમ'ને મુંબઇ યુનિવર્સિટીએ વર્ષનું શ્રેષ્ઠ મરાઠી પુસ્તક ગણ્યું છે. પ્રૉ. કેલકરે બીજું જાણીતું પુસ્તક ' કાવ્યલોચન ' પણ લખ્યું છે.

× × ×

મદ્રાસ યુનિવર્સિટી પોતે પસંદ કરેલ વિષય પર દ્રાવિડીયન ભાષાઓમાં લખાયેલ શ્રેષ્ઠ પુસ્તકો માટે દર વર્ષે પારિતોષિક આપે છે. આ વખતનું એ પારિતોષિક શ્રી. પી. એન. અપ્પુસ્વામી આયર તથા શ્રી. જે. પી. મનીકમને તામિલ ભાષામાં લખાયેલ પુસ્તક ' ક્ષ-કિરણો ' માટે અપાયેલ છે. આ ઇનામ ૫૦૦) રૂા. નું છે. ખાસ નોંધપાત્ર હકીકત તો એ છે કે આગલા બે પ્રસંગોએ શ્રી. અપ્પુસ્વામી ઇનામ લઇ ગયા છે. ' વીજળી ' અને ' રેડિયો ' ઉપરનાં તામિલ પુસ્તકો માટે આ ઇનામો તેને મળ્યાં છે. છેલ્લા પુસ્તકમાં તેને પ્રોફેસર મતિકલનો સહકાર મળ્યો છે.

× + ×

તેલુગુ લેખક વિદ્યાવિનોદી આન્ધ્રરત્ન ગોપુલપતિ વીર સેલિંગમ પંતુલુને આપવામાં આવેલ ઉપહારગ્રંથમાં શ્રી. પંતુલુએ શેક્સપીઅરનાં નાટકો ' હેમ્લેટ ', ' કીંગ લીઅર ' ' ઓથેલો ' અને ' મેકબેથ 'નાં કરેલ ભાષાંતરો માટે આભાર માનવામાં આવેલ છે. ' મેકબેથ 'નું ભાષાંતર ચાલુ વર્ષમાં આઠ આનાની કિંમતે પ્રગટ કરવામાં આવ્યું છે. આ ઉપહારગ્રંથ શ્રી. પંતુલુને સાઠ વર્ષ પૂરાં થતાં અર્પણ કરવામાં આવ્યો હતો, અને તેનું નામ ' ષષ્ઠિ પૂર્તિ મહોત્સવ અને પછી ' યોગ્ય જ હતું.

× × ×

નાઝી અત્યાચારનો છેલ્લો ભોગ બલ્ગેરિયા બન્યું છે. ત્યાં બલ્ગેરિયાના પ્રધાન મંડળની આજ્ઞાથી ' પી. ઇ. એન. ' કેન્દ્ર, રોટરી ક્લબ તથા સોફિયા ક્લબ 'ને બંધ કરી દેવામાં આવ્યાં છે.

**છોટાલાલ માનસિંગ કામદાર**

---

## હૃદયપ્રવેશ

તપશ્ચર્યા વગર કોઇના હૃદયમાં દાખલ થઇ શકાતું નથી; કોઇ પણ પ્રકારની ઉતાવળ, છીછરાપણું, ઉપેક્ષાવૃત્તિ, એ હૃદયમંદિરમાં દાખલ થવાને માટે માણસને નાલાયક ઠરાવે છે.

પરમ સંતના આશ્રમમાં જતા હો એટલી પવિત્ર શીતલ ભાવનાઓથી જાઓ; પુણ્યશ્લોક રાજવીના મહેલના અંતર્ભાગમાં જતા હો એટલા આદર અને ગાંભીર્યથી જાઓ; મિત્રની મૃત્યુશય્યા સમીપ જતા હો એટલા શાંત અને નીરવ પગલે જાઓ, નવપરિણીત મુગ્ધા પીંરે પહેલી જ વાર જતા હો, એટલા ઉલ્લાસમય પ્રેમથી જાઓ; નહિતુર એ દ્વાર તમારી આગળ ઉઘડશે નહિ...અને બહાર આંટા મારી મારીને તમારે જીવ્હે જ્હોયે પાછા ફરવું પડશે.

# નવા વર્ષે

**વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં રસ લેનાર ગ્રંથપાલ, મંત્રી અને વ્યવસ્થાપકો સમક્ષ તેમના આવતા વર્ષનો કાર્યક્રમ આંકવાનો સમય આવી પહોંચે છે તે સમયે સહાયભૂત થાય એ દૃષ્ટિથી આ લેખ અહીં રજૂ કર્યો છે.—ઉ. મો. પટેલ.**

આપણાં મફત સાર્વજનિક પુસ્તકાલયો એ નીચેના ખાસ બે ઉદ્દેશોથી સ્થપાયલાં છેઃ

**આપણાં પુસ્તકાલયોનો ઉદ્દેશ**

(૧) ગ્રામજનતા પ્રાથમિક જ્ઞાન મેળવ્યા બાદ તે પુનઃ ભૂલી ન જાય એટલું જ નહિ પણ તેમનું જ્ઞાન વિસ્તૃત થાય;

(૨) વર્તમાન પરિસ્થિતિથી વાકેફ રહી પોતાની ફરજો બરાબર અદા કરવાની શક્તિ કેળવે.

આ બે ઉદ્દેશો ફળીભૂત થવા માટે આપણે પુસ્તકાલયમાં થોડાં વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકો વગેરે વસાવીએ છીએ.

**એ ઉદ્દેશ પૂરો પાડવા જોઇતું સાહિત્ય વસાવીએ.**

વર્ષના અંતે આપણે વિચાર કરવાનો છે કે આપણે આપણા ગ્રંથભંડારમાં ગ્રામજનતાના મોટા ભાગને રુચે તેવું સાહિત્ય વસાવવા કેટલી લોકમદદ ઊભી કરી, નવું સાહિત્ય કેટલું ઉમેર્યું, લોકોને તે કેટલી હદ સુધી પહોંચી વળ્યું, અને હવે પછી આપણે શું શું કરવા જેવું છે. આ બધી બાબતોનો આપણે એક પછી એક વિચાર કરીએ.

આપણાં ગ્રામ પુસ્તકાલયોમાં લોકમદદ ખાસ કરીને નીચેની યોજનાઓથી ઊભી થાય છેઃ–

**સાહિત્ય માટે લોકમદદ ઊભી કરવા બાબત**

(૧) ગામની સામયિક રકમમાંથી અમુક રકમ.

(૨) આગેવાન તવંગર અને શિક્ષિત બાઇઓ તરફથી મળતી મદદ;

(૩) પુણ્ય તિથિએ અગર શુભ પ્રસંગે મળતી મદદ.

આ રકમો કોઇ વ્યક્તિના એકલાના જ ઉપયોગ માટે મળતી નથી; પણ ગામની આ લોકભદ્ર પ્રવૃત્તિ વધારેમાં વધારે લોકપ્રિય થાય એ હેતુએ ઊભી કરવાની હોય છે. ગામ-પરગામથી આવનાર ઇસમો શુભ પ્રસંગોએ જે મદદ આપે છે તે પણ એ હેતુથી કે આ એક સર્વ લોકોને ઉપયોગી પ્રવૃત્તિ વધારે વિકાસ પામે.

વ્યવસ્થાપકોએ પોતે જે રીતે રૈયતના હિતનો વિચાર કરી સામાન્ય લોકોમાં જ્ઞાન સંચાર કરવા પ્રયાસ કર્યો હશે તે પ્રમાણે આ રકમ મળશે. એટલે લોકમદદ એ બીજી કેટલીક બાબતો ઉપરાંત પુસ્તકાલયની પ્રગતિ બતાવનાર એક તત્ત્વ છે.

આપણા રાજ્યમાં જેટલી લોકમદદ ઊભી થાય તેના નીમે રકમ અનામતનિધિમાં લઇ ગયા પછી બાકીની રકમ ઉપર સવડ પ્રમાણે સરકારપંચાયત મદદ મળે છે. એટલે એ તો નિશ્ચિત છે કે જે સાર્વજનિક પુસ્તકાલય પોતાના પુસ્તકાલયના વિકાસ માટે જેમ વધુ લોકમદદ ઊભી કરી વધુ ખર્ચવાની શક્તિ કેળવશે, તેમ તેમ એ વધારે પ્રગતિશીલ બનશે. અને વધુ ને વધુ વાચકોને સાધનો પૂરાં પાડશે.

લોકમદદ વધુ ઊભી કરવા માટે મારી માન્યતા પ્રમાણે સંચાલકોએ નીચેની બાબતોનો ખાસ આવશ્યક વિચાર કરવો ઘટે છે.

(૧) બને તેમ થોડી થોડી પણ ઘણા માણસો પાસેથી મદદ મેળવવી.

(૨) મદદ આપનારને લાગવું જોઇએ કે તેણે ગામના પુસ્તકાલય દ્વારા વધારે માનસિક અને નૈતિક આનંદ મેળવ્યો છે.

(૩) મદદ આપનારને લાગવું જોઇએ કે જેમ સદાવ્રત અનેક ભૂખ્યાં હૈયાં ઠારે છે તેમ અનેક મદદ નહિ આપી શકનાર શિક્ષિત ભાઇઓને પુસ્તકાલયે પુસ્તકવાચનનો લાભ આપ્યો છે.

**શહેર સુધરાઇ કે ગામ પંચાયતોની વધારાની મદદ**

સરકાર અને પ્રાંત પંચાયતોની મદદ ઉપરાંત ગામ કે શહેરની પંચાયત કે સુધરાઇઓ પણ સંસ્થાને મદદ આપવા પ્રેરાય તેવા પ્રયાસ થવા જોઇએ. ગામના એ કારભારીઓને લાગવું જોઇએ કે તેમની જવાબદારીઓ પ્રજાને બરોબર સમજાય તે માટે પ્રજામાં જ્ઞાનના બહોળા ફેલાવાની જરૂર છે. અને આવા પ્રસંગે સુધરાઇ કે ગામ પંચાયત તરફથી લોકોમાં સામાન્ય કેળવણી ફેલાય તેવા જે પ્રયાસો સૂચવાય તે પુસ્તકાલય સમિતિઓએ ઉપાડી લેવા જોઇએ. કારણ, સમય જતાં સરકાર કે પંચાયત આ સંસ્થાઓને મદદ આપવી ઓછી કરે ત્યારે જ્યાં સુધરાઇ કે ગામ-પંચાયત પોતાના સ્થળની જરૂરીઆત પ્રમાણે આવી લોકભદ્ર પ્રવૃત્તિ ઉપાડી લેવા તેની તાકાત કેળવી શકે. આશા છે કે પુસ્તકાલયના સભ્યો શહેર સુધરાઇ અને ગ્રામ પંચાયતના સભ્યોની વધુમાં વધુ નિકટ આવી આ પ્રવૃત્તિનો વિકાસ કરવામાં મદદ કરે.

•

**ખર્ચની યોજના**

લોકમદદ, સરકારમદદ, પંચાયત મદદ અને શહેર સુધરાઇ કે ગામ પંચાયતની મદદો મેળવ્યા કે મેળવવાની બાંહેધરી મળ્યા પછી આવેલા ઉત્પન્નનો ખર્ચ કેમ કરવો એ પણ બહુ મહત્ત્વની બાબત છે. અંદાજપત્ર બનાવતી વખતે વ્યવસ્થાપકો એમ માને કે અમારી અંગત લાગવગથી જ અમે પુસ્તકાલયને મદદ અપાવી છે માટે સમાજની જવાબદારીઓ બાજુ પર મૂકી પોતાની ઇચ્છા મુજબ અંદાજપત્ર રજૂ કરે તો જરૂર મેં અગાઉ જણાવ્યું તેમ, એ સંસ્થા એક કે બે વર્ષે પોતાનું ઉત્પન્ન ઘટાડી દેશે. કેટલાંય પુસ્તકાલયોની લોકમદદ આજે અસ્થિર સ્થિતિમાં છે. તેનું મૂળ કારણ તો એ જ જણાય છે કે તે હજી જોઇએ તેટલી **ગ્રામની સમગ્ર જનતામાં અંતર્ગત થઇ નથી.** આપ જોશો કે મોટાં રાષ્ટ્રોના કારભારીઓની વ્યવસ્થામાં પણ તેના કારભારીઓ જે રીતે અંદાજ રજૂ કરી યોજનાઓ ઘડે છે તે પર જ તેમની ભવિષ્યની સ્થિતિનો આધાર રહે છે.

સાર્વજનિક પુસ્તકાલયનો ઉદ્દેશ આપણે ઉપર જોઇ ગયા તેમ પ્રથમ તો સામાન્ય પ્રાથમિક જ્ઞાન મેળવતી પ્રજા નિરક્ષરતામાં ડૂબી ન મરે તે ખાસ છે. અને બીજો વર્તમાન સ્થિતિમાં પોતાની જવાબદારીઓ દરેક ભણેલી વ્યક્તિ બરાબર બજાવી શકે તે છે. એટલે પુસ્તકાલયના બે મોટા ભાગ પડે છે કે એક પુસ્તક વિભાગ અને બીજો સામયિક વિભાગ,

પુસ્તકાલયોએ જે ખાસ મહત્ત્વની બાબત લક્ષમાં રાખવાની છે તે એ છે કે પોતાના પુસ્તકાલયમાં પુસ્તક વિભાગ બરાબર છે કે કેમ ? જ્યારે આ

**પુસ્તક વિભાગ**

બાબત રજૂ કરું છું ત્યારે ખાસ કરીને મફત સાર્વજનિક પુસ્તકાલયોનો હું ખ્યાલ કરું છું. પુસ્તકાલયોના કેટલાક પ્રકાર છે; તે પૈકી મફત સાર્વજનિક પુસ્તકાલય એક છે. આવાં પુસ્તકાલયોનાં સમાજના માણસોને રોજના જરૂર પડે તેવા સંદર્ભગ્રંથો ઉપરાંત જે ભાષાનું એ પુસ્તકાલય હોય તે ભાષાનાં પુસ્તકો પૈકી પોતાના ગામ કે શહેરની પ્રજાને વાચનમાં જે પ્રમાણમાં રસ લાગ્યો હોય અને તેના વિકાસની દૃષ્ટિએ જેવા પ્રકારનું સાહિત્ય આવવું જોઇએ તેવાં જ પુસ્તકોનો એક પસંદ કરેલો નાનકડો સંગ્રહ ગણું છું. આ પુસ્તકાલયોનાં પુસ્તકો દર વર્ષે ભરનિગળ થવાં જોઇએ. લોકોમાં જે વાચન માટે મંદતા આવી છે, જે પુસ્તકો ઘણાં વંચાઇ નિરૂપયોગી થયાં છે, તે દર વર્ષે ખસી જવાં જોઇએ; અને તે સ્થળે નવીન કાલ તેમ જ એક વખત ખરીદાયેલાં પુસ્તકો પૈકી લોકરુચિ પ્રમાણેનાં નવાં પુસ્તકો ખરીદાવાં જોઇએ. આ પુસ્તકાલયોમાં જો સ્વતંત્ર બાલ પુસ્તકાલયો ન હોય તો બાળકો માટેનાં પુસ્તકો, ચિત્રપોથીઓ વગેરે માટે પણ પૂરતું સ્થાન હોવું જોઇએ.

સાર્વજનિક પુસ્તકાલયોની મુલાકાત લેતાં જણાયું છે કે કેટલાંક પુસ્તકો જીર્ણ થઈ જાય છે, ઉધાઈ લાગે છે; કેટલાંક અલ્પજીવી હોય છે અને આમ કોઇને વાંચવાનું ગમે તેવું હોતું નથી છતાં તે પુસ્તકો કબાટમાંથી બહાર નીકળી જતાં નથી. પરિણામે નવાં પુસ્તકોનો ઉમેરો ઓછો થતો જાય છે અને સમિતિ માને છે કે અમારા પુસ્તકાલયમાં ઘણાં પુસ્તકો છે પણ કોઇ તેનો ઉપયોગ કરતું નથી. હું સંચાલક મિત્રોને પુસ્તક વિભાગની વધારે કાળજી લેવા વિનવું છું અને તેને અદ્યતન રાખવા, વાચકની સંસ્કારક રુચિને પોષે તેવું સાહિત્ય વસાવવા તે પોતાના પુસ્તકાલયમાં ખાસ સવડ રાખે. જો નવીન પુસ્તકોનો કાલ પ્રૌઢો અને બાળકોને માટે પુસ્તકાલયમાં આવતો રહેશે તો મારી તો ખાતરી છે કે એ પુસ્તકસંગ્રહ બન્નેને બહુ પ્રિય થઇ પડશે. આ સંગ્રહ અદ્યતન રાખવામાં નાનાં ગામડાંને માર્ગદર્શન નજીકનું મોટું પુસ્તકાલય કે કસ્બા પુસ્તકાલય તો જરૂર આપી શકે. ' પુસ્તકાલય ' માસિકના પરિચય વિભાગો, તેમ જ નજીકના મુખ્ય પુસ્તકાલયના સંગ્રહો જોઇ એકબીજામાં સહકાર સાધી નાનાં નાનાં પુસ્તકાલયો પોતાના પુસ્તકાલયના સંગ્રહો ઘણા આકર્ષક અને વાચકને પોષક બનાવે એ નિ:શંક છે.

છેવટમાં મારી વિનંતિ છે કે પ્રાંત, કસ્બા કે ગ્રામ પુસ્તકાલયો પોતાના પુસ્તકાલયમાં જે કચરો ભરાયો હોય તે તમામ દૂર કરવા તેવાં પુસ્તકો કમી કરાવે અને નવીન સારાં પુસ્તકોથી સંગ્રહ તાજો રાખે. આ સંગ્રહ તાજો રાખવાનો પુસ્તકાલયોનો એ ઉદ્દેશ હોવો જોઇએ કે તે પોતાના ગામ કે શહેરની થોડું ભણેલી તેમ જ વધુ ભણેલી તમામ પ્રજા માટે પૂરતો પોષક માનસિક ખોરાક પૂરો પાડે અને તે માટે નિદાન **પોતાના ઉત્પન્નના ચાલીસ ટકા જેટલી રકમ ખર્ચે.**

પુસ્તકાલયોનો બીજો ઉદ્દેશ દેશ પરદેશના સમાચારો તથા વર્તમાન પરિસ્થિતિથી ગામ કે શહેરની પ્રજાને વાકેફ રાખવી. વર્તમાનપત્રોના આ મોંઘ-

**વાચનાલય વિભાગ**

વારીના સમયમાં ' કરકસર કરો ' એ સૂત્ર પ્રમુખસ્થાને રાખી પોતાનાં પુસ્તકાલયોની વ્યવસ્થા કરવા હું આગ્રહભરી વિનંતિ

કરું છું. આમાં મારે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને સંબોધી કહેવાનું કે વડોદરાનાં કેટલાંય પુસ્તકાલયો આ બાબતમાં ઉડાઉ ખર્ચ કરે છે, અને તેથી પોતાના સ્થળસીમાની સામાન્ય રૈયતનાં અને બીજાં જાહેર નાણાંનો દુરૂપયોગ કરી રહ્યાં છે. આવે સમયે તો હું તેમને **કરકસર કરવા** ખાસ વિનવું છું. વડોદરા રાજ્ય એ બ્રિટિશ રાજ્યની સાથે સાથે છે. ત્યાં કેટલાંક સુધરાઇઓની મદદ અને લોકમદદથી ચાલતાં કસ્બા પુસ્તકાલયો છે, વળી કેટલાંક એકલી લોક-મદદથી જ નભે છે. આ પુસ્તકાલયોમાં આ વિભાગ પાછળ શું ખર્ચ થાય છે તે જાણવા જેવો છે. આણંદ, કપડવંજ, ડાકોર વગેરે શહેરોમાં જે પુસ્તકાલયો છે તેમાં કેટલાંક દૈનિક પત્રો તો તેના કાર્યકરો ગામ કે શહેરમાં બીજા પાસેથી ભેટ મેળવે છે. અને જરૂરી પત્રો અને સામયિકો પાછળ જ ખર્ચ કરે છે. તેમનો પુસ્તકો પાછળનો ખર્ચ **વર્તમાનપત્રો પાછળ થતા ખર્ચ જેટલો જ હોય છે.** વડોદરા રાજ્યમાં આ સ્થિતિ નથી એ બહુ શોચનીય છે. જ્યારે જાહેર સંસ્થાઓમાં બ્રિટિશ પ્રાંતો કરતાં અહીંઆં શ્રીમંત સરકાર તથા પ્રાંત પંચાયતો વધારે મદદ આપે છે ત્યારે તેમની કાર્યક્ષમતા વધવી જોઇએ. વર્તમાનપત્રો વ્યવસ્થિત રહેવાં જોઇએ, તે જરૂર કરતાં વિશેષ હોવાં ન જોઇએ. વ્યક્તિગત સભ્યોને પૂરાં પાડવા ખાતર તે ખરીદાવાં જોઇએ નહિ, પણ વાચનાલય ખંડમાં જેટલાં મૂકી શકાય અને **વાચકો જે પ્રમાણમાં પુસ્તકાલયમાં બેસી** લાભ લેતા હોય તે પ્રમાણમાં જ તે ખરીદાવાં જોઇએ. મને લાગે છે કે આપણાં સાર્વજનિક પુસ્તકાલયો નાનાં નાનાં હોય તો ત્રીસથી પાંત્રીસ ટકા સુધી અને કસ્બા પુસ્તકાલયો વીસ ટકાથી વધારે ઉત્પન્ન આ વિભાગના સામયિકો અને વૃત્તપત્રો પાછળ ખર્ચી શકે નહિ. મતલબ કે કસ્બા પુસ્તકાલયો અંદાજમાં તે વ્યવસ્થિત રીતે ગોઠવી અને પત્રો નક્કી કરે અને એકબીજા કસ્બા સાથે વધારે મોંઘાં પરદેશી પત્રો માટે સહકાર કરે તો ઘણુ સારું સાહિત્ય થોડા ખર્ચમાં વસાવી શકે. આશા છે કે પુસ્તકાલયના સંચાલકો મારી આ વિનતિને પણ લક્ષમાં લઇ પોતાના વાચકોને વધુમાં વધુ મદદ આપશે.

**વાચકો વધારવા જોઇએ**

પોતાના પુસ્તકાલય કે વાચનાલયમાં દિવસે દિવસે વધારે પ્રગતિ થઇ વાચકની સંખ્યા વધે તેવા પ્રયાસો થાય એ જરૂરી છે. મેં અંદાજના બે મહત્ત્વના વિભાગો પર પુસ્તકાલયના સંચાલકોનું ધ્યાન દોર્યું છે. વાચકો વધવા એ પુસ્તકાલયની લોકપ્રિયતા વધવા સંબંધેનો પુરાવો છે એટલે પ્રત્યેક સાર્વજનિક પુસ્તકાલયે પોતાના પુસ્તકાલયમાં વાચકોની નોંધ રાખવી જોઇએ અને દર વર્ષે વાચકો વધતા રહે તે તરફ હમેશાં લક્ષ રહેવું જોઇએ.

શાળામાં ભણતા વિદ્યાર્થીઓ, અને બહેનોને વાચનની અનુકૂળતા મળે તેવા પ્રયાસ થવા જોઇએ અને જ્યાં સ્વતંત્ર મહિલા અને બાલ પુસ્તકાલયો છે ત્યાં બાળકોને વાચન તરફ રસ જાગે તેવી ચિત્રપોથીઓ, રમતો અને બીજાં સાહિત્યો વસાવવા તજવીજ સંચાલકોએ કરવી જરૂરી છે.

વાચકો વધારવામાં ગ્રંથપાલની વાચકની માગણી ઝડપથી પહોંચી વળવાની શક્તિ પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. કસ્બા પુસ્તકાલયના ગ્રંથપાલો વધારે ઝડપથી કામ કરનારા અને મળતાવડા સ્વભાવના હોવા જોઇએ. પુસ્તકાલયોના સંચાલકો આવતા નવીન વર્ષે પોતાના પુસ્તકાલયમાં વાચકોની સંખ્યા વધારવા; ઉપરની વાતો લક્ષમાં રાખશે તો પોતાના પુસ્તકાલયની સારી સેવા બજાવી શકશે.

ઉમેદભાઇ મો. પટેલ

સંસ્થાઓમાં વધારે નહિ તોય જોઈએ તેટલી મિલ્કત છે; જ્યારે આ નવી સંસ્થા પાસે સ્થાયી આવકની મિલ્કત નથી. એટલે આપણે જેને જમાડવાનો વિચાર કર્યો હોય તે જમેલો હોય અને બીજો ભૂખે મરતો હોય તો એને જમાડવામાં શો વાંધો ? '

મોતીકાકા જરા વિચાર કરી બોલ્યાઃ ' એ તો બધું હું સમજું છું; પણ એથી સંકલ્પને તો કંઈ વાંધો નહિ ને ? '

ઉમેદભાઈ—' ધરાયેલાને ધરાવવો એના કરતાં આ શું ખોટું છે ? '

મેં કહ્યું: ' આ કંઈ ઓછો સંકલ્પ કરી ન આપવાની વાત છે. ફક્ત સારા ઉદ્દેશ માટે અન્નદાનને બદલે વિદ્યાદાનમાં આપવાની વાત છે. '

જૂના દેખાતા એ ખોળિયામાં આ નવો વિચાર પ્રવેશ્યો હોય તેમ એમણે કબૂલ થતાં કહ્યું: ' એવું હોય તો મને કંઈ એમાં આપવામાં વાંધો નથી. '

ને બીજા પાંચ છ માસ એ વાત દબાઈ રહ્યા બાદ મેં પૂછ્યું: ' મોતીકાકા ! પેલી વાતનું શું થયું ? '

' કઈ વાતનું ? '

' પેલી જમીનનું ? '

' એમાં મને શું પૂછો છો ?

' કેમ ? '

' તમારી આળસ છે કે મારી ? '

' ત્યોને, કહેતા હો તો સોમવારે જઈએ. '

' સોમવાર બોમવાર હું ન સમજું. જે દિવસે જવું હોય તેની આગલી સાંજે કહેજો. '

અને એ જ સોમવાર તા. ૧-૬-૪૨ ના રોજ એમણે રૂ. ૧૦૦૦)ની કિંમતની ૩। વીઘાં જમીનનો પુસ્તકાલયને બક્ષીસલેખ કરી આપ્યો. *

ઈશ્વર પેટલીકર

-----------

શું કરવા દોડાદોડી કરે છે અને હાંફળો ફાંફળો થાય છે ? યોગ્ય ક્રમમાં કામ કર્યે જા. તારું કામ જ તારી બઢતી માટે ભલામણચિઠ્ઠી લખશે.

*

પારકા દોષો ન જોવા, જોવાય તો તે તરફ ઉદારતાથી જોવું. આત્મદોષ જોવા અને તે દૂર કરવા સદાય જાગ્રત રહેવું.

---

* આ વાર્તા અમને ગયા ( જૂન ) અંકમાં લેવા માટે મળેલી, પરંતુ તે વખતે એ અંક તૈયાર થઈ ગયેલો હોઈને આ અંકે છાપી છે. પરંતુ તે પહેલાં તો ભાઈ પેટલીકરે તેને "પાટીદાર" માં પ્રસિદ્ધ કરાવી દીધી છે. આ અંકે આ વાર્તા લેવાનું એટલા માટે બંધબેસતું હતું કે જુલાઈ માસ એ પુસ્તકાલયોનો બજેટ માસ હોઈને તે વખતે એ વધુ પ્રેરક નીવડવા સંભવ હતો—તંત્રી.

# ખેડાજિલ્લા લોકશિક્ષણ તાલીમવર્ગ

**ગયા મે માસમાં ગુજરાતના કેટલાક જિલ્લાઓમાં લોકશિક્ષણ તાલીમવર્ગો ઉઘડયા હતા. આજે જ્યારે સૌ જાહેર સેવકોનું ધ્યાન ગામડાંઓ તરફ દોરાયું છે. એને અનુલક્ષીને આવા વર્ગો ભરાય છે. તેમાં લોકસેવા કરનારાઓને જુદા જુદા વિષયો પર નવી નવી લોકજીવનને લગતી વાતો જાણવા મળે છે. આવા તાલીમ વર્ગના હેવાલોમાંથી ગામડે વસતા ગ્રામશિક્ષકોને વિવિધ પ્રેરણા પ્રાપ્ત થાય તેમ હોવાથી અહીં એવા બે તાલીમવર્ગોના હેવાલો આપ્યા છે. (૧) ખેડા જિલ્લા લોકશિક્ષણ તાલીમવર્ગ; (૨) અગાસા સ્ત્રીકાર્યકર્તાઓનો તાલીમવર્ગ. બીજા વર્ગમાં તો આપણા પુસ્તકાલય ખાતાના મે. રા. રા. વ્યવસ્થાપક સાહેબે ગામડામાં પુસ્તકાલય કેવી અસરે નીપજાવી શકે તેને લગતું ઉત્તમ વ્યવહારુ માર્ગદર્શન આપ્યું હતું તે પણ આ પછીનાં પૃષ્ઠોમાં આપ્યું છે.**

તા. ૧૫ મી મેથી ૨૧ મે સુધી કરમસદ ગામે ઉપર્યુક્ત વર્ગ ઉઘાડવામાં આવેલો. આ વર્ગનું નામ મારે મન નવું હતું. કારણ આજ સુધી ગ્રીષ્મ વ્યાયામ વર્ગ, લોકસેના વર્ગ વગેરે નામ સાંભળેલાં. તા. ૧૪ મીએ સાંજે ઘણાંખરાં ભાઈબહેનો આવી ગયાં હતાં. વર્ગમાં ૫૦ વિદ્યાર્થીઓની ધારા રાખી હતી, જ્યારે સંખ્યા ૫૩ ની થઇ હતી. આ વર્ગની દોરવણી આપનાર થામણા રાષ્ટ્રીય ગ્રામશાળાના ગ્રામસેવક શ્રી. બબલભાઇ અને વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના અધ્યાપક શ્રી. ગોવિંદરાવ ભાગવત હતા.

તા. ૧૫ મીએ સવારે દશ વાગે ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇએ વર્ગનું ઉદ્ઘાટન કર્યું. વર્ગનો ઉદ્દેશ અને વિદ્યાર્થીઓ પાસેથી રખાતી અપેક્ષા જણાવી " આવા વર્ગો, આજની અપાતી પાંગળી કેળવણીને ભૂંસવા માટે હોય છે. આ વર્ગ **પ્રૌઢશિક્ષણનો નથી,** પણ **લોકશિક્ષણનો** છે. ચાલુ શિક્ષણમાં જરૂરી શિક્ષણ અપાતું નહિ હોવાથી આવા વર્ગોની હાલ જરૂર પડી છે. વર્ગમાં દેશની સ્થિતિ અને તે સુધારવા માટેની કેળવણી અપાશે. "

પહેલે દિવસે બપોરના વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના આચાર્ય શ્રી. દેસાઇભાઇ પટેલનું વ્યાખ્યાન થયું. સાદી ભાષામાં આજની સ્થિતિ સમજાવતાં તેમણે કહ્યું: " વિદ્યાર્થીઓ આજે જે ધનુષ તકલી ચલાવે છે એને વ્યાપક બનાવવાની છે. રાષ્ટ્રસંઘ જ્યારે થશે ત્યારે જ લડાઇ બંધ થશે. આપણી પાસે હાલમાં અનાજનો જથ્થો પૂરતો રહ્યો નથી. આ લોકશિક્ષણ વર્ગ હાલની યુદ્ધની આવી પહોંચેલી સ્થિતિને પહોંચી વળવા માટે રાખેલો છે. આજની કેળવણીએ આપણને હતાશ કરી દીધા છે. અમો વિદ્યાલયમાં હવે નવી આગળની કેળવણી ( College Course ) દાખલ કરવાના છીએ તેમાં ચાર વર્ષ રાખ્યાં છે. ખાદી વિદ્યા, લોકસેવા, ગૃહવિદ્યા અને અધ્યાપન વિદ્યા, એમ ચાર વર્ષ રાખ્યાં છે. "

તે જ દિવસે તા. ૧૫મીના રોજ વલ્લભ વિદ્યાલયના આચાર્ય શ્રી. શિવાભાઇ પટેલનું

ત્રીજું વ્યાખ્યાન થયું. તેમણે જણાવ્યું: " હું જ્યાં કામ કરું છું એ કાકા સાહેબની કલ્પનાનું વિદ્યાલય છે. આ વિદ્યાલયમાં વિદ્યાર્થી પાસ થાય એટલે એ માણસ થાય. હાલમાં જે **શહેર એ એકમ છે એ મટીને ગામડાં એકમ થવાં જોઇશે.** દરેકને પાંચ વસ્તુની આવશ્યકતા છેઃ કપડાં, ખોરાક, હવા, પાણી અને રહેવાનું સ્થળ. હવાપાણી એ કુદરતી રીતે મળી શકશે; કપડાં અને ખોરાક આપણે દરેકે બનાવી લેવા પડશે; રહેવાના સ્થળની ચિંતા બહુ ભારે નથી. આજને વિદ્યાર્થીવર્ગ વાતોડિયો છે. **વાતોડિયા એટલે નિરુદ્યમી.**

" નિશાળોમાં, ઇતિહાસભૂગોળમાં ૩૫ ટકા માર્ક આવે એટલે પાસ થયો જાહેર થાય. અંગ્રેજી માટે ૪૦ ટકા માર્ક મેળવવા જોઇએ. પુસ્તકો એ કાંઇ મુખ્ય વસ્તુ નથી. ઇતિહાસ શીખવાડનાર શિક્ષકની આવડત ઉપર એનો આધાર હોય છે. આજનો ઇતિહાસ જુદી રીતે શીખવાડવામાં આવે છે. ' હિંદુસ્તાનની પ્રજાને રાજ્ય ભોગવતાં આવડતું નથી ' એવો પ્રચાર હમેશાં કરવામાં આવે છે. બ્રિટિશ જશે એટલે જાપાન આવશે એમ સૌ કોઇ બોલી ઉઠશે. પણ બ્રિટિશ જશે તો આપણે રાજ્ય કરીશું એમ કોઇ કહી શકતા નથી. કારણ ગળથુથીમાં શીખવાડમાં આવે છેઃ ' હિંદુસ્તાનના માણસોને રાજ્ય કરતાં આવડતું નથી. આપણી હારનો ઇતિહાસ શીખવાડાય છે; આપણી જિતનો ઇતિહાસ કોઈ ઠેકાણે શીખવાડાતો નથી. ૫૦૦૦ વર્ષમાં એક હજાર વર્ષ હાર્યા એટલે ૪૦૦૦ વર્ષ રાજ્ય કર્યું એ આપણને કયાંય શીખવાડમાં આવતું નથી. આપણું ઘડતર નિરાશાથી ભરી દેવામાં આવે છે.

*

રમતો જેવી નાની બાબતોમાં પણ આપણી હાંસી ! દેશી રમતો કયાંય રમાતી નથી. M. C. C. મેચ હિંદુસ્તાનમાં રમવા આવેલી, પેશાવરથી મદ્રાસ સુધીમાં ફક્ત ત્રણ ઠેકાણે હારેલી. ક્રીકેટ મેચ એ એમની રમત એટલે સહેજે છતી જાય. વળી રમવાનું તો એમને માટે Profession રૂપ હતું. આપણે માટે જાહેર થયું: ' હિંદીઓને રમતા પણ આવડતું નથી.'

હાલમાં તો દરેક જુવાન નિરાશાથી જીવનમાં પગ મૂકે છે. દુનિયામાં કોઈ ઠેકાણે Matricની પરીક્ષા આટલી અઘરી હોતી નથી. સમાજના મગજમાં એવું ઠસાવ્યું: Matric ભણ્યો એટલે કંઇક કિંમત અને નાપાસ થયેલો એટલે કશી કિંમત વગરનો. જાણે Matric એજ જીવનનું પગથિયું ન હોય ! જેટલા ટકા નપાસ જાહેર થાય એ નાલાયક છે, એમ ઠરાવવામાં આવે છે. આજના ઇતિહાસે શીખવ્યું: ' આપણે હાર્યા, હવે પછી હારવાના. ' પહેલા ધોરણથી જ Alexander the Great નો પાઠ શીખવાડાય છે. આપણો તે Aryan Period શીખવાડવામાં આવતો નથી. હિંદુસ્તાનની સંખ્યા એ કાંઇ બળ નથી. આત્મશ્રદ્ધા એ જ બળ છે. એકાદ હજાર વર્ષ આપણી હારમાં ગયા એટલે એનો અર્થ એ નથી કે આપણો હારવાનો સ્વભાવ છે. સિકંદરની હિંદુસ્તાન પરની ચડાઈ એ અમદાવાદમાં મણિનગરની લૂંટ બરાબર છે. મણિનગર લુંટાયું એટલે અમદાવાદ લુંટાયું એમ ન કહેવાય. તેવી રીતે જેલમ અને ચિનાબના પ્રદેશ જીત્યા એટલે હિંદુસ્તાન જીત્યું એમ ન કહી શકાય; પરંતુ આપણને તો છાતી ઠોકીને કહેવામાં આવે છે કે ' હિંદુસ્તાનને સિકંદરે હરાવ્યું. ' સિકંદર તાકાતવાન હતો તો મગધદેશ ઉપર કેમ ચડાઇ ન કરી ? સિકંદરની ચડાઈનાં પાનાં ઇતિહાસમાં ૩૦ હશે, ત્યારે સેલ્યુકસ માટે ફક્ત એક પાનમાં એક પેરેગ્રાફ ! મોહન જોડારાથી ૧૦૦૦ વર્ષ સુધીનો

વખત આપણી જિતવાળો હતો. એ ગૌરવનો ઇતિહાસ ક્યાં શીખવાડાય છે ? જાણે પરદેશીઓને ચડાઈ કરવાની ટેવ ન પડી ગઇ હોય.

આપણે ઇતિહાસ સંગઠનના બળથી તૈયાર કરવો પડશે. શારીરિક બળનું કાંઇ મહત્ત્વ રહ્યું નથી. હિંદુ ઇતિહાસ ન લખાયો પરંતુ પુરાણો રચાયાં. મુસલમાન વખતથી ઇતિહાસ લખાવા માંડ્યો. આપણે ઇશ્વરનો પણ દુરૂપયોગ કર્યો છે. જે હનુમાનની ભક્તિ શક્તિ ન આપે એ હનુમાન શા કામના ? બળ આપે એવા હોય એ જ ઇશ્વર.

*

તા. ૧૭ મીએ દાંતવાળાનું વ્યાખ્યાન હતું. હું તો એમના નામથી એમને પારસી જાણતો હતો. આજે એઓ પ્રોફેસર રહ્યા નથી. વ્યાપારી કોલેજમાંથી સત્યાગ્રહ વખતે રાજીનામું આપી છુટા થયેલા. આજે અમદાવાદ પ્રાંતિક સમિતિની કચેરીમાં કામ કરે છે. તેમણે ' ગાંધીવાદ અને સમાજવાદની તુલનાનો વિષય પસંદ કરેલો.

' પરદેશમાં હવે ધર્મ માટે ભાગલા નથી. યુરોપ ધર્મ માટે પર છે. હિંદુસ્થાનમાં હજુ હિંદુસ્થાનની સંસ્કૃતિમાં ધર્મે પ્રધાન બળ જમાવ્યું છે. બધા ધર્મોના સાર વડે હિંદુધર્મ સમૃદ્ધ થયેલો છે. ઇ. સ. ૭૧૨ માં મુસલમાનોએ સિંધ પર સ્વારી કરી. મુસલમાનો આક્રમણ કરીને જ આવ્યા એમ નથી. પહેલાં વહેપારી સંબંધો હતા જ. વસ્તુ એમ છે કે મુસ્લીમ ધર્મમાં બાહ્ય અંગોની ભિન્નતા રહ્યા જ કરી છે. નવમી શતાબ્દી પછી વિકૃત સ્વરૂપ જોવા મળ્યું. પહેલાં મસ્જિદ આગળ વાજાં વાગે તો મુસલમાનોને વાંધો ન હતો. ૧૮૫૭ ના બળવામાં હિંદુ-મુસલમાન ખભેખભા મિલાવી લડેલા. નિષ્ફળ ગયો માટે બળવો કર્યો, સફળ થયો હોત તો એ સ્વતંત્રતામાં ખપત. સૈયદ અહમદખાનને લાગ્યું કે કોંગ્રેસમાં ભાગ ન લેવો, બ્રિટિશરોને મદદ કરવી અને અંગ્રેજી કેળવણી લઈ સરકારી નોકરીઓ મેળવી લેવી. ઇ. સ. ૧૯૦૯ માં મીન્ટો સુધારા બહાર પડયા. તેમાં જાહેર કરવામાં આવ્યુંઃ ' હિંદુ મુસલમાન બંને જુદી જુદી કોમ છે. '

*

શ્રી. બબલભાઇએ પોતાની સાદી ભાષામાં જણાવ્યું:

**આપણે ગામડાં ભૂલ્યા છીએ એથી આફત વહોરી છે.** આપણે ગાંધીજીની સલાહ માનતા નથી. અંગ્રેજોએ જોયું કે હિંદુસ્તાનની કેળવણી હાથમાં લઇશું તો જ આપણું ધાર્યું કરી શકીશું. કેળવણી એટલે પ્રાણ. આયર્લેંડમાંથી પહેલાં પહેલી તકે ભાષા ઝૂંટવી લીધી. કચેરીમાં જઇ આપણે જે કહેવું હોય તે સારી રીતે કહી શકીએ એમ છીએ; પરંતુ ચોકઠાં એવાં ગોઠવ્યાં છે કે, વકીલો મારફત અંગ્રેજી ભાષામાં જ કથન ન્યાયાધીશને કહેવાય. આપણે **પરદેશનું શાહીચૂસની જેમ અનુકરણ કર્યું** છે. કાગળ ઉપર લખેલો શાહીનો અક્ષર અસ્પષ્ટ ( બ્લૉટીંગ ) શાહીચૂસ ઉપર પડે એવી આપણી સ્થિતિ છે. પરદેશોમાંથી પરદેશીઓ પાસેથી ગુણ ન લઈ શકયા; મોજશોખ લીધા. ખોટું અનુકરણ કરનારા એ સમાજમાં પ્રતિષ્ઠિત અને આદર્શવાદી ગણાવા લાગ્યા. માસરા ગામની પાંચ પૈસા દિવસની આવક ! જે વેપારી વાણીઓ હાથપગ લઇને ત્યાં આવેલો એ આજે કેટલાંય વીઘાંનો માલીક થઈ

બેઠો છે ! બારૈયા લોકો બાવટો ખાય છે. તે ન મળે તો કેરી કે રાયણું ખાઈ જીવે. છેવટે રેટા પણ ખાય. એ પણ ન મળે ત્યારે ચોરી કરે. આ બારૈયો બદારવટીઓ થાય એમાં કોનો વાંક ?

રથયાત્રાનો મેળો હતો. સૌ બારૈયા ડાકોર ગયા. વરસાદ વરસતો હતો એટલે સૌ દાદુરામના મંદિરમાં ગયા. હું પણ ત્યાં ગયો: આ ટોળામાં માસરાના વાણીઆનો દીકરો હતો. તેણે ગજવામાંથી ધોળી બીડી કાઢી અને પેટ્રોલથી સળગતી એક બત્તીથી તે સળગાવી. બારૈયા એ જોઈને છક થયા. બારૈયાના મનમાં થાય: આ વસ્તુ હું કયારે મેળવું ? પોતાની પાસે પૈસો ન હોય તો પણ ચોરી કરીને પણ એ વસ્તુ એ મેળવવાનો. માટે જ હું કહું છું. આજે શહેરો ગામડામાં વસ્યાં છે.

બારૈયાના મનમાં હંમેશાં કોડ રહે કે કયારે ખાદી ખમીસ ચઢી પહેરું ? કારણ એને ડરાવનાર પેલા ખાદી ડગલાવાળા હોય છે. એવા થવા ખાતર એ કોડ સેવે છે.

આજે તો દરેક ખેડૂતને શહેરમાં જવાનું મન થઇ ગયું છે. એક ૪૦–૫૦ વીંઘાનો ખેડૂતને મન થયું. આ સાહ્યબી કરતાં શહેરમાં ખૂબ મઝા પડશે. પોતાની જમીન પડતી મૂકી એક શેઠીઆને ત્યાં દિવાનખાનામાં પંખો હલાવવાની એણે નોકરી મેળવી: આમ ગામડામાં વિશ્વાસ રહ્યો નથી. ”

“ ઇતિહાસ એ લાંબી કથા છે. રાષ્ટ્રને ઓળખીએ તો પ્રશ્ન ઉપસ્થિત નહિ થાય. રાષ્ટ્રની પિછાન મેળવવા પ્રયાસ કરવો જોઇએ. આપણા જેવા સાણુનીયા લોક ૨૦ લાખ છે. આપણે આપણા સ્વભાવને પણ પિછાનતા નથી. જાપાનમાં નાનપણથી માતા રાષ્ટ્રભક્તિની પ્રેરણા આપે છે. ‘ આપણા પૂર્વજો માટે, આપણા રાજા માટે આપણે મરવું જોઇએ ’ એવો ગુરુમંત્ર શીખવાડવામાં આવે છે. જાપાને જ્યારે લડાઇ જાહેર કરી ત્યારે એક ધાર્મિક સ્થળ ઉપર જઇ રાજાએ જાહેર કર્યું: હે પૂર્વજો ! અમે અમેરિકા અને ઇગ્લંડ સાથે યુદ્ધ જાહેર કર્યું છે: મદદ કરશો ? જાપાનમાં પતિભક્તિ શીખવાડવાની કોલેજો છે, પટાવાળાની પણ કોલેજો છે, જમતી વખતે પીરસવું કેમ તેની પણ કોલેજો છે. જાપાન શીખવાડે છે:– ‘ સ્ત્રી દુરાચારી હોય તો વાંધો નહિ, પરંતુ તેનામાં રાજ્યભક્તિ હોવી જોઇએ. ’ યુરોપમાં નાનપણથી શીખવાડવામાં આવે છે: ‘ સ્વાતંત્ર્ય માટે મરવું ’ દેશની ખાતર શિયળ વેચતાં સ્ત્રીઓ શરમાતી નથી. રાજકોટના રેસીડેન્ટ Rise of Christian Powerમાં આવા શિયળ વેચ્યાના અનેક દાખલા છે. અયોધ્યાની બેગમોનું રાજ્ય ખાલસા કર્યાનો ઇતિહાસ વાંચવા જેવો છે. પરદેશમાં સ્વાતંત્ર્ય આગળ પાવિત્ર્યની દૃષ્ટિ રખાતી નથી. આપણા દેશની ખાસિયત પવિત્રતા છે. પદ્મિનીનો ઇતિહાસ તો આપણી પાસે હજુ જીવતો છે. Oxford અને Cambridge Filologyમાં જણાવેલ ખાસિયતો ખરી નથી. Fielding Hall એણે જણાવેલી ખાસિયત એવી છે કે હિંદીઓ પોતાની જરૂરીઆત બહુ ઓછી રાખે છે. ઇ. સ. ૧૮૩૩ માં ઇસ્ટ ઈંડીઆ કું. ના પટ્ટામાં કલમ ઉમેરવામાં આવી કે આ દેશના લોકોની જરૂરીઆતો વધારો. મેકોલેએ જાણ્યું કે હિંદીઓની ચામડી બદલી શકાશે નહિ. પરંતુ કેળવણી એવી આપવી કે આગળ જતાં આપણને ઉપયોગી થઇ પડે. આપણું હિંદુસ્તાનનું Culture

એટલે અપરિગ્રહ. જવાહરલાલને શા માટે પૂછે છે? એમનામાં એવું શું છે? ત્યાગ છે માટે જ સૌ નમેછે. કાકા સાહેબ કહે છેઃ "આજનો ભણેલ વર્ગ પતિત છે; દુર્બળ છે."

*

હિંદ-મુસ્લીમ ઐક્યનો પ્રશ્ન શહેરનો છે અને એ પરદેશીઓએ ઊભો કરેલો છે. યુક્ત પ્રાંતના ગવર્નરે કાશીના શાસ્ત્રીજીને બોલાવ્યા અને સમજાવ્યું કે 'મુસલમાનો ઊર્દુ ભાષા આખા હિંદુસ્તાનની કરવા માગે છે.' પછી મુસ્લીમોને બોલાવ્યા અને સમજાવ્યુંઃ 'આ હિંદુઓ તેમની ભાષા દાખલ કરવા માગે છે. ખરૂં જોતાં ઊર્દુ ભાષા એટલે Camp language છે. સૌની ભાષા હોય એ Camp language ગણાય. **તારા સિવાય નહિ જાઉં.** આ વાક્યમાં **સિવાય** શબ્દ ફારસી છે. આપણી ભાષા એટલે સૌ કોઈ સમજી શકે એ ભાષા. બાબરે હુમાયુને કહેલુંઃ "તું અહીંનો થઈને રહેજે." ૧૦ કરોડ ઉર્દુ (Camp language) બોલી શકે છે, ૨૦ કરોડ સમજી શકે છે. કાશીના શાસ્ત્રીએ ગવર્નરના કહેવાથી નાગરી પ્રચારિણી સભા સ્થાપી. તેમણે આ 'સિવાય'ના ઠેકાણે 'વિના' દાખલ કર્યું. આપણા જીવનમાં હિંદુમુસલમાન વસ્તુ વણાઈ ગઈ છે. આપણે પહેરેલું પહેરણ કોટ સાફો એ મુસલમાની પહેરવેશ છે. હિંદુઓનો પહેરવેશ એટલે ધોતિયું અને ઉપરણું.

કોઈ પણ પરદેશી એ દેશની ખાસિયત જોવા સિવાય આવે તો તે ફાવી ન શકે. નાસિક જેલમાં કેટલાક સાથીઓ આવેલા. તેમણે, પ્રશ્ન પૂછતાં જવાબ આપેલોઃ 'સ્વરાજ લેવા જેલમાં આવ્યા છીએ.' આનું નામ વૈશ્યસ્વભાવ. વણિકો war ફંડમાંએ પૈસા આપતા અને Congress માં પણ પૈસા આપતા. **रामाय स्वस्ति-अने रावणाय स्वस्ति.** વૈશ્ય વર્ગના સમયમાં અંગ્રેજો આવ્યા. કંપની સરકાર આવી તે વખતમાં દત્ત નામના કુટુંબની સાર્વત્રિક પેઢીઓ હતી. ફિરંગીઓ વેપાર કરવા આવેલા; નહિં કે રાજ્ય કરવા. ડુપ્લેએ જોયુંઃ હિંદુસ્તાનમાં Water is thicker than blood ' એવી સ્થિતિ છે. દેશદ્રોહ જેવું કોઈ હિંદીમાં જણાતું નથી. વેપાર કરવો હોય તો માણસનો પણ વેપાર થઈ શકે છે. ઇસ્ટ ઇંડિયા કંપનીએ સૈન્ય રાખવા માંડયું. વરરાજાના પોશાક જેમ ભાડે અપાતા, તેમ બન્ને પક્ષને સૈન્ય ભાડે આપતા. આજે પણ તેમ ચાલે છે.

ઔરંગઝેબના વખતમાં કાપડ એટલું ઝીણું વણાતું કે બહાર સૂકવેલું બારીક કપડું ગાય ખાઈ ગઈ. Marquis of Hastings એણે સુધારા કરી આપણા ઉદ્યોગો તોડયા. ઇંગ્લંડમાં એવો ધારો દાખલ કર્યોઃ 'હિંદુસ્તાનનું કાપડ વેચે એનો ૫૦ પાઉન્ડ દંડ; પહેરે એનો ૫૦ પાઉન્ડ દંડ; જે ચાડી કરી કપડું પહેરનાર ખોળી લાવે તેને ૫૦ પાઉન્ડ ઇનામ.' આપણી ઉત્કૃષ્ટતાની શી વાતો કરવી? પહેલાં દૂધ અને કપાસ વેચાતો નહિ. સૌને જરૂર પૂરતો માંહોમાંહે મેળવી લેવાનો. એ વખતમાં કપાસ વેચવો એ પાપ ગણાતું. ગોપાલજી કાકાનો એક દાખલો સમજવા જેવો છે. તે વખતમાં એવો નિયમ કે પોતાને ત્યાં કાંતવા પૂરતો કપાસ રાખી બાકીનો વેચી દેવો પડતો. એક રાતમાં એમણે થોડો કપાસ કાંતી લીધો; બીજો સંતાડી દીધો. પોલિસના માણસોએ બાલા બતાવ્યા અને તેમ કરી કપાસ મેળવી લીધો. આવી તે વખતની તરકીબો હતી.

***

ખેડા જીલ્લા સમિતિના પ્રમુખ, 'ગાંધીજીની સાધના' પુસ્તકના લેખક. શ્રી. રાવજીભાઈએ ગાંધીજીની મિત્રતા કેવા સંજોગોમાં થઈ એ સમજાવી કહ્યું:

"આફ્રિકાના લોકો ખૂબ ગરીબ. એક વખત હું દુકાને બેઠેલો. ગ્રાહક આવ્યો. તેણે છીંટ માગી. તે કાચા રંગની હતી. મેં એની છ આના કિંમત કહી. પાછી બતાવી એની નવ આના કિંમત કહી. ગ્રાહકે પેલી નવ આનાવાળી છ આનામાં છીંટ માગી. એને પાકો રંગ જોઈતો હતો. ગ્રાહક પાછો ગયો. કાકા ગુસ્સે થયા. વેપાર માટે મારી નાલાયકી જાહેર થઈ. મેં ગ્રાહક ખોયો, એ કાકાને ખૂબ સાલ્યું. સાચું જૂઠું કરીને પણ મારે ગ્રાહક ખોવો નહોતો જોઈતો, એમ એમનું કહેવું હતું. મારા મનમાં મૂંઝવણ થતી, આ અપ્રમાણિક ધંધો કેમ થશે ? એ અરસામાં કાકા હિંદુસ્તાનમાં આવ્યા.

આફ્રિકામાં પટેલને 'પીટોલ' કહેતા. 'અરે પીટોલ ! મારી છોકરી સાસરે મોકલવાની છે, કપડાં આપ.' સાડાસાત શિલીંગનાં કપડાં આપ્યાં. એણે દશ શિલિંગ ગજવામાંથી કાઢી નાખ્યા અને કહ્યું: 'હવે બીજા ન માગીશ. મારી પાસે હવે એકે પૈસો નથી.' આવી જેની જ્ઞાનશક્તિઃ સાડાસાત શિલિંગ વધારે કે દશ તેની પણ તેમને સૂઝ નહિ. કપડા આપી બાકીના અઢી શિલિંગ પાછા આપવા માંડયા એટલે બબડયો, 'તું તો લુચ્ચો છે. મિઠાઈનું પડીકું કેમ આપતો નથી ?' ત્યાં એવો રિવાજ હતો કે વસ્તુ પાછળ અમુક મિઠાઈનું પડીકું અપાતું. મેં મિઠાઈ પણ આપી. એણે અઢી શિલિંગ લેવા ના પાડી. મેં તેને સમજાવ્યો ત્યારે એણે અઢી શિલિંગ પરત લીધા. આવી અજ્ઞાનતાનો લાભ ઉઠાવી પાટીદારો પૈસાદાર થયા છે. મને તેમ થવું ગમતું નહોતું.

આફ્રિકામાં સ્ત્રીઓજ ખરીદવા જાય. છોકરાઓ રખડેલ. પાંચ પાંચ માઈલથી રમવા આવતા. એક કુટુંબની સાત છોકરીઓ એકીસાથે કાપડ ખરીદવા આવી. દશ શિલિંગનું કાપડ ખરીદ્યું અને એક પાઉન્ડની નોટ આપી. એ આ પાઉન્ડની નોટને દશ શિલિંગ જાણતી હતી. મેં દશ શિલિંગ પાછા આપ્યાઃ તેણે ન લીધા. મેં ખૂબ સમજાવી અને કહ્યું: "તું તારા બાપાજીને પૂછજે અને એ કહે તો લેવા પાછી આવજે. પંદર માઈલ આઘું એનું ગામ હતું. ઘેર ગઈ. બાપાજીએ છોકરીને પૂછયું: "કેટલી કિંમતનાં કપડાં લાવી ?" "તમારા ગજવામાં, તમે જે કહેતા હતા એ દશ શિલિંગનાં." ગજવામાં તો પાઉન્ડનો પણ નોટ હતો અને તે તું લઈ ગઈ છે ? દશ શિલિંગ તો ગજવામાં છે."

છોકરીએ કહ્યું: 'પેલો પટેલ મને દશ શિલિંગ પાછો આપતો હતો, પણ મેં ન લીધા.' બાપે કહ્યું: "હવે એ પહાણુ શાનો આપશે?" આફ્રિકામાં પટેલને પહાણુ પણ કહેતા. પંદર દિવસ પછી પેલી છોકરી દુકાને આવી. દીનસ્વરે મારી ખબર પૂછી. હું બહાર આવ્યો અને મેં તેની સામી ખબર પૂછી. દશ શિલિંગ પાછા આપ્યા. છોકરી તો દશ શિલિંગ લઈ, આકાશ તરફ જોઈ ભગવાનને કહેવા લાગીઃ હે ભગવાન, 'આનું કલ્યાણ કરજે.' હજુ મને એ દશ્ય સાંભરે છે. ત્યારપછી કાકાની પેઢીમાંથી રાજીનામું આપી ગાંધીજી સાથે ફીનીકસમાં દાખલ થયો."

***

તા. ૨૧ મીએ સવારે પૂર્ણાહૂતિને દિવસે પૂ. રવિશંકર મહારાજે વ્યાખ્યાન આપ્યું.

"જે કોઈ કામ નિર્વિઘ્ને પાર પડે ત્યારે પૂર્ણાહૂતિનો આનંદ મળે છે. આજના વર્ગની તાલીમ તમોને ઓછી અપાઈ છે. તમારો તાલીમવર્ગ એક માસનો હોવો જોઈએ. આચાર

પાડવાની ટેવ પાડજો. તમારો તાલીમવર્ગ હજુ પૂરો થયો નથી. તમારે હજુ અહીંથી જઇ તાલીમ લીધા જ કરવાની છે. ઘેર જાઓ તો સોનાનાં નળીઆં થાય તે પહેલાં ઉઠી જજો. તમારી દિનચર્યા ભરચક કાર્યક્રમથી રાખજો: કોઇપણ પ્રકારનું વ્યસન રાખશો નહિ. ખાવાનું વ્યસન રાખો તો તે ફક્ત પેટ ભરવા પૂરતું રાખજો. મેં અહીં વર્ગમાં જોયું તો સૌને હજુ જમતાં આવડતું નથી. કેટલું ખાઇ શકાશે તેની મર્યાદાની જમનારને હજુ ખબર નથી. તેમ અહીંના લોકોને ખવડાવતાં આવડતું નથી. બે શાક, રોટલી, આવી વિવિધતા ન જોઇએ. આખી દુનિયામાં આપણી પ્રતિષ્ઠા નથી. આપણે ગંદા ગણાઇએ છીએ. જુવાનો દિવસે દિવસે સ્વચ્છંદી થતા જાય છે. અમે તો માથાં મારતા તમારા કામમાં ભરાઇએ છીએ. આંબલાના વર્ગમાં થી. નાનાભાઇ ભટ્ટ કહેતાઃ 'વર્ગોમાં કેટલાક શિકારીઓ ઘૂસી જાય છે તે માટે સાવચેત રહેવું પડશે.' કરકસર તો જાણે શીખ્યા જ નથી. એક યુવાનનો હું પહેરેલો લેંઘો પગ નીચે લબડતો જોઉં છું ત્યારે ખૂબ અકળામણ આવે છે. શી આપણી મનોદશા ? તમને ઊંડા ઉતારવા ખાતર આ બધી વાતો કરૂં છું—એક વાત વારંવાર કરૂં છે. આ તો તમને Uderline Most Imp. તમારી નિશાળમાં જેમ કરાવે છે તેમ કરાવું છું. આ બધી લાલ બત્તીઓ છે. કરકસરને મશ્કરી ન માનશો. કરકસર વગર માણુસ લાંબો વખત જીવી શકતો નથી. કરકસર એટલે રૂપીઆ ઠેકાણે બાર આના વાપર્યા હોય એ સવા રૂપીઓ ખર્ચ્યા બરોબર જણાય.

**'સૌ જોઇ લેવાશે'** એ શબ્દ કદાપિ વાપરશો નહિ, વિચારશો નહિ. કરકસર પાછળ જ્ઞાન અને ગણિત હોય છે. ગાંધીજીનો દાખલો મારી નજર આગળ હંમેશાં આવી રહે છે. તેમની પાસે એક નાની પીચદાની અને નાની લોટી છે. એ લોટીનું પાણી દાતણ કરી મોઢું ધોવામાં ઉપયોગમાં લે છે. પાણીનું એક ટીપું પીચદાની બહાર પડતું નથી. થોડા પાણી વડે બધું મોઢું સ્વચ્છ કરી શકે છે. આપણે તો ઉપયોગમાં લઇએ તે કરતાં હજારગણું પાણી ઢોળી નાખીએ છીએ. એક ગામડાની સ્ત્રી માટીના ઘડા વડે કુવામાંથી પાણી કાઢતી જુઓ. ઉપર આવશે ત્યારે ખૂબ જાળવીને ઘડો લઇ લેશે. તાંબાના ઘડા વડે કે ડોલ વડે પાણી કાઢતાં પાણી કેવી રીતે નીકળે છે તે જુઓ. પરબની ડોલ વડે કુવામાંથી પાણી કાઢે તે જુઓ. ઉપર ડોલ આવતાં લાત મારી ડોલ પાસે લાવી પાણી લઈ લે છેઃ જેલમાંથી મારા સાથીદાર છૂટતા ત્યારે તેમણે પહેરેલી ચડ્ડી ચીરી નાખી બહાર આવતા. **તેન ત્યક્તેન ભુંજીથા** એ તો જાણે શીખ્યા જ નથી. જ્યાં અપરિગ્રહ હશે ત્યાં ભૂખમરો હશે નહિ. શ્રમજીવી થાઓ. તમારૂં આજનું શિક્ષણ તમને મહેનતમાંથી કેમ કરી છટકી જવું એ શીખવાડે છે. છાપ પાડવા પુરુષાર્થ કરવો પડશે. મૈસુરમાં એક વખત આરોપ મુકાયો કે 'હિંદુસ્તાનના લોક જૂઠા છે.' મહાત્માજી આ માટે લડેલા. તમે એવું ગૌરવ કેળવશો ? હવે વધુ તમને કહેતો નથી. કહેલું અને વર્ગમાંથી મેળવેલું એ બન્નેનું સમજપૂર્વક અધ્યયન કરી તમારો આગળનો તાલીમવર્ગ ચાલુ રાખજો.

શ્રી. દરબાર સાહેબનું પણ યુવાનોને ઉદ્દેશી વ્યાખ્યાન થયેલું. મૂળ ઉદ્દેશ રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવવા અંગેનો હતો.

વિનાયક

# ૨-અબ્રામા તાલીમ છાવણી

અબ્રામાના અગ્રગણ્ય નાગરિક શ્રી. ઈશ્વરભાઈ દેસાઈના આંબાવાડીઆમાં અખિલ હિંદ મહિલા પરિષદ તરફની તાલીમી છાવણી જોનારનું તરત જ ધ્યાન ખેંચે એવી હતી. છાવણીનું ઉદ્‌ઘાટન શ્રી. હંસાબહેન મહેતાના હસ્તે તા. ૨૦ મી માર્ચે થયું. છાવણી ત્યારથી શરૂ થઈ. પણ એ પહેલાં તો ક્યારનુંએ ત્યાં કામ શરૂ થઈ ગયું હતું. એ હતું ત્યાં સૌને માટે સગવડનું અને ઝૂંપડાં બાંધવાનું કામ. આ કામની બધી મહેનત શ્રી. મીરાબહેને કરી હતી. દીર્ઘદૃષ્ટિથી આખુંએ બાંધકામ નાહવા ધોવાની સગવડ, પાયખાના તથા સ્વચ્છતાની દૃષ્ટિએ બીજી બધી જ સગવડ કરવામાં આવી હતી. એમનું એ કામ જોનાર તરફથી પ્રશંસા માગી લેતું હતું. એમની માણસો પાસેથી કામ કરાવવાની આવડત તથા સાથોસાથ રહેવાની સહૃદયતા અને ઈશ્વરભાઈની મદદ કાર્યની સફળતાના આધારરૂપ હતાં.

આ ( કેમ્પ ) છાવણી એક નવો અખતરો હતો. અને અખતરાની દૃષ્ટિએ એ ઘણે અંશે સફળ થયો છે; જો કે એ સફળતાનો આધાર શ્રી. કમલાદેવીએ જાતે સ્વીકારેલી જવાબદારી અને શ્રી. મૃદુલાબહેને લીધેલી મહેનતને આભારી હતી, એમ તો કહેવું જ જોઈએ. આવી છાવણીઓ અનેકાનેક ઠેકાણે ખોલી સ્ત્રીઓમાં જાગૃતિ અને પ્રાણ રેડવામાં આવે તો હિંદની સ્ત્રી પણ બીજા દેશો સાથે ટક્કર ઝીલી શકે એવું કામ કરે એમાં શંકા નથી.

છાવણીમાં ૫૦ ની સંખ્યામાં બહેનો હતી. જુદા જુદા પ્રાંતોની બહેનોનો આ સમૂહ ત્રણ મહિનામાં ખૂબ આનંદદાયક વાતાવરણ ખડું કરી ગયો. હૈદ્રાબાદ-મદ્રાસ, મ્હૈસૂર-બિહાર-મહારાષ્ટ્ર અને ગુજરાત આમ જુદા જુદા પ્રાંતોની બહેનો—જુદી જુદી ભાષાઓ છતાં જાણે એક થઈને રહેતી લાગતી. આ છાવણીની એક નવીનતા તો એ હતી કે હિંદુ, મુસલમાન, પારસી એમ જુદી જુદી કોમો હોવા છતાં સૌ ખૂબ સંપથી રહેતાં. બહારથી આવનારનું તુર્ત જ ધ્યાન ખેંચે એવો ઉલ્લાસ એમના પર નજર પડતાં જ દેખાતો હતો. ૧૮ વર્ષથી માંડી ૪૦ વર્ષની ઉમ્મરની બહેનો એક સાથે કવાયત, રમત-ગમત અને એકેએક કાર્યક્રમમાં ઉલ્લાસથી ભાગ લેતી. એ ઉલ્લાસ અને આનંદ સાથે જુદા જુદા વિષયોનું—નિષ્ણાતો દ્વારા મળતું જ્ઞાન જાણે પ્રકાશ પાડતું સૌના પર પથરાતું હતું. કદાચ એ જ્ઞાન અને એમાંથી જાગતી ભાવના અને તમન્ના જ એ ઉલ્લાસના કારણરૂપ હશે. અત્યારની દુ:ખ અને નૈરાશ્યમાં રીબાતી પ્રજાને સાચું જ્ઞાન મળે તો દેશનો મૂઓ પ્રાણ જાગે. સત્ય વસ્તુનું ભાન થતાં જ અસત્યને ફગાવવા સૌ તૈયાર બને.

સવારે ૫-૩૦ વાગ્યાથી ઘંટારવ શરૂ થતો અને છાવણીનું વાતાવરણ સળવળવા માંડતું. ૬-૧૫ વાગે ચાહ પી સૌ તૈયાર થઈ જતાં અને ઘંટ થતાં તરત જ કવાયત માટે ચોગાનમાં આવી જતાં. કવાયત માટે પંજાબી પોશાક રાખવામાં આવ્યો હતો. એટલે સવારના ઊગતા સૂર્યના પ્રકાશમાં ભગવા રંગના પોશાકમાં સજ્જ થયેલી બહેનો હિંદની આઝાદીનો પડકાર કરતી મુક્તિ ફોજ જેવી લાગતી. દોઢ કલાકની કવાયત બાદ સૌને ચાહ દૂધ મળતાં. અને ફરી ઘંટારવ થતાં સૌ નહાવા ધોવાની તૈયારીમાં પડતાં. છાવણીની બહેનોના બે વિભાગ પડતા-એક કોલેજમાં અભ્યાસ કરતી અને કર્યો હોય તેવી અને બીજો ફક્ત હિંદીનો અભ્યાસ કર્યો હોય

તેવી. આવા બે વિભાગ પડતાં એક વિભાગ-ઉદ્યોગમાં જતો, બીજો નહાવા જતો. ઉદ્યોગમાં કાંતણ-પીંજણ, નકામી વસ્તુઓમાંથી રમકડાં બનાવવાં. જુદી જુદી વસ્તુઓનાં રમકડાં બનાવવાં, મકાઇના છાલામાંથી બાસ્કેટ તથા બીજી એવી ઉપયોગી ચીજો બનાવવી, શણ તથા ઘાસની બનાવટો, બાગકામ, મુરબ્બા-શરબતો તથા ચટણીઓ અને શાકભાજી સાચવવાની રીતો, જાતજાતનાં કપડાંની ધોલાઇ, વગેરે વારાફરતી વિધવિધ ઉદ્યોગ રાખવામાં આવ્યા હતાં.

આમ ઉદ્યોગ પૂરો થતાં જુદા જુદા વિષયોના નિષ્ણાતો પોતાના વિષયો રજૂ કરતાં. આવા વિષયોના વર્ગો આખા દિવસમાં પાંચ જેટલા લેવાતા. સવારે અગીઆર વાગ્યા સુધી વર્ગો લેવાતા. અગીઆરથી બાર સુધી જમવાનું ચાલતું અને ત્યાર પછી એક કલાકના આરામ પછી લાયબ્રેરીનું વાચન અને હિન્દી ઊર્દુ ઇંગ્લિશના ખાસ વર્ગો લેવાતા. તેમાં જેને જે વર્ગમાં જવું હોય તેમાં જઇ શકતાં. ત્યાર પછી પાછા વર્ગો ચાલતા. આમ સાંજના સાડાપાંચ સુધી વર્ગો પછી પાછી ૧ કલાકની કવાયત થતી. કવાયત બાદ જમણ પૂરું થતાં સાંજે આઠથી નવ સમૂહસંગીતનો વર્ગ ખુલ્લા આકાશ નીચે ચમકતા તારાના પ્રકાશમાં નવીન પ્રાણ પૂરતો લાગતો. આ વર્ગ પૂરો થતાં છાવણી અંગેની સૂચનાઓ અથવા બહારના મહેમાનની વાતચીત ચાલતી. સાડાનવ વાગે સૂવાની તૈયારીનો ઘંટ વાગતો અને દસનો ઘંટ પડતાં છાવણીમાં શાંતિ છવાતી.

આ છાવણીનો ઉદ્દેશ સમાજના એકેએક પ્રશ્નો છણી શકે, સમજી શકે અને તેનો અમલ સમાજની પુનર્રચના કરવામાં કરી શકે એવી તાલીમ ઉચ્ચ કેળવણી લીધેલી બહેનોને આપવી એ હતો, અને એથી જ અનેક વિષયો આજના આપણા પ્રશ્નોની દષ્ટિએ રાખવામાં આવ્યા હતા.

માનસશાસ્ત્ર ( Psychology ), સમાજશાસ્ત્ર, ( Sociology ), અર્થશાસ્ત્ર ( Economics ), રાજ્યકારણ ( Politics ), શિક્ષણ ( Education ) તથા આ ઉપરાંત સમાજના ચાલુ પ્રશ્નો-અત્યારની હિંદની પરિસ્થિતિ એનો કરવા જોઇતા કામની વિચારણા તથા માહિતી બીજા દેશોના કામ સાથે સરખાવી આપવામાં આવી હતી. દરેક સામાજિક કાર્યકર્તાએ કોઇ પણ પ્રશ્નને હાથ ધરતાં એને ઝીણવટથી અને શાસ્ત્રીય પદ્ધતિથી જોઇ વસ્તુના મૂળમાં જવાની ટેવ પાડવી જોઇએ. એ ઉપરાંત સમાજસેવા કરીએ છીએ કરી થીગડા મારવાનું કામ ન કરતાં જ્યાંથી સડયું હોય ત્યાંથી કાપી નવી સ્થાપના વિશાળ દષ્ટિકોણથી સમજ અને શક્તિ આવે એ તરફનું માર્ગદર્શન પણ કરવાનો પ્રયત્ન એમાં હતો. આ ઉપરાંત દરેક વક્તાના પોતાના કાર્યના તથા વ્યક્તિગત સમૃદ્ધ અનુભવો પણ ઓછા આવકારદાયક નહોતા. ગામડાઓમાં ઘેર ઘેર જઇ સામાજિક અને આર્થિક તપાસ કરવી એ પણ એક વિષય તરીકે રાખી છાવણીના કાર્યને વ્યવહારુ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો. આ બધા ઉપરાંત કાર્યકર્તાઓમાં જોઇતા ખાસ ગુણો અને આવડત તથા લોકો સાથે કામ કરવામાં એણે કેવી તૈયારી પોતા પૂરતી કરવી જોઇએ એના પર પણ ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો. એ રીતે Leadership શું છે અને કેવી હોવી જોઇએ તેનો ખ્યાલ હતો.

છેલ્લે હિંદથી માંડી ચીન, જાપાન, આફ્રિકા-અમેરિકા અને યુરોપના જુદા જુદા દેશો ઇંગ્લાંડ, જર્મની, ઇટલી અને રશિયાની પ્રદક્ષિણા કરતો અને ગાંધીજીથી માંડી ચર્ચીલ, હીટલર, મુસોલિની, રૂઝવેલ્ટ, સ્ટેલીન, કેમાલ પાશા અને લેનિનને આવરી લેતો કેમ્પ તા. ૧૫મી જુને બંધ થયો.

કેમ્પમાં ત્રુટિઓ હશે. કેટલીક ધારેલી વસ્તુઓ ચાલુ સંજોગોને કારણે પૂરી પાર પાડી શકાઇ નહિ હશે છતાં એની ઉપયોગિતા ઓછી નથી થતી. ત્રુટિઓ હોય તો સાધીને પણ આવા કેમ્પ ઠેર ઠેર ખોલવાની જરૂર છે. કારણ કે આ રીતે આવા કેમ્પ દ્વારા જ-સમૂહજીવનનો ખ્યાલ શારીરિક, માનસિક અને બૌદ્ધિક તાલીમનો એકસાથ સુમેળ થઇ શકે. એને માટે પૂર્વતૈયારી-કેમ્પ શરૂ કરતાં પહેલાં કરવી જ જોઇએ, અને છેલ્લે સુધી એનો રસ અને આનંદ ટકી રહે એમ કરવું જ જોઇએ. તો જ આવી છાવણી સફળ બને.

નિર્મળા વકીલ

---

## આમંત્રણ

[ રાસ ]

ઉડી આવો ઓ હંસ, (૨)
ઉડી આવો ઓ હંસ રે,
શારદા સરોવરને કાંઠડે.—ટેક૦

ચરે મોતીડાં હંસ, (૨)
ખરે દેવોનો અંશ રે—શારદા૦

રાજહંસોનાં ગાન, (૨)
શુદ્ધ અમૃતનાં પાન રે—શારદા૦

જુઓ સ્હામે દેખાય, (૨)
એ જ મુક્તિનું ધામ રે—શારદા૦

જ્ઞાન સાચાં દેવાય (૨)
મૂલ્ય મોંઘેરાં થાય રે—શારદા૦

મીઠાં પય કેરાં પાન (૨)
શુદ્ધ હંસોથી થાય રે—શારદા૦

જુઓ કેવા લલચાય (૨)
કાગ કાદવમાં ના'ય રે—શારદા૦

સંત વીરોનાં ધામ (૨)
ભીડો મોંઘેરી હામ રે—શારદા૦

કરો અમૃતનાં પાન (૨)
જીવન અમર થઇ જાય રે—શારદા૦

નારાયણ ન. ઠાકર

# અખ્રામા તાલીમવર્ગમાં પુસ્તકાલયવિજ્ઞાન

આપના આમંત્રણનો મેં અવિવેકભર્યો ઉતાવળિયો સ્વીકાર કર્યો છે, પરંતુ તેમ કરવામાં બે કારણો હતાં: (૧) અંગત અને (૨) સંસ્થાને લગતું. અંગત રીતે આમંત્રણ સ્વીકારવાથી મને તથા મારાં પત્નીને, હિંદમાં ચાલતા એક આશાવાદી અખતરાનું અવલોકન કરવાની તક સાંપડી. ગ્રામજીવનની સુધારણા અર્થે આજ સુધી કોઇ સંસ્થા વા મંડળે આવા પ્રયત્નો કર્યા મારા જાણવામાં આવ્યા નથી. સામાજિક સેવા માટે મુંબઇમાં સ્થપાયેલી ટાટાની "સ્કૂલ ઑફ સોશિયલ વર્ક" એ સંસ્થાએ પણ ગામડાંના આ કાર્યને અપનાવી જણાઇ નથી. એટલે સ્ત્રીઓની આ સંસ્થાને તેણે આ દિશામાં કરેલી પહેલ માટે અભિનંદન ઘટે છે. આ વર્ગમાંથી તમો કંઇક પણ નવીન ઉપયોગી વિચારો લઇ જશો એવી આશા રાખું છું. અને મારી પોતાની વાત કહું તો, હું તો લઇને જ જઇશ.

સંસ્થાની દૃષ્ટિએ, આ વર્ગના સંચાલકોએ, તાલીમના કાર્યક્રમમાંથી પુસ્તકાલય શિક્ષણને બકાત નથી રાખ્યું તેથી હું હર્ષ પામી ગૌરવ અનુભવું છું. વડોદરામાં પ્રાથમિક શિક્ષકો માટેના તાલીમ વર્ગોમાં પણ પુસ્તકાલયને લગતો એક પેપર રાખવામાં આવે છે. પુસ્તકાલયસેવાની પ્રશસ્તિ અંગેની આપની ભાવનાથી, પુસ્તકાલયોએ ગામડાંમાં કેટલું સાધ્ય કર્યું છે અને શું સાધ્ય કરી શકે તેને લગતી થોડી બાબત અહીં રજૂ કરવા માટે હું ખૂબ ખુશ થયો છું. આ પ્રકારની સેવામાં વડોદરા એક જ છે અને એ રાજ્યના પુસ્તકાલયના વ્યવસ્થાપક તરીકે મને લાગે છે કે, તમારે અમારી યોજનાઓ, તેનાં પરિણામો અને મહત્ત્વાકાંક્ષાઓ વિષે કંઇક જાણવું જોઇએ.

ગ્રામ પુનર્ઘટના સંબંધે હિંદમાં ચાર કેન્દ્રો હોવા વિષે આપણે સાંભળીએ છીએ. અને તે ચાર કેન્દ્રો આ પ્રમાણે છે: (૧) વર્ધા, (૨) વડોદરા, (૩) માર્તન્ડમ્ અને (૪) ગુરગાંવ. આ દરેક કેન્દ્રે ગ્રામહિતકારી પ્રવૃત્તિઓમાં ખાસ ફાળો નોંધાવ્યો છે. વર્ધાએ પાયાના ઉદ્યોગો—જેવા કે, કાંતણ, વણાટ, લુહારી, તેમ જ સુથારી ઉદ્યોગોને સજીવન કર્યા છે અને તેને બાળકના પ્રાથમિક શિક્ષણની નવીન પદ્ધતિના પાયારૂપ ખેડૂત જીવનમાં તાદૃશ ઓતપ્રોત કરી દીધા છે.

માર્તન્ડમે ખેતી વિષયમાં સહાયભૂત થઇ પડે તેવા ઉદ્યોગોને ઉપર આણ્યા છે—જેવા કે, મધમાખીનો ઉછેર, મરઘાંઉછેર તેમ જ સહકારી ધોરણે ખેતીના માલની ખરીદ-વેચ માટેનાં કેન્દ્રો ચલાવે છે; જ્યારે ગુરગાંવને આપણે અંગત તેમ જ સામાજિક સ્વચ્છતાના આદર્શ પ્રચાર માટે પ્રખ્યાત માનીએ છીએ. અને વડોદરાએ એની ફરજિયાત પ્રાથમિક કેળવણી અને વિસ્તૃત પુસ્તકાલયપ્રવૃત્તિની છાપ આપણા પર અંકિત કરેલી છે.

આ વિવિધ પ્રવૃત્તિઓની મહત્તાનું મૂલ્યાંકન કરવાનો પ્રયત્ન અસ્થાને નહિ લેખાય. આ સઘળી પ્રવૃત્તિઓના એકીકરણથી આપણા "રામગોવિંદ"ના ઉચ્ચાર કરતાં પણ વહેલું વીરજગત સર્જાશે, પરંતુ નાણાંના અભાવે અથવા કામ કરનારાઓની નામરજી હશે તો આપણે આદર્શ તરીકે એક કામ ઉપાડી લઇ પસંદગી કરવી જોઇશે. આ તબક્કે હું તમારી ધ્યાન

પર વડોદરાની એક સંયુક્ત યોજના રજૂ કરૂં છું. ફરજિયાત પ્રાથમિક કેળવણી અને પુસ્તકાલયો એક સ્થળે જાણીતા સમાજસેવક કાકા કાલેલકરે રજૂ કરેલ રૂપકને મારી પ્રશંસાના સમર્થનમાં રજૂ કરીશ તો અસ્થાને નહિ લેખાય. ધારો કે એક આંધળો માણસ છે. તમે એને એક ઓરડામાં દોરી જાઓ તેના હાથે એક ખુણા પરનાં ખુરશી, ટેબલનો સ્પર્શ કરાવી બીજા ખૂણે પુસ્તકોની અભરાઇ, ત્રીજા ખૂણે લુગડાંની વળગણી અને એ પ્રમાણે જુદી જુદી વસ્તુઓનો સ્પર્શ કરાવો છો.

આ રીતે તમે એને ઘરમાંની સઘળી ચીજોથી વાકેફ કરશો. પરંતુ દરેક જુદી જુદી વસ્તુઓથી એને વાકેફ કરવાને બદલે જો તમે એને આંખો આપો-એને દેખતો કરો તો જે કામ માટે તમારે ઘરમાં વારાફરતી ફરવું પડ્યું હતું તેમ ન કરતાં એક જ તડાકે તમે એને એ બધું બતાવી શકશો અને એથી પણ વધુ સારૂં પરિણામ મેળવી શકશો. એમ કરીને તમે માત્ર એને માટે એકાદ ઓરડી ખોલતા નથી, પણ તેની આગળ આખી દુનિયા ખડી કરી દ્યો છો. એ જ રીતે પુસ્તકાલયપ્રવૃત્તિ પણ નેત્રદાનનું કામ કરે છે. અને અન્ય પ્રવૃત્તિઓ આંધળાને જુદી જુદી વસ્તુઓ બતાવવા જેવું છે. જો આ દાખલો અક્ષરશઃ બંધબેસતો ન હોત તો તે હું અહીં રજૂ કરત નહિ. હવે એ કેવી રીતે ખરૂં છે તે આપણે જોઇએ.

પુસ્તકાલયમાં શાનો વ્યાપાર છે ? પુસ્તકો એ શું છે ? જનતાની પેઢી દર પેઢીએ મેળવેલા અનુભવોનું એ નિદર્શન છે. કોઇ જન્મથી જ ડાહ્યું હોતું નથી; પરંતુ જેમ જેમ માણસ ઉંમરે વધે છે તે પછી જ અનુભવ મેળવતાં મેળવતાં તે ડાહ્યો બને છે. પુસ્તકાલયનો ગ્રંથપાલ અનંતકાળના અનુભવોનો આ ભંડાર માણસ માટે ખુલ્લો મૂકે છે. ગત પેઢીઓના એકઠા થયેલા અનુભવોને ખુલ્લા મૂકતાં પુસ્તકાલયો સ્ત્રીઓ અને પુરુષોને ડાહ્યાં બનાવે છે અથવા આપણી કહેવત મુજબ કહીએ તો તેમની આંખો ખોલી આપે છે. એટલે જ હું ફરીવાર કહું છું કે, દેશમાં આપણી નજરે પડતાં ગામડાંની ગંદી ગરીબાઈ અને અજ્ઞાનતા દૂર કરવામાં પુસ્તકાલયો અગત્યનું અને પ્રાથમિક મહત્ત્વ ધરાવે છે.

તમે મને સાહજિક પ્રશ્ન કરશો કે, પુસ્તકાલય જો આવાં વિસ્મયકારક પરિણામો નીપજાવી શકે છે અને વડોદરા રાજ્યમાં છેલ્લાં પાંત્રીસ વર્ષ થયાં પ્રાથમિક શાળાઓની સાથે સાથે ત્રીસ વર્ષથી પુસ્તકાલયોનું અસ્તિત્વ છે તો કંઇ ખાસ પરિણામ વડોદરા બતાવી શકશે ? ખરી વાત એ છે કે, બે વર્ષ અગાઉ જ્યારે મિ. એસ. આર. ભાગવત વડોદરા પધારેલા ત્યારે તેમણે પણ આવો જ પ્રશ્ન-ત્રીસપાંત્રીસ વર્ષની પુસ્તકાલયપ્રવૃત્તિ અને ફરજિયાત પ્રાથમિક કેળવણીનાં શાં નક્કર પરિણામો મેળવી શકાયાં છે તે-પૂછ્યો હતો. હું કહી જ દઉં કે, અમે તેમને સંતોષકારક જવાબ આપી શક્યા નહોતા. આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ હિંદના કોઇપણ પ્રાંત કરતાં અમારે ત્યાંના શિક્ષણના આંકડા આગળ પડતા હતા અને અખિલ હિંદની સરખામણીમાં ત્રીજે નંબરે હતા; આ સિવાય વધુ અમે કંઈ બતાવી શક્યા ન હતા. પરંતુ આપ સ્વીકારશો કે, અમૂક પરિણામ પરથી તે કાર્યની નક્કરતા માપી શકાતી નથી. એ અસંત વિચારણા હોઇને તેને સમજવું પડે છે. ગમે તેટલું સંપૂર્ણ વાજિંત્ર હોવા છતાં તેનો વગાડનાર જો કલાવિદ્ નહિ હોય તો શું તે બસૂરો સૂર નહિ કાઢે ?

## રાજ્યની ગ્રા. પુ. પ્રવૃત્તિ

સંપૂર્ણ રાગાત્મક સંગીતવાળા વાજિંત્રની પાત્રતા માફક વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિનું પણ છે. હવે હું અમારી ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે કંઇક કહીશ.

વડોદરા રાજ્યમાં લગભગ ૩૦૦૦ ગામડાંઓ છે. તેમાંનાં અર્ધીઅર્ધ તો એવાં છૂટાં છવાયાં વસેલાં છે કે લગભગ ૧૫ ટકા જ વસ્તી તેમાં વસે છે. આ છૂટાંછવાયાં ગામડાં સિવાય બાકીનાં ઘણાખરાંમાં પ્રાથમિક શાળા અને પુસ્તકાલય હોય છે. આ બંને સંસ્થાઓ એકસાથેજ ચલાવવામાં આવે છે. અમારે ત્યાં ૧૯૦૬ માં આખા વડોદરા રાજ્યમાં ફરજિયાત પ્રાથમિક કેળવણીનું ધોરણ દાખલ થયું. લગભગ એ જ અરસામાં સ્થાનિક ગ્રામ પુસ્તકાલયો તેમ જ ફરતાં પુસ્તકાલયોની પણ યોજના વિચારાઇ. પ્રાથમિક શિક્ષણનો ઉદ્દેશ બાળકોને લખતાં–વાંચતાં શીખવવાનો હતો. તેમનું આ શાળાજીવન ચાર વરસ ચાલતું. ત્યાર પછીનો વખત પડતર રહેતો. આથી બાળકોના લેખન વાચનને એમના સ્વભાવમાં વણાઇ જવાને અવકાશ રહેતો નહિ. તેમના ફરજિયાત શિક્ષણના દિવસો દરમિયાન તેઓ જે ભણ્યા હતા તે પાછળથી ભૂંસાતું જતું હતું. આથી તેમને મળેલો એ અનુભવ વ્યર્થ જતો. આ વ્યર્થતાને મીટાવવા તેમ જ એ ભણેલાઓનું લેખન–વાચન તેમના જીવનમાં ઊંડાં દૃઢ મૂળ નાખે તે માટે પુસ્તકાલયોની યોજના ઉપયોગી નીવડશે એમ જણાયું. અહીં તેમણે, શાળામાં ભણેલાને અનુસરવાનું હતું. આથી નિશાળેથી ઊઠી ગયેલાં બાળકોની તપાસ કરવામાં આવતી અને તેમને પુસ્તકાલયોનો લાભ લેવા આવવા માટે સમજાવવામાં આવતાં. આ પુસ્તકાલયો શાળાશિક્ષકોને હસ્તક સોંપાતાં, કે જેથી તેઓ ઊઠી ગયેલા વિદ્યાર્થીઓની યાદીઓ જોઈ જઇ એઓ પુસ્તકાલયની સગવડનો લાભ લે છે કે કેમ તેની તકેદારી રાખી શકે.

## પુસ્તકાલયમાં કશું ફરજિયાત નથી.

આ રીતે પ્રાથમિક શાળા અને ગ્રામ પુસ્તકાલયો દ્વારા આ કાર્ય પાર પાડવાનો ઇરાદો રખાયેલો. પરંતુ શરૂઆતમાં એની કાર્યપદ્ધતિના ધ્રુવ જુદા હતા. ત્યારે શાળાજીવનમાં કંટાળો ઉપજાવે એવા ફરજિયાત ધોરણના કાર્યક્રમો, દંડ, શિક્ષા તેમ જ પરીક્ષાઓની ભરમાર હતી; જ્યારે બીજી બાજુએ, પુસ્તકાલયોમાં, તમને પસંદ પડે તે વાંચવા–કરવાની છૂટ હતી, એમાં કંઇજ ફરજિયાતનું ધોરણ ન હતું. અહીં તો વિદ્યાર્થીઓને આવકાર આપવામાં આવતો, તેમને બેસવાને સગવડભરી બેઠકો તેમ જ વાંચવા માટે આકર્ષક સાધનો–જેમકે, વાર્તાનાં પુસ્તકો, જુદીજુદી ખાસિયતોને લગતાં પુસ્તકો, ચિત્રપોથીઓ, નાનાં ભૂલકાંઓ માટે કાપડપોથીઓ તેમજ તેમને પોતાને માટે રમતગમતનાં સાધનો હોય છે. આ બધાં સાધનો તેમને હસતે મુખે અને માનભરી રીતે ગેલ કરાવતાં આપવામાં આવે છે. આથી તેમની વિચારશક્તિ ખીલીને તેમની કલ્પનાશક્તિને ઉત્તેજન મળે છે. પરિણામે તેમણે પૂર્વે નહિ અનુભવેલું એવું ઘણું તેમને જાણવા મળે છે. ગ્રંથપાલો જાણે છે કે, પુસ્તકાલયને આકર્ષક બનાવવામાં નહિ આવે ત્યાંસુધી તેનું સંચાલન સરળ નહિ બને. શાળામાં હાજરી માટે ફરજ પાડવામાં આવે, પરંતુ પુસ્તકાલયો જો એવી સખ્તાઈ કરે તો તો તેઓ તેમના ઘરાકો ગુમાવે જ. અને બાળકોમાં એના પ્રત્યે અણગમો જ ઉપજે.

## ગ્રંથપાલનું કપરું કામ

હવે તમે સમજ્યાં હશો કે ગ્રંથપાલનું કામ કેટલું કપરું છે. એણે કેટલી બધી ધીરજ

ધરવાની હોય છે ! વળી એણે બાળકોની ટેવો-ખાસિયતોનું પણ જ્ઞાન ધરાવવાનું હોય છે; અને એ માટે એ બાલપુસ્તકાલયના ગ્રંથપાલે હાસ્ય-વિનોદનો ખજાનો પણ સંગ્રહવાનો હોય છે. હું તમારે મોઢે વડોદરાની ખુશામત નહિ કરું; પરન્તુ જણાવીશ કે, જો વડોદરામાં આ કાર્ય માટે સ્ત્રીગ્રંથપાલો હોત તો અમે જે પરિણામ પ્રાપ્ત કર્યું છે તે કરતાં વધુ સારું પરિણામ મેળવી શકાયું હોત. આ સત્ય હકીકત છે. અમારા વડોદરામાં બાલપુસ્તકાલયની ગ્રંથપાલિકા તરીકે એક બહેન છે. એ જગા પર તેઓ છેલ્લાં ત્રીસ વર્ષથી કામ કરે છે. એ બાલ પુસ્તકાલયની મુલાકાત લેનાર અનેક મહેમાનો, એ બહેન—શ્રી. આનંદીબાઈ પ્રભુ દેસાઈ—ની કાર્યદક્ષતા—બાળકોને રમત ગમતમાં મદદ આપતાં, વાર્તાવિનોદનો આનંદ પમાડતાં તેમ જ તેમની સાથે હસતાં—રમતાં જોઈ તેમનાં મુક્તકંઠે વખાણ કરે છે.

## સાર્વજનિક પુસ્તકાલય

આ પુસ્તકાલયોને લોકપ્રિય બનાવવા માટે અમે આ બાલપુસ્તકાલયોનો કેવો ઉપયોગ કરીએ છીએ તે વિષે હવે પછી જ જણાવીશ. હું ભારપૂર્વક જણાવીશ કે, અમારે ત્યાં શાળા અને પુસ્તકાલય બન્ને એકસાથે ચલાવવામાં આવે છે, પરંતુ શાળાશિક્ષક એ બન્ને કાર્યો કેવી રીતે પાર પાડે છે તેનો મહાન ફેરફાર જાણવા જેવો છે. મેં અગાઉ જણાવ્યું તેમ, શાળા-શિક્ષકે ભણેલાઓને આકર્ષવા પુસ્તકાલયને રસપ્રદ બને તેમ કરવાનું હોય છે. પરંતુ એટલેથી કંઈ બસ થતું નથી. સરકાર કંઈ કેળવણીવિષયક બન્ને સંસ્થાઓનો ભાર ઉપાડી શકે નહિ. આથી જનતાને પણ તેમાં રસ લેતી કરી તેને આ કાર્યમાં આર્થિક મદદ આપતી કરવાની હોય છે. એટલે અમે આ પુસ્તકાલયોને સરકારી દખલગીરી સિવાયનાં સ્વતંત્ર સાર્વજનિક સંસ્થા તરીકે જાહેર કર્યાં છે. અમે ગ્રામજનોને જણાવ્યું કે, પુસ્તકાલયોનું સંચાલન તમો જાતે કરો. તેની વ્યવસ્થા માટે તેનું બંધારણ ઘડો, એની સંચાલન સમિતિમાં કોને નીમવા લે તમે જ નક્કી કરો, તેમ જ તેની પાછળ કેટલો ખર્ચ કેની રીતે કરવો તેનો પણ નિર્ણય તમારે કરવો. આ બધી બાબતોમાં તમને પુસ્તકાલય ખાતુ સલાહ-સૂચના અને દોરવણી આપશે. ઉપરાંત, તમારા વાર્ષિક ખર્ચમાં ⅓ આર્થિક ફાળો આપશે. તમારી શરૂઆત માટે નાની સરખી ૨૫) રૂપિયાની રકમમાં પુસ્તકાલય ખાતુ તમને સો રૂપિયાનાં પુસ્તકો આપશે. પુસ્તકાલય માટે મકાન બાંધવા વિચારશો તો એ મકાનના ખર્ચનો ⅓ હિસ્સો પણ તમને મળશે. આવાં વચનોને પરિણામે ધારેલી અસર ઉપજાવી શકાઈ અને સ્થાનિક પ્રજાની તેના પ્રત્યે સહાનુભૂતિ મેળવવા માંડી. મકાન-મદદ અને વાર્ષિક ખર્ચમાં ⅓ ફાળો મળે તેમ જ આવી સંસ્થાનો સ્વતંત્ર વહીવટ પણ પોતાના હાથમાં આવે, એવી લાલચની સામે ભાગ્યે જ કોઈ થઈ શકે; જ્યારે આ ઉપયોગી કાર્ય પાર પાડવા માટે ખરી રીતે સરકારને તો ⅓ ખર્ચ ભોગવવાનો હતો. કારણ કે પ્રજાને ⅓ ખર્ચના અપાયેલા વચન પૈકી ⅓ તો પુસ્તકાલય ખાતામાં પ્રાંત પંચાયતમાંથી આવે છે.

## પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ

પુસ્તકાલયોની આ કાર્યપદ્ધતિ અને ગ્રામ પુસ્તકાલયોને મદદનું ધોરણ, ૧૯૧૦ માં સરકારે બોલાવેલા એક અમેરિકન ગ્રંથપાલે અમેરિકાના આદર્શ અનુસાર ઘડેલાં. અત્યારનાં 'ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયોની ઉપરની યોજના ૧૯૧૦ માં અમલમાં મૂકવામાં આવેલી. ત્યારે પુસ્તકાલયોની સંખ્યા ૨૪૭ ની હતી.' આજે ૩૨ વર્ષ બાદ એ સંખ્યા વધીને એક

હજાર ઉપરાંતની થઈ છે. એટલે દર આઠ ચોરસ માઇલના વિસ્તારમાં પ્રજાના દર સેંકડે ૮૭ ટકાને એક પુસ્તકાલયનો લાભ મળે છે. આમ છતાં આ ખાતા પાછળ સરકારના ખર્ચમાં તે પ્રમાણમાં વધારો થયો નથી. ૧૯૧૧ માં રૂા. ૨૯૦૦૦ ખર્ચ હતો, જ્યારે ૧૯૪૧-૪૨ માં એ ખર્ચ રૂા. ૮૬૦૦૦ થયો છે. સરકારે એવું ઠરાવ્યું છે કે, જેમ જેમ નવાં પુસ્તકાલયો સ્થપાય તેમ તેમ જૂનાં પુસ્તકાલયોની મદદ ઘટાડતા જવી. આવાં જૂનાં પુસ્તકાલયોની સરકાર તેમ જ પ્રાંત પંચાયત મદદ ઘટતાં તેમણે તેમનાં કાયમ ફંડની યોજનાનો અમલ કરવા માંડ્યો છે. આ ભંડોળને પુસ્તકાલયોનાં ગતિચક્રો (Fly-wheel) ની ઉપમા આપવામાં આવે છે.

અમારે ત્યાં મુખ્યત્વે બે પ્રકારનાં પુસ્તકાલયો છેઃ ( ૧ ) સ્થાનિક ગ્રામ પુસ્તકાલયો જેમના ઉદ્ભવ અને સંચાલન વિષે ઉપર કહી ગયા તે અને (૨) ફરતાં પુસ્તકાલયો, જેમના વિષે જાણવાની તમારામાં જિજ્ઞાસા જાગી હશે. અરેબિયન નાઇટસમાં જેવું વર્ણન આવે છે એવા ફરતા પર્વતો, સંગીત ગાતાં વૃક્ષો અને પક્ષીઓની વાતો વિષે આપણે સાંભળીએ છીએ ત્યારે આપણામાં તેના વિષે જાણવાની જિજ્ઞાસા જાગે છે. પુસ્તકાલય એટલે પુસ્તકોનો સંગ્રહઃ અને આ માન્યતા આપણા મગજમાં લગભગ ઘર કરી ગયેલી છે. અને આપણે ફરતા પુસ્તકાલયની વાત કરતાં તો આપણી જિજ્ઞાસા વળી વધુ ઉત્તેજિત થાય છે.

## ફરતું પુસ્તકાલય

'ફરતું પુસ્તકાલય' એટલે વાચકોની સગવડ માટે પૈડાં પર ફરતાં પુસ્તકોનો સંગ્રહ. એનાથી બે અર્થ સરે છેઃ જે સ્થળે પુસ્તકાલયો નથી હોતાં ત્યાં એ પુસ્તકાલયની ગરજ સારે છે અને જ્યાં પુસ્તકાલયો હોય છે ત્યાં તે પુસ્તકાલયની પૂરવણીનું કામ બજાવે છે. વડોદરામાં જ્યારે સ્થાનિક પુસ્તકાલયોની સંખ્યા અલ્પ હતી ત્યારે આ ફરતાં પુસ્તકાલયોએ સારી સેવા બજાવી હતી. આજે જ્યારે દર આઠ ચોરસમાઇલે પુસ્તકાલયો સ્થપાઇ ગયાં છે ત્યારે આ ફરતાં પુસ્તકાલયોને પૂર્વભૂમિકારૂપે કામ કરવાનું રહેતું નથી. આજે એ પુસ્તકાલયો ગરીબ ગામડાંનાં નાનાં પુસ્તકાલયોનાં પૂરક તરીકે કામ કરે છે. વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં આશરે ૬૦૦ આવી પુસ્તકપેટીઓ છે. અને જ્યાંથી પણ તેની માગણી કરવામાં આવે છે ત્યાં—રાજ્યભરમાં—સરકારના ખર્ચે મોકલવામાં આવે છે. સ્થાનિક ગ્રામ પુસ્તકાલયોમાં મુખ્યત્વે ગુજરાતી પુસ્તકો હોય છે. ત્યાં ઘણી વાર અંગ્રેજી મરાઠી તેમ જ હિંદી વાચકો પણ હોય. આ રીતે સ્થાનિક પુસ્તકાલયોનું, ફરતું પુસ્તકાલય એ પૂરક છે.

## મમત્વની ભાવના

સ્થાનિક પુસ્તકાલયો અને ફરતાં પુસ્તકાલયોના સંબંધ વિષેની ચર્ચા કરીને હું અહીં તમને કંટાળો નહિ ઉપજાવું. યુરોપ-અમેરિકામાં લોકો સ્થાનિક પુસ્તકાલયો કરતાં ફરતાં પુસ્તકાલયોની સેવાને વધુ પસંદ કરે છે. પરંતુ અમારે ત્યાં વડોદરામાં, પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ઉત્પન્ન કરવા માટે મકાન સાથેનું પુસ્તકાલય લોકો વધુ પસંદ કરે છે. જેમાં પોતાનાપણાનું—મમત્વનું—ગૌરવ ન હોય તેવી બાબત લોકો પસંદ કરતા નથી. બીજી એક વિવાદાસ્પદ બાબત વિષે હું તમને અજાણ નહિ રાખું. અને તે એ છે કે આ ગ્રામ પુસ્તકાલયોનો વહિવટ જાહેર પ્રજાએ ચલાવવાની નીતિનું તમારે અનુકરણ કરવા યોગ્ય છે અથવા તો તેનો વહિવટ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ-પંચાયત, સુધરાઈ વગેરેએ ઉપાડવો જોઈએ ? બંધારણીય

સંસ્થાની તરફેણમાં દલીલ એવી છે કે, એ સંસ્થાઓ એકધારું કામ આપી શકે, જે માટે વ્યક્તિગત ઉત્સાહ પર આધાર રાખવો ન પડે. માણસો તો આવે ને જાય, પણ સંસ્થાઓ તો નદીના વહેણની માફક એકધારી ચાલ્યા જ કરે છે. તેમની વિરુદ્ધની દલીલ એવી છે કે, તો પછી પુસ્તકાલયો લકડશાહી અને આપખુદ બની જશે; અને તેના પરિણામે પ્રજાની ખાસિયતોને ટેકો આપવાને બદલે તેનામાં સ્થિતિસ્થાપકતાનો અભાવ થઈ આવશે. આ સાતત્ય સામે વડોદરાએ વ્યવહારુ જવાબ રજૂ કર્યો છે. લોકપ્રિયતાના આશરાના અભાવે કોઇ પુસ્તકાલયને નીચું ઊતરવું પડ્યું નથી.

આ ફરતા પુસ્તકાલય અને સ્થાનિક પુસ્તકાલયના તેમ જ બંધારણીય સંસ્થાઓના પ્રશ્નો ખરી રીતે બીનઅગત્યના છે. એટલે ખરી મહત્ત્વની બાબત તો એ છે કે, કંઇક પુસ્તકાલય પ્રવૃત્તિની સેવાની સ્થાપના થવી જોઇએ અને તેનું સફળ સંચાલન કરવું જોઇએ. એટલે હવે પુસ્તકાલયોને લોકપ્રિય કેમ બનાવવાં તે વિષે જણાવીશ.

## પુસ્તકાલયોને લોકપ્રિય કેમ બનાવશો ?

આપણા દેશના કેળવણીકારો સમક્ષ પહેલો પ્રશ્ન અભણોને ભણાવવાનો છે. આથીજ બાળપુસ્તકાલયો અને બાળકોનાં કામો પ્રૌઢો માટેની પુસ્તકાલયપ્રવૃત્તિમાં કેન્દ્રસ્થાને રાખવામાં આવે છે. અમારા રાજ્યમાં અમારાં પુસ્તકાલયોમાં પહેલેથી જ આ પ્રકારનું વલણ રાખવામાં આવ્યું છે. અમે બાળકોને રમકડાં, રમતો અને બિલ્ડિંગની રમતો જેવી કે મોબેકો સેટ, ઑઇલ એન્જીન અને સ્ટીમ એન્જીનના નમૂના આપીને આકર્ષીએ છીએ. વળી તેમને યુદ્ધને લગતાં બનાવટી મશીનગન, વિમાનવિરોધી તોપ, મોટી સ્ટીમર, સબમરીન, એરોપ્લેન વગેરેના બનાવટી નમૂના પણ આપીને આકર્ષીએ છીએ. ત્યાં તેમના આકર્ષણ માટે આ બધાં સાધનો વસાવેલાં છે. પુસ્તકો અને સચિત્ર વિશ્વકોષો આપીને પણ તેમને આકર્ષવામાં આવે છે. પ્રૌઢો માટેના સાધન કરતાં બાલમાસિકો અને બાલોપયોગી પુસ્તકોને અગ્રસ્થાન આપવામાં આવે છે. નાનામાં નાનું ગ્રામ પુસ્તકાલય જે માત્ર વાર્ષિક ત્રીસેક રૂપિયા જેટલો જ ખર્ચ કરે છે તેમાં પણ બાલમાસિકો—જેવાં કે " **બાલજીવન** " અને " **બાલસખા** " હોય છે. આ બધાં રાષ્ટ્રીય ભંડારનો એટલે કે બાળકોનો વિકાસ કરનાર સાધનો છે. આ સિવાય પુસ્તકાલયમાં દર અઠવાડિયે એક દિવસ બાળકો માટે મુકરર કરવામાં આવે છે. આ ઓરડાઓમાં બાળકોને વાર્તા કહેવામાં આવે છે, પરંતુ રેડિયોના ઉદ્ભવ બાદ એનું સ્થાન ઊતરતું જાય છે. ખાસ કરીને આ કામ સ્ત્રીઓનું છે અને મને વિશ્વાસ છે કે, આ પદ્ધતિનો પુનરોદ્ધાર કરવામાં આવશે અને એનાં સુફળો મેળવવા પ્રયત્ન થશે. વાર્તા-કથનની આ કળા આપણે ગુમાવવી ન જોઇએ. મારા એક-બે મિત્રો વાર્તાકથનમાં એવા પાવરધા છે કે તેઓ વાર્તા કહેતા હોય ત્યારે જાણે એ વાર્તા આપણી નજર સમક્ષ તાદશ બની રહી હોય તેમ જ અનુભવીએ. વાસ્તવિક અથવા કાલ્પનિક વાર્તા જો સરસ રીતે કહેવામાં આવે તો તેની ભારે અસર ઉપજે છે.

## મહિલા પુસ્તકાલયો

બાલ પુસ્તકાલયો પછી આપણું લક્ષ્ય મહિલા પુસ્તકાલયો પ્રતિ દોરાય છે: આપણા દેશના કિંમતી ભંડાર-બાળકો-નાં એ સર્જક છે. વડોદરામાં મહિલા પુસ્તકાલયો બહુ જૂનાં

નથી: વીસ વર્ષ પૂર્વેના રાષ્ટ્રીય ઉત્થાનકાળે ગુજરાતમાં એનો ઉદ્‌ભવ થયો. જો હું એવા નિર્ણય પર આવું અને કહું કે, ગાંધીવાદે રાજકીય બાબતોમાં શું સાધ્ય કર્યું છે ? પરંતુ મારા આધાર પર મક્કમપણે વળગી રહીને કહું છું કે, એણે સ્ત્રીઓને હિંમતવાન બનાવી છે–હિંમતપૂર્વક બુરખો હઠાવીને, એક સિનેમા ફિલ્મમાં દર્શાવાયું હતું તેમ. તેણે ચરખો હાથ ધર્યો છે. મહિલા પુસ્તકાલયો આ જાગ્રત સામાજિક સેવાને રજૂ કરે છે. પુસ્તકાલયો એ કંઇ માત્ર પુસ્તકો આપવા–લેવાનું સ્થાન જ નથી, પરંતુ સ્ત્રીઓની સઘળી સામાજિક સેવાઓનું એ કેન્દ્ર છે. આ સ્થળે તો ગૃહકલા અને શીવણ–ભરત જેવા ગૃહઉદ્યોગો શીખવવાનું તેમ જ હિંદી અંગ્રેજી ભાષા સરખા બૌદ્ધિક વિષયો શીખવવાનું પણ સ્થળ છે. આથી પુસ્તકપ્રવૃત્તિ પર સારી અસર થાય છે. ગમે તેમ પણ, પુસ્તકાલયપ્રવૃત્તિનું ધ્યેય, નર–નારીઓને વધુ સારૂં અને સંપૂર્ણ જીવન જીવતાં શીખવવાનું, માત્ર પુસ્તકો માટે આવવાના સ્થાન કરતાં વિશેષ અગત્યનું સ્થાન છે. અમરેલી, નવસારી અને પાટણ આવી વિસ્તૃત પ્રવૃત્તિઓના કેટલાક દાખલા છે. બાલ પુસ્તકાલયોની માફક મહિલા પુસ્તકાલયોની બાબતમાં પણ વડોદરા સરકારે ખાસ ફાળો નોંધાવ્યો છે. સામાન્ય રીતે એક જ જાહેર પુસ્તકાલયને સરકારમદદ મળી શકે; પરંતુ બીજું કે ત્રીજું બાલ પુસ્તકાલય હોય તો સરકાર તેની પ્રવૃત્તિ અને પરિસ્થિતિ પારખી અપવાદ દાખલ ખાસ મદદ આપે છે.

પ્રૌઢ વસ્તી પ્રત્યે જાણે દુર્લક્ષ્ય કરાયું હોય તેમ તમને લાગશે. અને એ વિષે સાચું કહેવામાં આવે તો, તેઓ તો ખરા અર્થદાતાઓ (Pay–Masters) હોય છે. એમને અમે સાફ સાફ કહીએ છીએ કે, પુસ્તકાલયમાં પ્રથમ સ્થાન બાળકો અને સ્ત્રીઓને હશે; અને પછી તેમના હિતાર્થે બાકીની રકમ ખર્ચાશે. મને જણાવતાં ખુશી ઉપજે છે કે, ઉપર જણાવ્યા મુજબ સ્ત્રીઓ–બાળકોને અગ્રસ્થાન આપવા સામે તેમણે કદી વાંધો ઉઠાવ્યો નથી. પ્રૌઢો માટે પુસ્તકાલયમાં મુખ્ય આકર્ષણ તરીકે એની પસંદગીનું દૈનિક અથવા અઠવાડીક વર્તમાનપત્ર હોય છે. આમાં કેટલાક એવા હોય છે કે જેઓ એ સામયિકને એક છેડેથી બીજા છેડા સુધી અક્ષરશઃ વાંચી જાય છે, પરંતુ આની અસર તો ધોધબંધ વહી જતા પ્રવાહની નરમ જમીન પર જે અસર થાય તેવી અસર નીપજે છે. દૈનિકોમાં આવતા સમાચારોમાંથી સારૂં પરિણામ મેળવવા માટે ઇતિહાસ તેમ જ ભૂગોળનું જ્ઞાન અદૃશ્ય થઇ જાય છે. અગ્રલેખોમાં આવી ખામીઓ કવચિત હોય છે; પરંતુ મારે દિલગીરીપૂર્વક જણાવવું પડે છે કે, ગામડે વંચાતાં કેટલાંક ગુજરાતી પત્રો બેજવાબદાર હોય છે. અને તેથી તેઓ કંઇક સારી અસર ઉપજાવવાને બદલે નુકસાન જ નીપજાવે છે. પાશ્ચિમાત્ય દેશોમાં, સાર્વજનિક પુસ્તકાલયો ૨૫% કરતાં વધુ ખર્ચ કરતાં નથી; જ્યારે આપણે ત્યાં આવા ક્ષણિક સાહિત્ય માટે ૫૦% જાણે ઓછા હોય તેમ લાગે છે. એક જવાબદાર દૈનિકના અભ્યાસ કરતાં બીજું સારૂં કદાચ કશું નહિ હોય. લૉર્ડ મોર્લે કહેતા કે, દૈનિક "ટાઇમ્સ" વાંચવા માટે તેને નકશાપોથી વિશ્વકોષ તેમ જ શબ્દકોષનો ઉપયોગ કરવો પડતો. આવું બુદ્ધિશાળી વાચન અને ચાલાક સંપાદન આપણા દેશમાં ભાગ્યે જ મળી આવશે. એક ગ્રંથપાલ નક્કર વાચન તારવી કાઢી શકે. ગમે તેમ પણ, પુસ્તકો એ પુસ્તકાલયની સિદ્ધિ માટેનાં મુખ્ય વાજિંત્રો છે.

### સામયિકો કરતાં પુસ્તકો વધુ પસંદગીપાત્ર છે.

સામયિકો કરતાં પુસ્તકો વધુ પસંદ કરવા યોગ્ય છે; કારણ કે એમાં આપેલા

વિચારો પ્રકટ હોય છે. દૈનિકો, માસિકો અને પાક્ષિકોમાં પણ, એની અસલ વાસ્તવિકતાને બદલે એના સમયની નિયમિતતાને વધુ મહત્ત્વ આપવામાં આવે છે; જ્યારે પુસ્તકોમાં એની ચિરંજીવતા પર ખાસ ધ્યાન અપાય છે. વિદ્વાનોની માફક ગ્રંથપાલને કંઈ પુસ્તકોની ગુણવત્તા વિષે કહેવાનું હોતું નથી. આ બાબતમાં તેઓ ન્યૂનતા દાખવતા નથી. આપણે ત્યાં કહેવત છે કે " તલવાર કરતાં કલમ વધુ બળવાન છે " અને કોઈ પણ ભાવનાને વિશ્વસ્વીકાર ન મળે ત્યાં સુધી એને યોગ્ય સ્થાન મળતું નથી. પુસ્તકોની તકેદારી ( Censorship ) નો ઇતિહાસ એ છપાતા શબ્દની શક્તિનું પ્રમાણ છે. ગયા યુદ્ધ કરતાં આજના યુદ્ધમાં, યુદ્ધમોરચા કરતાં ઘરના મોરચાને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. યુદ્ધમોરચાના ભંગાણથી સર્વનાશ થતો નથી. આપણી ભગવદ્ ગીતા કહે છે તેમ, અજિત મન રાજ્ય કરશે. શાન્તિકાળે પુસ્તકો જ સાચાં ઉપયોગી છે. મનુષ્યે અત્યાર સુધીમાં નોંધાવેલી તમામ શોધો જૂનાં દફ્તરોના અભ્યાસમાંથી જ પ્રાપ્ત થયેલ છે. મનુષ્ય પોતાની પ્રગતિ માટેની ઉત્તેજના સાહિત્યમાંથી મેળવે છે અને એ જ પ્રમાણે સાહિત્ય પણ મનુષ્યનાં વીરત્વભર્યાં કાર્યોમાંથી જ સર્જાય છે. આખું ચક્ર આ પ્રમાણે ચાલે છે. અમેરિકાના એક તત્ત્વવેત્તા સંતાયનાના જણાવ્યા મુજબ, કાર્યોને વિચારોમાં મૂર્ત કરવાનું કામ સાહિત્યનું છે અને એને ઉમદા કાર્યોમાં પરિણત કરવાનું કામ વ્યવહાર રાજદ્વારીઓનું છે. અમે ગ્રંથપાલો એક બાજુ પુસ્તકો અને લેખકો અને બીજી બાજુ વાચકો અને કાર્યકર્તાઓ વચ્ચેના પૂલ જેવા છીએ. પ્રાસંગિક પુસ્તકોને લગતાં પુસ્તકમંડળો, અભ્યાસવર્તુલો, ચર્ચા પરિષદો ચલાવીને તેમ જ જનતા સમક્ષ મગજને તર કરે તેવું સિનેમા કે રેડિયો સરખું સાહિત્ય રજૂ કરીને, અમો ગ્રંથપાલો પુસ્તકોના અભ્યાસને ઉત્તેજી શકીએ.

પુસ્તકોનું આ મૂલ્ય સમજીને જ ઇંગ્લેન્ડમાં ત્યાંના કેળવણીમંડળે સાર્વજનિક પુસ્તકાલયો પર એક પરિપત્ર પાઠવી તેમને પુસ્તકો પાછળ નાણું ખર્ચવામાં પાછા ન પડવા જણાવ્યું હતું. મિ. ચર્ચીલે જણાવ્યું છે: " આપણી પાસે મોટી સંખ્યામાં તોપો અને એરોપ્લેનો છે. એથી કરીને આપણે આ કસોટીમાંથી પાર પડીશું એમ નથી, પરંતુ પુસ્તકોમાંથી મળતી ધીરજ અને શાન્ત વિચારસરણીમાંથી મળતા ઉચ્ચતમ વિચારો અને બુદ્ધિમત્તા આપણી પાસે હશે તેના વડે જ આપણે પાર પડીશું. " વૉશિંગ્ટનના કોંગ્રેસ પુસ્તકાલયના કવિ ગ્રંથપાલ અને પ્રમુખ રૂઝવેલ્ટના એક અંગત મિત્રે જણાવ્યું હતું કે " પુસ્તકાલયો એ લોકશાહીનો જબ્બર દારૂગોળો છે. ગ્રંથપાલો આ કિલ્લાઓના સેનાપતિઓ છે. અરે, આપણો સંયુક્ત દુશ્મન પણ એના પુસ્તક વડે જ આ યુદ્ધ જીતવા પ્રયત્ન કરે છે. આ રીતે આપણે પુસ્તકો વડે લડવાનું હોય તો " મેઇન કેમ્ફ " અથવા બીજા ગમે તે " કેમ્ફ "ને કાઢી મૂકવા માટે, લેખકસ્વરૂપ પુરુષ અને વાચકસ્વરૂપ પ્રકૃતિનું જોડાણ કરવા માટે સફળદાતા શક્તિનો પાઠ આપણે ભજવવો પડશે. *

ચ્યં. દિ. વાકનીસ

---

* અલ્હામા ખાતે ગયા મે માસમાં ભરાયેલા શીવાલીમવર્ગમાં અંગ્રેજીમાં આપેલા ભાષણ પરથી અનુવાદક: **મણિલાલ મ. વ્યાસ**

# કયું સામયિક ?

[ પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળની સભા મળી છે. વ્યવસ્થાપક મંડળના સભ્યો, પ્રમુખ તથા મંત્રી સૌ અર્ધગોળાકારે પુસ્તકાલયના મધ્યખંડમાં બેઠા છેઃ બજેટ બનાવવાની વિચારણા ચાલે છેઃ એમાં સામયિકોની પસંદગીનો પ્રશ્ન આવતાં સભામાં મતભેદ ઊભો થાય છે અને અહીં એ વિષે ચર્ચા જામે છે. ]

**મંત્રી**—જુઓ ભાઇઓ ! આ વર્તમાનપત્રો-સામયિકોની આખી યાદી હું લઇ આવ્યો છું. એમાં ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ થતાં સઘળાં સામયિકો આવી જાય છે. એમાંથી આપણે પસંદગી કરવાની છે.

**૧ લો સભ્ય**—જુઓ મિ. સેક્રેટરી ! આપણે ત્યાં એક દૈનિક વર્તમાનપત્ર તો આવવું જ જોઇએ. એ માટે મુંબઇનું " જન્મભૂમિ " અને " વંદેમાતરમ્ " લખો.

**મંત્રી**—ટકાવારીના ધોરણે બજેટ બનાવવાનું હોવાથી અને રકમની યત્તા જોતાં આપણે એક જ દૈનિક વર્તમાનપત્ર મંગાવી શકીશું.

**૨ જો સભ્ય**—તો પછી, હું તો કહું છું કે એ બેય દૈનિકોને બદલે એકસરખું ઉપયોગી એવું " મુંબઇ સમાચાર " મૂકો.

**પ્રમુખ**—પણ ભાઇઓ ! તમે વિચાર તો કરો કે, આપણી પાસે આવાં મોંઘી કિંમતનાં વર્તમાનપત્રો ખરીદવા માટે પૂરતાં નાણાં કયાં છે ! આપણે માત્ર એક દૈનિક પેપર મંગાવવાનું છે એવું તો છે જ કયાં ? એકાદ રાજ્યનું અઠવાડીક કે અર્ધસાપ્તાહિક પણ આપણને જોઇશે જ. વળી માસિકોમાં શિષ્ટ રોચક સાહિત્ય આપતાં તેમ જ ખાસ કરીને બાળકો માટેનાં બાલમાસિકો તથા એકાદ ત્રીમાસિક પણ આપણે લેવું જ જોઇએ. એટલે બહુ મોંઘી કિંમતનું નહિ પણ ઓછી કિંમતે આપણે રોજના સમાચાર મળે તેવું પત્ર પસંદ કરો.

**૩ જો સભ્ય**—જુઓ પ્રમુખ સાહેબ ! હું તો કહું છું કે, એવાં સસ્તી કિંમતનાં છતાં છેવટના સમાચારો આપે એવાં દૈનિકો તો આપણે ત્યાં ગણ્યાં ગાંઠયાં જ છે. એટલે અમદાવાદથી પ્રકટ થતું દૈનિક " **સંદેશ** " અથવા " **ગુજરાત સમાચાર** " જે છેલ્લામાં છેલ્લા તાજા સમાચારો આપે છે તેમાંનું એકાદ પસંદ કરીએ તો ઓછી કિંમતે છેલ્લા સમાચારો સાથેનું દૈનિક આપણને મળશે.

**૪ થો સભ્ય**—બરાબર છે; એમનું કહેવું સાચું છે. " **સંદેશ** " પેપર જ રાખો ને ! કેમકે, સાંભળવા પ્રમાણે ગયા વર્ષે તેણે સર્વસામાન્ય લવાજમમાંથી પુસ્તકાલયો પાસેથી થોડુંક ઓછું લવાજમ લીધું હતું.

**૫ મો સભાસદ**—અરે ભાઇ ! એકલા સમાચારોથી આપણું શું વળવાનું ! એની સાથે સાથે વિવિધ વિષય ચર્ચતા લેખો પણ હોય તેવું દૈનિક હોવું જોઇએ. "સંદેશ" કે " ગુજરાત સમાચાર " અથવા સુરતના " પ્રતાપ " કે " ગુજરાત "થી આપણને એ બધું નહિ મળી શકે.

૧ લો સભ્ય પણ એટલા જ માટે હું કહું છું કે, " વંદેમાતરમ્ " કે " જન્મભૂમિ " પસંદ કરો.

પ્રમુખ—એવા લેખોનું વાચન તો આપણને માસિકોમાંથી મળવાનું જ છે. પછી શા માટે એ મોંઘાં પત્રોની તમે ભલામણ કરો છો?

૩ જો સભ્ય—સાહેબ! એટલા જ માટે હું ' સંદેશ " કે " ગુજરાત સમાચાર " અથવા સુરતના " પ્રતાપ " કે " ગુજરાત "ની પસંદગી કરવાનું કહું છું.

મંત્રી—બરાબર છે! તો હવે નક્કી કરો, કે આ સસ્તાં દૈનિકોમાંથી કયું પસંદ કરવું?

પ્રમુખ—મને લાગે છે કે, હમણાં હમણાં છેલ્લામાં છેલ્લા સમાચારો આપતું અને લવાજમમાં પણ રાહત આપતું " સંદેશ " આપણે પસંદ કરો.

[ સૌ પ્રમુખના મત સાથે સંમત થાય છે. અને દૈનિક પત્ર " સંદેશ " મંગાવવાનું મંજૂર થાય છે. પછીથી અર્ધસાપ્તાહિક કે સાપ્તાહિક કયું મંગાવવું તે વિષે વિવાદ શરૂ થાય છે. "

પ્રમુખ—જુઓ, હવે આપણે સાપ્તાહિક કે અર્ધસાપ્તાહિક કયું પસંદ કરવું તેની વિચારણા ચલાવીએ.

૧ લો સભ્ય—અર્ધસાપ્તાહિક " સયાજીવિજય " પસંદ કરો. આપણે ત્યાં ફેરણીમાં આવતા તમામ અમલદારો એ પેપર ખાસ માગે છે. અને રાજ્યના તાજા સમાચારો પણ એમાં હોય છે.

૨ જો સભ્ય—ના, ભાઇ! એક દૈનિક ઉપરાંત એટલું બધું ૬) રૂપિયા જેટલું લવાજમ આપણા પુસ્તકાલયને ક્યાં પોષાય તેમ છે! મારો મત તો રાજ્યનું એકાદ સસ્તું સાપ્તાહિક ' નવગુજરાત" કે " ભારત " માટેનો છે.

૩ જો સભ્ય—હું તો કહું છું કે, બધુંય જવા દઇને " પ્રજામંડળ " પત્રિકા જ મંગાવોને! કારણ કે જુઓને, એમાં રાજ્યભરના સમાચારો પણ આવે છે, જનતાની જાગૃતિ અને સેવાકાર્ય સંબંધે લેખો પણ હોય છે. અને રાજ્યમાં શું શું કરવા જેવું છે અને ક્યાં કેમ ચાલે છે તેને લગતી વિગતો પણ હોય છે. એટલે હું તો કહું છું કે, " પ્રજામંડળ " પત્રિકા જ મંગાવો. વળી પુસ્તકાલયો માટે એનું લવાજમ પણ ઓછું છે.

ચોથો સભ્ય—અરે ભાઇ! જવા દો ને! " પ્રજામંડળ " મંગાવીને વળી અમલદારોની ખફગી શું કામ વહોરો છો? એ તો " સયાજીવિજય " જ સારૂં. અથવા નહિ તો " નવગુજરાત " કે " ભારત " મંગાવો; પણ એ તો નહિ જ.

ત્રીજો સભ્ય—ના ભાઇ! આપણે તો કહીએ છીએ કે " પ્રજામંડળ " પત્રિકા જ મંગાવો આપણો મત તો એ બાબતમાં નહિ જ ફરે.

[ ત્રીજો સભ્ય ગામનો સેવાભાવી કાર્યકર્તા હતો. પુસ્તકાલયને અવારનવાર આર્થિક મદદ પણ આપતો તેમ જ રાષ્ટ્રીય સેવાકાર્યમાં પણ સારો ફાળો નોંધાવતો. વળી ગામને રાહતનાં કામોમાં પણ સારી સહાય આપતો. આથી કંઇ નહિ તો છેલ્લે એને ખુશ કરવા પણ "પ્રજામંડળ" પત્રિકા પર સૌની પસંદગી ઊતરી. ]

પ્રમુખ—જુઓ, આપણે સામયિકોની પસંદગીમાં દૈનિક–અઠવાડીકનો તો નિર્ણય કરી લીધો. હવે બાલમાસિકોમાં કયું પસંદ કરવું તેનો નિર્ણય કરવાનો છે.

**૧ લો સભ્ય**—બાલમાસિકોમાં વળી પસંદગી શું કરવાની ! ! કેમ વળી, દર વર્ષે "બાળક" આવે છે તેનું તે ચાલુ રાખો.

**મંત્રી**—જુઓ, ભાઇઓ ! આ બાબત નિર્ણય કરતા પહેલાં મેં ગુજરાતીમાં પ્રકટ થતાં સઘળાં બાલમાસિકોના છેલ્લા અંકો નમૂના માટે આપ સૌ સમક્ષ રજૂ કરવા મંગાવી રાખ્યા છે.

[ મંત્રી સઘળાં બાલમાસિકો સભાસમક્ષ રજૂ કરે છે. ]

**૨ જો સભ્ય**—સાહેબ ! ગઇ સાલ આવતું હતું માટે આ સાલ પણ એનું એ જ મંગાવવું, એમ શા માટે ? હું તો કહું છું, કે આ વખતે કોઇ નવા બાલમાસિકની પસંદગી કરો.

**ત્રીજો સભ્ય**—સાહેબ ! જુઓ, "ગાંડીવ" દર અંકે સરસ-બાળકોને જાણવા જેવી માહિતી બાલભોગ્ય ભાષામાં આપે છે. વળી એમાં આવતી "બકોર પટેલની વાતો" વાંચવા તો, મારા ઘરનાં બાળકો અને દર મહિનાની પહેલી તારીખ યાદ કરાવે છે, કે આજે પહેલી તારીખ થઇ ! આ તો મારો મારાં બાળકોનો અનુભવ કહું છું. હું મારે ત્યાં મારાં બાળકો માટે "ગાંડીવ" મંગાવું છું.

**મંત્રી**—એ "ગાંડીવ" જેવું જ સારું એક "બાલસખા" માસિક પણ સરસ આવે છે. દિવસે દિવસે એમાં કંઇ ને કંઇ નવીનતા ઉમેરાતી જ જાય છે ! એ બાલમાસિક પણ ખરેખર, પસંદ કરવા જેવું છે.

[ આખરે "ગાંડીવ" અને "બાલસખા" બાલમાસિકોમાં લેવાનું સૌ સ્વીકારે છે. ]

## સાહિત્ય અને સોનું

દરેક લેખક પોતે જ પોતાની કૃતિનો મુદ્રક તેમ જ પ્રકાશક થાય એવો આગ્રહ રખાવો જોઇએ. એટલે જેની પાસે સાચી પ્રતિભા છે અને બોલ્યા વિના જેનાથી રહી શકાતું નથી—જીવવું વસમું લાગે છે, એવો પુરુષાર્થી માણસ જ આવી આકરી કસોટીમાંથી પાર ઊતરશે. તેને ઓછામાં ઓછા શબ્દોમાં વધારેમાં વધારે અર્થ ભરવો પડશે. અને એમ થાય ત્યારે ઓરડાનું રાચરચીલું, પાત્રોનો પહેરવેશ, તેમના શરીરનું સૌંદર્ય અને હાવભાવ, તેમની પૌગંડાવસ્થાની ચેષ્ટાઓ તથા પ્રેમકિસ્સાઓનું વર્ણન કરી, ભાવનાનું છેલ્લું ટીપું નિચોવી દેતી અને કયાંય પણ જેનો છેડો આવતો નથી એવી નવલકથાઓ આપણે નહિ વાંચવી પડે.

× × ×

સો વરસની અંદર કાગળ બનાવવા માટેનાં જંગલો કપાઇને ખલાસ થશે, અને બહુ જ કીમતી વિચારો સિવાય બીજા કશા માટે કાગળ વાપરી શકાશે નહિ. આપણે ફરી પાછા સાહિત્યમાં સુવર્ણચલણની પદ્ધતિ ઉપર આવીશું; અને યોગદર્શનકાર ભગવાન પતંજલિ વિદ્યાપીઠોમાં સૌથી આદરણીય તત્ત્વજ્ઞ ગણાશે; અને જેમાં અર્થ અને ભાવનાનાં ઉત્કટતા અને ગાંભીર્ય હશે એવું જ સાહિત્ય પ્રસિદ્ધ કરવામાં આવશે.

એ. ઇ. ( જ્યોર્જ રસેલ )

**પ્રમુખ**—હવે ચોથું કામ માસિકો પસંદ કરવાનું છે. આપણે ત્યાં માસિકોનો તો રાફડો ફાટયો છે કે કયું પસંદ કરવું અને કયું ન કરવું એના માટે ખૂબ વિચાર કરવો પડશે. પણ હા, આ ગ્રંથપાલ એ બધાંથી વાકેફ છે એટલે એ બાબતમાં એમની દોરવણી આપણને ઠીક થઇ પડશે.

**ગ્રંથપાલ**—પ્રમુખ સાહેબ કહે છે તે સાચું છે. જુઓને, માસિકોની પસંદગી માટે કલકત્તાથી પ્રકટ થતું પણ હવે આપણા રાજ્યના પાટનગર-વડોદરા-માંથી નીકળતા **"નવચેતન"** ને ખાસ પસંદગી આપવા જેવી છે. આપણે ત્યાં વર્ષો પહેલાં આવતા "વીસમી સદી"ની ગરજ એ પૂરી પાડે છે. અને લોકસાહિત્યના રસિયાઓ માટે **"શારદા"** પસંદ કરવા

જેવું છે. ઊગતા જુવાનો માટે " કુમાર " અને 'કિશોર", વિદ્વાન વિચારકો માટે "પ્રસ્થાન" અને " જીવનવિકાસ " તેમ જ સાહિત્ય સમાચારો જાણવા માગનાર માટે માત્ર નામના મૂલ્યે પ્રકટ થતી " ગુજરાતી સાહિત્ય પત્રિકા " છે. વળી જાણવા જેવા વિચારણીય લેખો માટે "ચિત્રમય જગત" છે; અને એ બધામાં પણ ખાસ અગત્યનું–નવો વિચાર, નવી શૈલી અને પ્રાસંગિક વિનોદવ્યંગચિત્રો આપતું માસિક " રેખા " તો, હું કહું છું કે, ખાસ મંગાવો. કેમકે એનું લવાજમ પણ ઓછું છે. માત્ર અઢી રૂપિયા ! ! અને એમાં આવતું વાચન કોઈપણ માસિકમાં આવતા વાચનથી પણ આગળ વધી જાય તેવું માર્મિક હોય છે. હું તો કહું છું કે, એ માસિક તો ખાસ વસાવો. વળી જુવાનોને વ્યાયામશોખના વિકાસ માટે " યુવક " છે. આમ છતાં સંગીન અને નક્કર સાહિત્ય આપતું એવું " શિક્ષણ અને સાહિત્ય " તો ભૂલશો જ નહિ. એમાં આપણા ગ્રામ પ્રશ્નોની છણાવટ કરતા લેખો ઉપરાંત શિક્ષકોને પણ ઘણા જ ઉપયોગી નીવડે તેવા લેખો આવે છે. વળી સાહિત્યની ઉપયોગી હકીકતો પણ હોય છે અને આપણા પ્રૌઢો માટે એકાદ લેખ તો હોય જ છે. જુઓને, આપણા " પુસ્તકાલય " માસિકમાંના " સામયિક દોહન " વિભાગમાં દર માસે એમાંથી એકાદ પણ લેખ હોય જ છે.

[ પુસ્તકાલયના મંત્રીએ ખાસ્સી એવી સુન્દર માસિકોની એક હારમાળા રજૂ કરી અને એમાંથી સૌને લાગ્યું કે, બધાં જ પસંદ કરવા જેવાં છે. પણ એમાંથી કયું લેવું ને કયું રહેવા દેવું એની સૌને વિમાસણ થઇ પડી. સૌ વિચારમાં પડી ગયા.]

**પ્રમુખ**—જુઓ ભાઈઓ ! એમાં વિચાર કરવા જેવું છે ખરૂં. પણ એને માટે આપણે એક કમિટિ નીમો કે જે માસિકોની પસંદગી કરે. અને હા, કેમ ભૂલો છો, સહકારી બજેટની યોજના પ્રમાણે એ કમિટિ આપણી પાસેનાં બે ગામોનાં પુસ્તકાલયો સાથે સહકાર સાધી એ યાદી તૈયાર કરે.

**૧ લો સભ્ય**—હા, પ્રમુખ સાહેબ બરાબર કહે છે. એમ જ કરો. આપણાં નજીકનાં ગામોનાં પુસ્તકાલયોનો એમાં સહકાર લઈ કામ કરો.

[ આખરે નજીકનાં ગામો સાથે સહકારની યોજનાએ માસિકોની પસંદગી કરવાનું નક્કી થયું. ]

**પ્રમુખ**—જુઓ, આપણે બધું જ કર્યું. પણ સ્ત્રીઓનાં માસિકોની પસંદગી તો કરી જ નહિ. કહો, મંત્રી ! એ બાબત તમારો શું મત છે ?

**મંત્રી**—સાહેબ ! સ્ત્રીમાસિકોમાં આપણે ત્યાં માત્ર ગણ્યાંગાંઠયાં ત્રણ માસિકો છે. એ સહકારી બજેટની યોજના પ્રમાણે ત્રણેય ગામવાળા એકેક મંગાવે. આપણે મંગાવો " ગુણસુન્દરી ", આ પાસેના ગામવાળા મંગાવે " સ્ત્રીબોધ " અને પેલા ગામવાળા મંગાવે "સ્ત્રીજીવન"; સમજ્યાને, આ તો સરળતાપૂર્વક ઉકલી જાય તેવો કોયડો છે.

**૧ લો સભ્ય**—બરાબર છે, સાહેબ ! મંજૂર.

[ સૌ સભ્યો બોલી ઉઠયા: મંજૂર ]

[ અને આમ સામયિકોની પસંદગીનું કામ પૂરૂં થયું. અને સભા વિસર્જન થઇ. ]

સૌ પુસ્તકાલયોના મંત્રીઓ આ પ્રમાણે વ્યવસ્થાપક મંડળની સભા બોલાવી સામયિકોની પસંદગી કરે તો પછી પુસ્તકાલયનાં સામયિકોની પસંદગી અંગે કોઈ ઝઘડાને કારણ જ રહે નહિ !

"અજ્ઞાત"



૧. હૅમ્લેટ—અનુવાદક: શ્રી. હંસા મહેતા; પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની મુંબઇ. કિંમત બે રૂપિયા.

પરસાહિત્યના અનુવાદો તો આપણા સાહિત્યમાં ઘણા થયા છે પરંતુ તેમાંના ખરેખર સફળ કહી શકાય એવા ઘણા ઓછા. શ્રીમતી હંસા મહેતાનો આ પ્રયત્ન આ રીતે જોતાં ઘણો સ્તુત્ય અને આવકારદાયક ગણાવો જોઇએ. કારણ, શેક્સપિયરનું ભાષાંતર કરવું એ અતિ દુર્ઘટ કાર્ય છે. ભાષાંતર જોતાં જ ખાતરી થાય છે કે તેમણે મૂળના રસને ખૂબ રસ-પૂર્વક ગુજરાતી ભાષામાં ઉતાર્યો છે. અનુવાદ માટે નિર્બંધ અનુષ્ટુપ જેવો છંદ યોજી તેમણે પ્રયત્નની સફળતા તો સાધી જ છે, પણ એ ઉપરાંત મૂળના ભાવોને ઉતારવા જ્યાં એ છંદ પ્રતિકૂળ લાગ્યો છે ત્યાં ઉપજાતિ, વસંતતિલકા અને ખંડ હરિગીત જેવી તેમની ઉપયુક્ત યોજનાથી અનુષ્ટુપની એકતાનતામાંથી મુક્તિ પણ અનુભવાય છે. શેક્સપિયરની કરુણાન્તિકાઓમાં જે એક ઘેરું અતિ ઘેરું વાતાવરણ આપણને આદિથી અંત સુધી આવરી લે છે તેવું જ વાતાવરણ અહીં પણ અનુભવાય છે અને એને જ આ અનુવાદની સિદ્ધિ ગણાવી શકાય.

આપણે આશા રાખીએ કે શ્રીમતી હંસાબહેન તરફથી શેક્સપિયરની બધી જ કરુણા-ન્તિકાઓના ગુજરાતી અનુવાદો આપણને મળે.

૨. અખો ( એક અધ્યયન )—સં. શ્રી. ઉમાશંકર જે. જોષી, પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; મૂલ્ય રૂ. ૨.

વેદાંતી કવિ અખાની કવિતા પર અત્યાર સુધીમાં જે કાંઇ લખાયું છે તેમાં આ સંશોધનગ્રંથ એક નવી જ ભાત પાડે છે, અને આપણા જૂના કવિઓ વિશે વિચારણા કરવાનું એક અભિનવ દૃષ્ટિબિંદુ રજૂ કરી વિવેચનની પણ એક સુંદર પરિપાટી સ્વીકારે છે. સમગ્ર ગ્રંથમાં રસનિષ્ઠ પાંડિત્યદર્શન, પૂર્વગ્રહમુક્ત સ્વચ્છ દૃષ્ટિ, કવિહૃદયને સમભાવપૂર્વક સમજવાની ઉત્સુક મનોદશા, સાહિત્યના મહાપ્રશ્નોની કરેલી છણાવટ, વિષયનું તલસ્પર્શી જ્ઞાન, ઔચિત્યલક્ષી વિવેકદૃષ્ટિ, ભાષાની પ્રૌઢ અને કર્તાની વિષયના અભિનિવેશ માટેની યોગ્યતાનાં દર્શન થાય છે. અખાના અભ્યાસીઓ માટે જુદી જુદી હસ્તપ્રતોની વાચનાને અંતે લેખકે કરેલા ચર્ચાસ્પદ મુદ્દાઓ અંગેનાં વિધાનો અખાને તો ખરાં જ પણ લેખકને પોતાને પણ કીર્તિકર થઇ પડ્યાં છે, એમ જણાવતાં આનંદ થાય છે. કવિહૃદયના એક સાચા ચિકિત્સક પાસેથી આવો સુંદર ગ્રંથ અપાવવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અભિમાન લઇ શકે છે.

કર્તાએ આ ગ્રંથ પાછળ ત્રણ વર્ષ જેટલો લાંબો સમય લીધો છે એ જોતાં, તેમાં

કરેલી શાસ્ત્રીય ચર્ચા ઉપરાંત એક વધારાનું પ્રકરણ અખાની મુખ્ય કૃતિઓ લઈ તેમાં સમાયલી ફિલસૂફીની ચર્ચા માટે યોજ્યું હોત તો વિદ્વાનો ઉપરાંત અખા વિષે ઓછું જાણનાર વર્ગ પણ તેનો ઉપયોગ કરી શકત. અહીં તો અખાનું તત્ત્વદર્શન વાચકોને જ્ઞાત છે જ, એમ માની લઇ ચર્ચા કરવામાં આવેલી હોઈ તેટલે અંશે અખાવિષયક રસ જાગ્રત કરવામાં એનો ફાળો કાંઇક ઓછો પણ ગણાય.

ગ્રંથના પૃ. ૧૭૭ ઉપર કર્તાએ અખાની મૂળ હસ્તપ્રતો વગેરે જોઇ બધી જ કૃતિઓ અખાની છે અને તે વિષે શંકાનું કારણ રહેતું નથી એવો નિર્ણય કર્યો છે. છતાં ય એટલું કહેવાનું અહીં પ્રાપ્ત થાય છે કે " અખાની અપ્રસિદ્ધ અક્ષયવાણી "માંનાં કેટલાંક પદોની શૈલી એની મૂળ શૈલીથી એટલી વિભિન્ન છે કે શંકાનું કારણ રહે છે જ. વેદાન્તમતનો સ્વીકાર પૂર્વે અખાએ ભલે એક વૈષ્ણવ તરીકે પદો રચ્યાં હોય, પરંતુ તેમાંય એની શૈલીનું પોતાપણું ક્યાં છે ?

સમશ્યા સાન સમજે સહુ સુંદરી, સમરના સુખને સૌ સહરાયે;
કુસુમના કુંજમાં કેલિ કરતો અખા, નિરખીએ જેહને નિગમ ગાયે.

તથા

લટકતા લાલની લટક ! તે શું કહું ? (હલા !) વર્ણ જોતાં અલખ લક્ષ જાગે !
લલિત, ત્રિભંગી લઘુલાઘવી પ્રીછતાં, અલખ લખતાં જઇને જ વાગે !

જેવી કડીઓ બ્રહ્મસાક્ષાત્કારનું નિરૂપણ અદ્‌ભુત કલાપૂર્વક કરે છે; પરંતુ અખા જેવો માખાબોલો કવિ જેને મમ્મમ્ સાથે જ લેવા દેવા છે, તે ટપ્ટપ્ પાછળ આટલી જહેમત ઉઠાવે એ જરા ન સમજાય તેવું છે. આ પંક્તિઓમાં અખા પછી થઇ ગયેલા દયારામની ...હિક શૈલીનાં દર્શન થાય છે. સાંપ્રદાયિક અસ્મિતાને બહલાવવાના ઉત્સાહના આવેશમાં કોઈ વિભક્તે 'અખાજી'ના વ્યક્તિત્વને વધુ તેજસ્વી રીતે રજૂ કરવાનો પ્રયત્ન કર્યો હોય અને ...ની ફિલસૂફીને રજૂ કરતી આ અભિનવ કવિતાસામગ્રી રચી તેને નામે ચઢાવી હોય એ અસંભવિત નથી. એટલે કર્તાની આપેલી ખાતરી પછી પણ અખાની કૃતિઓ 'પ્રક્ષિપ્ત' ભાગોથી મુક્ત હશે એમ માની શકાતું નથી.

આ બધુંય હોવા છતાં અખાનો આ અભ્યાસ ગુણવત્તાની દૃષ્ટિએ અત્યાર સુધીના પ્રસિદ્ધ થયેલા સાહિત્યગ્રંથોમાં સૌથી વધારે ઉત્તમ છે, એ વિષે બે મત નથી અને તે માટે તેના વિદ્વાન લેખક માનના અધિકારી બન્યા છે.

આવા ગ્રંથમાં સંદર્ભગ્રંથોની યાદી ખાસ આવશ્યક ગણાવી જોઇતી હતી.

—કે.

**૩. વીરપૂજા**—લેખકઃ મોહનલાલ પાર્વતીશંકર દવે, સૂરત; પ્રકાશકઃ પોતે; પ્રાપ્તિ-સ્થાન, ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૬+૨૩૪; પાકું પૂઠું કિં. ૧॥.

ઇસ્લામ, ઇસાઇ, બૌદ્ધ અને હિંદુ ( આર્યસમાજ ) જગતના એ ચાર મહાન ધર્મોના પ્રતિનિધિઓ (૧) હઝરત મહમદ પેગંબર, (૨) માર્ટીન લ્યુથર, (૩) અશોક અને (૪) મહર્ષિ

દયાનંદ સરસ્વતીનાં અભ્યાસાત્મક ચરિત્રો આ ગ્રંથમાં રજૂ થયેલાં હોઇ જિજ્ઞાસુઓએ ખાસ વાંચવા જેવાં છે.

આ ચરિત્રો ઉપરાંત પુસ્તકનું નામ જેના પરથી પડ્યું છે તે કાર્લાઇલને આધારે લખાયલો ને પુસ્તકના આરંભમાં મુકાયલો ' વીરપૂજા 'નો લેખ પણ વાંચવા જેવો છે.

જીવનચરિત્રના વાચકો માટે પુસ્તક વસાવવા જેવું.

**૪. ભારતદર્શન**--લેખકઃ સારાભાઇ ભોગીલાલ ચોકસી; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. મુંબાઇ; ઇ. સ. ૧૯૪૧; ૧૬ પેજી પૃ. ૨૪૬+૧૮; પાકું પૂઠું; કિં. ૧-૧૨-૦; સચિત્ર.

પ્રવાસવર્ણનના આ પુસ્તકમાં લેખકે પોતે ઉત્તર હિંદુસ્તાનનાં વિવિધ સ્થળોનો પ્રવાસ ત્રણ મિત્રો સાથે કરેલો તેનું વિવિધ માહિતીથી ભરપૂર રસમય બ્યાન રજૂ કરવામાં આવ્યું છે. પુસ્તકના છેવટનાં પૃષ્ઠોમાં આપવામાં આવેલ " હિંદમાં ભરાતા મેળાના દિવસોની " તથા " જોવાલાયક સ્થળોની " નોંધથી પુસ્તકની ઉપયોગિતામાં ખાસ વધારો થયો છે.

કાકા સાહેબ કાલેલકર, પૂ. ઠક્કર બાપા તથા સ્વામી આનંદનાં આશીર્વાદાત્મક લખાણો પુસ્તકના આરંભમાં છે તેમાં લેખકની વર્ણનશૈલીને વખાણવામાં આવી છે. પ્રવાસશોખીનોને માર્ગદર્શક થઇ પડે એવી વસ્તુસામગ્રીવાળું આ પુસ્તક પુસ્તકાલયોએ ખાસ વસાવવા જેવું.

**૫. રણબંકા**—લેખકઃ મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ, દહેગામ; પ્રકાશકઃ ચુનીલાલ વિઠ્ઠલદાસ ખુટાલા, પ્રાંતીજ; સોલએજંટઃ ગૂ. ગ્રં. રત્ન કાર્યા. અમદાવાદ; ૧૯૪૧; ૧૬ પેજી પૃ. ૧૦+૨૧૦; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; સચિત્ર; કિં. ૨-૦-૦

શ્રીયુત મેઘાણીના લોકસાહિત્યના વાચનથી પ્રેરણા પામીને લેખકભાઇએ પ્રથમ ' શૂરવીરની વાતો ' અને તે પછી આ ' રણબંકા 'માં ગુજરાતની શૌર્યકથાઓ રજૂ કરી છે.

પ્રસ્તુત ' રણબંકા 'માં (૧) જગતસિંહ પરમાર (૨) કુલાંગાર (૩) કાનજી સોલંકી (૪) રાઠોડ બચ્ચો, (૫) તલોજી સુણસેરીઓ, (૬) ધીરજી, (૭) આસો બહારવટિયો, (૮) મહીકાંઠાનો મહારથી, (૯) મેઘોજી ચૌહાણ, (૧૦) વીરો બારૈયો, (૧૧) ભૂપતસિંહ, અને (૧૨) સત્તાનો શોખ-નામની ૧૨ કથાઓ છે, જે લોકસાહિત્યના શોખીન વાચકોને ગમે તેવી છે.

ગુજરાત પ્રાંતનું આવું વધુ લોકસાહિત્ય ભાઇ મગનલાલની કલમે બહાર પડે એમ ઇચ્છીએ છીએ. જોડણી તેમજ પ્રૂફવાચન તરફ જરા વધારે લક્ષ આપતા રહેવાની લેખકભાઇને ભલામણ.

**૬. પુરુષાર્થની પ્રતિમાઓ**—લેખકઃ ચંદ્રભાઇ કા. ભટ્ટ; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; ૧ લી આવૃત્તિ ૧૯૪૨; ૧૬ પેજી પૃ. ૧૯૦; પાકું પૂઠું; કિંમત ૧-૧૨-૦

આ પુસ્તક ચરિત્રગ્રંથનું હોઇ તેમાં (૧) ગેલીલીઓ, (૨) આઇઝેક ન્યૂટન, (૩) લેવોઇઝીર, (૪) કેવેન્ડીશ પ્રીસ્ટલી, (૫) લામાર્ક, (૬) માઇકેલ ફેરેડે, (૭) ડારવીન, (૮) પેસ્ટર, (૯) હીનરીમહર્ઝ, (૧૦) ગ્રાહામ બેલ, (૧૧) એડીસન, (૧૨) મેડમ ક્યૂરી, (૧૩) માર્કોની અને (૧૪) જગદીશચંદ્ર બોઝ-જગતના એ મહાન વિજ્ઞાનવીરોની

વિજ્ઞાનની વિવિધ શોધોના ઇતિહાસ સાથે તેમનાં સંક્ષિપ્ત જીવનચરિત્રોની ગૂંથણી થયેલી છે.

વિજ્ઞાનના તેમ જ જીવનચરિત્રોના અભ્યાસીઓએ પુસ્તક ખાસ વાંચવા જેવું છે.

**ના. નં. ચોકસી**

**૭. એને પરણવું નહોતું અને બીજી વાતો**—લેખક, શ્રી. વિનોદરાય હેરજીવન ભટ્ટ ( આનંદેશ ); પ્રકાશક, સિંધ ન્યૂસપેપર્સ, કરાંચી; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૮૦; સચિત્ર બોર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

કરાંચીમાંથી પ્રગટ થતું 'મહાગુજરાત' સાપ્તાહિકનું આ પ્રથમ સચિત્ર ભેટ પુસ્તક છે. આ પુસ્તકમાં કુલ નવ વાર્તાઓ અપાઇ છે. અને તે આ પહેલાં 'મહાગુજરાત' સાપ્તાહિકમાં પ્રસિદ્ધ પણ થઇ ગયેલી છે. 'એને પરણવું નહોતું' એ આ પુસ્તકની પહેલી વાર્તા છે અને તે સાચી ઘટના છે, એમ લેખક જણાવે છે. આ વાર્તાની નાયિકા દક્ષા, પરણવું નહોતું છતાં સમાજની રૂઢિના બળે પરણવાનું સ્વીકારી, લગ્નના છેલ્લા જ મુહૂર્તે દરિયામાં ઝંપલાવે છે, એ આ વાતનું રહસ્ય છે. આ સિવાય 'એકલતાના ડામ'; 'નિર્મળ કોનો?'; 'અન્નજળની વાતો'; 'આડો આંક'; 'અભિલાષા' એ તમામ વાતો પણ સમાજ-જીવનના કેટલાક પ્રશ્નો ચર્ચે છે. 'એક સુખદ અકસ્માત' અને 'ડોલરગજરા' એ વાતો હાસ્યરસ ઉપજાવે છે. 'એની અમર કૃતિ' એ વાત અત્યારના લેખકોની સ્થિતિનું આછું બ્યાન આપે છે. વાતો બધી જ સામાન્ય છે. એમાં બોધ કે પ્રેરણા જેવું ખાસ કાંઇ નથી; છતાં વાર્તાશોખીનોને વાંચવી ગમે તેવી તો છે જ.

**૮. જળસમાધિ**—લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય; પ્રકાશકઃ આર. આર. શેઠની કં. કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ; ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૨૬૭+૨૦; રંગીન આચ્છાદન સહિત સચિત્ર પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩–૦–૦.

દરિયામાં રહીને ચાંચીઆનું જીવન ગાળનારાઓની શૌર્ય અને વીરરસભરી આ એક વાર્તા છે. એ વાર્તાની પાછળ એક રહસ્યમય ઇતિહાસ પણ સમાયલો છે. અને તે એ કે, હિંદની શોધ માટે નીકળેલો પોર્ટુગાલનો સરદાર વાસ્કો ડી ગામા હિંદ કોની મદદથી આવે છે ને કઇ સ્થિતિમાં પાછો જાય છે તે.

આ આખીય વાર્તા ઇતિહાસ, દંતકથા અને કલ્પના, એ ત્રણનો સુમેળ સાધી રચવામાં આવી છે. કાનજી માલમ નામનો હિન્દી મહાસાગરનો ખલાસી, ચાંચીઆઓનો મુખી–સક્કરબાર બને છે. સક્કરબાર પોતાના પાછલા જીવનમાં એકલો પડતાં અને વાસ્કો ડી ગામાનો ભેટો થતાં, તેને મલબાર પ્રદેશના કાલીકટ બંદરે તેડી લાવે છે. વાસ્કો ડી ગામા કાલીકટમાં લૂંટફાટ ચલાવી આગ લગાડે છે, સ્ત્રીઓનાં શિયળ લૂંટે છે અને દેવમંદિરોને ભ્રષ્ટ કરે છે. કાનજીથી ગામાનું આ કૃત્ય સહન ન થતાં, તેની સામે થાય છે અને તેને હરાવીને નસાડી મૂકે છે. તે પછી કાનજીને પોતાના જીવનનું સત્ય સમજાતાં તથા પોર્ટુગીઝોને કાલીકટ તેડી લાવવા બદલનો પશ્ચાત્તાપ થતાં તેના પ્રાયશ્ચિત્તરૂપે એ અને એને ચાહતી વીજળી નામની સ્ત્રી દરિયામાં જળસમાધિ લે છે.

આ વાર્તા, વાચકને ચાંચિયાઓના જીવનનો તથા તેમની દરિયાઇ લૂંટનો સુંદર ખ્યાલ

આપે છે. ચાંચિયાઓમાંની વીજળી એ એક સુંદર સ્ત્રીપાત્ર છે. એનો આદર્શ પણ ઊંચો છે. કાનજી એના આદર્શે જ આકર્ષાઇ એની સાથે જળસમાધિ લે છે. આ વાર્તાની ભાષાશૈલી અને પાત્રાલેખન પણ એટલાં સરસ છે કે, વાચકને તે પૂરેપૂરી વાંચવાનું મન થાય જ. પુસ્તકાલયો આ પુસ્તક જરૂર ખરીદે.

' અ-દ્રષ્ટા '

**૯. મંજૂષા**—લેખક તથા પ્રકાશક–મોહનલાલ દલસુખરામ ભટ્ટ; પૃષ્ઠસંખ્યા–૧૬૬; પૂઠું–કાર્ડબોર્ડનું; સોલ એજન્ટ: આર. આર. શેઠની કંપની, મુંબઇ. કિંમત રૂ. ૨–૦–૦

લેખકે ' મોહિનીચંદ્ર 'ના તખલ્લુસથી જુદાં જુદાં સામયિકોમાં લખેલી કવિતાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે. આમાંની કોઇ કોઇ કવિતાઓ અમને સારી લાગી છે; બાકીની કવિતાઓ અમને તદ્દન સામાન્ય લાગી છે. આ કવિતાઓમાં પ્રસાદ જેવું બહુ ઓછું છે. એક ભાવ કે પ્રસંગ સચોટ રીતે વાચકના સમક્ષ ખડો થાય તેવી રીતની લખાવટ આમાં નથી. આમાં તો ભાવ કે પ્રસંગની છાપ ઊઠે તે પહેલાં અલંકારોની ક્લિષ્ટતા તથા ભાષાની દુર્બોધતા વચ્ચે આવીને ઊભી રહે છે. આવી ભારે મોંઘવારીના વખતમાં પણ લેખક આવો સંગ્રહ શામાટે પ્રસિદ્ધ કરતા હશે તે અમને સમજાતું નથી. અમે આધુનિક અનેક કવિતા-સંગ્રહો જોયા પછી અમારી માન્યતા બંધાતી જાય છે કે આધુનિક કવિઓ એમની તદ્દન સામાન્ય કોટિની કવિતાઓના સંગ્રહો પ્રસિદ્ધ કરવાનો મોહ છોડી દે તો તેમને તથા જનતાને લાભ થાય.

શાં. સો. પટેલ

**૧૦. એનું નામ નરેન્દ્રકુમાર**—લેખક: શ્રી. લીલુબહેન મહેતા; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ–મુંબાઇ અને અમદાવાદ; પૃષ્ઠ ૩૪; પૂઠું કાગળનું; કિં. ૦–૪–૦

**૧૧. પંચગનીના પત્રો**—લેખક: સ્વ. ચમનલાલ વૈષ્ણવ; પૃ. ૪૬; પૂઠું કાગળનું; કિં. ૦–૪–૦; પ્રકાશક: ઉપર પ્રમાણે.

આ બંને યોગ્ય ટાઇપમાં છપાયેલ સુંદર પુસ્તિકાઓ છે. ' એનું નામ નરેન્દ્રકુમાર ' એ ' અરુણ પુસ્તકમાળા 'નું ૨૦ મું અને ભારતી પ્રકાશનનું ૧૦૭ મું પ્રકાશન છે.

વાર્તા બાળકોને ગમી જાય તેવી છે, છતાં આરંભનાં પ્રકરણોમાં ચોરી કરતો નરેન્દ્ર બતાવ્યો છે, એ સંસ્કારની દૃષ્ટિએ સહેજ ખૂંચે છે. લેખિકાએ ફેરફાર કરવા ધાર્યો હોત, તો કરી શકત. બીજી આવૃત્તિ વખતે થોડો સુધારો થાય એ ઇચ્છવાયોગ્ય છે.

' પૃ. ૧૬ નિશાળમાં મોટા સાહેબ ને મડમ આવેલાં છે. એનું કામ કરવા નહિ જવા બદલ મોતડીને સિપાઇ મારે છે. ' આ પ્રસંગ બરાબર બંધબેસતો આવતો નથી. બિચારા શાળા ખાતાના સાહેબનો આટલો બધો જૂલમ હોય, એમ અત્યાર સુધીમાં સાંભળ્યું નથી.

હા, કદાચ એકાદ મુલકી–ફોજદારી ખાતાનો કોઇ અમલદારનો દમામ બતાવ્યો હોત તો વ્યવહારની રીતે બંધબેસતું આવત.

' પંચગનીના પત્રો ' અરુણુમાળાનું ૧૯ મું અને ભારતી પ્રકાશન ૧૦૬ મું પ્રકાશન છે. ભાઇ ચમનભાઇની અનોખી શૈલી અચાનક વાહવાહ બોલાવી દે છે. પંચગની સંબંધી ઝીણામાં ઝીણી માહિતી સુંદર રીતે પીરસાઈ છે. વાંચતાં જ પંચગનીના પ્રવાસે જવાની તમન્ના જાગે છે. પુસ્તક પહેલી તકે ખરીદવા જેવું છે. '

**૧૨. ત્રણ દીકરા**—સંપાદકઃ નાગરદાસ ઇ. પટેલ, ચિત્રકાર જગમોહન મિસ્ત્રી પૃ. ૩૨, પૂઠું જાડા કાગળનું. કિં. ૦–૨–૦

બાલવિનોદ ગ્રંથાવલિનું આ ચોથું પુસ્તક છે. બાલવિનોદ કાર્યાલયે એનું આકર્ષક પ્રકાશન કર્યું છે. પૃષ્ઠે પૃષ્ઠે ચિત્રો દોરાયાં છે. એક વાતમાં વીજળીની વરસગાંઠમાં ચાંદો, સૂરજ ને પવન જાય છે વગેરે કલ્પનાતીત ચિત્ર છે.

બીજી વાતમાં ' લડાઇની નોબત 'ને મથાળે ઉંદર, અને બીજાં પ્રાણીઓનું ચિત્ર ખેંચ્યું છે. પૃષ્ઠ ૨૦ ઉપર ' કુતરો ' જોડણી રહેવા પામી છે. એકંદરે આ પુસ્તિકાનું આકર્ષક પ્રકાશન સૌ કોઇનું ધ્યાન ખેંચશે. ' દ્રષ્ટા '

**૧૩. મુહમ્મદી દર્પણ દ્વારા ઇસ્લામી શિક્ષણ**—અનુવાદકઃ અ. જબ્બાર સી. અમીન; પ્રકાશકઃ બઝમે ઇકબાલ, કઠોર; પૃ. ૧૭૨; રંગિત પેપરનું પૂઠું, કિં. ૦–૧૨–૦

આ " બઝમે ઇકબાલ ગ્રંથમાળા "નું વર્ષ બીજાનું પ્રથમ પુસ્તક છે. ઊર્દુમાં મવલાના અહમદ સઇદ સાહેબે ' તકરીરે સીરત ' લખેલું તેનો આ અનુવાદ છે. ગૂજરાતી ભાષામાં ઇસ્લામનું શિક્ષણ સરળ રીતે મળે, એ ધ્યેય ધ્યાનમાં રાખીને સંચાલકોએ પ્રકાશન કર્યું છે. સાહિત્યપ્રેમીઓ અને ગૂજરાતી મુસ્લિમ પ્રજા અને અભ્યાસકોની નજર ખેંચે એવું છે.

**૧૪. ઇબ્ને સિરાજ**—ઉતારનારઃ સાલીહ બકીલી; પ્રકાશકઃ બઝમે ઇકબાલ; પૃ. ૭૪ કિં. ૦–૬–૦.

બઝમે ઇકબાલ ગ્રંથમાળાનું બીજા વરસનું બીજું પુસ્તક છે. એ M. Chateaubriant નામક મશહુર ફ્રેંચ લેખકની ઊર્દુમાં ઉતારેલી ચોપડીનો અનુવાદ છે.

એમાં સ્પેન દેશના ઇતિહાસની રસપ્રદ બાની પીરસાઈ છે. એ વાચકને આનંદ સાથે નવીન માહિતી પૂરી પાડે તેમ છે.

**૧૫. સરી જતું સૂરત**—લેખકઃ શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૦૩, દ્વિરંગી સચિત્ર કવર આચ્છાદન સહિત બોર્ડપટ્ટીનું પૂઠું, મૂલ્ય રૂા. સવા; ૧૯૪૨

આપણા હાસ્યરસિક લેખકોમાં શ્રી. ધનસુખલાલનું પણ ખાસ સ્થાન છે. એ મર્માળું હાસ્ય આપતા લેખકે રચેલું " અમે બધાં " તો આ અગાઉ અનેકોનો આદર પામી ચૂક્યું છે. એના પરથી લેખકે સાત દશ્યોમાં આ નાટક સર્જ્યું છે.

નાટકના નાયક વિપિનના જન્મકાળની પૂર્વભૂમિકાથી માંડી તેના સંસારપ્રવેશ સુધીનાં કેટલાંક મર્મહાસ્યયુક્ત ચિત્રો આ પુસ્તકમાં રજૂ કર્યાં છે. પહેલા પ્રવેશમાં, વિપિનના જન્મકાળે કષ્ટાતી એની માતા મંગળાના પ્રસવપ્રસંગે આજુબાજુના બરાં જે



જાતનું વાતારણ જન્માવે છે તેનું હૂબહૂ ચિત્ર રજૂ કર્યું છે; બીજા પ્રવેશ–ચિત્રમાં સુરતમાં પતંગ પેચ માટે કેવા પ્રજારસ જામે છે તે, ત્રીજામાં મેટ્રીકની પરીક્ષાના પરિણામની ઇંતેજારી, ચોથામાં ચાર ચિતા–વિવાહ માટે ચાર કન્યાનાં માગાં–નો, પાંચમામાં વેવાઇઓનાં પરસ્પરનાં સગાંનો વેવાઇયાળો વાર્તાલાપ, છઠ્ઠામાં વર–વધૂનાં મિલનપ્રસંગ અને સાતમામાં તેમના છાનાછપના વાર્તાલાપ–એ બધું એવાં હૂબહૂ રીતે રજૂ કરે છે કે જાણે, એ ચિત્રો નજર સામે સર્જાઇ ગયાં હોય તેમ લાગે છે. લેખકની મર્માળી શૈલી અને એ ચિત્રની રજુઆત વાચકને એકધારું આકર્ષણ જમાવી રાખે છે.

સુરતી જીવનનાં સરી જતાં એ દશ્યોને શ્રી. ધનુભાઇએ અહીં આ રીતે પૃષ્ઠબદ્ધ કરવા બદલ અભિનંદન.

**૧૬. રસોઇનું રસાયણ**—લેખિકાઃ શ્રી. વન્દિતાગૌરી દેસાઈ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૩૮૪, સચિત્ર દ્વિરંગી ચિત્રયુક્ત કવર આચ્છાદને સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩–૦–૦; ૧૯૪૨.

આપણે ત્યાં પાકશાસ્ત્રને લગતાં માત્ર આંગળીને વેઢે ગણાય તેટલાં જ પુસ્તકો છે. તેમાં આ એક ઉમેરાય છે. પુસ્તકના આમુખમાં શ્રી. હંસાબહેન કહે છે તેમ, રસોઇ–પાક–નું જેમ શાસ્ત્ર છે તેમ એ તૈયાર કરવાની કળા પણ છે. અને એની ક્રિયા–કળા જાણવી એ પણ એના કલાવિદ્ થવું એમ કહી શકાય. એ કલા–રસોઇ–પાક કરવાની કલા–ક્રિયા જાણવા માટેનું આ પુસ્તક પણ એક અચ્છું સાધન પૂરું પાડે છે. એમાં, આપણા શાકાહારી ભોજનની લગભગ તમામ વાનીઓ બનાવવાની રીતો આવી જાય છે. ભોજનરસ માણવા ઇચ્છનાર સૌને એમાંથી પોતાને ભાવતા ભોજનની બનાવટવિધિઓ આમાંથી મળી આવે તેમ છે. તેમાં પણ કક્કાવારી પ્રમાણે વાનીઓના પૃષ્ઠાંક અપાયાથી તે વાની શોધવાની તકલીફ પણ તે મેળવવા માગનારને નહિ ઉઠાવવી પડે. પુસ્તકના પ્રવેશકમાં શ્રી. કાન્તિલાલ પંડયાએ પાકશાસ્ત્રને લગતી ઠીક માહિતી આપી છે.

પુસ્તકાલયો ખુશીથી પોતાને ત્યાં આ પુસ્તક વસાવે.

**૧૭. સ્ત્રીઓનું આરોગ્ય**—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પો. બો. નં. ૭૩, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૨૨, બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂ. એક. ૧૯૪૨.

શ્રી. સંપટ આજે આપણા સાહિત્યમાં લગભગ સઘળા વિષયોને સ્પર્શતા લેખો અવારનવાર માસિકોમાં આપે છે. આ પુસ્તકમાં એમણે સ્ત્રીઓના આરોગ્યનો પ્રશ્ન ચર્ચ્યો છે. એમાં શરીરરચનાથી લઇને આપણા સંસારમાં સ્ત્રીનું સ્થાન, તેમ જ સંતાનોત્પત્તિ,

સુવાવડ, ઋતુધર્મ અને એવા જ બીજા સ્ત્રીઓના આરોગ્યને લગતા પ્રશ્નો અને રોગો તેમ જ તેના ઉપાયો વગેરે આપ્યાં છે. આરોગ્ય બાબત બેદરકાર રહેનાર સ્ત્રીઓએ આ પુસ્તક અવશ્ય વાંચી જવા જેવું હોઇને તેમાંના રોગો પરની સારવાર વગેરે જાણવાજોગ છે.

**૧૮. વિશ્વયુધ્ધમાં અમેરિકા, ૧૯. ગેરીલા લડાઇ, ૨૦. ચીનનો નવો અવતાર, ૨૧. વર્તમાનયુધ્ધનું સ્વરૂપ**—સંપાદકોઃ શ્રી. રવિશંકર મહેતા, અને ધનવંત ઓઝા; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પહેલાં બેનાં પૃષ્ઠ ક્રાઉન કદનાં ૨૮ તથા છેલ્લાં ૨ નાં ૨૪, દરેકનું સાદું સચિત્ર પૂઠું; મૂલ્ય ૦–૨–૦; ૧૯૪૨.

ભારતી સાહિત્ય સંઘ તરફથી દર અઠવાડિયે વર્તમાન યુદ્ધને લગતી નાની બે આનાની કિંમતની પુસ્તિકાઓ પ્રકટ કરવાની યોજના થયેલી. તદનુસાર જુન માસમાં તા. ૪, ૧૧, ૧૮ તથા ૨૫ ના રોજ અનુક્રમે ઉપર્યુક્ત પુસ્તિકાઓ પ્રકટ કરવામાં આવી છે. પહેલીમાં વિશ્વયુદ્ધમાં અમેરિકાએ કયા સંજોગોમાં ઝંપલાવ્યું તે તેમ જ તેને લગતી સઘળી વિગતો, બીજીમાં યુદ્ધવ્યૂહમાં ગેરીલા લડાઇ શું છે તેની સમજૂત, ત્રીજીમાં ચીન જાપાન વિગ્રહના મંડાણથી માંડી આજ સુધીની ચીની ઇતિહાસગાથા અને તેના વીરત્વનું વર્ણન આપવામાં આવ્યું છે. જ્યારે ચોથી પુસ્તિકામાં આજના રોજ પલટાતા યુદ્ધ વિષે એના બે લેખકોએ બે જુદાં જુદાં દૃષ્ટિબિંદુ રજૂ કર્યાં છે. " આ યુદ્ધ જનતાનું યુદ્ધ છે " અને " આ યુદ્ધ જનતાનું યુદ્ધ નથી " આ રીતે યુદ્ધ પરત્વે બે વિચારસરણી રજૂ થતાં વાચક તેમાંથી તુલનાત્મક તારતમ્ય શોધી શકે.

બબ્બે આને બહાર પડતી આ યુદ્ધવિષયક પુસ્તિકાઓ યુદ્ધવાચનમાં રસ લેનારાઓને કેટલીક જાણવાજોગ માહિતી પૂરી પાડે તેમ છે.

**૨૨. રઢિયાળી રાત ભા. ૧ લો**—( પાંચમી આવૃત્તિ ) સંપાદકઃ શ્રી ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮+૧૩૬, પાકું પૂઠું, મૂલ્ય રૂા. સવા.

આપણા લોકસાહિત્યમાં રઢિયાળી રાતે જનતાનો કેટલો આદર પ્રાપ્ત કર્યો છે તે એની આ ૮૦૦૦ પ્રતો પૂરી કરાવી પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે તે પરથી સહેજે જણાઇ આવે છે. અને સંપાદકના મંતવ્ય પ્રમાણે, સાચે જ, આપણા સાહિત્યકારોએ પણ એને, ઊંચા વિવેચનધોરણની પારાશીશીએ માપતાં પણ તે એ કસોટીમાંથી પાર ઊતરેલ છે—એ રીતે પણ આ ગીતોની સરસતા સિદ્ધ થઈ ચૂકેલ છે. જે પણ પુસ્તકાલયમાં એ ન હોય વા નવું વસાવવા જેવું હોય તેઓ વસાવી લે. એમાંનાં લોકગીતો તેમ જ વિદ્વત્તાપૂર્ણ પરિચયલેખ વિષે આજે હવે લખવાનું હોય જ નહિ.

**૨૩. રઢિયાળી રાત ભા. ૪ થો**—( પહેલી આવૃત્તિ ) સંપાદક, પ્રકાશક અને કદ–પુઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૪૪+૧૫૮, મૂલ્ય રૂા. દોઢ; ૧૯૪૨.

સંપાદકે આ નવા જ તૈયાર કરેલા ચોથા ભાગમાં કુલ ૧૨૨ ગીતો સંઘર્યાં છે. પુસ્તકના પ્રારંભમાં મરાઠી–રાજસ્થાની લોકસાહિત્ય પણ આપણા સાહિત્યની લગોલગ–નજીક નજીકનાં હોવાનું દાખલા–દલીલો સાથે દર્શાવ્યું છે. આ ભાગના સંપાદનમાં સંપાદકે, પોતાના પાછલા મંતવ્યમાં ફેર કરી, અનૈતિક ગણાતાં કેટલાંક ગીતો જે તેમણે બીજા ભાગમાંથી દૂર કરેલાં તેને આ ભાગમાં સંગ્રહી લીધાં છે, સંશોધનનું અસલ પરિણામ જોવું હોય તો

જેમનાં તેમ વરખ ચડાવ્યા સિવાયનાં મળી આવે તેવાં તે જ રજૂ કરવાં: આ સૂત્ર એમની ઉપલી વિચારસરણીના આધારમાં એમણે ટાંક્યાં છે. એટલે, હવે આ પુસ્તક માત્ર લોકસાહિત્યના અભ્યાસીને જ કદાચ ઉપયોગી થઈ પડશે. કેમકે જ્યાં નીતિ-અનીતિનાં ધોરણોનું ચૂસ્તપણે પાલન થતું હશે ત્યાં કદાચ આ પુસ્તકનાં ગીતો પ્રતિબંધને પાત્ર બને.

એકંદરે લોકસાહિત્યના સંશોધક અભ્યાસકને એ અતિ ઉપયોગી નીવડે તેમ છે.

**૨૪. અમર યાત્રાધામો**—લેખકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ કદ ઉપર પ્રમાણે. સાદું પૂઠું, પૃષ્ઠ ૧૫૬, મૂલ્ય રૂા. ૧-૦-૦; ૧૯૪૨.

ગુર્જર બાલગ્રંથાવલિ-ત્રીજી શ્રેણીનું આ ભેટપુસ્તક છે. એમાં લેખકે, એક યાત્રા સ્પેશિયલ ટ્રેનમાં કરેલા સ્થળ સ્થળના પ્રવાસનું વર્ણન છે. એ પ્રવાસવર્ણનમાં અવન્તિકા–ઉજ્જૈન, મથુરા, વૃંદાવન, કામવન, પુષ્કર, પંઢરપુર વગેરે વગેરે સ્થળોનુ બાલભોગ્ય શૈલીએ ત્યાંનાં જોવા જાણવાજોગ સ્થળોનું માહિતીભર્યું વર્ણન આપ્યું છે. બાળકોને પ્રવાસવર્ણન વાંચવામાં રસ ઉપજાવે તેવું આ પુસ્તક છે. પુસ્તકાલયો જરૂર વસાવે. એમાં કેટલાંક સ્થળનાં જોવાલાયક ચિત્રો પણ આપ્યાં છે.

**૨૫. હિન્દનું નાણાવટુ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. જયન્તિલાલ હ. મહેતા, મુખ્ય વિક્રેતાઃ મુકુન્દલાલ એચ. મહેતાની કું. રાવપુરા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦+૩૧૪, બોર્ડ પટીનું કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩-૮-૦; ૧૯૪૨

આપણે ત્યાં અનેક અર્થશાસ્ત્રીઓ છતાં અર્થશાસ્ત્રને સ્પર્શતાં ગણ્યાં ગાંઠયાં જ મૌલિક પુસ્તકો છે. લેખક વડોદરા કલાભવનના વ્યાપારી શાખામાં અર્થશાસ્ત્ર તથા નાણાવટાના અધ્યાપક હોઇને તેમણે આધુનિક અર્થશાસ્ત્ર–આપણે ત્યાં નાણાવટાની પ્રચલિત પદ્ધતિ એના અંગભૂત ખેડુતોની આર્થિક સ્થિતિ, આપણા શાહુકારો–શરાફો, સહકારી અને લેન્ડમોર્ટગેજ બેંકો, તેમ જ શેડયુલ્ડ બેન્કો વગેરે અર્થતંત્રવાહક સંસ્થાઓને લગતી સરળ ભાષામાં ભરપૂર માહિતી આપી છે. આપણા દેશમાં ચાલતા અર્થતંત્રને સમજવામાં આ પુસ્તક સારૂં માર્ગદર્શક નીવડે તેવું છે. પુસ્તકાલયોમાં આવતા વાચકોને આપણું અર્થતંત્ર સરળ રીતે સમજવામાં ઠીક મદદરૂપ થઇ પડશે.

**૨૬. ખેડ અને ઓજાર**—લેખક અને પ્રકાશકઃ શ્રી. જગનાથ રણછોડલાલ પાઠક; કૃષિ શિક્ષકઃ એગ્રીકલ્ચરલ ઇન્સ્ટિટયૂટ, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨+૬૪, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦; ૧૯૪૧.

લેખક વડોદરાના સરકારી ફાર્મ પરના એક કૃષિશિક્ષક હોઇને ખેતીવાડીના વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેવી ખેતીવિષયક વ્યવહારૂ માહિતી તેમ જ તેને લગતાં દેશી-પરદેશી ઓજારોને લગતી હકીકત તેમણે આ પુસ્તકમાં આપી છે. ખેતીવાડીના વિદ્યાર્થીઓ ઉપરાંત ખેતીકામ કરનારને પણ ખેતીમાં શાસ્ત્રીયતા શી હોઈ શકે તે જાણવા સુલભ થાય તેવી વિગતો લેખકે આપી છે. ગ્રામ પુસ્તકાલયો ખેડૂત વાચકો માટે આ પુસ્તક લઇ ખુશીથી વસાવે.

**મણિલાલ પ્ર. વ્યાસ**

## સામયિકો

**ગાંડીવ પાક્ષિક**—તંત્રીઃ શ્રી. નટવરલાલ વીમાવાળા; હવાડિયો ચકલો; સૂરત. વાર્ષિક લવાજમ. રૂ. ૫-૧-૦

છેલ્લાં સોળ વર્ષો થયાં બાળકોનું એકધારૂં આકર્ષણ જમાવી રહેલા " ગાંડીવે "

૨૦ આપણા કવિઓ-ખંડ ૧ લો—(નરસિંહ યુગ પહેલાં ) લેખકઃ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી; મૂલ્ય રૂા. એક.

૨૧ પ્રાચીન ગુ. સાહિત્યમાં વૃત્તરચના—લેખકઃ શ્રી. ભોગીલાલ જયચંદ સાંડેસરા; મૂલ્ય ૦-૬-૦

૨૨ ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ—લેખકઃ શ્રી. રમણિકલાલ મણિલાલ દેસાઈ; મૂલ્ય ૦-૩-૦

## ૫ ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદનાં પ્રકાશનો

૨૩ ચીનનો નવો અવતાર—લેખકઃ ધનવંત ઓઝા; મૂલ્ય ૦-૨-૦.

૨૪ ગેરીલા લડાઇ—લેખકઃ શ્રી. "સંજય"; મૂલ્ય ૦-૨-૦

૨૫ વિશ્વયુદ્ધમાં અમેરિકા—લેખકઃ શ્રી. દિલીપ કોઠારી; મૂલ્ય ૦-૨-૦

૨૬ વર્તમાન યુદ્ધનું સ્વરૂપ—લેખકોઃ ધનવંત ઓઝા, અને મોહનલાલ મહેતા. મૂલ્ય ૦-૨-૦

## ૬ અન્ય પ્રકાશકો તરફનાં પ્રકાશનો

૨૭ હિંદનું નાણાવટું—લેખકઃ શ્રી. જયન્તિલાલ હ. મહેતા; સોલ એજન્ટસઃ મુકુન્દલાલ એચ. મહેતાની કું. રાવપુરા, વડોદરા. મૂલ્ય રૂા. ૩-૮-૦

૨૮ આપણું રાજ્ય—લેખકઃ શ્રી. ડાહ્યાભાઇ મ. પટેલ; પ્રકાશકઃ ગ્રામસર્જન સાહિત્ય કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય ૦-૫-૦

૨૯ મંજૂષા—લેખકઃ શ્રી. મોહિનીચંદ્ર, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, મુંબઇ. મૂલ્ય રૂા. બે.

૩૦ શંખેશ્વર મહાતીર્થ—લેખકઃ મુનિરાજ શ્રી જયંતવિજયજી; પ્રકાશકઃ વિજયધર્મસૂરી જૈન ગ્રંથમાળા, ઉજ્જૈન (માલવા); મૂલ્ય ૦-૪-૦

૩૧ શ્રી અરવિંદનું યોગદર્શન—અનુવાદકઃ નાથાલાલ દવે; પ્રકાશકઃ અરવિંદ કાર્યાલય, આણંદ. મૂલ્ય ૦-૪-૦

---

# "નવચેતન"ના તંત્રીને કલકત્તામાં વિદાયમાન

રવિવાર તા. ૭-૬-૪૨ ને રોજ ગુજરાતી સાહિત્ય મંડળ, કલકત્તા, તરફથી શ્રી. ચાંપશીભાઇ વી. ઉદ્દેશી-નવચેતનના અધિપતી-ના વિદાયના માનમાં એક મેળાવડો ઇન્ડીઆ કોરી હાઉસમાં યોજવામાં આવ્યો હતો. લડાઇને લીધે ગુજરાતી કમ્પોઝીટરો કલકત્તામાં નહિ મળવાથી "નવચેતન" માસિક છાપવામાં પડતી અડચણને લીધે શ્રી. ચાંપશીભાઇને "નવચેતન" માસિક વડોદરા લઈ જવું પડે છે. ૪૬ વર્ષના લાંબા ગાળા પછી શ્રી. ચાંપશીભાઇનું કલકત્તા છોડી જવું એ એમના મિત્ર તથા પ્રશંસકોના બહોળા સમુદાય માટે હૃદયસ્પર્શી પ્રસંગ હતો. ચાહ પાણી તથા નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી મંડળના સભ્યોએ શ્રી. ચાંપશીભાઇને ફતેહ ઇચ્છી હતી અને "નવચેતન" ફરીથી જલદી કલકત્તા આવે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી, આ પ્રસંગે કલકત્તાનાં જાણીતાં ગુજરાતી અગ્રગણ્ય શહેરીઓએ ખાસ હાજરી આપી હતી.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| કિશોર | ૭ | ૩-૪ | માર્ચ-એપ્રિલ | ૬-૭-૪૨ |
| કુમાર | ૧૯ | ૬ | જુન | ૧૭-૬-૪૨ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૩૦ | ૮ | જુલાઈ | ૨-૭-૪૨ |
| ગુણસુન્દરી | ૩૮ | ૫ | જુલાઇ | ૧-૭-૪૨ |
| ગ્રામજીવન | ૧૨ | ૯ | જુલાઇ | ૧-૭-૪૨ |
| ઘરશાળા | ૨ | ૯ | જુલાઇ | ૧૧-૭-૪૨ |
| ચરોતર | ૧૨ | ૬ | જુન | ૧૬-૬-૪૨ |
| ચિત્રમય જગત | ૨૮ | ૫ | જુલાઇ | ૩-૭-૪૨ |
| નવચેતન | ૩૮ | ૩ | જુન | ૩-૬-૪૨ |
| નવરચના અને ઊર્મિ | ૭ | ૨ | મે | ૨૭-૫-૪૨ |
| નૂતન શિક્ષણ | ૭ | ૧૨ | જુલાઇ | ૨-૭-૪૨ |
| પાટીદાર | ૧૯ | ૭ | જ્યેષ્ઠ | ૨૬-૫-૪૨ |
| પ્રસ્થાન | ૧૭ | ૧ | વૈશાખ | ૨-૭-૪૨ |
| બાલજગત | ૪ | ૭ | જુલાઇ | ૧૫-૭-૪૨ |
| બાલજીવન | ૨૨ | ૭ | જુલાઇ | ૮-૭-૪૨ |
| બાલમિત્ર | ૨૧ | ૧૨ | જુલાઇ | ૨-૭-૪૨ |
| બાલસખા | ૬ | ૨ | જુલાઇ | ૧-૭-૪૨ |
| બાળક | ૨૦ | ૫ | જુન-જુલાઇ | ૧-૭-૪૨ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૪ | જાન્યુ.-માર્ચ | ૩૦-૩-૪૨ |
| યુવક | ૧૨ | ૬ | જુલાઇ | ૬-૬-૪૨ |
| રેખા | ૩ | ૧૨ | જુલાઈ | ૩૦-૫-૪૨ |
| વૈદ્યકલ્પતરુ | ૪૭ | ૭ | જુલાઇ | ૬-૭-૪૨ |
| વ્યાયામ | ૨૭ | ૬ | જુન | ૧૫-૬-૪૨ |
| શારદા | ૩૭ | ૩ | જુન | ૧૫-૬-૪૨ |
| શિક્ષણ અને સાહિત્ય | ૩ | ૧૦ | જુલાઇ | ૧-૭-૪૨ |
| સુવાસ | ૫ | ૨ | જુલાઇ | ૫-૭-૪૨ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૫ | ૨ | નવે. ડિસેં. જાન્યુ. | ૧૦-૧-૪૨ |
| સ્ત્રીજીવન | ૩ | ૯ | જુલાઇ | ૧૨-૭-૪૨ |
| સ્ત્રીબોધ | ૮૬ | ૭ | જુલાઇ | ૩-૭-૪૨ |
| સ્કાઉટવીર | ૧૧ | ૧ | જુન | ૧૫-૬-૪૨ |

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાંચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી, તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; અને પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧ વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ—માહે જુન માસમાં પલસાણા મહાલનાં** (૧) જોળવા, (૨) દસ્તાન, (૩) ગંગાધરા, (૪) ગાંગપુર, (૫) ખારસડી, (૬) ઉમરાખ, (૭) બાબેન, (૮) ધામડોદલુંભા, (૯) અસ્તાન, (૧૦) ખરવાસા, (૧૧) વણીસાપીસાદ, (૧૨) ધામડોદ એના, (૧૩) એના, (૧૪) તુંડી, (૧૫) સોયાણી, (૧૬) વડદલા, (૧૭) એરથાણ, (૧૮) લીંગડ, (૧૯) હરિપુરા, (૨૦) અંત્રોલી, (૨૧) નિયોળ, (૨૨) બગુમરા, (૨૩) છટારવા, (૨૪) ચોપડા તા. નવસારી.

**૨ મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર—માહે જુન માસમાં ધારી મહાલનાં** (૧) અમૃતપુર (વા.), (૨) ખીચા, (૩) સરસિયા, (૪) જીરા, (૫) કમી (વા.), (૬) ડેરાળા, (૭) દીતલા, (૮) નાગધરા, (૯) હુડલી (વા.), (૧૦) ગરમલી, (૧૧) પાણીયા (વા.), (૧૨) ચલાલા સા. પુ., (૧૩) ચલાલા બા. પુ., **ખાંભા મહાલનાં** (૧૪) રૂગનાથપુર (વા.) (૧૫) ઝીંકયાળી (વા.), (૧૬) સમઢિયાળા; **અમરેલી મહાલમાં** (૧૭) જેસંગપુરા, (૧૮) માંગવાપાળ, (૧૯) અમરપુર વરૂડી (વા.) (૨૦) નાના ભંડારીઆ, (૨૧) પીપળલગ (વા.), (૨૨) દહીડા, (૨૩) માલવણ (વા.) (૨૪) મોટા આંકડીઆ, (૨૫) મોટા માચીઆળા.

**૩ સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ—માહે મે માસમાં** (૧) વાસાવાવ, (૨) તુલસીગામ, (૩) કડાચલા (વા.), (૪) વસ્છેસર, (૫) શારદાપુર.

**૪ દામનગર મહાલ માનદ પ્રચારક રા. નંદલાલ પુરુષોત્તમ ત્રિવેદી તથા મહાલ મંડળના મંત્રી શ્રી. પ્રાણજીવન ભવાનીશંકર જોષી** માહે જુનમાંઃ— (૧) નારણગઢ (૨) કાંચરડી (૩) કુકડિયા (૪) ઠાંસા (૫) રાભડા.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી બાઇઓને ખાસ ભલામણ.

**ના. નં. ચોકસી**

---

પુણ્યાચરણનો ઘમંડ એ પાપાચરણ કરતાં પણ વધારે પાપમય છે. પાપીની સાથે પોતાનું પુણ્ય દેખાડવું એ ગરીબ સાથીને ઘડીઘડી પોતાનો ખજાનો બતાવી ચીઢવનાર ધનવાનના જેવું જ હલકું અને નીચ કામ છે.



## વ૦ રા૦ પુસ્તકાલય મંડળ

**દુઃખદ અવસાન**—(૧) સા. પુ. કઠોરના માનદ મંત્રી શ્રી. બાપાલાલ નારાયણ ગુપ્તેનું તા. ૧૩-૬-૪૨ ના રોજ અવસાન થયું છે. તેઓશ્રી છેલ્લાં ચૌદ વર્ષથી સદર *પુસ્તકાલયના માનદ મંત્રીપદે હતા.*

(૨) ચાણસ્મા સા. પુસ્તકાલયના માજી ગ્રંથપાલ રામી નરસિંહભાઇ ગુલાબચંદનું અવસાન થયું છે. સ્વર્ગસ્થ સારા સેવાભાવી હતા. ગામલોકોના પણ પ્રીતિપાત્ર હોઇ ગામમાં એક આગેવાન વ્યક્તિ હતા. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાંતિ બક્ષો.

## પુસ્તકાલયોને મળેલી મદદ

**સા. પુ. પેટલીને** રૂ. ૧૦૦૦) ની ૩ા વીઘાં જમીન પટેલ મોતીભાઇ અજુભાઇએ બક્ષીસ આપી છે.× ૨૫) ઉંઢેલાના પટેલ લલ્લુભાઇ શંકરભાઇ તરફથી, ૧૦) પટેલ ભાઇલાલભાઇ કાશીભાઇ-ઉંઢેલા, ૧૦) પટેલ જશભાઇ હાથીભાઇ-વડતાલ, ૧૦) પટેલ મોહનભાઇ ખોડાભાઇ તરફથી.

**સા. પુ. હરિપુરા** ( તા. પલસાણા ) ને ૫) શ્રી. ગુલાબભાઇ દલપતભાઇ—નિયોળ, ૭) શ્રી. કસનજી દુલ્લભભાઇ-સોનવાડી, ૫) શ્રી. ભિખા ખુશાલ—ઓલીઆણ, ૨) શ્રી. ભિખાભાઇ દુલ્લભભાઇ-કતારગામવાળા તરફથી.

**સા. પુ. મોકાસણ** ( તા. કડી ) ને ૫) પૂંજાભાઇ મોહનદાસ—કરણ, ૪) શંકરદાસ બેચરદાસ—વીડજ, ૪) ત્રિભુવન જેશંગદાસ-રંગપુરડા, ૨) પટેલ શંકરદાસ ત્રિભુવનદાસ—ડોયડા, ૨) શ્રી. નર્મદાશંકર ચુનીલાલ પંડ્યા—પીલવાઇ, ૨) શ્રી. શિવશંકર મગનલાલ રાવળ—વડસ્મા, ૨) પટેલ મોતીદાસ હંસરાજ, ૨) શ્રી. મોતીદાસ પ્રાણદાસ—હરિપુરા તરફથી.

**સા. પુ. એંદલા** (તા. પાટણ) ૨) દશાવાડાના જોરાભાઇ કરણસિંહ દેસાઇ તરફથી. ૫) પા. ચેલદાસ કામરાજદાસ-મોઢેરા, ૫) પા. નથુદાસ રામદાસ-મોઢેરા, ૫) પા. મણિલાલ વીરદાસ—ગીદા ધરવા, ૨) પા. જોઇતારામ ગંગારામ-જસલપુર, ૨) પા. હીરદાસ ગંગારામ—જસલપુર, ૨) પા. હરિદાસ માધવદાસ-મોઢેરા, ૨) પા. ચતુરદાસ શંભુદાસ—ગણેશપુરા, ૨) પા. શાનીદાસ શાંતિદાસ—મણિયારી, ૨) પા. મંગળદાસ મોહનદાસ-બોદલા, ૨) પા. ધનજીદાસ જોઇતિનદાસ વડાવલી; ૨) પા. ચેલદાસ ધનજીદાસ—વડાવલી, ૨) પા. નથુરામ વીરચંદ-રણુંજ.

**સા. પુ. સોમજીપુરા** ( તા. પાદરા ).ના નવીન પુસ્તકાલયની ઉદ્ઘાટનક્રિયા

× આ અંકમાં અન્યત્ર છપાયેલ વાર્તા લખવાની પ્રેરણા તેના લેખકને આ દાન પરથી થઇ છે

વહુના શેઠ મણિલાલ લક્ષ્મીચંદના હસ્તે તા. ૧૮–૬–'૪૨ ના રોજ થઈ હતી. પ્રમુખશ્રીએ રૂા. ૧૦) પુસ્તકાલયને ભેટ આપ્યા.

**સા. પુ. દાસજ** ( તા. સિદ્ધપુર )ને ૮) પા. વિરચંદદાસ રેવીદાસ–રણછોડપુરા, ૪) પા. ભગાભાઇ રણછોડ–દાસજ, ૨) પા. રતનદાસ લવજીદાસ-રાજપુર, ૨) શિવરામ નાનચંદ દાસજ, ૨) પા. શિવરામ કરસન-ખીલીઆ, ૨) પા. ભગવાન સેંધીદાસ–દાસજ, ૨) રાત બબા ભગવાન–વાલમ, ૨) રાત શિવા હરિભાઇ–ઉનાવા, ૨) રાત હરગોવિંદ બેચર–ઊંઝા, ૨) પા. ભગુભાઇ વેલા–દાસજ, ૨) ઇશ્વરભાઇ જોઇતારામ-લીહોડા, ૩) ઘાંચી પ્રહલાદજી કરશન–રસૂલપુર, ૨) ઘાંચી ત્રિભુવન લલ્લુ–લાલપુર, ૨) પા. માધવદાસ હરિ-બીલિયા, ૨) પા. ગણેશભાઇ નારાયણ–બીલિયા તરફથી.

**સા. પુ. પોઇચા** ( તા. સાવલી )ને ૧૨) ગામ ખોશ્રાસણના પટેલ મહીજીભાઇ હાથીભાઇ તરફથી.

**સા. પુ. ઐઠોર** ( તા. સિદ્ધપુર )ને ૮) પા. કચરદાજી બાજીદાસ-ઉંડાવ, ૭) પા. રેવાભાઇ નાથાભાઇ-દેલુપ, ૩) પા. કરશન માનસંગ–રણુંજ, ૨) પા. તળજા અમીચંદ–મહેરવાડા, ૨) પા. ઇશ્વિર બહેચર–ઉંડાવ, ૨) પા. ઇશ્વિર ડુંગર-કંબોઇ, ૨) પા. નાનજીદાસ–ડેર, ૨) પા. વાલજી પ્રભુદાસ-કંબોઇ, ૨) ભાઇચંદ ચેલા–તુગોર, ૨) પા. છગન ઊમેદ તરફથી.

## રાજ્ય બહાર

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને ઉદાર સખાવત**—સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવના પુત્રો તરફથી એમનો અમૂલ્ય પુસ્તકસંગ્રહ ગુ. વ. સો. ને ભેટ મળેલ છે. પુસ્તકોની કિંમત ઓછામાં ઓછી રૂપિયા પચાસ હજારની છે. ઘણાંખરાં પુસ્તકોમાં આચાર્યશ્રીની પોતાની નોંધો છે. અનુસ્નાતક વર્ગોના અભ્યાસીઓને, વિદ્વાનોને અને આગળના અભ્યાસને માટે આથી ઉપયોગી સાધન થશે.

સોસાઇટિના હાલના વિશાળ ખંડને 'આનંદશંકર હૉલ' એવું નામ આપવાનો સોસાઇટિએ ઠરાવ કર્યો છે અને સ્વર્ગસ્થનું સ્મરણ કાયમ રાખવા એક ઉપસમિતિ પણ નીમવામાં આવી છે. થોડાક વખતમાં આ ગ્રંથભંડાર ખુલ્લો મૂકવાની જાહેર ક્રિયા કરવામાં આવશે.

## પરદેશ

**ચીને વૉશિંગ્ટન મોકલી આપેલાં ત્રણ હજાર કિંમતી પુસ્તકો**—' ન્યુયોર્ક ટાઇમ્સ ' જણાવે છે કે યુદ્ધના સમય દરમ્યાન સહીસલામત રહે એ માટે ૩૦૦૦ ચીની પુસ્તકો, ચીની સરકારે વૉશિંગ્ટન મોકલી આપ્યાં છે અને વૉશિંગ્ટન ખાતેના ચીની એલચીની પરવાનગી લઇને કોંગ્રેસના વાચનાલય માટે આ પુસ્તકોની ફિલ્મ ઉતારવામાં આવશે.

આ ત્રણ હજાર ચીની પુસ્તકો પેકીંગની નેશનલ લાયબ્રેરીની માલિકીનાં છે. અને યુદ્ધ પૂરૂં થયા પછી એ એને પાછાં સુપ્રત કરી દેવામાં આવશે. આ પુસ્તકોમાંનાં કેટલાંક પુસ્તકો તો, યુરોપમાં છાપવાની પદ્ધતિની શોધ થઇ તે પહેલાંના સમયમાં છપાયેલાં છે. અને તે એનસાઇક્લોપીડીઆ, સ્થાનિક ઇતિહાસો, પ્રસિદ્ધ ન થયેલા હસ્તલિખિત કાગળો અને ૧૩૬૮ થી ૧૬૪૪ ની સાલ સુધી મીંગ શહેનશાહના સમયનો સત્તાવાર હેવાલ રજૂ કરતાં પુસ્તકો છે. વધુમાં આ પુસ્તકોમાં એક એવું પણ પુસ્તક છે, કે જે ઇ. સ. પૂર્વે ૧૦૩૪ પહેલાંના સમયમાં છપાયેલું છે અને તેમાં કવિતાઓ લખેલી છે.

# સન ૧૯૪૧–૪૨ નાં પુસ્તકાલય શિક્ષણવર્ગો

**ચાલુ** સન ૧૯૪૧-૪૨ ની સાલે **મહેસાણા** તથા **વડોદરા** પ્રાંતોના શિક્ષણવર્ગો અગાઉ જાહેર થયા પ્રમાણે, મે માસમાં ભરાઇ ગયા. મહેસાણા પ્રાંતનો વર્ગ **દહેગામ** કસ્બામાં તા. ૪–૫–૬ ના દિવસોએ અને વડોદરા પ્રાંતનો વર્ગ શિનોર મહાલના **બરકાલ** ગામે તા. ૧૮–૧૯–૨૦ ના દિવસોએ ભરાયા હોઇ તે દરેકમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ઇતિહાસ, વડોદરા રાજ્યની પુ. પ્રવૃત્તિની યોજના, તેના ધારાધોરણ અને વહિવટ, તથા દફતરી કામ, બજેટ-નિવેદન, પુસ્તકપસંદગી, પુસ્તકોનો વિધિ ને વર્ગીકરણ, પુસ્તકાલયપ્રવૃત્તિપોષક વિવિધ યોજનાઓ વગેરે આવશ્યક બાબતોની મૌખિક સમજૂત ઉપરાંત વર્ગીકરણ કામનું ક્રિયાત્મક શિક્ષણ આપવામાં આવ્યું હતું.

વર્ગસંચાલનની કામગીરી રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી રા. ચોકસી, રાજ્ય પુ. પ્રચારક રા. વલ્લભભાઇ તથા મદદનીશ વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઇ સાહેબે બજાવી હતી.

શિક્ષણવર્ગો અંગે શક્ય હોય છે ત્યાં પ્રાચીન સ્થાપત્ય કે જોવાલાયક સ્થળોના પ્રવાસ ગોઠવાય છે તે મુજબ બરકાલના વર્ગમાં આવેલા બધા ઉમેદવારોને પનાઇ પ્રવાસ, અધિક માસ નિમિત્ત નર્મદાસ્નાન, તથા વ્યાસ અને શુકદેવજીની યાત્રાનો લાભ મળ્યો હતો. પાછા વળતી વખતે કેટલાક ઉમેદવારોને અનસૂયા, સૌભાગ્ય સુંદરી ને શિનોરનાં તીર્થક્ષેત્રોના દર્શનનો પણ લાભ મળ્યો હતો.

મહેસાણા પ્રાંતનો વર્ગ આ વખતે સ્થાનિક કાર્યકરોની ગેરસમજ તેમ જ લગ્નસરાની અસાધારણ તેજીને કારણે બહુધા સુંઘાઇ જવા પામ્યો હતો; છતાં રાજ્ય વ પ્રાંત પ્રચારકોની સમયસરની હાજરી તથા કુનેહને લઇને એ વર્ગ યશસ્વી રીતે પાર પાડી શકાયો હતો, અને ૨૩ ભાઇઓએ એ વર્ગનો લાભ લીધો હતો. સંખ્યાની દૃષ્ટિએ બરકાલનો વર્ગ ભરપૂર ગણાય તેમ હતો.

સદરહુ બન્ને વર્ગોનો લાભ લેનાર મંત્રી, ગ્રંથપાલ વ ઇતર ભાઇઓનાં નામ ઠામ નીચે પ્રમાણે છેઃ—

## મહેસાણા પ્રાંત ૨૩

**આતરસુંબા મહાલ**—૧ શ્રી. હીરાલાલ ગણપતરામ–કાણિયલ, ૨ શ્રી. અંબાલાલ મથુરદાસ શાહ–ધડિયા, ૩ શ્રી. નટવરલાલ કેશવલાલ ભાવસાર–વડાલી. ૪ શ્રી. કાન્તિલાલ ગોવિંદલાલ દેસાઇ–હીસોલ, ૫ શ્રી. નાથાલાલ દાજીરામ જાની–શિહોરા, ૬ શ્રી. અંબાલાલ હરગોવિંદ શાહ–આતરસુંબા.

**દહેગામ મહાલ**—૧ શ્રી. દલપતરામ વિઠ્ઠલદાસ મિસ્ત્રી–ઝાવડા, ૨ શ્રી. કેશવલાલ મગધાભાઇ–ધણપ, ૩ શ્રી. પુરુષોતમ ઇશ્વરભાઇ પટેલ–ચંદ્રાળા, ૪ શ્રી. અંબાલાલ હરિલાલ પટેલ–ધમીજ ૫ શ્રી. ડાહ્યાલાલ છગનલાલ શાહ–ઉંદણ, ૬ શ્રી. પ્રતાપભાઇ રસુલભાઇ મીર–કડાદરા, ૭ શ્રી. ઇશ્વરલાલ મયારામ વ્યાસ છાલા, ૮ શ્રી. પૂંજાલાલ મણિલાલ–અહિયલ, ૯ શ્રી. અંબાલાલ કેશવલાલ મોદી–કરોલી, ૧૦ શ્રી. હરગોવિંદ રેવાશંકર ઠાકોર–ધારીસણા, ૧૧ શ્રી. લક્ષ્મણરાવ માધવરાવ રાવળ–નાંદોલ, ૧૨ શ્રી. વિશ્વનાથ નરભેરામ વ્યાસ–સાંપા, ૧૩ શ્રી. રણછોડભાઇ હરિભાઇ અમીન–દહેગામ.

**કલોલ મહાલ**—૧ શ્રી. રામભાઇ રણછોડદાસ પટેલ–વડસર, ૨ શ્રી. શંકરલાલ મોહનદાસ પટેલ–શેરથા.

**સિદ્ધપુર મહાલ**—૧ શ્રી. વેલજીભાઇ જેઠાભાઇ પટેલ–દાસજ.

**ઇડર સ્ટેટ**—૧ શ્રી. રમણલાલ સાંકળચંદ મહેતા–ઇડર

## વડોદરા પ્રાંત ૫૪

**સાવલી મહાલ**—૧. શ્રી. સોમાભાઇ રણછોડભાઇ પટેલ–અંજેસર, ૨ શ્રી. ડાહ્યાભાઇ પુરુષોતમ પાઠક–પોઇચા.

**ડભોઇ મહાલ**—૧ શ્રી. શંકરલાલ છગનલાલ શાહ–વઢવાણા, ૨ હિંમતલાલ ગિરધરભાઇ ખત્રી–અમરેશ્વર.

**પાદરા મહાલ**—૧ શ્રી. રામભાઇ જીવાભાઇ પટેલ–સાંગમા, ૨ શ્રી. ભાઇલાલ ખુશાલભાઇ અમીન–સેજાકુવા.

**વડોદરા મહાલ**—૧ શ્રી. લલ્લુભાઇ રાઇજીભાઇ પટેલ–સમિયાલા, ૨ શ્રી. નટવરલાલ નાનાલાલ શાહ–આમલીઆરા, ૩ શ્રી. ઉમિયાશંકર બાણુજી જોશી–દશરથ, ૪ શ્રી. ડાહ્યાભાઇ વેરીભાઇ પટેલ–ભીલ, ૫ શ્રી. કાન્તિલાલ રણછોડભાઇ પટેલ–હરણી, ૬ શ્રી. ચિમનભાઇ મૂળજીભાઇ પટેલ–વડોદરા, ૭ શ્રી. મૂળશંકર ભવાનીશંકર–વડસર.

**શિનોર મહાલ**—૧ શ્રી. મૂળજીભાઇ બહેચરભાઇ પટેલ–સાઢલી, ૨ શ્રી. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ–સાઢલી, ૩ શ્રી. શંભુલાલ શંકરભાઇ પટેલ–બાવળીઆ, ૪ શ્રી. વિઠ્ઠલભાઇ નરભેશંકર પાઠક–માંજરોળ, ૫ શ્રી. મગનભાઇ રાઇજીભાઇ પ્રજાપત–આનંદી, ૬ શ્રી. મગનલાલ મૂળજીભાઇ દવે–ઉતરાજ, ૭ શ્રી. જેસંગભાઇ નાગજીભાઇ પટેલ–ઉતરાજ, ૮ શ્રી. મગનલાલ ગરબડભાઇ–નાના કરાળા, ૯ શ્રી. ચુનીભાઇ જેસંગભાઇ પટેલ–વણિયાદ, ૧૦ શ્રી. અંબાલાલ હીરાલાલ પટેલ–ટીંગલોદ, ૧૧ શ્રી. કેશુરભાઇ જીભાઇ–માલપુર, ૧૨ શ્રી. બહેચરગીર મોતીગીર ગોસાંઇ–મીંઢોળ, ૧૩ શ્રી. સાકરલાલ દોલતરામ ભટ્ટ–વરખડ, ૧૪ શ્રી. નારણભાઇ કિશોરભાઇ પટેલ–વરખડ, ૧૫ શ્રી. અંબાલાલ નાગેશ્વર જોશી–ઝાંઝડ, ૧૬ શ્રી. નટવરલાલ નવલરામ જાની–કુકસ, ૧૭ શ્રી. ઇશ્વરભાઇ રણછોડભાઇ–આનંદી, ૧૮ શ્રી. દરભાઇ છોટાભાઇ–ટીંબરવા, ૧૯ શ્રી. કૃષ્ણશંકર હરિવલ્લભ–દીવેર, ૨૦ શ્રી. ભાઇલાલ વિઠ્ઠલભાઇ પટેલ–ટીંબરવા, ૨૧ શ્રી. શંકરભાઇ બહેચરભાઇ પટેલ–મોટા ફોફળીઆ, ૨૨ શ્રી. શાંતિલાલ જીભાઇ ભટ્ટ–અંબાલી, ૨૩ શ્રી. ધુળાભાઇ હાંસજીભાઇ પટેલ–કણજેઠા, ૨૪ શ્રી. શાંતિલાલ ત્રિભોવનદાસ દવે–માંડવા, ૨૫ શ્રી. તોલાશંકર છોટાલાલ દવે–દામાપુર, ૨૬ શ્રી. હરજીભાઇ મીઠાભાઇ પટેલ–શિરોળા, ૨૭ શ્રી. ફોગટલાલ નાગેશ્વર રતની–કરનાળી, ૨૮ શ્રી. હિંમતસિંગ મૂળજીભાઇ ચૌહાણ–સતીસણા, ૨૯ શ્રી. સેવકલાલ રણછોડભાઇ જોશી–સુરાશામળ, ૩૦ શ્રી. મંગળભાઇ ગોપાળભાઇ પટેલ–મોલેથા, ૩૧ શ્રી. શંકરપ્રસાદ ભોળાશંકર વૈદ–અમીસરા, ૩૨ શ્રી. દેવજીભાઇ ગોવિંદભાઇ પટેલ–બરકાળ, ૩૩ શ્રી. નરહરિશંકર હિંમતરામ ઓઝા–બરકાળ, ૩૪ શ્રી. મણિલાલ પ્રાણશંકર ત્રિવેદી–બરકાળ, ૩૫ શ્રી. શાન્તિલાલ મોતીલાલ–સેગવા, ૩૬ શ્રી. હીરાભાઈ ઝવેરભાઇ–સાંધા, ૩૭ શ્રી દલસુખલાલ હરિલાલ–ભેખડા, ૩૮ શ્રી. મોતીલાલ નાગેશ્વર દવે–સીમળી.

**કરજણ મહાલ—** શ્રી. શંકરભાઇ ગિરધરભાઇ પટેલ–કંડારી, ૨ શ્રી. છબીલાગીર લક્ષ્મણગીર ગોસાંઇ-બામણગામ, ૩ શ્રી. નાથાલાલ જેઠાભાઇ પટેલ–મરથાણા.

આ પ્રમાણે બે પ્રાંતોમાં થઇ કુલ ૭૭ જણને ચાલુ સાલે પુસ્તકાલય વિષયની તાલીમ અપાઈ છે. આશા રાખવામાં આવે છે કે આ બધા ભાઇઓ પોતપોતાના આજુબાજુની પુસ્તકાલયપ્રવૃત્તિને સુવ્યવસ્થિત ને સંગીન બનાવવામાં સક્રિય ભાગ ભજવી શિક્ષણવર્ગમાં મેળવેલી તાલીમ અને પ્રેરણા ને સાર્થક કરી દેખાડશે.

વડોદરા
તા. ૨૪–૬–૪૨

**ના. નં. ચોકસી**
સહમંત્રી
વ. રા. પુ. મંડળ

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૫ / '૪૧–૪૨

### વિષયઃ—પ્રમાણપત્ર માટેની પરીક્ષા

પુસ્તકાલયના કામકાજની તાલીમ પામ્યા બદલ પ્રમાણપત્ર મેળવવા માટેની પરીક્ષા આયંદે વર્ષમાં બે વાર લેવાની યોજના રખાઈ છેઃ એક ઑકટોબરમાં ને બીજી એપ્રિલમાં. તે માટેની ચોક્કસ તારીખો જે તે સમયે વખતસર જાહેર કરવામાં આવશે.

આ યોજના મુજબ આગામી પરીક્ષા ચાલુ સન ૧૯૪૨ ના ઑકટોબરની તા. ૨૪–૨૫ મીને વાર શનિ–રવિએ જે તે મહાલના વા પ્રાંતના અનુકૂળ પડતા કેન્દ્રે લેવાશે.

ઇચ્છુક ઉમેદવારોને મદદનીશ વ્યવસ્થાપક સાહેબ શ્રી. ઉમેદભાઈ મો. પટેલ સંપાદિત 'સાર્વજનિક પુ. પ્રવૃત્તિનું એકીકરણ' નામના પુસ્તકનો સાદ્યંત અભ્યાસ કરવાની અને તેમના વર્ગીકરણ વિષયની સંપૂર્ણ સમજણ મેળવી હથોટી પાડવાની ખાસ ભલામણ છે.

મજકુર અભ્યાસ કરતાં કોઇ વિષય આ બાબતમાં મુશ્કેલી જણાય યા વિશેષ સમજૂતની અપેક્ષા રહેતી લાગે તો નીચે સહી કરનારને તે વિગતવાર લખી જણાવ્યેથી જે તે બાબતનો વિગતવાર ખુલાસો હરકોઇ ઉમેદવાર મેળવી શકશે.

ઉપર નિર્દિષ્ટ પુસ્તકના અભ્યાસ વખતે નીચેનાં પુસ્તકો સાથે રાખી જરૂર જોગાં નજર તળે કાઢી જવાથી અભ્યાસમાં સારી સુગમતા સાંપડશેઃ—

(૧) સેં. લા. ખાતાના સૂચના સરક્યૂલરોનું એકીકરણ ભા. ૧ થી ૩
(૨) શ. પુસ્તકો માટે વર્ગીકરણની પદ્ધતિ
(૩) ,, કર્તાઓની નામાવલિ
(૪) ૮૦૦૦ તથા ૪૦૦૦ વર્ગીકૃત પુસ્તકોની નામાવલિઓ

આ પુસ્તકોની પ્રતો રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોમાંથી તેમ જ દાયકા જૂનાં ઘણાંખરાં ગ્રામ પુસ્તકાલયોમાંથી મળી શકશે.

ઈચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ ઠામ ઉંમર ને ધંધા સાથે તા. ૧૦ મી ઑકટોબર સુધીમાં પોતાની ઉમેદવારી નીચે સહી કરનાર તરફ નોંધાવી દેવી.

C/O સેન્ટ્રલ લાઇબ્રેરી
વડોદરા
તા. ૭–૭–૪૨

**ના. નં. ચોકસી**
સહમંત્રી
વ. રા. પુ. મંડળ

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૬ / ૪૧–૪૨

### વિષયઃ—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત.

**પુસ્તકાલય** ખાતાના વટહુકમ નં. ૧૩ તા. ૮–૭–૩૦ થી રાજ્યનાં દરેક જૂથ પુ૦ મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઑગસ્ટના પહેલા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૨–૪૩ ની નૂતન સાલની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૨ ના પહેલા રવિવારે તા. ૨–૮–૪૨ ના રોજે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક જૂથ–પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

આ સભામાં, જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયો વાચનાલયોના મંત્રીઓએ આવવાનું હોઇ, જૂથ મંત્રીએ સભાની તારીખના ચાર પાંચ દિવસ અગાઉ, પોતાના જૂથના જે તે પુસ્તકાલય–વાચનાલયના મંત્રીઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું. જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોનાં પૂરી થયેલી સાલનાં વાર્ષિક નિવેદન તથા નવીન સાલનું બજેટ તમામ મંત્રી ભાઇઓએ એકઠા થઇને આ જ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો તથા બીજી જરૂરી હકીકત પણ સાથે લેતા આવવાનું દરેકને ખાસ જણાવવું.

આ સભામાં નીચેનાં કામો ખાસ કરવા ભલામણ છેઃ—

૧. જૂથના દરેક પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન, પોતાનાં પત્રકો ઉપરથી તૈયાર કરવું.

૨. ગત વર્ષના જુલાઇ અંકમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકાલય ખાતાની સૂચના નં. ૨૮ માં જણાવ્યા પ્રમાણે તથા જુલાઇ ૩૦ ના અંકમાં પ્રસિદ્ધ થયેલી "**સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના**" પ્રમાણે દરેકે પોતાના પુસ્તકાલયનાં બજેટ બનાવવાં.

૩. મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી. મહાલ પુ. મંડળને તે નામોની ખબર આપવી.

૪. આ સિવાય (૧) જૂથમાં આવેલાં પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલયની લોકોપયોગી સંસ્થા ઉઘાડવા, (૨) જૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરવા, તથા (૩) મહાલ અને રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો લાભ લેવા લેવડાવવા વગેરે બાબતોના પ્રશ્નો પણ વિચારવા.

આ સભાના અહેવાલની હાજર રહેલા મંત્રી ભાઇઓનાં નામ ગામ સાથેની એક નકલ મહાલ પુ. મંડળ, પ્રાંત પુ. મંડળ અને રાજ્ય પુ. મંડળ એ દરેક તરફ સભા ભરાઇ ગયા પછી દિન ૮ માં દરેક જૂથ મંડળના મંત્રીએ ખાસ મોકલી આપવી.

વસો,
તા. ૧–૭–'૪૨

રામભાઇ કા. પટેલ
મંત્રી,
વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ.

# જાહેરાત નં. ૭ / સન '૪૧–૪૨

### વિષયઃ—મહાલ પુ૦ મંડળોએ વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૪ / તા. ૮–૭–૩૦ થી રાજ્યના દરેક મહાલ પુ. મંડળની વ્યવસ્થાપક સભા દર વર્ષે ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૧–૪૨ ના નૂતન વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૨ ના ત્રીજા રવિવારે તા. ૧૬–૮–૪૨ ના રોજે, પોતપોતાના મહાલના અનુકૂળ પડતા સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક મહાલ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ, જે તે મહાલનાં જૂથમંડળોએ પોતાની નૂતન વર્ષની વાર્ષિક સભામાં ચૂંટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે. જે જૂથ મંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડિયા અગાઉ, સભાનાં તારીખ, સ્થળ, ટાઇમ તથા કરવાનાં કામોની યાદી સહિત એક આમંત્રણપત્રિકા મહાલ મંડળના મંત્રીએ મોકલવી. જે જૂથ મંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથ મંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા જણાવવું.

આ સભામાં દરેક મહાલ મંડળે નીચેનાં કામો ખાસ કરવાનાં છેઃ

૧ મહાલ મંત્રીએ રજૂ કરેલાં પૂરી થયેલી સાલનાં નિવેદન તથા હિસાબ મંજૂર કરવાં.

૨ મહાલ વ્યવસ્થાપક મંડળ માટેના પ્રતિનિધિઓમાંથી એક પ્રમુખ અને મંત્રીની ચૂંટણી કરવી.

૩ પ્રાંત પુ. મંડળ માટે કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલય તરફથી એક એમ પ્રતિનિધિઓની ચૂંટણી કરવી. અને તે નામ પ્રાંત મંડળ તરફથી સમયસર મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી.

૪ નવા વર્ષમાં મહાલે કરવાજોગાં કામોની વિચારણા કરી કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનું અંદાજી બજેટ મંજૂર કરવું.

ટીપ—નવા વર્ષના કાર્યક્રમમાં નીચેના પ્રશ્નો ખાસ વિચારવાઃ—

૧ પ્રાંત પરિષદને નોતરવાની શકયતા વિચારવી; ૨ મહાલ પૂરતી ગ્રં. વા. ની પરીક્ષા લેવા બાબત; ૩ શાળાવાળાં બાકી રહેલાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ કરવા બાબત; ૪ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરી થયેલી સાલનું નિવેદન ઠરેલી મુદતમાં મોકલી આપે તેવી તજવીજ રાખવા બાબત; ૬ મહાલ માટે માનદ પ્રચારક વા પ્રચારકો નીમવા બાબત; ૭ મહાલનાં તમામ પુસ્તકાલયોએ પોતપોતાનાં જૂથમાં આવેલાં પુસ્તકાલયોની અરસપરસ સહકાર સાધી સહકારના ધોરણે અંદાજપત્રો બનાવવા બાબત; તથા ૮ રાજ્ય પુ૦ મંડળ તરફથી યોજાતી પરીક્ષાનો તેમ જ શિક્ષણવર્ગોનો લાભ લેવા લેવરાવવા બાબત વગેરે વગેરે.

આ સભાના કામકાજના અહેવાલની સભામાં હાજર રહેલાઓનાં નામ સાથેની તથા હિસાબ સાથેની વાર્ષિક નિવેદનની એક નકલ પ્રાંત પુસ્તકાલય મંડળ તરફ અને એક નકલ રાજ્ય પુ. મંડળ તરફ સભા ભરાઇ ગયા પછી દિન ૮ માં દરેક મંડળે ખાસ મોકલી આપવી.

વસો,
તા. ૨–૭–'૪૨

રામભાઇ કા. પટેલ
મંત્રી
વ. રા. પુ. મંડળ

# પુસ્તકો મોકલ્યાની માહિતી

માહે જુન '૪૨ ની યાદી નં. ૫ ૫૨૮ + ૨૧૭ = ૭૪૫ કુલ

**પેટલાદ**—આડા, બાંટવા, મઘરોલ, ખણુસોલ, ધુરેલી, રૂણ, પચરાણીઆ (ધૈર્યપુરા). સંજાયા, ધણીઆ, રામોલ, મેઘલપુર, કોઠાવી, કસોલી, જાલાબોરડી, નવાગામ, આસીંદ્રા, સિંહોલ, મલાતજ, બાંધણી, અરડી, ભાટીએલ, ત્રંબોવાડ, શેખડી, ગંગાપુર, રૂણજ, વિરોલ, ડાલી, વટાવ, જોળ કાસર, સાંસેદ, દંતાલી, સીમરડા, માણેજ, લીંબાલી, અગાસ, સુંદરણા, મોરડ, વિશ્રામપુરા, રામપુર, દેવા, બાકરોલ, મોગરી, ડેમોલ, પલાણા, મહિલા પુ. સોજીત્રા, ચાંગા, માનપુરા, મહિલા પુ. પેટલાદ, મહિલા પુ. વસો.

**ભાદરણ**—ચમારા, જહાજ, ટીંબા, જહુંધ, બામણગામ, ચુવા, કોસિંદ્રા, રૂદેલ, સીસ્વા, પીપળી, મોટી શેરડી, ઝારોળા, કોંખરોડ, જલસણ, વટાદરા.

**વડોદરા**—છાણી, અટલાદરા, અંપાડ, પોર, કાશીપુરા, વેમાલી, વડસર, અંકોડીઆ, માંજલપુર, કરચીઆ, દામાપુરા, તતારપુરા, તરસાલી, ગોરવા, પાતલવેણી, વડદલા, આસોજ, મોતીઆપુરા, સીસ્વા, વાસણા કોતરીઆ, લાલજીપુરા, માણેજા, કલાલી, મકરપુરા, સોખડા, ચાપડ, કેલનપુર, આજોડ, સોનારકુઇ, વરણામા, દશરથ, ધટીલા, સમસાબાદ, સમીઆળા, પદમલા, ગોકળપુરા, વડસાલા, મેઘાકુઇ, ફાજલપુર (પોર), હરણી, ખાનપુર, ધનીઆવી, બાજવા, ડુમાડ, સમા, સાંકરદા, સરાર, ભાયલી.

**પાદરા**—ડુંગેપુર. **આતરસુંબા**—કનીપુર. **કલોલ**—સેરથા, બોયણ રાઠોડ.

**વિજાપુર**—મહિલા પુ. વિજાપુર. **વિસનગર**—ખંડારણ.

**મહેસાણા**—પાલોદર. **સિધ્ધપુર**—મહિલા પુ. ઉંઝા, અમુદ.

**પાટણ**—મહિલા પુ. પાટણ. **નવસારી**—વેરમા.

**ગણદેવી**—ધનોરી, નાંદરખા, ખખવાડા, માણેકપુર, ભાઠા.

**પલસાણા**—કડોદરા, સોયાણી, એના, ટરણ, તાંતીથૈયા, ચલથાણ, બગુમરા, કણાવ.

**કામરેજ**—ટીંબા, કોસમાડી, સીમાડી, આસ્તા, નેત્રંગ, લાડવી, જોખા, કડોદરા, ખોલવડ, બાદા, સેગવા, શેખપુર, નગોડ, ઓલેશ્વર, પાલી, ખાનપુર, દેલાડ, ચીખલી, માકણા, વિહાણ, વલણ, વાવ, ધોરણપારડી, મોરથાણ, પરબ, નનસાડ, દેલોદ, અમામા, કામરેજ, ઉંભેલ, ગ્રામપુરા, ધાત્વા, દીગસ, હલધર.

**મહુવા**—અમરોલી, આમચક, બારતાડ, ધોળીકુઇ, ખરવાણ, ઝેરવાવરા, કુરેલ, ટરચેલીઆ, અનાવલ, વહેવલ, ભીલખડી, ગુણસવેલ, વડીઆ, ધડોઇ. મદુવરીઆ, ડુંગરી, બામણીઆ, ઓડચ, કોસ, લસણપોર, વાંસકુઇ, અંધાત્રી.

**માંગરોલ**—નંદાવ, ગીજરમ, સીમોદરા, પીપોદરા, કુંવારદા, સરદા, મોસાલી, કંટવા, મહુવેજ, વાકળ, કોસાડી, લીંબાડા, દવોડા.

**વ્યારા**—કપુરા, રૂપવાડા, બેડચીત, ડોલવાણ, કલકવા, કેળકુઇ, બેડકુવાદૂર, વડકુઇ, કાંજણ, ધાણી, વાંસકુઇ, ઉમરવાવ દૂર.

# સામયિક દોહન

## ફરિયાદભરી ચૂંદડી

દીવમાં ફીરંગીઓનું રાજ્ય હતું ને ફીરંગીઓના મુલક પોર્ટુગલમાં ધર્માંધ પાદરીઓનું રાજ્ય હતું. એ પાદરીઓ સર્વસત્તાધીશ હતા અને દયાળુ જીસસ ક્રાઇસ્ટના નામ ઉપર ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે ગમે તેવા અત્યાચારો કરવામાં પાછું વાળી જોતા નહિ. મૃત્યુ પછીના નરકમાંથી માનવીઓને જીવતા નરકાગારમાં પૂરી રાખવામાં એમને એમનો ધર્મપંથ લાગતો. માનવીઓના આત્માને બચાવવા માટે એમના શરીરના ટુકડાઓ કરવામાં એમને રજ પણ સંકોચ થયો જાણ્યો નથી.

એમની પ્રવૃત્તિ પોર્ટુગલમાં જ હતી. પણ કદાચ આપણે ફીરંગીઓના તાબાનાં સંસ્થાનો ઉપર પણ નજર દોડાવીએ. દૂર દરિયાપારનાં સંસ્થાનો સુધી એમના હાથો તો જાણે પહોંચે એમ ન હતું, પરંતુ એમની કલમ તો પહોંચી શકતી હતી. ને એમના ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ ન હોય એવા મૂળ વતનીઓ માટે 'ચિત્રવિચિત્ર કાયદાઓ' કર્યા.

સુબાઓ એ કાયદાઓનો મનસ્વી અર્થ કરતા. દાદ ફરિયાદનું તો કાંઇ સાધન ન હતું. તાર-ટપાલના કાંઇ વહેવાર ન હતા. પાસવાનોની જાણે પિછાન વગર રાજાને મળી શકાતું નહિ. વહાણમાં સફર થઇ શકતી ન હતી. ફીરંગી સંસ્થાનો એક વિશાળ નજરકેદની છાવણી સમા હતા ને એ છાવણીઓમાં સુબો કહે એ કાયદો ચાલતો હતો.

પોર્ટુગલમાં રાજા ફર્ડિનાન્ડ અને રાણી ઇસાબેલાનાં શાસન ચાલતાં હતાં ત્યારે દીવમાં એક જુલમગાર સુબાની હકુમત હતી. એ સુબાના રાજ્યમાં ખ્રિસ્તી ધર્મની બહાર મરનાર માણસની મિલકત ખાલસા થતી હતી. ખ્રિસ્તી ધર્મની બહાર મરનાર માણસનાં લગ્ન ગેરકાયદે લેખાતાં. સ્વભાષાનો ઉપયોગ રાજદ્રોહ મનાતો. નિજ સંસ્કારની તાલીમની મનાઇ હતી. નિજ દેવપૂજાની પણ મનાઇ હતી. ખ્રિસ્તી ધર્મની બહારના માણસને સુબાની મનસ્વી મુનસફી સિવાય કાયદાનું સંરક્ષણ ન હતું.

જુલમગાર સુબાના હાથમાંની આવી જાતની રાજ્યપદ્ધતિ ભારે ક્લેશ, ભારે હેરાનગતિ, અને પારાવારની સતામણી પેદા કરતી.

દીવની વસતીના દુઃખનો કોઇ પાર ન હતો. વહુ-દીકરીઓ સલામત નહોતી. આબરૂ-ઇજ્જત સલામત નહોતાં, માલ-મિલકત સલામત નહોતી, ને એની સામે કાંઈ ઇન્સાફ ન હતો, દાદ ન હતી, ફરિયાદ પણ ન હતી. કેવળ સરકારી વહાણો જ દીવ અને પોર્ટુગલ વચ્ચે આવતાં જતાં ને એમાં સફર કરવાને માટે મૂળ વતનીને સુબાની ખાસ પરવાનગી જોઇતી હતી. એટલે પોર્ટુગાલના રાજાને તો ક્યાં શું કેમ ચાલી રહ્યું છે એનો જરા સરખો યે ખ્યાલ પણ ન હતો.

એવા દીવમાં, એવા સુબાના શાસનમાં એવી રીતે સતાવાતી દીવની પ્રજાની વચમાં જેડીબાઇ નામે એક ખત્રીની જુવાન છોકરી વસતી હતી. એનો બાપ ખત્રીનો ધંધો કરતો ને જેડીબાઇ પણ લૂગડાં રંગવાનું કામકાજ કરતી. જેડીબાઇનું રંગકામ બહુ વખણાતું.

જેડીબાઇ પ્રયાસે ફીરંગી ભાષા શીખી હતી. એને લીધે ફીરંગી અમલદારોની ઓરતોમાં પણ એનો અવરજવર હતો.

એક દિવસે સુબાની ઓરતે જેડીબાઇને બોલાવીને કહ્યું: 'અમારા દેશનાં અમારાં રાણી સાહેબનો શુભ જન્મદિન આવે છે ને એ દિવસની ભેટસોગાદ તરીકે અમારે દીવના રંગકામના નમૂના મોકલાવવા છે. માટે તમે અમને થોડા નમૂના જલદી તૈયાર કરી આપો.'

વરધી પ્રમાણે જેડીબાઇએ મનને ગમે એવું કામ કરી આપ્યું. ને ઉપર આંખને ઠરે એવા વાદળી રંગની એક ચૂંદડી પણ રાખી: 'બાઇ સાહેબ! હુંયે રાણી સાહેબની રાંક પણ રૈયત છું. આપની લાખેણી સોગાદોની સાથે મારી આ રંક ભેટ પણ મોકલાવજો ને!'

રાણી ઇસાબેલ એટલે રાજા ફર્ડિનાન્ડની કેવળ મહારાણી જ નહિ, પણ દિલપઝીર માશુક પણ હતી. રાજા કેવળ એનો પતિ ન હતો, આશક પણ હતો. ને રૂપસુંદરીના જન્મદિને રાજ રિયાસતનો ભારે દબદબો થતો. દેશદેશાવરથી ભેટસોગાદો લઇને વહાણો આવતાં ને પાટનગરમાં જાણે મેળાનો જમેલો રહેતો.

દીવથી સુબાએ રાણીના કદમમાં ધરેલી સોગાદોમાં વાદળી રંગની ચુંદડીએ એકદમ રાણીનું ધ્યાન ખેંચ્યું: દરબારમાં પોતાના અંગ ઉપર ઉપરણા તરીકે વાપરવાને એણે એ ચૂંદડી પસંદ કરી.

દરબારને હજી જરા વાર છે ને રાણી ઇસાબેલ સજેલાં વસ્ત્રો સાથે દર્પણમાં પોતાનું મુખ નીરખે છે, ને એના ગાલ ઉપર વાદળી રંગની ઝાંય ચોંટેલી એને દેખાય છે. અરે! આ મનહર રંગની ચૂંદડીનો રંગ તો કાચો છે, ને એ રંગની ઝીણી ઝણ ઊડીને ચહેરાના જોબનવંતા રૂપને ઝાંખું કરે છે.

રાણીએ ચૂંદડી ઉતારીને પોતાની દાસીને ભેટ આપી દીધી. દાસીને થયું કે ભરદરબારમાં જો પોતે રાણી સાહેબની આપેલી ભેટ ઓઢીને જશે તો પોતાનો મરતબો એકદમ વધી જશે. રાણી સાહેબ તો અમીર માણસ કહેવાય. જરાક ધોઇ નાખીએ તો વધારાના રંગની ઝણ ધોવાઇ જાય.

દાસી ઉતાવળે રંગ ધોવા ગઇ. એણે રંગ ધોયો ને એની આંખો ચમકી ગઇ. ઉપરનો વાદળી રંગ આખો ઊતરી ગયો ને વાદળી રંગને બદલે મેઘધનુષના રંગક્રમનો ત્રીજો રંગ ગુલાબી રંગ ખીલી નીકળ્યો.

દાસી દોડી ને એણે રાણી સાહેબને ચૂંદડીના રંગપરિવર્તનની કૌતુકકથા કહી. રાણીએ ચૂંદડી હાથમાં લીધી. ખરે જ, ગુલાબી રંગ બહુ મનોહર હતો. પણ એય જરા હાથે ચોંટતો તો હતો.

દાસી ફરીને ધોવા ગઇ, ને ચૂંદડી ઉપરથી ગુલાબી રંગ ઊતરી ગયો. ને મેઘધનુષના રંગક્રમનો ચોથો રંગ ખીલતો લીલો રંગ નીકળ્યો.

આ અજબ રંગકરામતથી રાણીને નવાઇ લાગી. એણે ચૂંદડી ફરીને ધોવરાવી ને લીલો રંગ નીતરી જતાં ચૂંદડી ઉપર પાંચમો રંગ પીળો રંગ નીકળ્યો.

ફરીને ચૂંદડી ધોવાઇ, ને ધનુષના રંગક્રમનો છઠ્ઠો રંગ કેસરી રંગ નીકળ્યો. છઠ્ઠી વાર ચૂંદડી ધોવાઇ ને રંગક્રમનો છેલ્લો રંગ લાલ રંગ આવ્યો. ને સાતમી વાર જ્યારે ચૂંદડી ધોવાઇ ત્યારે લાલ નીતરી ગયો ને ચૂંદડીનું પાન અસલ હતું તેવું સફેદ રંગનું બન્યું.

તદ્દન અસ્સલ જેવું પણ નહિ, કેમકે સફેદ પાનની વચમાં આછા કાળા રંગની ભાત હતી.

રાણીએ એ ભાત જોઇ. એ ભાત નહોતી, પણ અક્ષરો હતા: ફીરંગી ભાષામાં રાણી સાહેબને અરજી હતી.

એ અરજીમાં જેડીબાઇએ રાણી સાહેબના રંક પ્રજાજનને દાવે રાણી સાહેબના કદમમાં દીવના પ્રજાજનોની હાડમારીની વીતક આલેખી હતી. અંતમાં જેડીબાઇએ લખ્યું હતું:

'આ શુભ દિવસે બધા જ આપને ભેટ આપતા હશે. પણ હું દૂર દરિયાપાર વસેલી આપની ગરીબ રૈયત આપની પાસે આ જ ભેટ માગું છું. મારા દેશનાં ભાઇબહેનોને ન્યાય આપો ! અમને ન્યાય આપવામાં આપનો ઇશ્વર નારાજ નહિ થાય. "

અરજીની સાદી ભાષા, અરજી કરનારનું ચાતુર્ય, અરજી કરનારે પોતાની હિંમત ઉપર પાથરેલો પોતાની અજબ કારીગરીનો બુરખો...રાણીનું દિલ દ્રવી ઊઠયું.

ને દરબારમાં જ્યારે રાજાએ એને મહામૂલ ઝવેરાત બક્ષીસ આપ્યાં ત્યારે એણે એ બક્ષીસ નકારીને કહ્યું: 'સ્વામી ! મહારાજ ! આજે મને રીઝવવી જ હોય તો માત્ર એક જ બક્ષીસ આપો ! દરિયાપાર વસતી મારી હિન્દની પ્રજાને ન્યાય આપો !'

તાબડતોબ ફીરંગીઓના પાટનગરથી ફરમાન છૂટયું. એ શાહી ફરમાનનું નામ 'પાનરે જેડી' જેડીબાઇની ચૂંદડી. એ ફરમાન પ્રમાણે પોર્ટુગલની હિન્દી પ્રજા માત્રને ધર્મ કે કોમના ભેદભાવ સિવાય સર્વ કોઇ વાતમાં ફીરંગી પ્રજાજન જેટલા જ સમાન અધિકારો આપવામાં આવ્યા.

ને બીજી રીતે પણ રાજારાણીએ જેડીબાઇનું બહુમાન કર્યું.

પરદેશી ચડાઇખોરોની વસાહતોમાં મૂળ વતનીઓને પણ ચડાઇખોરો જેટલા જ સમાન પ્રજા–અધિકારોની વાત, 'પાનરે જેડી 'ના પ્રસંગ પછી સર્વસ્વીકૃત બની. ફીરંગી પછીના સર્વ પરદેશી ચડાઇખોરોએ એ સિદ્ધાન્તને સ્વીકાર્યો છે. એ સ્વીકારના મૂળમાં સમગ્ર પ્રજાના પ્રજાબળ કરતાં એક જુવાન ખત્રીની છોકરીની કારીગરીની કરામત ઊભી છે એનો ખ્યાલ ઘણાને નહિ હોય.*

—નારદ

* 'વંદેમાતરમ્'ના એક અંકમાંથી.

# નારીની સાધના

સંત દાદુ દયાળને નાનીબાઈ અને માતાબાઇ નામે બે કન્યાઓ હતી. જ્યારે તેઓ પરણવા લાયક ઉમ્મરની થઇ ત્યારે માતાપિતા તેમનાં લગ્નનો વિચાર કરવા લાગ્યાં. આજે પણ છોકરી મોટી થાય છે ત્યારે માબાપને ચિંતા થવા માંડે છે, તો તે પ્રાચીન જમાનામાં તો પૂછવું જ શું ? પણ આ સંસારી સાધુની બંને દીકરીઓએ તો કુંવારી રહેવાનો નિશ્ચય કરેલો હતો. આજે પણ છોકરીઓને કુંવારી રાખવાની માબાપોની હિંમત ચાલતી નથી, તો તે જમાનામાં તો ક્યાંથી ચાલે ? વળી કુંવારી રહેવામાં છોકરીઓમાં પણ આજના કરતાં તે જમાનામાં વધારે હિંમત જોઇતી જ હશે તો.

આ બંને બહેનોને લગ્ન કરવાનું સમજાવવાના અનેક પ્રયત્નો થયા. પહેલાં તો એમના પિતાએ જ એમને કહ્યું: ' બેટા, હવે તમે મોટી થઇ છો. તમારે હવે લગ્નનો વિચાર કરવો જોઇએ. ' ત્યારે આ પુત્રીઓએ જવાબ આપ્યો: ' પિતાજી, તમારી સાધના-ધારા અને વંશધારા બંને સાચવવાં અમારે માટે શક્ય નથી. ગમે તે એક જ અમારાથી સચવાય એમ છે. તો બેમાં કયું શ્રેષ્ઠ ? અમે તો તમારી વંશધારા આગળ ચલાવવાને બદલે સાધનાધારા જ આગળ ચલાવીશું. '

પછી પિતા શું બોલે ?

આ પછી માતાએ એમને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું: ' બેટા, આપણે સ્ત્રીઓને વળી સાધના શી ? એ તો પુરુષોને શોભે. આપણે તો આપણો સંસાર ભલો; તમે હવે ઝટ સંસાર માંડો. '

પુત્રીઓએ જવાબ દીધો, ' માતા, સંસાર જો માંડવો હોય તો સંસારમાં મન જોઇએ. અમારું મન તો તપસ્યામાં-સાધનામાં છે. મન વિનાનો વિવાહ એ તો વ્યભિચાર જ કહેવાય. '

માતા પણ પાછી પડી. આ બંને બહેનો ઉપર એમના ભાઇની ખૂબ અસર હતી; તેના પ્રોત્સાહનથી જ બંને સાધનાને માર્ગે ચડી હતી. માતાપિતાએ એ ભાઇને પણ ઠપકો આપ્યો કે, લે હવે, બહુ ચડાવી મૂકી છે તે જો. ભાઇને પણ થયું કે, લાવને હું પ્રયત્ન કરી જોઉં.

તેણે જઇને બંને બહેનોને કહ્યું: ' બહેન, તમે સાધનામય જીવન ગાળવા માગો છો એમાં તો કંઇ ખોટું નથી, પણ મારે માત્ર એક જ વસ્તુ વિષે તમને પૂછવું છે. માણસની દેહની ભૂખ કંઈ જેવી તેવી નથી હોતી. એ ક્ષુધા ખૂબ પ્રબળ હોય છે અને એને જીતવી એ અતિ મુશ્કેલ વાત છે. માણસનો સ્વભાવ જ અધોગામી છે. તો એ અધોગામી સ્વભાવને જીતશો શી રીતે ? '

ત્યારે આ બહેનોએ જવાબ આપ્યો: " ભાઇ, તું અમને એમ પૂછે છે કે અમારામાં રહેલા શિવ (દૈવી અંશ) અમારા જીવ ( પાશવી અંશ )ને શી રીતે જીતી શકશે ?-માનવની સ્વાભાવિક ગતિ જે અધોગામી છે તેને અમે ઊર્ધ્વગામી શી રીતે કરીશું ? એ તો ખૂબ સહેલું છે. ' દીપ લગાય તેલ જસ ચડિ હૈ ' તેલની સ્વભાવિક ગતિ અધોગામી જ છે. કોઇ પણ પ્રવાહી નીચે જ વહેવાનું; પણ જ્યાં દીવેટને મોઢે દીવો પેટાવ્યો કે તરત જ તેલની

ગતિ ઊલટી થઇ જવાની—ઊર્ધ્વ ગતિ થઇ જવાની. તે નીચે જવાને બદલે ઊંચે ચડવા માંડવાનું. એમાં મુસ્કેલી શી ? "

ભાઇ શો જવાબ આપે ?

આમ ભાઇ પણ સમજાવી ન શક્યો, એટલે પછી સખીઓને માથે એ કામ આવી પડ્યું. તેમણે જઇને કહ્યું: 'બ્હેન, સ્ત્રીઓએ તે કદી સાધના કરી છે ? આપણાથી તે વળી સાધના થતી હશે ? માટે તમે એ વાત પડતી મૂકો અને પરણી જાઓ.'

બ્હેનોએ જવાબ દીધો: " બ્હેન ! સ્ત્રીઓને મારનાર સ્ત્રીઓ જ હોય છે. 'સ્ત્રીથી કશું થાય નહિ,' સ્ત્રી તો નમાલી, એવું કહેતાં તમને શરમ નથી આવતી ? અમે તો પૂછીએ છીએ કે જગતે સ્ત્રી પાસે માગ્યું છે ક્યારે ? જગતે ક્યારે સ્ત્રી પાસે ઉચ્ચ વસ્તુનો દાવો કર્યો છે કે સ્ત્રી તે આપે ? સ્ત્રી પાસે એવી માગણી થઇ હોય અને છતાં તેણે તે પૂરી ન કરી હોય તો ખરૂં કે સ્ત્રીથી કશું થતું નથી અને થવાનું નથી. પણ એમ ને એમ શા માટે સ્ત્રીને વગોવો છો ? 'નાર સે કછુ હોત નહીં; અસ દાવા કછુ આહી ?' એ તો જેમ ગોરખે જઇને મત્સ્યેન્દ્ર પાસે માગણી કરી તો મત્સ્યેન્દ્રને આપવું પડ્યું.

પ્રસંગ એવો છે કે મત્સ્યેન્દ્રનાથ એ ભારતવર્ષના અતિ પ્રસિદ્ધ યોગી હતા, ખૂબ ઉચ્ચ ભૂમિકાએ ચડેલા હતા. એમને ગોરખનાથ નામે એક શિષ્ય હતો. મત્સ્યેન્દ્રનાથ ફરતા ફરતા કામરૂ દેશમાં જઇ ચડ્યા. ત્યાં તો સ્ત્રીઓનું જ રાજ્ય. ત્યાં ગયા પછી અસાવધતા આવતાં મત્સ્યેન્દ્ર ખૂબ ભોગવિલાસમાં ડૂબી ગયા; તેમની ખૂબ અધોગતિ થઇ; આખો વખત સ્ત્રીઓમાં જ પડી રહેવા લાગ્યા. જ્યારે ગોરખનાથને કાને આ વાત આવી ત્યારે તેને પારાવાર દુઃખ થયું. તેણે નિશ્ચય કર્યો કે મારે મારા ગુરુને પાછા ઉપર લાવવા. તે તરત જ કામરૂ દેશ જવા ઉપડ્યો. ત્યાં પહોંચી તેણે મત્સ્યેન્દ્રને મળવા પ્રયત્ન કર્યો, પણ એને કોઇએ અંદર જવા દીધો નહિ. આખરે એણે દેવડીએ પડેલા નગારા ઉપર ચોબ ચલાવ્યા અને તે અવાજ સાંભળી મત્સ્યેન્દ્ર એકદમ બહાર આવ્યા.

'કોણ છે ?'

'જાગ મછેન્દર, ગોરખ આયા.'

પોતાના શિષ્યને આટલા દૂરના પ્રદેશમાં આવેલો જોઇ ગુરુનું વત્સલ હૃદય જરા પલળ્યું. પૂછ્યું: 'શું છે ? કેમ આવ્યો છે ?'

'મારે તમારી પાસે ઉપદેશ જોઇએ છે.'

મત્સ્યેન્દ્રે નિખાલસતાથી અને ઊંડા દર્દથી કહ્યું: 'બેટા, હવે આ કંઈ પહેલાંનો મત્સ્યેન્દ્ર રહ્યો નથી; હું તને ઉપદેશ નહિ આપી શકું.'

'તે ન ચાલે, આપવો જ પડશે. હું તમારો શિષ્ય છું, તમે મારા ગુરુ છો. ગોરખ માગે અને મછેન્દર ના પાડે એ બને જ નહિ.'

બસ, મછેન્દર જાગી ગયો. તેનું ભોગજીવન ક્ષણમાં સાપની કાંચળીની જેમ ઊતરી ગયું. બાળકનો જન્મ થયા પછી તેની નાડી માતાની નાડીથી સ્વતંત્ર થઈ જાય છે, માતૃનાડીનો સંબંધ જેમ બંધ થઈ જાય છે, તેમ પલકમાં મછેન્દર પાછો પૂર્વભવનો મછેન્દર થઇ ગયો અને ગોરખની સાથે ચાલી નીકળ્યો. અહીં જેમ શિષ્યે દાવો કર્યો તો ગુરુએ

પાત્રતા મેળવી તેને સંતોષવો પડશે, તેમ સ્ત્રી પાસે જે માગણી કરવામાં આવે તો તે પણ જરૂર સંતોષે. માણસ પોતા પાસે પણ જેટલી માગણી કરે તેટલું જ એને મળે. "

હવે સખીઓને પણ કશું કહેવાનું રહ્યું નહિ.

દાદુ દયાળના એક ભક્ત રાજા ભગવંતદાસ કરીને હતા. તેમણે આ બહેનોને સમજાવવાનો પ્રયત્ન કરી જોયો. તેમણે કહ્યું: " સ્ત્રી જાતે કોમળ છે; એનાથી કઠોર સાધના ન થઇ શકે, માટે તમે જીદ છોડી દો. "

ત્યારે બહેનોએ જવાબ વાળ્યો: " અંકુર કોમળ હોય છે, કૂંપળ કોમળ હોય છે, પણ એ જ કોમળ કૂંપળ ' પાખણકો માખણ કરે ગાંઠ ગાંઠ લહરાઇ '–પથ્થર જેવી કઠણ ડાળીઓને ભેદીને તેની ગાંઠેગાંઠને નવપલ્લવથી મર્મરિત કરી મૂકે છે, અને એ જ કોમળ અંકુર ધરતીના પડને ચીરીને ઉપર આવે છે. એટલે સ્ત્રીઓ કોમળ છે, એમ કહીને સ્ત્રીઓ નિર્બળ છે એવું સાબિત કરવા મથશો નહિ. "

પણ આ રાજા એમ હારે એવા નહોતા. એ બુઢ્ઢાએ નવો પ્રશ્ન પૂછ્યો: ' ભલે, પણ તમે હજી નાની છોકરી છો, તમારી તે શક્તિ કેટલી ? સાધના કેટલી ? ગજું કેટલું ? '

બહેનોએ કહ્યું: " મહારાજ, બીજ કેટલું નાનું હોય છે ! અગ્નિનો તણખો કેટલો નાનો હોય છે ! અને છતાં એ બીજ જ ધરતી નીચે દબાયું હોય છે ત્યાંથી એ બાધાને વટાવીને, પોતાનો માર્ગ કરીને સૂર્ય સામે પોતાનો બાહુ વિસ્તારે છે; એ અગ્નિનો તણખો જ પ્રબળ જ્વાળા પ્રગટાવે છે—લાકડાનો ખડકલો નકામો હોય છે. બાધાને જીતવી એનું નામ જ પ્રાણ—' બાધાજિત તિત પ્રાણ. ' "

આટલાથી પણ રાજા ધરાયા નહિ. એમણે વળી પ્રશ્ન કર્યો: ' પણ તમારી સાધનાની રીત તો જરા બતાવો. '

ત્યારે આ બહેનોએ કહ્યું: " સાધનાની વળી રીત શી ? સાધના એ તો સ્વાભાવિક વસ્તુ છે–સહજ વસ્તુ છે. એ કાંઇ મારી બાંધીને બળજબરીથી પાળવાની વસ્તુ નથી. શિશિર ઋતુમાં વૃક્ષોમાંથી નવપલ્લવ ફુટાડવા માટે કોઇ લાખો કુહાડી ચલાવે, પણ ડાળી ભેદીને એક પણ કૂંપળ ન કાઢી શકે. પણ જ્યાં વસંતનો મલયસમીર વાવા માંડે કે લાગલી જ કોમળ કૂંપળો એ ડાળીઓને ભેદી ભેદીને ડોકિયાં કરે છે.

' હારે લાખ કુલ્હાડી તૈંદ જીતે મલયસમીર '–એમ અમારી સાધના પણ મલયસમીર જેવી સહજ જ હશે. "

કશું જ ન ચાલ્યું ત્યારે રાજાએ એક છેલ્લો પ્રશ્ન પૂછ્યો: ' સારું. પણ તમારી સાધનાનો ક્રમ–Plan–યોજના શી છે તે તો મને કહો. '

ત્યારે એ બહેનોએ કહ્યું: ' આગળથી તૈયાર કરેલા નકશા પ્રમાણે તો મકાનો જ ચણી શકાય; ઝાડ તો પોતાની–સ્વૈર સહજ–રીતે જ ઊગે. તેમ સાધના અને જીવનનો પણ નકશો તૈયાર ન હોય; એ તો જીવંત વસ્તુ રહી એટલે એ તો ઊગે–પોતાની સહજ ગતિએ વધે અને વિકસે. '

રાજાની અને સૌની ખાતરી થઇ ગઇ કે, આ બહેનોને પોતાના નિશ્ચયમાંથી ચળાવવી એ અશક્ય પણ છે અને અનાવશ્યક પણ છે.÷

બાબુ ક્ષિતિમોહન સેન

÷ " શિક્ષણ અને સાહિત્ય "ના જુલાઇ-૧૯૪૨ ના અંકમાંથી.

# સ્થાનિક સ્વરાજ

સ્વરાજ શબ્દ તમે ખૂબ વાર સાંભળ્યો ને વાંચ્યો તથા બોલ્યા હશો. સ્વરાજ એટલે આપણું પોતાનું રાજ. આપણા દેશનો રાજકારભાર આપણે પોતે આપણા પ્રતિનિધિઓ ચૂંટીને અને આપણને હિતકર લાગે એ રીતે ચલાવીએ તે સ્વરાજ. આવું જ ચલાવવાની શરૂઆત આપણા પોતાના સ્થાનથી કે ગામથી શરૂ થાય છે. આખા દેશનું કારભારું કરવાની સાથેસાથ દરેક ગામને પોતાને લગતાં અનેક જાતનાં નાનાંમોટાં કામો હોય છે; જેવાં કે, ગામની સ્વચ્છતા, ગામની સુખાકારી, લોકોની તંદુરસ્તી, અવરજવરનાં સાધનો અને રસ્તા, બાળકોની કેળવણી માંદાની દવા તથા બરદાસ ચાકરી, સુવાવડ, વગેરે. આ બધાં કામો દરેક સ્થાનને અંગે કરવાનાં હોય છે. તેમને માટે નાણાંની જોગવાઇ કરવી, સાધનસામગ્રી મેળવવી અને તેને બરાબર જોગવવી તથા વાપરવી, વગેરે કરવું જોઇએ. આ બધું તે તે સ્થાનના લોકો ભેગા મળીને સહકારથી કરે તો જ સરસ થાય. એ કામો પણ લોકો પોતાની ખુશી પ્રમાણે કરે તો તે મારફત તેમને સ્વરાજ ચલાવવાની તાલીમ પણ મળે અને ગામનું કામ ચાલે. તેથી કરીને આ જાતના સ્થાનિક કામને પણ સ્વરાજ કહેવામાં આવે છે, અને દેશના સ્વરાજથી તેને જુદું પાડવા માટે તેને સ્થાનિક સ્વરાજ કહેવામાં આવે છે.

ઘણા પ્રાચીન કાળથી આપણા દેશમાં આવી જાતની વ્યવસ્થા ચાલતી હતી, એમ ઇતિહાસ પરથી જણાય છે. આપણે એ વ્યવસ્થાને ગ્રામ પંચાયત કહીએ છીએ. ગામની સુખસગવડ અને બધી તરેહની સુખાકારી સાધવા મથવાની સાથે ગ્રામપંચાયત કોરટનું કામ પણ કરતી. આથી કરીને ન્યાય ચૂકવવાનું કામ આજ જેમ ખૂબ મોંઘું અને ઘોકબંધ વધી પડયું છે, તેવું ત્યારે નહોતું. ગામના પંચ મારફતે જ કજિયા ચૂકવાતા, તેથી તે ઝટ પતતા અને સમન્સ આવે ત્યારે લોકોને તાલુકે આવે–જા કરવાની ખટપટ પણ નહિ પડતી. ગામના પ્રશ્નો બાબત મોટે ભાગે ગામપંચાયત જ બધું જોઇ લેતી.

તમે પૂછશો કે, આપણા દેશમાં આજે જિલ્લામાં લોકલ બોર્ડ તથા શહેરોમાં મ્યુનિસિપાલિટીઓ કામ કરે છે તે બધી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ન કહેવાય? બરોબર છે; તે સંસ્થાઓ સ્થાનિક સ્વરાજનું જ કામ કરે છે. અમુક મતાધિકાર ધરાવતા લોકો પોતાના પ્રતિનિધિઓ ચૂંટે છે; તેઓનું લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટી બને છે. તેમનું કામ શું, કામ કરવાને માટે નાણાં ક્યાંથી મળે, કઇ મર્યાદામાં તેમણે કામ કરવું જોઇએ, એ બધી બાબતો નક્કી કરવાને માટે સ્થાનિક સ્વરાજનો કાયદો સરકારે કર્યો છે. તે મુજબ આ સંસ્થાઓના સભ્યોને લોકો ચૂંટે છે; તેઓ પછી લોકોનાં સ્થાનિક કામો કરવાને માટે ગોઠવણ કરે છે.

પરંતુ આમાં આખા જિલ્લાનું એક મંડળ હોય છે. દરેક ગામનું ગ્રામપંચાયત જેવું મંડળ એમાં નથી હોતું. હવે સરકારે એને સારુ પણ કાયદો કર્યો છે અને ૨૦૦૦ ઉપર વસ્તીનાં ગામોમાં ગ્રામપંચાયતો નીમવી એમ ઠરાવ્યું છે. આથી કરીને ગામલોકને સ્વરાજની તાલીમ મળી શકશે. જો તેઓ સહકારથી અને સચ્ચાઇથી કામ કરે, તો ગામને અને તેની પ્રજાને ખૂબ લાભ મળે. પણ તેની શરત એ છે કે, લોકોમાં સંપ, પ્રામાણિક બુદ્ધિ અને સેવાભાવ તથા ન્યાયબુદ્ધિ હોવાં જોઇએ. એ જ ગુણો દ્વારા દેશનું સ્વરાજ પણ ચલાવી શકાય. આ ગુણો કેળવવા માટે સ્થાનિક સ્વરાજ સારી નિશાળ ગણાય.* મ૦

* " શિક્ષણ અને સાહિત્ય "ના જુલાઇ ૧૯૪૨ ના અંકમાંથી.

# માનસશાસ્ત્રના કેટલાક રસપ્રદ પ્રયોગો

આજે જગતમાં અનેક શાસ્ત્રોની પ્રગતિ થઇ રહી છે. તેમની સાથે માનસશાસ્ત્ર પણ ખૂબ પ્રગતિ કરી રહ્યું છે અને એ શાસ્ત્ર સાથે પોતાને હંમેશાં સંબંધ રહેતો હોઇ તેનાં કેટલાંક સ્થૂળ તત્ત્વો જાણી લેવાં આવશ્યક છે, એમ લગભગ પ્રત્યેક વ્યક્તિને લાગવા માંડ્યું છે. વિશેષતઃ અમેરિકામાં સેંકડો સંસ્થાઓ માનસશાસ્ત્ર સંબંધી બારીક વિચાર ચલાવીને જુદી જુદી શોધો કરી રહેલ છે. કારણ, એ શાસ્ત્ર આજે એટલું બધું ઉપયોગી થઇ પડ્યું છે કે જે કોઇ વ્યક્તિને સમાજમાં રહેવું હોય અને પોતાની પ્રગતિ કરવાની ઇચ્છા હોય તેણે માનસશાસ્ત્રનાં સ્થૂળ તત્ત્વો જાણી લેવાં એ શ્રેયસ્કર છે. રાજ્યશાસ્ત્રજ્ઞો, મુત્સદ્દીઓ, તબીબો, તત્ત્વજ્ઞો અને એવા લોકોને માનવીજીવન સાથે કેટલો બધો સંબંધ રાખવો પડે છે? આમ હોઇ, તેમણે માનસશાસ્ત્રની સૂક્ષ્મ માહિતી મેળવવી જ જોઇએ. વેપારી, શિક્ષક, દલાલ, કારખાનાદાર અને નટ સુદ્ધાંને આ શાસ્ત્રની મદદની જરૂર જણાવા માંડી છે. અમેરિકામાં જુદા જુદા ધંધાઓમાં પડેલા લોકોને તેમના ધંધામાં આવશ્યક એવા પ્રકારનું શિક્ષણ આપવા કેટલીય સંસ્થાઓ હયાતીમાં આવી છે.

તાજેતરમાં ભરાયલી એક અમેરિકન માનસશાસ્ત્ર સંસ્થાની વાર્ષિક બેઠકમાં રમુજ ઉપજાવનારા પ્રયોગો કરવામાં આવ્યા હતા. ડૉ. હેન્રી લિંક અને ડૉ. ફ્રીબર્ગે લોકોના અભિપ્રાય ખરા હોવા વિષે પડકાર ફેંક્યો હતો. તેમના મત મુજબ પોતાનો અભિપ્રાય આપતી વખતે કેટલાક લોકોને પોતાના મનની બિલકુલ માહિતી હોતી નથી. એટલે લોકો જે વસ્તુ સંબંધી અભિપ્રાય આપે તે વિષે નિશ્ચિત સિદ્ધાંત બાંધવો એ ભૂલ છે. ઉદાહરણ તરીકે તમારી મોટરમાં કયાં ટાયર વાપરો છો, એવો પ્રશ્ન ૫૦૦ જણને પૂછવામાં આવ્યો હતો. તેમના ઉત્તર પછી એ લોકોની મોટરોનાં ટાયર જોયાં તો જણાયું કે કેટલાય માણસોએ ઉત્તર આપવામાં ભૂલ કરી હતી.

× × ×

## લોકમત જાણવાની યુક્તિ

બીજાં કેટલાંક ઠેકાણે સર્વસાધારણ લોકમત અજમાવી જોવા આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યોઃ "સરકારે ચીજોના ભાવ વધે નહિ એ માટે ખબરદારી રાખવી જોઇએ એમ તમને લાગે છે?" આ પ્રશ્નનો ઉત્તર ૮૫ ટકા લોકોએ "હા" કહીને આપ્યો હતો; પણ તે પછીનો બીજો જ પ્રશ્ન આ પ્રમાણે હતોઃ "લોકોના પગારોમાં અને મજૂરીના દરોમાં વધારો થાય એમ કરવા સરકારે કાંઈ કરવું જોઇએ, કે ?" આ પ્રશ્નનો પણ ૨૭ ટકા લોકોએ હકારમાં ઉત્તર આપ્યો હતો. ડૉ. લિંકના મતે આવા પ્રકારના પ્રયોગથી આપણને લોકમતનો ખ્યાલ આવશે. માત્ર પહેલો જ પ્રશ્ન પૂછવામાં આવ્યો હોત તો એક જ તરેહનો મત દેખાઇ આવત, પણ બીજા પ્રશ્ન પરથી એ જ લોકોનો કેવો વિરોધ મત હોય છે તેનું દિગ્દર્શન થાય છે. વસ્તુતઃ ઉપરના બન્ને પ્રશ્નોને એકબીજા સાથે સંબંધ નહોતો. નિશ્ચિત સિદ્ધાંત કાઢવા માટે એક વધુ પ્રશ્નની જરૂર હતીઃ "લોકોના પગાર અને મજૂરીના દર ઠરાવ્યા સિવાય જો ચીજોના ભાવ ઠરાવી શકાતા ન હોય તો ચીજોની કિંમત સરકાર ઠરાવી દે એ વાત તમને અનુકૂળ આવે છે?"

મત આપવાના આગલા દિવસે પણ આવતી કાલે પ્રત્યક્ષ મત કેવા પડશે એ નિશ્ચિતપણે કહી શકાતું નથી. કારણ કે પ્રત્યક્ષ નિમણૂંક થવાના આગલે દિવસે કરેલી પ્રાયોગિક મતગણતરી અને પ્રત્યક્ષ મતદાન એ બે વચ્ચે મહત્ત્વનું અંતર હોવાનું દેખાઇ આવ્યું હતું.

× × ×

## બૌદ્ધિક પ્રગતિને શિયાળો અનુકૂળ નીવડે છે ?

ડૉ. હેરોલ્ડ જોન્સે શાળામાં જવા યોગ્ય વયનાં સુમારે ૭૦૦ બાળકોને ચકાસી જોયાં હતાં અને એમ જણાઇ આવ્યું હતું કે ચોમાસામાં અને શિયાળામાં સાધારણતઃ બાળકોની બૌદ્ધિક પ્રગતિ ૪-૫ જેટલી વધી હતી. એથી ઊલટી રીતે વસંતઋતુમાં અને ઉનાળામાં માત્ર ૨ હતી.

સર્વસાધારણપણે મનુષ્યની બુદ્ધિની તીવ્રતા ૩૫ થી ૪૦ ની વય દરમિયાન પ્રકટ થાય છે, એમ ઓહીઓ વિશ્વવિદ્યાલયના માનસશાસ્ત્રના પ્રાધ્યાપક ડૉ. હાર્વે લેહમેનનો મત છે. છેલ્લાં ૫૦૦ વર્ષમાંના જુદા જુદા ક્ષેત્રોમાંની અધિકારી એવી વ્યક્તિઓનો અભ્યાસ કરીને જ તેઓ એ મત પર આવ્યા છે. ૪૦ વર્ષ પછી મનુષ્યના હાથે કદાચ ખૂબ કામ થાય અથવા એ પુષ્કળ ગ્રંથસંપત્તિનું સર્જન પણ કરે, પણ તેની બુદ્ધિમત્તાનો પ્રકર્ષ તો તેની તરુણાવસ્થામાં એટલે ૪૦ વર્ષ સુધીમાં જ દેખાય છે.

રસાયનશાસ્ત્રી, શારીરશાસ્ત્રી, શોધક, એમના આયુષ્યમાં ૩૦ થી ૩૪ પર્યંતનાં વર્ષો મહત્ત્વનાં જણાયાં છે. ગણિતશાસ્ત્રી, પ્રાણીશાસ્ત્રી અને ઔષધો અંગેનું સંશોધન કરનારાઓના સંબંધમાં એમ માલમ પડે છે કે ૩૫ થી ૩૯ ની ઉંમર દરમ્યાન તેમણે મોટી શોધો કરેલી છે.

## લેખકનાં કિંમતી વર્ષો

લેખકો પૈકી પ્રથમ પંક્તિની લઘુકથાઓ કિંવા લઘુકાવ્યો તે તે લેખકની ૨૦ થી ૨૯ વર્ષની વય દરમ્યાન લખાયાં છે. શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કરનારાં પુસ્તકો ધીરગંભીર પુસ્તકો, ધાર્મિક સાહિત્ય, ઉચ્ચ વિનોદી વાઙ્ગમય, એ ત્રીસ વર્ષની અંદરના તરુણોએ લખેલાં છે. શાસ્ત્રીય, રાજકીય, શોકાન્ત વાઙ્ગમય અને પ્રથમ દરજ્જાનું ઉપયોગી સાહિત્ય સામાન્યતઃ ૪૦ વર્ષની વયનાં માણસોએ લખેલાં દેખાય છે. ઇતિહાસ અને વિવેચન, એ પર પચાસની આસપાસના લોકોએ ઉત્કૃષ્ટ લેખન કર્યાનું જણાય છે. ચરિત્રો, ખાસ કરીને આત્મચરિત્રો સાઠીની આસપાસનાએ લખેલાં છે, એમ દેખાઇ આવશે.

ઉત્કૃષ્ટ નટી ૨૫ થી ૨૯ પર્યંત અને નટ ૩૦ થી ૩૪ ની વય પર્યંત નિર્માણ થાય છે એવું ડૉ. હેરોલ્ડ જોન્સનું કહેવું છે.

## મધ્યમ વર્ગના બુદ્ધિવંતોની ખાણ

સારી બુદ્ધિમત્તા ધરાવતા છોકરાઓ સમાજના બધા થરોમાં મળી આવે છે. પરંતુ તેમનું વધુ પ્રમાણ મધ્યમ વર્ગમાંથી મળી રહે છે. ડૉ. લેવીએ ૫૦ હજાર વિદ્યાર્થીઓમાંથી ફક્ત ૫૦ પ્રથમ દરજ્જાના છોકરાઓ શોધી કાઢ્યા. બધાયનું બૌદ્ધિક ઉચ્ચ બિંદુ ( ઇન્ટેલીજન્સ કવોશન્ટ ) ૧૪૫ સુધી હતું. આ બધાંય છોકરાઓને જુદા જુદા વિષયોની માહિતી હતી. આ છોકરાઓ અંગેની વ્યક્તિગત માહિતી મેળવતાં જણાયું કે તેઓ સમાજના દરેક થરમાંથી આવેલા હતા. કોઇ છોકરાનો પિતા શાળાનો મુખ્ય અધ્યાપક હતો, કોકનો પિતા સૈન્યનો અધિકારી હતો અને કોકનો પિતા વેપારી હતો; એટલું જ નહિ પરંતુ, કેટલાક

છોકરાઓના પાલક મોટર ડ્રાઇવર અને મિલમાં મજૂર હતા. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે આ છોકરાંઓ પૈકી પ્રત્યેક પાંચ છોકરાઓમાં ૧ અને પ્રત્યેક પાંચ છોકરીઓ પૈકી માત્ર ૨, એટલાંને શિક્ષકોએ ઉત્તમ અને ચાલાક એવો શેરો આપ્યો હતો. બે છોકરાઓને તો 'ઢ' શેરો મળ્યો હતો. આ પરથી શિક્ષણપદ્ધતિમાં કેવો દોષ છે એનો વાચકોને ખ્યાલ આવશે.

વૉશિંગ્ટન વિશ્વવિદ્યાલયના એક પ્રાધ્યાપક ડૉ. થિયોડર લેન્ટઝના મત પ્રમાણે દારૂબાજ માણસોમાં Self-Consciousness ખૂબ હોય છે. ૧૦૦ દારૂબાજ માણસો અને ૧૦૦ દારૂ ન પીનારા માણસો એ બન્નેની ચકાસણી કરતાં એમ માલમ પડ્યું હતું કે દારૂ એ સિગારેટની માફક મનુષ્યના સ્વત્વના ભાન ( Self-Consciousness ) પર વધુ અસર કરે છે. દારૂ નહિ પીનારાઓ વધુ સુખી અને આશાવાદી હોય છે, એવો પણ અનુભવ થયો હતો.

( "પ્રજાબંધુ"ના એક અંકમાંથી )

---

# કંટાળો ત્યારે શું કરો ?

" કંઇ ગમતું નથી. " 'મજા પડતી નથી,' મન સાવ સુસ્ત થઇ ગયું છે એ જાતની લાગણી ગમે તેવા આનંદી, ઉત્સાહી, આશાવાદી અને સશક્ત માણસને કોઇ કોઇ વખતે થઇ જ આવે છે. અચાનક આવી પડતી એવી માનસિક અસ્વસ્થતાને ટાળવા માટે તમે શું ઉપાય લો છો ? " એ પ્રકારનો સવાલ અમેરિકાની કેટલીક આગેવાન વ્યક્તિઓને પૂછવામાં આવ્યો હતો.

## નવી દૃષ્ટિ સાંપડે

એના ઉત્તરમાં ડોનાલ્ડ પીટી નામના લેખક પ્રકૃતિવિદ્યાવિશારદે જણાવ્યું હતું કે "મારી જાતથી અને બીજા માણસોથી જ્યારે હું ત્રાસી જાઉં છું ત્યારે હું મારી પત્નીને લઇને ઘૂમવા નીકળી પડું છું અને શેરીના ખૂણે દેખાડવામાં આવતું દૂરબીન જોવા કે ઉધઇનો પુડો નીરખવા કે દરિયાકિનારા પરનાં પંખીઓને નિહાળવામાં ગુંથાઉં છું. હંમેશાં, મનુષ્ય સાથે સંબંધ ધરાવતી કોઇ પણ પ્રવૃત્તિ કે કાર્યની બહારનાં ક્ષેત્રોમાં ડૂબકી મારું છું. ત્યાં મને ખ્યાલ આવે છે કે જે દુનિયાની ચિંતા માનવી કરતો નથી તે દુનિયા-કુદરતની દુનિયા કેટલી મજેથી ચાલી રહી છે ! એ રીતે મને મારૂં દૃષ્ટિબિન્દુ સાંપડે છે. માનવજાતને હું સૃષ્ટિના અથવા કુદરતના એક ભાગ તરીકે જ જોઉં છું અને સૃષ્ટિને અથવા કુદરતને, અનિવાર્યપણે સફળ બનતા પ્રયોગ તરીકે નીરખું છું. "

## બહારગામ જાઉં છું !

લેખક, વેપારી અને રાજપુરુષ તરીકે જાણીતા બ્રુસ બાર્ટને જણાવ્યું કે "કામ કરતાં, અધવચમાં જ જો મગજ ખાલી થઇ જાય તો ટોપી પહેરી સીધો બહાર નીકળું છું અને જોડાને 'પાલીશ' કરાવું છું. બહારની તાજી હવા અને જોડા નીચેના પગનાં આંગળાંને પોલીશવાળાના ઘસવાથી થતા દળવા 'માલીશો'ના મિશ્રણથી લોહી પાછું મગજ તરફ વહેવા લાગે છે. લાંબા વખત સુધી કંટાળો અને ખાલીપણું લાગતું હોય તો સરસ ઉપાય એ છે કે મિત્રોને, સંબંધીઓને અને ઑફિસમાં પણ જાહેર કરવું કે 'હું બહારગામ જાઉં છું', અને પછી જવું નહિ. મોડા ઉઠવું, પથારીમાં જ નાસ્તો કરવો, ઑફિસે ન જવું

અને શહેરનાં વિશાળ તથા ખુલ્લાં સ્થળોમાં એકલા ઘૂમવા નીકળી પડવું; મંદિરો, દેવાલયો, મ્યુઝિયમો, અદાલતો, રમતગમતનાં મેદાનો, મેળાઓ વગેરે સ્થળોમાં મોજથી ફરવું. માનવ-પ્રવૃત્તિ અને આનંદનાં અનેકવિધ ક્ષેત્રોમાંથી ક્યાંકથી તો તમને નવીન અને ઉત્તેજક દૃષ્ટિબિન્દુ સાંપડશે. "

## સ્ત્રી જુદું જ કહે છે !

વિદ્વાન અને પ્રખ્યાત પત્રકાર ફ્રેન્કલીન એડમ્સે કહ્યું કે " કંટાળાના ભૂતને હઠાવવા માટે મારી પાસે અનેક ઇલાજો છે: જેને લીધે કંટાળો આવ્યો હોય એમ લાગે તેનાથી તદ્દન ભિન્ન એવી કોઇ ચીજમાં મશગુલ થવું જોઇએ. ટેનિસ, પોકર અને પૂલ—આ ત્રણ રમતોમાં હું, ખરેખર, મારી જાતને ભૂલી જ જાઉં છું; અને પછી બેવડા ઉત્સાહથી હું મારે કામે વળગું છું. પણ જ્યારે હું એકલો હોઉં છું ત્યારે તાજો થવા માટે હું શેક્સપીઅર વાંચું છું. એવું કોઇપણ નાટક વાંચવા લાગું છું. આ તો મારૂં કથન છે. મારી પત્ની એમ કહે છે કે એવું કંઇ હું કરતો નથી. મારી નજીકમાં જે માણસ હોય તેના ઉપર ચીડની ઝડીઓ વરસાવું છું. કેટલું જુદું ! "

## રસોડાની જાદુઇ અસર

સ્ત્રીઓના સામયિક પત્રની તંત્રી અને લેખિકા ડેલી લ્યુટેસે આ ઇલાજ સૂચવ્યાઃ " ટેબલ પરના વધુ પડતા ચાલુ કામના કંટાળાની અસર કાઢવા માટે હું રસોડાની પ્રવૃત્તિમાં ગુંથાઉં છું. રોટી શેકવી એ એક અદ્ભુત કામ છે. જ્યારે માણસ રોટી શેકે છે ત્યારે જીવનની મૂળભૂત, પાયારૂપ ક્રિયા તે કરતો હોય છે અને શેકાએલ રોટીની સુવાસ એ વસ્તુ પુરવાર કરે છે. રોટી શેકવાના અથવા તો બીજા કોઇ પણ રસોડાના કાર્યમાં મારે માટે એવી શક્તિ પડેલી છે કે જેને પરિણામે તાજી થઇને હું મારા લેખનકાર્યમાં ઉત્સાહથી મંડી પડું છું."

અમેરિકાનાં આજના નૌકામંત્રી ફ્રૅન્ક નૉક્સે સૌથી જુદો જ જવાબ આપ્યો. એમણે કહ્યું: " કંટાળા માટે મારી પાસે કોઈ ઇલાજ જ નથી, કારણ કે કંટાળો શું છે એની મને ખબર જ નથી., જીંદગીને જોશપૂર્વક જીવનાર માટે જીંદગી અખૂટ રસથી ભરેલી છે. "

[ તા. ૧૧-૭-૪૨ ના " જન્મભૂમિ "માંથી. ]

---

# પ્રભુની ભેટ

આખા દેશમાં ખ્યાતિ ફેલાઇ ગઇ છે કે ભક્ત કબીર સિદ્ધ પુરુષ છે. લાખો નરનારી આવીને તેમની કુટિરને ઘેરી ઊભાં રહે છે. કોઇ કહે છે: 'મંત્ર ભણી મારો રોગ મટાડી દો.' કોઇ વંધ્યા રમણી સંતાન માટે વિલાપ કરે છે. કોઇ કહે છે: 'તમારી દિવ્ય શક્તિ મને નજરે બતાવો.' કોઇ કહે છે: 'સંસારમાં વિધાતા છે, એ વાત પ્રમાણ આપી સમજાવો.'

વ્યાકુલ કબીર બંને હાથ જોડી ભગવાનને કહે છે: 'હે હરિ! તેં મારા પર દયા કરી મને નીચ યવનને ઘેર જન્મ આપ્યો છે. મને હતું કે તારી અપાર કૃપાને લીધે કોઇ મારી પાસે નહિ આવે સહુની દૃષ્ટિ બહાર હું અને તું બે જ રહીશું. પણ, હે માયાવી ! આ શી રમત રમે છે ! મને છેતરે છે શા માટે ? વિશ્વના લોકોને મારે ઘેર બોલાવી લાવીને તારે નાસી જવું છે કે શું ? '

નગરમાં જેટલા બ્રાહ્મણો હતા તેમને ખૂબ ક્રોધ ચડયો છે: " યવન વણકરની ચરણ-રજ લેવા લોકો દોડાદોડ કરે છે; પાપનો ભાર વધી પડયો છે; પૂરો કળિયુગ આવ્યો છે; આનો પ્રતિકાર નહિ કરીએ તો ધરતી રસાતલ જશે. " બ્રાહ્મણોએ એક ભ્રષ્ટા સ્ત્રી સાથે યુક્તિ કરી. છૂપી રીતે તેની સાથે વાત કરી એ સ્ત્રીના હાથમાં સુવર્ણ આપ્યું.

એક દિવસ બજારમાં કબીર વસ્ત્ર વેચવા જતા હતા. સહસા સહુની સમક્ષ રડતાં રડતાં તે સ્ત્રીએ કબીરને પકડી રાખ્યા. તે કહેવા લાગી: " રે શઠ ! નિષ્ઠુર ! કપટી ! હું આ વાત કોઇને નથી કહેતી એટલે તું એક અબળા નારીને છેતરી જાય છે ! કંઇ જ અપરાધ વિના મને તજીને આ સાધુનો વેશ તો ઠીક સજ્યો છે ! અન્નવસ્ત્ર વગર મારો તો વર્ણ કાળો થઇ ગયો. " પાસે જે બ્રાહ્મણો ઊભા હતા તેમણે કપટી ક્રોધ કરીને કહ્યું: " ભક્ત–તપસ્વી ! ધર્મને નામે જ ધર્મનો લોપ કરો છો ! નિરાંતે બેસીને સરલ લોકોની આંખમાં ધૂળ નાખો છો ! અને આ બિચારી અબળા રસ્તે અન્ન વગરની રઝળે છે ! "

કબીરે કહ્યું: " હું અપરાધી છું. હે સ્ત્રિ ! ઘરે ચાલો. મારી પાસે અન્ન હોય ત્યાં સુધી તું શા માટે ઉપવાસી રહે ? "

દુષ્ટ સ્ત્રીને ઘેર લાવી વિનય અને આદરથી કબીરે કહ્યું: " પ્રભુએ તને ગરીબને ઘેર મોકલી છે. " શરમ, ભય અને પશ્ચાત્તાપથી રડીને તે રમણી ત્યારે કહેવા લાગી: " લોભમાં પડીને મેં પાપ કર્યું છે. સાધુના શાપથી હું મરી જઇશ. " કબીર કહે: " ભય ન રાખ, માતા ! તારો કશો અપરાધ હું માનીશ નહિ, તું મારા મસ્તક પર જે અપમાન અને અપવાદ લઇ આવી તે તો મારું ભૂષણ છે. " ભક્તે તે સ્ત્રીના મનના વિકાર શમાવી દીધા, તેને ચેતનાનું દાન દીધું. તેના મધુર કંઠમાં હરિનામ અને પ્રભુનાં ગુણગાન સોંપી દીધાં. દેશમાં વાત ચાલી–" કબીર કપટી છે, એની સાધુતા સાચી નથી. " સાંભળીને કબીર શિર નમાવી કહે છે: " હું સહુથી નીચે છું. જો સામે કિનારે પહોંચી જાઉં તો હોડીનો મારે ગર્વ નથી રાખવો. હે પ્રભુ ! તમે જો મારી ઉપર રહો, તો હું સર્વથી નીચે રહીશ."

સાધુની વાત સાંભળી રાજાના મનમાં કૌતુક થયું. દૂતે આવીને સાદ પાડયો ત્યારે સાધુએ મસ્તક ધૂણાવ્યું. તેમણે કહ્યું: " સહુથી દૂર મારી હીનતામાં રહ્યો છું. મારા જેવો માણસ રાજાની સભામાં શોભે નહિ. " દૂતે કહ્યું: " તમે નહિ આવો તો તેમાં અમારો પ્રમાદ ગણાશે. તમારી કીર્તિ સાંભળી રાજાને દર્શન કરવાની ઇચ્છા થઈ છે. "

રાજા સભામાં બેઠા છે. સભાસદો ગોઠવાઇ ગયા છે. ત્યાં કબીર દાખલ થયા. તેમની પાછળ તે સ્ત્રી હતી. રાજાને થયું: " આ કેટલો બેશરમ છે ! સ્ત્રીને સાથે લઇને ફરે છે ! " તેણે નિશાની કરી. દ્વારપાળે સાધુને સભામાંથી બહાર કાઢયા. વિનયપૂર્વક કબીર તે સ્ત્રીની સાથે કુટિર તરફ ચાલી નીકળ્યા.

રસ્તામાં બ્રાહ્મણો ઊભા છે. કૌતુકથી તેઓ હસે છે. તેઓ કઠિન ભાષા વાપરે છે. સાધુને વિરૂપ વાણી સંભળાવે છે. ત્યારે તે સ્ત્રી રડતી રડતી સાધુના ચરણમાં પડી બોલી: " પાપના પંકમાંથી શા માટે તમે મને લીધી ? મારા જેવી અધમને ઘરમાં સ્થાન આપી શા માટે અપમાન સહન કર્યા કરો છો ? "

કબીરે કહ્યું: " મા ! તું તો મારા પ્રભુની ભેટ છો. ",

[ " કિશોર "ના માર્ચ–એપ્રિલ અંકમાંથી. ]

# સામયિકોની યાદી

નીચેનાં વર્તમાનપત્રોનાં લવાજમ મંડળ મારફત ભરવાથી સારો ફાયદો થાય છે, લવાજમના દરોમાં લડાઈના અંગે વધઘટ થઈ શકે છે.

### દૈનિક પત્રો

| | | |
|---|---|---|
| વંદેમાતરમ્ | મુંબઈ | ૩૮-૦-૦ |
| મુંબઈ સમાચાર | ,, | ૪૩-૦-૦ |
| જન્મભૂમિ | ,, | ૩૮-૦-૦ |
| ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ | સુરત | ૧૫-૦-૦ |
| ગુજરાત સમાચાર | અમદાવાદ | ૩૧-૦-૦ |
| સંદેશ | ,, | ૩૧-૦-૦ |
| સેવક | ,, | ૧૫-૦-૦ |
| ગુજરાત | સુરત | ૨૪-૦-૦ |
| પ્રતાપ | ,, | ૨૪-૦-૦ |

### અર્ધસાપ્તાહિક સમાચારપત્રો

| | | |
|---|---|---|
| સયાજી વિજય | વડોદરા | ૫-૧૪-૦ |

### સાપ્તાહિક સમાચારપત્રો

| | | |
|---|---|---|
| નવગુજરાત | વડોદરા | ૩-૧૨-૦ |
| ભારત | ,, | ૩-૮-૦ |
| મુંબઈ સમાચાર | મુંબઈ | ૧૦-૦-૦ |
| પ્રજામિત્ર કેસરી | ,, | ૬-૦-૦ |
| પ્રવાસી | ,, | ૫-૦-૦ |
| ગુજરાતી | ,, | ૬-૦-૦ |
| ગુજરાતી પંચ | અમદાવાદ | ૪-૪-૦ |
| પ્રજાબંધુ | ,, | ૪-૩-૦ |
| હરિજનબંધુ | | ૫-૦-૦ |
| પ્રતાપ | સુરત | ૪-૮-૦ |
| દાંડીઓ | ,, | ૩-૦-૦ |
| સ્ત્રીશક્તિ | ,, | ૫-૦-૦ |
| ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ | ,, | ૫-૮-૦ |
| ખેડા વર્તમાન | ,, | ૩-૦-૦ |
| નવસૌરાષ્ટ્ર | અમદાવાદ | ૫-૦-૦ |
| ફૂલછાબ | રાણપુર | ૭-૨-૦ |

### પાક્ષિક

| | | |
|---|---|---|
| ગાંડીવ | સુરત | ૫-૦-૦ |
| જ્યોતિર્ધર | અમદાવાદ | ૨-૦-૦ |

### માસિકો અને ત્રિમાસિકો

| | | |
|---|---|---|
| પ્રસ્થાન (કસ્બા પુ. માટે) | અમદાવાદ | ૫-૦-૦ |
| ,, (ગ્રા પુ. માટે) | ,, | ૪-૮-૦ |
| માનસી (ત્રિમાસિક) | ભાવનગર | ૫-૦-૦ |
| કવિતા | મુંબાઈ | ૧-૮-૦ |
| નવચેતન | વડોદરા | ૬-૬-૦ |
| શારદા | વડોદરા | ૬-૧૧-૦ |
| નવરચના | અમદાવાદ | ૩-૦-૦ |
| ચિત્રમય જગત | પુના | ૨-૧૨-૦ |
| સુવાસ | વડોદરા | ૩-૪-૦ |
| સર્વોદય | વર્ધા | ૩-૦-૦ |
| ખાદી જગત | ,, | ૩-૦-૦ |
| શિક્ષણ અને સાહિત્ય | અમદાવાદ | ૨-૦-૦ |
| શિક્ષણપત્રિકા | મુંબાઈ | ૧-૦-૦ |
| નૂતનશિક્ષણ | સુરત | ૨-૮-૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક (ત્રિમાસિક) | રાજકોટ | ૧-૮-૦ |
| ઘરશાળા | ભાવનગર | ૧-૦-૦ |
| ગ્રામસેવાવૃત (મરાઠી) | નાલવાડી | ૧-૮-૦ |

### સ્ત્રીઓપયોગી

| | | |
|---|---|---|
| ગુણસુન્દરી | વડોદરા | ૪-૬-૦ |
| સ્ત્રીબોધ | અમદાવાદ | ૩-૪-૦ |
| સ્ત્રીજીવન | ,, | ૩-૧-૦ |
| સ્ત્રીશક્તિ (સાપ્તાહિક) | ,, | ૫-૦-૦ |

### બાલમાસિકો

| | | |
|---|---|---|
| બાલમિત્ર | આણંદ | ૩-૮-૦ |
| બાલજગત | અમદાવાદ | ૩-૦-૦ |
| બાલજીવન | વડોદરા | ૨-૧૨-૦ |
| બાળક | વડોદરા | ૨-૦-૦ |

| | | |
|---|---|---|
| બાલસખા | અમદાવાદ | ૩-૦-૦ |
| ગાંડીવ (માસિક) | સુરત | ૩-૦-૦ |
| કિશોર (ગ્રા. પુ. માટે) | અમદાવાદ | ૩-૧૨-૦ |
| ,, (કસ્બા પુ.માટે) | ,, | ૪-૦-૦ |
| કુમાર | ,, | ૬-૦-૦ |
| વ્યાયામ | વડોદરા | ૨-૮-૦ |
| સ્કાઉટવીર | ભરૂચ | ૨-૦-૦ |
| યુવક | અમદાવાદ | ૩-૦-૦ |

**ખેતીવિષયક**

| | | |
|---|---|---|
| ખેતીવિકાસ | જામનગર | ૧-૮-૦ |
| ખેતીવાડી વિજ્ઞાન | લિંબડી | ૧-૮-૦ |
| ગ્રામજીવન | વડોદરા | ૧-૮-૦ |

**ધાર્મિક**

| | | |
|---|---|---|
| ગીતાધર્મ (ગુજરાતી વિભાગ સાથે) | બનારસ | ૩-૦-૦ |
| કલ્યાણ (કેવળ હિન્દી) | ગોરખપુર | ૫-૩-૦ |
| બાલસખા (હિન્દી) | અલ્હાબાદ | ૨-૮-૦ |
| વૈદ્યકલ્પતરુ (વૈદ્યકનું) | અમદાવાદ | ૩-૦-૦ |
| કમર (વેપારને લગતું માસિક) | સુરત | ૩-૦-૦ |

# અમારી સેલ એજન્સીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| સોરઠી વીરાંગનાની વાર્તા | શ્રી. રાયચુરા | ૨-૦-૦ |
| સોરઠી લોકર્તાઓ. | ,, | ૧-૧૨-૦ |
| કાઠીઆવાડની લોકવાર્તાઓ ભા. ૨ જો | ,, | ૧-૮-૦ |
| સોરઠરાણી | ,, | ૧-૮-૦ |
| નવલખ સોરઠ | ,, | ૧-૮-૦ |
| નગાધિરાજ | ,, | ૧-૮-૦ |
| કુલદીપક | ,, | ૧-૮-૦ |
| સોરઠપતિ | ,, | ૧-૮-૦ |
| સોમનાથની સખાતે | ,, | ૧-૮-૦ |
| પ્રેમલીલા ભા. ૧ લો | ,, | ૧-૪-૦ |
| રાયચુરાની રસકથાઓ | ,, | ૧-૮-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ | ,, | ૦-૧૨-૦ |
| દાલચીવડાની દશ વાર્તા | ,, | ૧-૮-૦ |
| દાલચીવડાનો ડાયરો | ,, | ૧-૮-૦ |
| દાલચીવડાનું હાસ્યદફતર | ,, | ૧-૮-૦ |
| રાસમંદિર | ,, | ૧-૦-૦ |
| રસિયાંના રાસ | ,, | ૧-૦-૦ |
| કુહાની રમઝટ | શ્રી. રાયચુરા | ૧-૮-૦ |
| લખેશરી | ,, | ૨-૮-૦ |
| કૂચગીતો | ,, | ૦-૧૨-૦ |
| પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી | | ૧-૦-૦ |
| ગુજરાતણ ટાઇપીસ્ટ | | ૧-૪-૦ |
| જાપાનની કેળવણી | | ૦-૮-૦ |
| જાતકકથાઓ | ચ. મ. ભટ્ટ | ૦-૧૦-૦ |
| રામસિંહ રાઠોડ | ,, | ૦-૬-૦ |
| ક્રિસ્ટોફર કોલંબસ | ,, | ૦-૨-૦ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ,, | ૦-૬-૦ |
| કુમાર વીરસેન ભા. ૩ જો | ,, | ૦-૬-૦ |
| વિજ્ઞાનસૃષ્ટિ | રેવાશંકર સોમપુરા | ૧-૮-૦ |
| યૌગિક સાધન | અરવિંદ ઘોષ | ૦-૮-૦ |
| Mother America | S. Bose | ૫-૦-૦ |
| કબીરસાહેબનું બીજક ભા. ૧-૨ | | ૩-૦-૦ |
| જીવન અને વિજ્ઞાન (ડૉ.ત્રિવેદી,કોઠારી) | | ૧-૩-૦ |
| કથામણિ | | ૨-૮-૦ |
| જીવનસંભારણાં | શારદા મહેતા | ૨-૮-૦ |

# ફૉર્મ્સની યાદી

| નમુનો નંબર | | |
|---|---|---|
| ( ૧ ) | કસ્બા રજીસ્ટર ( ગુજરાતી ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૨ ) | „ „ ( અંગ્રેજી ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૩ ) | નામવારી ( કક્કાવારી ) રજીસ્ટર | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૪ ) | વિષયવારી રજીસ્ટર | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૫ ) | કર્તાવારી રજીસ્ટર | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૬ ) | ઇસ્યુ બૂક અડધા કાગળની | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦– ૬–૦ |
| ( ૭ ) | ઇસ્યુ બૂક પા કાગળની | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦– ૫–૦ |
| ( ૮ ) | વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦– ૬–૦ |
| ( ૯ ) | વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક ( કસ્બા પુસ્તકાલયો માટે ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૧૦ ) | શિલકી સામાનનું પત્રક | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૧૧ ) | હાજરી પત્રક | ૨૦ પાનનું એક પત્રક રૂ. ૦– ૮–૦ |
| ( ૧૨ ) | સૂચના ચોપડી | નંગ ૧ (૨૦ પાન)ના રૂ. ૦– ૮–૦ |
| ( ૧૩ ) | ભેટ ચોપડી | નંગ ૧ (૨૦ પાન)ના રૂ. ૦– ૮–૦ |
| ( ૧૪ ) | બારનીશી | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦– ૮–૦ |
| ( ૧૫ ) | સભાના કામની નોંધ બૂક | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૧૬ ) | પાવતી બૂક | નંગ ૧ (૧૦૦ પાન)ના રૂ. ૦– ૬–૦ |
| ( ૧૭ ) | અરજી અને જામીનગીરીના ફોર્મ | ઘા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૦– ૮–૦ |
| ( ૧૮ ) | પાવતીના ફોર્મ | ઘા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૦– ૮–૦ |
| ( ૧૯ ) | ઇસ્યુ નંબર અને તારીખ નોંધવાની પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૧– ૮–૦ |
| ( ૨૦ ) | પુસ્તકોનું રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૨૧ ) | વાચકોની ખાતાવહી | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦– ૮–૦ |
| ( ૨૨ ) | વાચકોનું રજીસ્ટર | ઘા. ૧ (૪૮ નંગ)ના રૂ. ૦– ૮–૦ |
| ( ૨૩ ) | પુસ્તકની ડાબી બાજુએ અંદર ચોડવાની શ્રીમંત મહારાજા સા. ના ફોટાવાળી પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૨– ૮–૦ |
| ( ૨૪ ) | પુસ્તક ઉઘરાણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦– ૨–૬ |
| ( ૨૫ ) | પુસ્તકની માગણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦– ૨–૦ |
| ( ૨૬ ) | વંચાયલાં પુસ્તકોનું વિષયવાર નોંધ રાખવાનું પત્રક ( ગ્રામ પુસ્તકાલયો માટે ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૨૭ ) | નામવારી રજીસ્ટર ( ગ્રામ પુસ્તકાલયો માટે ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૨૮ ) | વિષયવારી રજીસ્ટર „ | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૨૯ ) | પુસ્તકની પૂઠે ચોડવાની નંબર લખવાની પટ્ટીઓ | ૬ પાનના રૂ. ૦– ૧–૬ |

**લખોઃ—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦**

પો. ઑ. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

## ખાસ ઘટાડેલી કિંમતે આપવાનાં છે

### માત્ર જૂજ પ્રતો સિલક છે

પાછળથી નહિ મળે માટે આજે જ મંગાવીને વસાવો.

| મૂળ કિંમત | પુસ્તકનું નામ | લેવાની કિંમત |
|---|---|---|
| રૂ. આ. | | રૂ. આ. |
| ૭– ૦ | ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૧ લો | ૫– ૪ |
| ૫– ૦ | ૪૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૨ જો | ૩–૧૨ |
| ૩– ૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૧– ૮ |
| ૦–૧૪ | કસરત અને આરોગ્ય | ૦– ૭ |
| ૧– ૧ | પ્રગતિને પંથે | ૦– ૮ |
| ૦–૧૧ | ભૂરચના | ૦– ૫ |
| ૧– ૧ | વિદ્યાશાળા | ૦– ૮ |
| ૦– ૬ | સિંહ | ૦– ૩ |
| ૦–૧૪ | આહારશાસ્ત્ર | ૦– ૭ |
| ૦–૧૩ | બાળકેળવણી | ૦– ૭ |
| ૦–૧૨ | તારાશાસ્ત્ર | ૦– ૬ |
| ૦– ૬ | રામાયણ રહસ્ય | ૦– ૩ |
| ૦– ૬ | શ્રેષ્ઠ સલાહકાર ભા ૨ જો | ૦– ૩ |
| ૦–૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦– ૫ |
| ૦–૧૪ | ઉત્તર હંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૦– ૭ |
| ૦–૧૩ | કેટલાક રોગો—ભા. ૨ જો | ૦– ૬ |
| ૧– ૮ | વીર ગાર્ફીલ્ડ | ૧– ૦ |
| ૦–૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણ | ૦– ૭ |
| ૧– ૫ | રોગ અને આરોગ્ય | ૦–૧૦ |
| ૦–૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦– ૬ |
| ૦–૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦– ૫ |
| ૦–૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦– ૬ |
| ૦– ૮ | હાડપિંજર | ૦– ૪ |
| ૦– ૫ | પરિમલ | ૦– ૩ |
| ૨– ૦ | ફૂલછાબ | ૦–૧૦ |
| ૧– ૦ | અ. સૌ. કુમારી | ૦–૧૦ |
| ૦–૧૦ | મદનમંદિર | ૦– ૬ |
| ૧– ૮ | વૈયાસિક ન્યાયમાળા | ૦–૧૨ |
| ૧– ૨ | મોન્ટેસોરી પદ્ધતિનો આત્મા | ૦– ૯ |
| ૦– ૫ | આર્યોની ઓળખાણ | ૦– ૨ |
| ૧–૧૨ | બુકર ટી. વૉશિંગ્ટન | ૧– ૦ |
| ૧– ૮ | બાલવિજ્ઞાન ભાગ ૩ જો | ૧– ૪ |
| ૨– ૦ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૧– ૦ |
| 1– 8 | Flowers of Life | 1– 0 |

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.** રાવપુરા, વડોદરા

| ખર્ચ | | | | | | | | | | | | | કા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પત્રો | પુસ્તકો તથા ફેરો | શિક્ષણી સામાન | રાજ્ય કે મંડળનું લવાજમ | પુસ્તક મંગામણી | મકાનદુરસ્તી | નોકરખર્ચ તથા મકાનભાડું | પરચુરણ તથા શિક્ષણખર્ચ | વાચ્ય સાહિત્યમાં ફંડ ખાતે મોકલ્યા તે | પ્રકીર્ણ | કુલ ખર્ચ (ખાના ર૭ થી ૩૬ નો) | વર્ષ આખરે શિલક (લોક-મદદમાંથી તથા મંડળમાંથી ખર્ચવાની બાકી રહેલી તે) | કુલ (ખાના ૩૭–૩૮ નો) | [illegible] |
| ર૭ | ર૮ | ર૯ | ૩૦ | ૩ | ૩ર | ૩૩ | ૩૪ | ૩પ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪ |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |

ટીપ :—૧ પુસ્તકોની સંખ્યાનાં ખાનાં ર થી ૬ ભરતા પહેલાં, પુસ્તકોના જન
પ્રમાણે તારીજ કાઢવી જોઇએ અને તે પછી સદર ખાનાં ભરવાં જોઇએ
૨ વંચાયલાં પુસ્તકની સંખ્યાનો કુલ આંકડો તા. ૩૧–૭–૪૧ સુધીમાં પુ
પછી ૧૨ થી ૧૫ ના ખાનાની સંખ્યા નોંધવહીમાંથી જુદી જુદી તાર
૩ આખા વર્ષમાં જુદા જુદા જેટલા પ્રસંગોએ પુસ્તકનો લાભ લીધો
તો પણ એક જ વાચક ગણાય.
૪ જે વિદ્યાર્થી શાળા છોડી ઉઠી જાય તેને પાંચ વર્ષ સુધી ઉઠી ગયેલા
૫ પુસ્તકોની મેળવણી કરતાં ખૂટતાં પુસ્તકોની યાદી કિંમતસહ આ નિવેદ
૬ ભણેલાની સંખ્યા, શાળાના મહેતાજીઓ જુલાઇ આખરે જે સંખ્ય
શિક્ષકો પાસેથી મેળવી લેવો.

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ

| પમ ફંડ, સ્થાવર અને જંગમ મિલકત | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ર્યાં સુધી છે | મકાનની કિંમત તથા કઈ સાલ બંધાયું | પુસ્તકોની કિંમત | લાકડી સામાન સ્ટીલનાં કબાટ વગેરેની કિંમત | ઇતર સામાનની કિંમત | કુલ (ખાનાં ૪૦ થી ૪૪નું) | પુસ્તકો આપવા લેવાનો વખત | પેપરો વાંચવાનો વખત | મંત્રી શાળાના શિક્ષક છે કે ખાનગી વ્યક્તિ ? | શેરો |
| | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ |
| | | | | | | | | | |

રજીસ્ટરમાં દર વર્ષ આખરે, પુસ્તકોની સંખ્યાનાં ખાનાં ૨ થી ૬ માં જણાવ્યા

ના આપ–લે નોંધવહીમાં જે છેલ્લો નંબર હોય તે ૧૬ મા ખાનામાં લખવો. અને તે
| લખવી.

તે સંખ્યા વાચક તરીકે ગણવી. એક જ વાચકે વર્ષમાં ઘણાં પુસ્તકો વાંચ્યાં હોય

દ્યાર્થી તરીકે ગણવો.

સાથે જ મોકલવી.

માસિકપત્રકમાં બતાવે છે તે આ નિવેદનમાં લખવી. ખાનગી મંત્રીઓએ આ આંકડો

**યવસ્થાપક સાહેબ તરફ તા.**

મંત્રી, સા. પુસ્તકાલય,

ગામ ________ તા. ________

મોજે——તાલુકા——પ્રાંત——સ્ટેશન——જૂથ——ના

# સાર્વજનિક પુસ્તકાલયનું

# અંદાજપત્ર

(૧૯૪૨-૪૩)

## મહત્ત્વની સૂચનાઓ

૧ અંદાજપત્રો માગણી પ્રમાણે પૂરેપૂરાં મંજૂર થઇ શકે તે માટે અંદાજપત્રની બંને ચોપડીઓ ભરીને મોડામાં મોડી સપ્ટેમ્બર આખર સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા મોકલી આપવી.

૨ સરકાર તથા પંચાયતમદદ મેળવવા માટે લોકમદદના ખાનામાં જેટલી રકમ મૂકી હોય તેટલી જ રકમ કાયમ નિધિના બીજા ખાનામાં મૂકવાની છે.

૩ અંદાજપત્રમાં મંજૂર થયેલી રકમનાં પત્રો, માસિકો, પુસ્તકો, લાકડી સામાન તથા ફોર્મો વગેરે વેળાસર મળે તે માટે પેટાની યાદીઓમાં માગણીઓ મોકલવા ચૂકવું નહિ.

૪ ખાસ કારણ સિવાય વર્તમાનપત્રો–માસિકો અને પુસ્તકોની મંજૂર થયેલી યાદીઓમાં ફેરફાર થઇ શકશે નહિ. (કસ્બા પુસ્તકાલયે કયા પત્ર, માસિકની કેટલી પ્રતો લેવી છે તે પણ સ્પષ્ટ જણાવવું અને જરૂર પડે સાથે વધારાના કાગળો જોડી મોકલવું.)

૫ **જેમના તરફથી અંદાજપત્રની સાથે પુસ્તકોની યાદી નહિ આવે તેમને છેવટે પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવાની તજવીજ થશે.** (કસ્બા પુસ્તકાલયોએ પણ આ યાદીઓ પ્રથમ મોકલવાની છે.)

૬ નવીન અંદાજપત્ર મંજૂર કરતી વખતે, પાછલી સાલના અંદાજપત્રના મંજૂર થયેલા આંકડા જાણવાની જરૂર હોવાથી તે આંકડા પણ અંદાજપત્રમાં જણાવવા. અને છેલ્લા વર્ષમાં કઇ કઇ બાબતની કેટલી બચત છે તે લાલ શાહીથી બતાવવી.

૭ ખાતા તરફથી અંદાજપત્ર મંજૂર થઇને આવે ત્યાર પછી અંદાજપત્રનાં ખાનાં ૧૫ થી ૨૦ સુધીની રકમ જે તે પુસ્તકાલયે, પોતે ખર્ચવાની હોવાથી તેટલી રકમ પુ. સ. સ. મંડળ તરફ મોકલવાની લોકમદદ તથા કાયમનિધિની રકમમાંથી કાપી બાકીની રકમ મોકલી આપવી. કસ્બા પુસ્તકાલયોને આ કલમ લાગુ નથી; કારણ ઘણોખરો ખર્ચ તેમને પોતાને કરવાનો છે.

૮ તાલીમ પામેલા ગ્રંથપાલ કસ્બા પુસ્તકાલયોએ રોકવા પડશે.

૯ કસ્બા પુસ્તકાલયોએ નિવેદન છપાવવું પડશે, અને વિધવિધ પ્રવૃત્તિઓ તથા નવીન પુસ્તકોની માહિતી આપવી પડશે. તથા ગ્રામ પુસ્તકાલયોને જરૂર પડે ફરતા પુસ્તકાલયોની પેટીઓ પૂરી પાડવી પડશે.

[ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ–વડોદરા. ]

મોજે __________ તાલુકે __________ પ્રાંત __________ ના

| સાલ | ગયા જુલાઈ આખર સુધીની કાયમ નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા વ્યાજથી મૂકેલી છે. | ગયા જુલાઈ માસ સુધીની મકાન ફરતી નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા ટકાથી મૂકેલી છે. | નવીન વર્ષ માટે કાયમ નિધિની મુકાયલી વા મુકવાની રકમ. | ઉત્પન્ન | | | | | ખર્ચ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | લોકમદદ | સરકારમદદ | પ્રાંત પંચાયત મદદ | ગ્રામ પંચાયત મદદ | કુલ | પગાર | પુસ્તકો તથા છાપાં | સિલક સામાન |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૯૪૦–૪૧ | | | | | | | | | | | |
| ૧૯૪૧–૪૨ | | | | | | | | | | | |
| ૧૯૪૨–૪૩ | | | | | | | | | | | |

### કાયમ ફંડની વિગત

( ) કુલ

अ. સન ૪૦–૪૧ આખરનું રૂ.

ब. સન ૪૧–૪૨માં મૂકેલું તે રૂ.

કુલ રૂ. __________

(૨) સ્થાવર મિલ્કત પર રોકેલી રકમની વિગત બાબતવાર

(૩) શેરોમાં રોકેલી રકમની વિગત

(૪) પુ. સ. સ. મંડળ, ખરોડા બેંક अ વર્ગની સહકારી મંડળી, પોસ્ટ ઑફિસ વગેરેમાં મુકાયલી રકમની વિગત.

(૫) ખાનગી ઇસમને ત્યાં હોય તો કેટલી રકમ ક્યારથી કોને ત્યાં કોની મંજૂરીથી મૂકેલી છે તેની વિગત.

(૧) પાછલા વર્ષના અંદાજમાં જે તે ખાતે ખર્ચવામાં બાકી રહેલી રકમની વિગત.

(૧) પુસ્તકાલયની દફતર તપાસણી કોણે ક્યારે કરી ?

## સાર્વજનિક પુસ્તકાલયનું સન ૧૯૪૨–૪૩ ની સાલનું અંદાજ.

| | | | | | | | | | | ઉપયોગી માહીતી | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. પુ. મંડળનું લવાજમ | પુસ્તક બંધામણી | મકાન દુરસ્તી | નોકરખર્ચ | પરચુરણ ખર્ચ અને પુ. ઇ. | કિરોસીન ખર્ચ | કુલ | પુસ્તકાલયની સ્થાપના સાલ | સહકારી ધોરણે ચાલે ચલાવાય છે કે નહિ ? | હિસાબ મંજુરીનો ઠરાવ નંબર અને તારીખ | વસ્તી | ભણેલાઓની સંખ્યા | પુસ્તકાલય ક્યાં રાખવામાં આવ્યું છે ? | પત્રવ્યવહાર માટે પુરેપુરું સરનામું, ટપાલ, રેલ્વે મથક સાથે | શેરા |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | |

### વ્યવસ્થાપક મંડળના સભ્યોની યાદી

પ્રમુખ

મંત્રી

વ્ય. મં. ના સભાસદો

૧

૨

૩

૪

૫

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ.

તા.

મંત્રી, સા. પુસ્તકાલય

૪

મોજે ——— તાલુકે ——— પ્રાંત ——— ના સાર્વજનિક

# પુસ્તકાલય માટે જોઈતાં વર્તમાનપત્રો તથા માસિકોની યાદી

સન ૧૯૪૨-૪૩

મોજે —————— તાલુકે —————— પ્રાંત —————— ના સાર્વજનિક

# પુસ્તકાલય માટે જોઈતાં પુસ્તકો તથા ફોર્મોની યાદી

સન ૧૯૪૨-૪૩

(૧) અંદાજમાં જેટલી રકમનાં પુસ્તકોની માગણી હોય તેનાથી બમણી રકમનાં પુસ્તકોની યાદી આ નીચે લખવી. યાદી અંદાજ સાથે નહિ આવે તો પુસ્તકો ખાતાની પસંદગીનાં જ મળશે.

(૨) પુસ્તકોનું પાર્સલ જો, કોઈ પુસ્તકાલય યા વ્યક્તિ મારફત મોકલવાનું હોય તો તેનું પૂરેપૂરું સરનામું જણાવવું.

## ( માત્ર ગ્રામ પુસ્તકાલયો માટે )

| ગઇ સાલે બંધાવેલાં પુસ્તકોની યાદી, (સામાન્ય નોંધવહીના નંબર અને કિંમત સાથે) | ચાલુ સાલે બંધાવવાનાં પુસ્તકોની યાદી (સામાન્ય નોંધવહીના નંબર અને કિંમત સાથે) |
|---|---|
| | |

ટીપઃ—(૧) એક વખત બંધાવેલાં પુસ્તકોને બીજી વખત બંધાવવાનાં હશે તો પુ૦ ખાતાની પરવાનગી મેળવેલી હોવી જોઇએ. (૨) **પુસ્તકો બંધાવવા યોગ્ય જામીનગીરી લઇને જ કામ સોંપવું.**

ઉપર પ્રમાણેની હકીકત સામાન્ય નોંધવહી પ્રમાણે બરાબર છે. તારીખ

મંત્રી, સાર્વ. પુસ્તકાલય

મંજૂર બજેટ રૂ. ×૩=રૂા.

×

| | |
|---|---|
| ૧ પત્રો ખાતે .... .... .... | રૂા. |
| ૨ પુસ્તકો તથા ફોર્મો .... .... .... | રૂા. |
| ૩ શિલકી સામાન ખાતે .... .... .... | રૂા. |
| ૪ રાજ્ય પુસ્તકાલય મંડળના લવાજમ ખાતે.... | રૂા. |
| ૫ પુસ્તક બંધામણી ખાતે .... .... .... | રૂા. |
| ૬ મકાનદુરસ્તી ખાતે .... .... .... | રૂા. |
| ૭ નોકરખર્ચ ખાતે .... .... .... | રૂા. |
| ૮ પરિષદખર્ચ અને પુ. શિ. વર્ગ .... .... | રૂા. |
| ૯ કિરકોળ ખર્ચ ખાતે .... .... .... | રૂા. |
| કુલ........ | રૂા. |

વડોદરા : તા. : : ૧૯૪

મહદનીશ વ્યવસ્થાપક
મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ
( સાર્વજનિક પુસ્તકાલય શાખા )

મોજે ——— તાલુકા ——— પ્રાંત ——— સ્ટેશન ——— જૂથ ——— ના

# સાર્વજનિક પુસ્તકાલયનું

# અંદાજપત્ર

( ૧૯૪૨-૪૩ )

## મહત્ત્વની સૂચનાઓ

૧ અંદાજપત્રો માગણી પ્રમાણે પૂરેપૂરાં મંજૂર થઇ શકે તે માટે અંદાજપત્રની બંને ચોપડીઓ ભરીને મોડામાં મોડી સપ્ટેમ્બર આખર સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા મોકલી આપવી.

૨ સરકાર તથા પંચાયતમદદ મેળવવા માટે લોકમદદના ખાનામાં જેટલી રકમ મૂકી હોય તેટલી જ રકમ કાયમ નિધિના બીજા ખાનામાં મૂકવાની છે.

૩ અંદાજપત્રમાં મંજૂર થયેલી રકમનાં પત્રો, માસિકો, પુસ્તકો, લાકડી સામાન તથા ફોર્મો વગેરે વેળાસર મળે તે માટે પેટાની યાદીઓમાં માગણીઓ મોકલવા ચૂકવું નહિ.

૪ ખાસ કારણ સિવાય વર્તમાનપત્રો-માસિકો અને પુસ્તકોની મંજૂર થયેલી યાદીઓમાં ફેરફાર થઇ શકશે નહિ. ( કસ્બા પુસ્તકાલયે કયા પત્ર, માસિકની કેટલી પ્રતો લેવી છે તે પણ સ્પષ્ટ જણાવવું અને જરૂર પડે સાથે વધારાના કાગળો જોડી મોકલવું. )

૫ **જેમના તરફથી અંદાજપત્રની સાથે પુસ્તકોની યાદી નહિ આવે તેમને છેવટે પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવાની તજવીજ થશે.** ( કસ્બા પુસ્તકાલયોએ પણ આ યાદીઓ પ્રથમ મોકલવાની છે. )

૬ નવીન અંદાજપત્ર મંજૂર કરતી વખતે, પાછલી સાલના અંદાજપત્રના મંજૂર થયેલા આંકડા જાણવાની જરૂર હોવાથી તે આંકડા પણ અંદાજપત્રમાં જણાવવા. અને છેલ્લા વર્ષમાં કઇ કઇ બાબતની કેટલી બચત છે તે લાલ શાહીથી બતાવવી.

૭ ખાતા તરફથી અંદાજપત્ર મંજૂર થઇને આવે ત્યાર પછી અંદાજપત્રનાં ખાનાં ૧૫ થી ૨૦ સુધીની રકમ જે તે પુસ્તકાલયે, પોતે ખર્ચવાની હોવાથી તેટલી રકમ પુ. સ. સ. મંડળ તરફ મોકલવાની લોકમદદ તથા કાયમનિધિની રકમમાંથી કાપી બાકીની રકમ મોકલી આપવી. કસ્બા પુસ્તકાલયોને આ કલમ લાગુ નથી; કારણ ઘણોખરો ખર્ચ તેમને પોતાને કરવાનો છે.

૮ તાલીમ પામેલા ગ્રંથપાલ કસ્બા પુસ્તકાલયોએ રોકવા પડશે.

૯ કસ્બા પુસ્તકાલયોએ નિવેદન છપાવવું પડશે, અને વિધવિધ પ્રવૃત્તિઓ તથા નવીન પુસ્તકોની માહિતી આપવી પડશે. તથા ગ્રામ પુસ્તકાલયોને જરૂર પડે ફરતા પુસ્તકાલયોની પેટીઓ પૂરી પાડવી પડશે.

[ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ-વડોદરા. ]

મોજે ____________ તાલુકે ____________ પ્રાંત ____________ ના

| સાલ | ગયા જુલાઈ આખર સુધીની કાયમ-નિધિની રકમ ક્યાં મૂકી અને કેટલા વ્યાજથી મૂકી છે. | ગયા જુલાઈ માસ સુધીની મકાન દુરસ્તી નિધિની રકમ ક્યાં મૂકી અને કેટલા દરથી મૂકી છે. | નવીન વર્ષ માટે કાયમ નિધિમાં મુકાયલી વા મૂકવાની રકમ. | ઉત્પન્ન | | | | | ખર્ચ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | લોકમદદ | સરકારમદદ | પ્રાંત પંચાયત મદદ | ગ્રામ પંચાયત મદદ | કુલ | પગાર | પુસ્તકો તથા છાપાં | સિલક સામાન |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૯૪૦-૪૧ | | | | | | | | | | | |
| ૧૯૪૧-૪૨ | | | | | | | | | | | |
| ૧૯૪૨-૪૩ | | | | | | | | | | | |

## કાયમ ફંડની વિગત

(૧) કુલ

અ. સન ૪૦-૪૧ આખરતું રૂ.

બ. સન ૪૧-૪૨માં મૂકેલું તે રૂ.

કુલ રૂ. ____________

(૨) સ્થાવર મિલ્કત પર રોકેલી રકમની વિગત બાબતવાર

(૩) શેરોમાં રોકેલી રકમની વિગત

(૪) પુ. સ. સ. મંડળ, બરોડા બૅંક. અ વર્ગની સહકારી મંડળી, પોસ્ટ ઑફિસ વગેરેમાં મુકાયલી રકમની વિગત.

(૫) ખાનગી ઇસમને ત્યાં હોય તો કેટલી રકમ ક્યારથી કોને ત્યાં કોની મંજૂરીથી મૂકેલી છે તેની વિગત.

(૧) પાછલા વર્ષના અંદાજમાં જે તે ખાતે ખર્ચવામાં બાકી રહેલી રકમની વિગત.

(૧) પુસ્તકાલયની દફતર તપાસણી કોણે ક્યારે કરી ?

## સાર્વજનિક પુસ્તકાલયનું સન ૧૯૪૨-૪૩ ની સાલનું અંદાજ.

| | | | | | | | | ઉપયોગી માહીતી | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. પુ. મંડળનું લવાજમ | પુસ્તક બંધામણી | મકાન દુરસ્તી | નોકરખર્ચ | પરિષદ ખર્ચ અને પુ. શિ. ખર્ચ | કિરોશીન ખર્ચ | કુલ | પુસ્તકાલયની સ્થાપન સાલ | સહકારી ધોરણે રજીસ્ટર બનાવ્યું છે કે નહિ? | હિસાબ મંજૂરીનો ઠરાવ નંબર અને તારીખ | વસ્તી | અભ્યાસીઓની સંખ્યા | પુસ્તકાલય ક્યાં રાખવામાં આવ્યું છે? | પત્રવ્યવહાર માટે પૂરેપૂરું સરનામું, ટપાલ, રેલ્વે મથક સાથે | શેરો |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | |

### વ્યવસ્થાપક મંડળના સભ્યોની યાદી

પ્રમુખ

મંત્રી

વ્યા. મં. ના સભાસદો

૧

૨

૩

૪

૫

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ.

વા.

---

મંત્રી, સા. પુસ્તકાલય

મોજે ________ તાલુકે ________ પ્રાંત ________ના આર્થિક

# પુસ્તકાલય માટે જોઈતાં વર્તમાનપત્રો તથા માસિકોની યાદી

સન ૧૯૪૨-૪૩

મોજે——— તાલુકે——— પ્રાંત——— ના સાર્વજનિક

# પુસ્તકાલય માટે જોઈતાં પુસ્તકો તથા ફોર્મોની યાદી

સન ૧૯૪૨-૪૩

(૧) અંદાજમાં જેટલી રકમનાં પુસ્તકોની માગણી હોય તેનાથી બમણી રકમનાં પુસ્તકોની યાદી આ નીચે લખવી. યાદી અંદાજ સાથે નહિ આવે તો પુસ્તકો ખાતાની પસંદગીનાં જ મળશે.

(૨) પુસ્તકોનું પાર્સલ જો, કોઈ પુસ્તકાલય યા વ્યક્તિ મારફત મોકલવાનું હોય તો તેનું પૂરેપૂરું સરનામું જણાવવું.

## ( માત્ર ગ્રામ પુસ્તકાલયો માટે )

| ગઇ સાલે બંધાવેલાં પુસ્તકોની યાદી, (સામાન્ય નોંધવહીના નંબર અને કિંમત સાથે) | ચાલુ સાલે બંધાવવાનાં પુસ્તકોની યાદી (સામાન્ય નોંધવહીના નંબર અને કિંમત સાથે) |
| --- | --- |
| | |

ટીપઃ—(૧) એક વખત બંધાવેલાં પુસ્તકોને બીજી વખત બંધાવવાનાં હશે તો પુ૦ ખાતાની પરવાનગી મેળવેલી હોવી જોઇએ. (૨) **પુસ્તકો બંધાવવા યોગ્ય જામીનગીરી લઇને જ કામ સોંપવું.**

ઉપર પ્રમાણેની હકીકત સામાન્ય નોંધવહી પ્રમાણે બરાબર છે. તારીખ

મંત્રી, સાર્વ. પુસ્તકાલય

મંજૂર બજેટ રૂ.                    ×૩=રૂા.

×

| | |
|---|---|
| ૧ પત્રો ખાતે .... .... | ....રૂા. |
| ૨ પુસ્તકો તથા ફોર્મો .... .... | ....રૂા. |
| ૩ શિલકી સામાન ખાતે .... .... | ....રૂા. |
| ૪ રાજ્ય પુસ્તકાલય મંડળના લવાજમ ખાતે | ....રૂા. |
| ૫ પુસ્તક બંધામણી ખાતે .... .... | ....રૂા. |
| ૬ મકાનદુરસ્તી ખાતે .... .... | ....રૂા. |
| ૭ નોકરખર્ચ ખાતે .... .... | ....રૂા. |
| ૮ પરિષદખર્ચ અને પુ. શિ. વર્ગ .... | ....રૂા. |
| ૯ ફિરકોળ ખર્ચ ખાતે .... .... | ....રૂા. |
| કુલ | ........રૂા. |

વડોદરા : તા. : : ૧૯૪

મહદનીશ વ્યવસ્થાપક
મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ
( સાર્વજનિક પુસ્તકાલય શાખા )

Reg No B. 2216

# પુસ્તકાલય



: વાર્ષિક લવાજમ :
દેશમાં રૂા. ૩-૮-૦   પરદેશ રૂા. ૫-૦-૦   છૂટક નકલ રૂા. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
ચાંપશીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ, મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

| પુસ્તક ૧૭ મું | ઑગસ્ટ ૧૯૪૨ | અંક ૮ મો |
|---|---|---|

# ચાતુર્માસનું ધાર્મિક વાચન

સદ્‌ગત સ્વામીશ્રી અખંડાનંદજીએ નીમેલા ટ્રસ્ટીમંડળની દોરવણી નીચે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયની પ્રવૃત્તિ ચાલુ જ છે. અત્યારની બેહદ મોંઘવારી છતાં પુસ્તકોનું મૂલ્ય વધારવામાં આવ્યું નથી; એટલુંજ નહિ પણ નવાં પ્રકાશનો પણ હજી અગાઉના ધોરણે જ પ્રસિદ્ધ થાય છે. ચાતુર્માસમાં મનન કરવા યોગ્ય ઘણાં પુસ્તકો મળે છે. તેમાંનાં કેટલાંકની યાદી નીચે આપી છે.

| પુસ્તકોનાં નામ | પૃષ્ઠ | કદઇંચ | મૂલ્ય |
|---|---|---|---|
| **મહાભારતનું આદિ-સભાપર્વ**—આવૃત્તિ ૩ જી ... | ૮૦૦...... | ૭ા×૧૦...... | ૬) |
| ,, **વન ને વિરાટપર્વ**—આવૃત્તિ ૨ જી ... | ૭૨૦...... | ,, ...... | પા |
| ,, **શાંતિપર્વ**—આવૃત્તિ ૬ ઠ્ઠી ... ... | ૮૫૬...... | ,, ...... | ૬) |
| **શ્રીમદ્‌ભાગવત**—બે ગ્રંથમાં, ૨૭ ચિત્રો ... ... | ૧૩૪૪...... | ,, ...... | ૬) |
| **શ્રીમદ્ ભગવતી ભાગવત**—આવૃત્તિ ૨ જી ... ... | ૯૨૮...... | ,, ...... | ૫) |
| **તુલસીકૃત રામાયણ**—બે ગ્રંથમાં ૩૦ ચિત્રો સાથે ... | ૧૪૩૨...... | ,, ...... | ૬) |
| **શ્રીમાનસ રામાયણ**—બે ગ્રંથમાં, ૩૦ ચિત્રો સાથે ... | ૧૪૦૦...... | ૬॥×૧૦...... | પા |
| **શ્રીવાલ્મીકિ રામાયણ**—બે ગ્રંથમાં ૩૫ ચિત્રો... ... | ૧૫૨૮...... | ,, ...... | ૬) |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**—આવૃત્તિ ૭ મી ... | ૮૮૮...... | ૫×૯ ...... | ૩) |
| **શ્રી મનુસ્મૃતિ**—મૂળ શ્લોકો તથા ભાષાંતર સહિત... ... | ૬૪૦...... | ૫×૭ા...... | ૨ા |
| **તુકારામ ગાથા**—બે ગ્રંથમાં-સરળ ભાષાંતર ... ... | ૧૮૪૦...... | ,, ...... | ૪॥ |
| **શ્રીદાસબોધ**—( રામદાસ સ્વામીકૃત ) આવૃત્તિ ૩ જી... | ૬૪૮...... | ૫×૯ ...... | ૨) |
| **શ્રીપ્રીતમદાસની વાણી**—આવૃત્તિ ૨ જી ... ... | ૫૬૦...... | ૫×૭ા ...... | ૧ા |
| **શ્રીભજનસાગર**—ભાગ ૧ લો-૯૩૧ ભજનો ... ... | ૬૮૮...... | ,, ...... | ૨) |
| **શ્રીમદ્ ભગવદ્ ગીતા**—ભાષાંતરવાળી ૧૪ મી આવૃત્તિ... | ૪૮૦...... | ૩ા=×૫ા ... | ૦ા॥ |
| **શ્રીમદ્ ભગવદ્ ગીતા**—ગુજરાતી ભાષાંતર (શ્લોક વિનાની) | ૨૮૮...... | ,, ... | ૦)=ા |
| **શ્રીમદ્ પંચરત્ન ગીતા**—ગુજરાતી ( મોટા અક્ષર )... | ૬૦૦...... | ૫×૯ ... | ૦ા॥= |

આ ઉપરાંત સ્વ૦ પઢિયારકૃત સ્વર્ગનાં ૧૦ પુસ્તકો, સંત મહાત્માઓનાં તથા અન્ય ઐતિહાસિક ચરિત્રો, સ્વામી રામતીર્થ તથા વિવેકાનંદના સદુપદેશો, આગળ ધસો જેવા ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો, આર્યભિષક્, વૈદકસંબંધી વિચારો, આયુર્વેદ નિબંધમાળા ભાગ ૧-૨, ટૂંકી વાર્તાઓ, ભારતનાં સ્ત્રીરત્નો, અને બાળોપયોગી પુસ્તકો, ઇત્યાદિ મળશે. **વધુ વિગત માટે સૂચીપત્ર મંગાવો.**

સૂચનાઃ—(૧) કિંમત ઉપરાંત ટપાલખર્ચ દરેકનું જુદું લાગે છે. (૨) જે પત્રમાં જાહેરખબર વાંચીને મંગાવો તે પત્રનું નામ અવશ્ય લખવું. (૩) એકસાથે રૂપિયા ૨૫) નાં પુસ્તકો લેનારને દશ ટકા વળતર મળશે.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

**અમદાવાદ-ભદ્ર પાસે; મુંબઇ-૨ કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ.**

# ૧૯૪૧-૪૨માં બહાર પડેલાં નવાં પુસ્તકો

**શ્રી. ધૂમકેતુ કૃત :**

| | |
|---|---|
| ચૌલાદેવી | ૨- ૮-૦ |
| રાજસંન્યાસી | ૩- ૦-૦ |
| પ્રદીપ (નવી આવૃત્તિ) | ૧-૧૨-૦ |
| રજકણ ,, | ૧- ૮-૦ |
| તણખા મંડળ ૧-૨-૩ | ૪- ૮-૦ |
| તણખા મંડળ ચોથું ,, | ૨- ૮-૦ |
| પડઘા-નાટકો ,, | ૦- ૬-૦ |

**જુગતરામ દવે કૃત :**

| | |
|---|---|
| ખેડૂતનો શિકારી | ૦- ૪-૦ |

**પ્રો. જેકસ કૃત : ગોપાલદાસ પટેલ**

| | |
|---|---|
| સર્વોદયની જીવનકળા (રચનાત્મક નાગરિક ધર્મ) | ૨- ૦-૦ |

**સં. મગનભાઇ દેસાઇ કૃત :**

| | |
|---|---|
| સુદામાચરિત | ૦-૧૦-૦ |

**Gandhiji :**

| | |
|---|---|
| Non-Violence in Peace & War | 4- 0-0 |

**શ્રી. કનૈયાલાલ મુનશી કૃત :**

| | |
|---|---|
| અડધે રસ્તે | ૩- ૦-૦ |

**શ્રી. ચુનીલાલ વ. શાહ કૃત :**

| | |
|---|---|
| વિલોચના | ૩- ૦-૦ |
| અવંતિનાથ | ૨- ૦-૦ |
| કર્મયોગી રાજેશ્વર | ૨- ૦-૦ |
| રાજહત્યા | ૨- ૦-૦ |

**શ્રી. નરસિંહભાઇ ઇ. પટેલ કૃત :**

| | |
|---|---|
| ઈશ્વરનો ઈન્કાર (નવી આવૃત્તિ) | ૧- ૮-૦ |

**શ્રી ઝવેરચંદ મેઘાણી કૃત :**

નવી આવૃત્તિઓ

| | |
|---|---|
| રસધાર-ભાગ ૩-૪-૫ | ૬- ૦-૦ |
| કંકાવટી-ભાગ પહેલો | ૦-૧૨-૦ |
| રઢિયાળી રાત-ભાગ ૧-૨ | ૨- ૮-૦ |
| રઢિયાળી રાત-ભાગ ચોથો (પહેલીજ વાર બહાર પડે છે) | ૧- ૮-૦ |
| રાણો પ્રતાપ | ૧- ૮-૦ |
| સોરઠી બહારવટિયા ભા.૧-૨ ના | ૩-૦-૦ |
| નિરંજન-નવલકથા | ૨- ૦-૦ |
| સોરઠ તારાં વહેતાં પાણી | ૨- ૮-૦ |
| જેલઑફિસની બારી | ૧- ૮-૦ |
| સોરઠી સંતો (નવી આવૃત્તિ) | ૧- ૦-૦ |
| હાલરડાં | ૦- ૮-૦ |
| પ્રતિમાઓ | ૧-૧૨-૦ |

**શ્રી. રમણીકલાલ દલાલ કૃત :**

| | |
|---|---|
| સુવર્ણા | ૨- ૦-૦ |
| પરિમલ (કાવ્યસંગ્રહ) | ૨- ૦-૦ |
| મુક્તિદ્વાર | ૧- ૪-૦ |

**શ્રી. મનુભાઇ જોધાણી કૃત :**

| | |
|---|---|
| શૌર્યનાં તેજ | ૧- ૮-૦ |
| કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ | ૧-૮-૦ |
| જનપદ ભાગ ૧-૨-૩ | ૨- ૪-૦ |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૧૨-૦ |

**શ્રી. તારાચંદ્ર પો. અડાલજાકૃત :**

| | |
|---|---|
| ખાંડાના ખેલ (સચિત્ર) | ૩- ૦-૦ |
| ચા-ઘર ભા. ૧-૨ ધૂમકેતુ, વગેરે | ૨- ૮-૦ |
| ભારતના મહાન વૈજ્ઞાનિકો | ૩- ૦-૦ |
| જીવનપ્રવાહ | ૧- ૦-૦ |

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

**આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :**

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય-ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યાં છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોના વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યાં છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાનાં પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગ માટે ભુજ-માં ભરાએલ 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર (Certificate of Merit) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.

**ઘેરબેઠાં પૈસા કમાવા આજેજ મંગાવો !**

કચ્છ વેપારી મંડળના પ્રમુખ,
શ્રી. ડુંગરશી ધરમશી સંપટ લખેલા
" આમુખ " સાથે

# નફાકારક હુન્નરો

ભાગ ૧—૨—૩

**નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર પુસ્તક**

૭૫૦ પાનાં, ઉમદા જાડા એંટિક કાગળ, શાસ્ત્રીય શુદ્ધ સુંદર છપાઇ અને આકર્ષક ગેટઅપ

**કિંમત ૭ (સાત) રૂપિયા**

( વી. પી.થી ટપાલખર્ચ ૧૩ આના જુદું.)

મંગાવવા માટે લખો:—

**સંચાલક : શ્રી લક્ષ્મી પુસ્તકમાળા**
નંબર ૩ ચોક બજાર,
પોસ્ટ સિનુગરા (અંજાર-કચ્છ).

## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ... 'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...ઘરગથ્થુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે ગમે તેવી જાહેરાતોનાં ચોકડાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામાં આવ્યું છે તે છે... 'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જો કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે...કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...
'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ).

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે—એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહાર અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહીં.
'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

.. આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઉભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.
'ગ્રામજીવન' માસિક (વડોદરા)

**વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૭ મું ઑગસ્ટ-૧૯૪૨ અંક ૮ મો

## આગામી બજેટ અને પુસ્તકપસંદગી

—તંત્રીસ્થાનેથી

**પુ**સ્તકાલયોના ઉત્સાહી મંત્રી-ગ્રંથપાલો જુલાઈની પંદરમી તારીખ આવતાં નવા વર્ષના બજેટની રાહ જ જોઈ રહ્યા હોય છે, અને તે માટે સઘળી પૂર્વતૈયારી કરી જ રાખે છે. પરંતુ બધા જ એ બાબતમાં એકસરખો ઉત્સાહ ધરાવતા-હોય તો તો જોઇએ પણ શું ?

આ ઑગસ્ટ માસમા ઘણાંખરાં પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલો આ કામની શરૂઆત કરશે. બંધારણસર કામ કરનારાઓ તો આ બાબત પોતાના વ્યવસ્થાપક મંડળના સભ્યોએ પસંદ કરેલાં હોય તો તે, અથવા મંત્રી કે ગ્રંથપાલે અગાઉથી તૈયાર કરી રાખેલ હોય તે પુસ્તકોની યાદી વ્ય. મં. સમક્ષ રજૂ કરશે અને તેમાંથી સર્વાનુમતે સ્વીકારાય તેવાં તેમ જ નવાં ભલામણ થયેલાં પુસ્તકો પસંદ કરશે અને નવા વર્ષના બજેટમાં એ પુસ્તકો માગશે.

પરંતુ આ પ્રમાણે બંધારણસર કામ કરવાને હજી પણ નહિ ટેવાયેલા મંત્રી-ગ્રંથપાલો પોતાની મરજી મુજબનાં પુસ્તકો માગશે.

આ બાબત અમો વખતોવખત પુસ્તકાલયોના સૌ કાર્યકર્તાઓનું ધ્યાન ખેંચીએ છીએ અને આજે ફરી વાર પણ, જ્યારે બજેટ બનાવવાનો વખત થયો છે ત્યારે, યાદ આપીએ છીએ કે, આ પુસ્તકોની પસંદગીમાં, જેમાં સમસ્ત ગામનું હિત સમાયેલું છે-જે ગામમાં જુદી જુદી કક્ષાનાં વાચકો વસે છે તે વાચકોના ખરતું સાહિત્ય વસાવાય એ જ હિતાવહ છે. નાના સરખા ગામમાં જ્યાં ભણેલો વર્ગ બહુ જૂજ છે તેવા ગામના પુસ્તકાલયમાં યોગવાસિષ્ઠ સરખાં અથવા અધ્યાત્મવાદને લગતાં પુસ્તકો માત્ર ગણ્યાંગાંઠ્યા એકાદબે જણના સંતોષ ખાતર વસાવવાં એ વાજબી નથી. એવા ગામે તો એ વાચકોની કક્ષા વિચારીને તેઓ વાંચી પચાવી શકે તેવું જ સાહિત્ય વસાવવું જોઇએ,

### અશિષ્ટ સાહિત્ય

ઘરમાં પણ જે ભાષા સહન ન કરી શકાય એવી ભાષામાં આજે પુષ્કળ સાહિત્ય પ્રગટ થઇ રહ્યું છે અને પોતાને સારા સાહિત્યના ઇજારદાર કહેવડાવતા પ્રકાશકો એનો પ્રચાર કરી રહ્યા છે. એક વખત તેઓ જ આવા સાહિત્યનો સ્પર્શ કરતાં અચકાતા હતા.

આજે તેઓ દાવકે મોઢે કહે છે કે 'ભાઇ, હવે જમાનો બદલાયો છે. એને અનુરૂપ સાહિત્ય અમારે આપવું રહ્યું ને !' સાચી વાત એ છે કે તેઓ જાહેર પ્રજાને જાણે છે અને તેની રુચિ (કે કુરુચિ) ને સંતોષવા ગમે તે સાહિત્ય પૂરું પાડવા તત્પર બને છે.

આવાં પ્રકાશનો પર પ્રતિબંધ મૂકવો ભૂલભર્યો છે. પ્રજાની લંપટતા કે વિલાસિતાને ઉત્તેજનારા સાહિત્ય પ્રકાશન ઉપર હુમલો કરવામાં હંમેશ ભૂલ જ થાય છે. એને નુકસાન પહોંચાડનારું સૌથી સરસ પગલું મૌનનું છે. જો આવા સાહિત્ય વિષે વાતચીત ન થાય તો તે વંચાશે નહિ. અને વંચાશે નહિ તો તે વેચાશે નહિ.

[ 'જન્મભૂમિ'માંથી. ]

આ બાબતમાં કેટલીક વાર મંત્રી કે ગ્રંથપાલ અગત્યનો ભાગ ભજવે છે. તેવે સ્થળે તે તે ભાઇઓ પોતાની જ માત્ર વાચનભૂખ સંતોષાય તેવાં પુસ્તકો મંગાવે છે તે વાજબી નથી. કેમકે અનેકોના ભોગે જ તેઓની એ ભૂખ સંતોષાતી હોય છે. વળી આમ કરવા જતાં, કદી કદી એવાં જ પુસ્તકોમાં મોટી રકમ ખર્ચાઈ જવાના કારણે બાળકો, સ્ત્રીઓ તેમ જ નવા શીખેલા પ્રૌઢો માટેનાં પુસ્તકોને પછી ભાગ્યે જ અવકાશ રહે છે.

અને બાળકોના સાહિત્ય વિના તો કોઈ પણ પુસ્તકાલય સતેજ રહેશે નહિ. કેમકે આપણાં ગ્રામ પુસ્તકાલયોનો વધુ લાભ તો બાળકો લે છે. તેઓ જ પુસ્તકાલયના વિશેષ વાચકો હોય છે. કેમકે તેમની નવું નવું જાણવાની અને એ માટે એમનામાં વાંચવાની જિજ્ઞાસા વધુ પ્રમાણમાં હોય છે. વળી તેઓ પુસ્તકાલયના ભવિષ્યના કાર્યકર્તાઓ થવાના છે.

એટલે આ બધી બાબતનો વિચાર કરીને પુસ્તકાલય માટેનાં પુસ્તકો પસંદ કરતી વખતે, પસંદ કરનારે કોઈની અંગત લાગવગનો, કોઈના પણ દબાણનો, અથવા શરમાશરમી કોઇ ઓળખીતા પારખીતાના નબળા પુસ્તકને પુસ્તકાલયમાં નાહક સ્થાન ન મળે એ ખાસ જોવું જ જોઇએ. આવા સામુદાયિક કાર્યમાં અંગત સ્વાર્થ કે લાગવગનો હરગીજ ઉપયોગ ન થાય તે માટે ખાસ તકેદારી રાખવી જોઇએ.

પુસ્તકો પસંદ કરવા માટે સાધન તો તમારી પાસે છે જ.

"પુસ્તકાલય" માસિકના તેમ જ અન્ય સામયિકોમાં આવતા પુસ્તક પરિચય વિભાગો તમને એમાં સારા માર્ગદર્શક થઈ પડશે. એ સામયિકોના અંકોના પુસ્તક-પરિચયો જોઈ જઇ યોગ્ય લાગે તે જ પુસ્તકો આપના પુસ્તકાલયમાં વસાવો.

---

જ્ઞાનને પ્રજામાં વહેંચવાનું કાર્ય આપણાં પુસ્તકાલયો કરે છે. એ પ્રજાને સીધી રીતે સ્પર્શે છે. પુસ્તકાલય એટલે કેળવણીનું હૃદય. શાળા-પાઠશાળાઓમાં અપાતી કેળવણીને સાચવી રાખવાનું દુર્ઘટ કાર્ય તે કરે છે. —રમણલાલ દેસાઇ.

# બજેટ

**વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોનાં બજેટ વિશાળ માનવસંખ્યા ને ગુજરાતી સાહિત્યપ્રવૃત્તિ ઉપર અસરકર્તા હોવાથી, બજેટ ઘડતાં કેટલું ઊંચું ધ્યેય રાખવું જરૂરનું છે ને કેટલી કાળજી રાખવી ઘટે છે તે 'બાલસખા'ના તંત્રી શ્રી. હિંમતલાલ શાહ તેમની વિચારણા અને અનુભવ ઉપરથી અહીં રજૂ કરે છે. આશા છે કે તમામ પુસ્તકાલયો તેનો લાભ ઉઠાવશે.—તંત્રી.**

જેમ ઘરમાં ટાંગેલી છબિઓ માણસના સંસ્કાર માટે બોલી ઊઠે છે, તેમ કોઇ પણ પુસ્તકાલયનું બજેટ અને પસંદ થયેલાં પત્રો કે પુસ્તકો એ ગામ કે બજેટ બનાવનારનાં સંસ્કાર, શક્તિ અને અભિલાષાઓ માટે બોલી ઊઠે છે. બજેટની અસર ગામપૂરતી જ નથી હોતી, પણ એ ઓછામાં ઓછું પ્રાંત સુધી તો અસર લંબાવી શકે છે. વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોનું બજેટ વધુ જોખમદાર બની જાય છે. બજેટ બનાવનારાઓ પૂરતો વિચાર ન કરે તો ગુજરાતની સાહિત્યપ્રવૃત્તિને ને એ રીતે સમસ્ત ગુજરાતની સંસ્કારિતાને ભારે અસર પહોંચે છે.

### બજેટ ઘડતાં

- સર્વોત્તમ સાહિત્ય મેળવવાનો જ સંકલ્પ કરો.
- પત્રોની સંખ્યાનો મોહ ન રાખો.
- પુસ્તકાલયની કિંમત આવતાં પત્રોની સંખ્યા ઉપરથી ન આંકો, પણ આવતું સાહિત્ય કેટલી ઉચ્ચ કક્ષાનું છે તે ઉપરથી આંકો.
- નિર્બળતા કે આળસને કારણે જ ચાલુ પત્રને ચાલુ ન રાખો. ચાલુ હોય તેના કરતાં સારું મેળવી શકતા હો તો તે માટે તત્પર રહો.
- લાગવગ, ઓળખાણ-પીછાન, પાનાંની સંખ્યા, લવાજમ વચ્ચેનો નાનો ફરક અને લોભાવનાર તત્ત્વોના મોહમાં ન ફસાતાં 'સર્વોત્તમ સાહિત્ય' એ સૂત્રને જ અનુસરો.
- હલકું સાહિત્ય ગમે તેટલું રસિક હોય પણ એને પુસ્તકાલયમાં પેસવા જ ન દો.
- પત્ર ખરીદતા પહેલાં તેની જાતનાં બીજાં પત્રો તપાસો. પૂરા જ્ઞાન ને ડહાપણ પછી જે સારું ઠરે તેને સ્થાન આપો.
- બાળકોનું પત્ર પસંદ કરવામાં બેકાળજી ન રાખો. સૌથી વધુ વિચાર એનો કરો.

આમ હોવાથી બજેટ બનાવતાં અનેક દૃષ્ટિએ વિચાર કરવાનો છે. આ માટે તો સૌથી પ્રથમ વિશુદ્ધ સાહિત્ય ઉપર ધ્યાન આપવું જોઇએ; અલબત્ત. નાણાં સામે જોવું જ જોઇએ. આર્થિક સગવડ નજર સામે રાખી થતું કામ ભલે નાનું હોય પણ તેમાં બજેટ બનાવનારનું પૂરતું ડહાપણ આરોપી શકાય છે. બજેટ બનાવનારે કદી ભૂલવું ન જોઇએ કે પુસ્તકાલયની પ્રવૃત્તિ જનતાનું જ્ઞાન વધારવા ને સંસ્કાર સિંચવા માટે છે. બજેટ બનાવતાં ઘણી વખત લાગવગ, આળસ, વ્યક્તિનો મોહ અને સ્થળનું મિથ્યાભિમાન ભાગ ભજવી જાય છે. આને પરિણામે કેવળ રસદાયક અને અસંસ્કારિતાવર્ધક કાગળોનો મોટો થોકડો જ મેળવાય છે. દુઃખની વાત તો એ છે કે એમાં ગૌરવ ધરાવવામાં આવે છે. ગૌરવ કાગળોના ને પત્રોના જથ્થામાં નથી, પણ પ્રગતિમાન લખાણોમાં છે. આ વસ્તુ બરાબર ધ્યાનમાં રખાય તો પૈસાના લોભે કોઇ નબળું પત્ર પસંદ ન જ કરે ને ન કરવું જોઇએ.

આ હોકાયંત્ર નજર સામે રાખવા છતાં બજેટ બનાવતાં ઘણું વિચારવાનું રહે છે. બજેટ બનાવનાર આખી સાહિત્યપ્રવૃત્તિનો જાણકાર તો હોવો જ જોઇએ. પોતે જાણકાર ન હોય તો બજેટ વખતે પૂછીગાછીને પણ સારું જ્ઞાન મેળવી લેવા જેટલો કાર્યપ્રવૃત્ત થવો જોઇએ. એ જ્ઞાન કુંઠિત રસવૃત્તિ કે પ્રચારકાર્યમાંથી જન્મેલું ન હોય તે માટે તેણે સાવચેત રહેવું જોઇએ. કેટલીક વખત એવું બને છે કે પ્રચારકાર્ય વધુ હોય, વાચકની લાગણીઓને ઉશ્કેરતું હોય કે ઘણા વખતથી નીકળતું હોય તે જ પત્ર સારું ગણવા જેવી ભૂલ થઈ જાય છે. કદાચ સારાં પત્રો લાંબી જાહેરખબરો કે ગ્રાહકો મેળવવાના લલચાવનારા હીન માર્ગો નથી લેતાં. એ તો જનતાની કદરદાની ઉપર વિશ્વાસ રાખી પોતાના જ કર્તવ્યને નજર સામે રાખી આગળ વધે છે. બજેટ બનાવનાર આ પ્રશસ્ત ભાવનાની કદર ન કરે તો તેઓ પોતાની ફરજ ચૂકે છે, એટલું જ નહિ, જેની જરૂર છે એવી પ્રવૃત્તિને તોડી પાડવાનું પાપ પણ જાણ્યેઅજાણ્યે કરે છે. આવું જ હોય તો સારાં પત્રોની આશા રાખવા અધિકાર નથી. સ્વાભાવિક રીતે આવા પત્રની કિંમત થોડી વધુ હોય છે. આ વધુકી કિંમત ઉપર જ નજર ન હોવી જોઇએ. એ રીતે થોડાં નાણાં બચાવી એકાદ વધુ પત્રનો મોહ પણ ન હોવો જોઇએ. વધુકું એકાદ છીછરું પત્ર મેળવવાના લોભે આખી પ્રવૃત્તિ છીછરી–નબળી થઇ જાય છે, એ ડહાપણવાળો માણુસ પસંદ ન જ કરે. એમાં કરકસર નથી. કંજુસાઇ છે, જે નુકસાનકારક છે.

પૈસાના બચાવના આ ભ્રામક મોહ પછી પત્ર કેટલું જૂનું છે તે જોવાની ટેવ ગેરરસ્તે દોરનાર બીજું પ્રલોભન છે. અલબત્ત, પત્રનું લાંબુ આયુષ્ય તેને માટે વિશ્વાસ ઉત્પન્ન કરી શકે છે; પણ ૧૦૦ વરસનું પત્ર સૌથી સારું હોય ને ૭ વરસનું સારું ન આપી શકે તેવું નથી. ઊલટું, એવું બનવાનો યે સંભવ છે કે જૂનું પત્ર એક વર્તુળ બંધાઇ જવાને કારણે બેપરવા બની ગમે તેમ ચાલે, ગ્રાહકને કેમ ખેંચવા તેનું અનુભવેલું જ્ઞાન વાપરે. એવું પણ બને કે નવાં પત્રો પોતાનું સ્થાન જમાવવા સર્વાંગીય ભગીરથ પ્રયત્ન કરે. જૂનું પત્ર હોય એટલે જનતાનો ઘણો મોટો ભાગ એનાથી જાણકાર હોય ને છાપ ઉપર એ નામ રમી રહેલું હોય એટલે એકબીજાને ભલામણ પણ કરે. આમ છતાં ચતુર બજેટ બનાવનાર સત્ય તારવી કાઢી સારું પત્ર જ પસંદ કરે. એમ કરતાં એ પોતે તો સારું પત્ર મેળવે જ છે, પણ સાથે સાથે ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપે છે.

આ પછી ત્રીજું ભયસ્થાન છેઃ ચાલ્યું આવતું પત્ર લાયકાત જોયા સિવાય ચાલુ રાખવાનું. આ જરૂરની વસ્તુ તો છે જ. એ સાહિત્યપ્રવૃત્તિને પોષે છે, ચિરંજીવી બનાવે છે ને વાચકનો પ્રેમ જીતે છે; પરંતુ અહીં પૂરતા ડહાપણની જરૂર છે. ચાલુ પત્રથી સારું પત્ર મેળવી શકાય તેમ હોય તો એ પત્રને ચાલુ રાખ્યા કરવામાં બજેટ બનાવનારનાં પ્રમાદને અજ્ઞાન જ છે. બજેટ બનાવનાર એટલો જાગ્રત ને ચકોર હોવો જોઇએ કે સારામાં સારા સાહિત્યને પહેલી તકે ઝડપી લેવા થનગની રહેવો જોઇએ. એમ ન થાય તો નવાં પત્રોને મુશ્કેલીઓ નડે. ભાજી અને ખાજાં વચ્ચેના ભેદને ધ્યાન ઉપર લેવામાં ન આવે તો ખાજાં નહિ પણ ભાજી જ મેળવવાનું રહે ને તે પછી ભાજી મળે તે માટે બૂમો પાડીએ તેનો કંઇ અર્થ નથી. આથી ટેકાને પાત્ર નવાં પત્રોને પસંદગી આપવાની ખાસ જરૂર રહે છે. એમ ન થાય તો સાહિત્યની દુનિયામાં નવાં સાહસો ન થાય ને એમાં સહન કરવાનું જનતાને જ છે.

આ પછી ચોથી ભૂલ થાય છે પાનાંની સંખ્યા ઉપર પસંદગી ઉતારવાની–પત્રની જાડાઇ ઉપર નજર રાખવાની. આ ભૂલનો ભોગ બનનાર પોતાની જાતને માટે નબળો મત ઊભો કરે છે, પણ ઘણો મોટો ભાગ આમાં ફસાય છે. આ બધું જોવું જરૂરનું તો છે, પણ એમાં ઘણી ઝીણવટની, ડહાપણની ને જ્ઞાનની જરૂર છે. ધારો કે બે પત્રો ૮૦ પાન આપે છે. એક પાતળા મોંઘા કાગળ ઉપર છપાય છે, બીજું જાડા સોંઘા કાગળ ઉપર છપાય છે. પહેલું પાતળું દેખાવાનું જ. એક ૮૦ પાન આપી કે જાડું દેખાઇ જાહેરખબરો કે એવામાં પાનાં રોકે છે; બીજું જે જાહેરખબરો નથી આપતું તે પાતળું દેખાવાનું જ. ગ્રાહકોને લેવાદેવા નહિ હોવા છતાં આવી ભૂલભૂલામણીમાં સપડાઈ એને હાથે અન્યાય થઇ જાય છે. બે પત્રો સરખાં પાન આપતાં હોય તો પણ એમાં ઝીણવટથી જોવાની જરૂર છે. એક પત્ર જે લખાણ માટે આખું પાન રોકતું હોય તેને માટે બીજું પત્ર ખૂણો જ ખાલી કરી આપતું હોય. આમ હોય તો પછી પાનાંની સંખ્યા ગણવા બેઠે શો ફાયદો ? એકંદરે આ વસ્તુ છાપકામ ને પત્રકારિત્વનું ઘણું જ્ઞાન માગે છે. અન્યાય ન કરવા ઇચ્છનાર સૌને માટે તે મેળવવું શક્ય નથી. સૌથી ઘણું સારું તો એ છે કે પાનાં ને જાડાઇ તરફ જોયા સિવાય તેના સાહિત્ય ઉપર નજર રાખવી જોઇએ. પત્રકારોને પોતાના સ્થાન ઉપર ઊભા રહેવાનું હોવાથી તેઓ કિંમત માટે પૂરો વિચાર કરે જ છે, પોતાના વિષયનાં બન્ને પત્રોની કક્ષામાં લવાજમ માટે તો રહેવા યત્ન કરે જ છે. કંઇક ફરક રહે પણ તે બહુ નજીવો જ હોય છે. આ ઝીણવટ સાથે સચિત્ર પત્રોમાં ને ખાસ કરીને માસિકો, બાળકોનાં પત્રોમાં બીજું વધુક વિચારવાનું રહે છે. ચિત્રો આપવાં તે પત્રનું ખર્ચાળ અંગ છે. આથી સચિત્ર પત્રોનું લવાજમ કંઇક વધુ હોય છે. આમાં જે પદ્ધતિઓ અખત્યાર કરવામાં આવે છે તે વિચારવા જેવી હોય છે. કેટલાંક પત્રો **એક જ ચિત્ર વારંવાર છાપે છે, કેટલાંક બિલકુલ ખર્ચ વિના માગીતાગીને સચિત્ર બનાવે છે ને કેટલાંક એ માટે પુષ્કળ ખર્ચ કરે છે. એકનું એક ચિત્ર વારંવાર છપાય તેમાં ચિત્રની ઉપયોગિતા કરતાં રૂપાળા દેખાવાના ને સચિત્ર કહેવરાવવાના મોહ સિવાય બીજું કંઇ હોતું નથી.**

બહાર પડેલાં પુસ્તકોમાંના બ્લોકો માગી લાવી, છાપી પોતાને સચિત્ર કહેવરાવનારાં પત્રો પણ છે. બજેટ બનાવનારે આ બધું સમજવું જોઇએ ને સાહિત્યની પવિત્ર સૃષ્ટિમાં ચાલતા આવા વ્યાપારી કાવાદાવામાં ફસાતાં પોતાની જાતને અટકાવવી જોઇએ. એની ચાલબાજી સાથે સંબંધ પૂરો કરવા સિવાય બીજું કંઇ આ બાબતમાં તે કરી શકે તેમ નથી.

ભેટપુસ્તકનો મોહ પણ ઘણી જગ્યાએ જોવાય છે. જાણવું જોઇએ કે **ભેટપુસ્તક જુદું હોવા છતાં ખર્ચ કરનાર કોથળી તો** એક જ છે. ભેટપુસ્તકનું ખર્ચ નફામાંના ભાગ તરીકે ભાગે જ હોય છે. **એના ખર્ચ જેટલું પત્રમાંથી કોઇ ને કોઇ પ્રકારે ખેંચવાનું** જ હોય છે.

આ બધાં પ્રલોભનો ઉપર સમજદાર અને પોતાના કાર્યની જવાબદારી સમજનાર બજેટ ઘડનાર પૂરતો વિચાર કરે છે ને ડહાપણું વાપરી સર્વોત્તમ પસંદગી કરી, અણુઘડ

અને આળસુ એટલા જ રૂપિયામાં જે મેળવી શકે તેથી વધુ મેળવી શકે છે. એ વજન ભલે ઓછું મેળવતો હોય, પણ જેને માટે સાહિત્ય છે તે ઉદ્દેશસાધક સામગ્રી વધુ મેળવે જ છે.

બજેટ બનાવવામાં બીજી કેટલીક મુશ્કેલીઓ પણ હોય છે. એમાંની કેટલીક દૂર કરવાની શક્તિ એક સૂત્રથી બંધાયેલાં પુસ્તકાલયો પાસે ન પણ હોઈ શકે. ગુજરાતમાં આવાં પુસ્તકાલયો માટે ૪-૫ ચાલુ પ્રયત્નો જોતાં અહીં એ વિષે થોડુંક લખવું જરૂરનું છે. કેટલાક આખા ગુજરાતી સાહિત્યની મોટી વાતો કરતાં પોતાના પક્ષનું જ સાહિત્ય પુસ્તકાલયોમાં ઘુસાડી દેવા માગે છે. આમ કરતાં તેમની પાસેથી તટસ્થતાની ભાગ્યે જ આશા રાખી શકાય. બીજી એક પ્રવૃત્તિમાં તો એવું દેખાયું છે કે પુસ્તકાલયોની મોટી સંખ્યાની વ્યવસ્થા તેના હાથમાં હોવાથી તે પોતાનાં જ પત્રોને ઘુસાડી દે છે. લોકહિત અને સેવાની મોટી વાત કરવા છતાં એ લોકમાનસને કચડે છે. પોતાને શું વાંચવું ને પોતાના પૈસાનો કેવો ઉપયોગ કરવો તેનો પણ હક્ક થોડોક લાભ આપી ઝૂંટવી લે છે. આવી આવી તો ઘણી વિકૃતિઓ છે. એ બધાથી બજેટ ઘડનારે સાવધાન રહેવું જોઈએ ને પોતાના હક્કનું લિલામ થતું જોઈ રહેવું ન જોઈએ.

બાળકોનાં પત્રો પસંદ કરતાં તીક્ષ્ણ નજરની જરૂર છે. દૈનિક, અઠવાડિક એવું વાચન છે જે અલ્પજીવી ને મોટાં માટે છે. મોટાંઓ માટેનાં પત્રોમાં ( માસિકો સુદ્ધાં ) સંસ્કારિતામાં અખતરા ચલાવી લઈ શકાય; કારણ કે મોટાંઓ મગજનું સમતોલપણું વધુ વખત જાળવી શકે છે ને એક વખત વાંચેલું ભાગ્યે બીજી વખત વાંચે છે. બાળકો એક વખત વાંચવા છતાં એ જ વસ્તુ ઘણી વખત વાંચે છે.* આમ હોવાથી સહેજ પણ અસંસ્કારિતા દેખાય તે બાળક આગળ મૂકવું ન જોઈએ. વળી બાળકોનું વાચન તેમના ઘડતર માટે છે તે કદી ભૂલવું ન જોઈએ. કેટલાક બાળસાહિત્યની કિંમત બાળક વાંચે તેના ઉપરથી કરે છે, કેટલાક વાર્તાઓને બાળસાહિત્ય ગણે છે ને કેટલાક કશાનો વિચાર કર્યા સિવાય નામ મૂકી દે છે. ભાવિ પ્રજા આમાંથી ઊભી થનાર હોવાથી બાળકોના વાચન માટે બજેટ બનાવનાર ઉપર બેવડી જવાબદારી છે. મોટાંનાં પત્રો માટે તો ઠીક પણ બાળકોનાં પત્રો માટે તેણે ખૂબ કાળજી રાખવી જોઈએ, ને બાળકના સર્વાંગીય વિકાસને સાધે તેવા પત્રની જ પસંદગી કરવી જોઈએ. બાળકોને જ્ઞાનની જરૂર છે ને તે દળવી બાબામાં હોય છે. ઓછું ભણેલાં મોટેરાંને પણ આવું જ જોઈએ છે એટલે બાળકોના પત્રની પસંદગી વખતે હોશિયાર બજેટ બનાવનાર જ્ઞાનમય બાલપત્રની પસંદગી કરે તો તેમાં તે ડહાપણ જ બતાવે છે. કોઈ સોંઘામાં સોંઘું હોવાનો દાવો કરે, કોઈ કોઈના અભિપ્રાય ટાંકે, કોઈ સર્વોત્તમ સાહિત્ય આપવાનો દાવો કરે, કોઈ લોભાવવાની યુક્તિઓ કરે—એ બધું કેટલું પોકળ હોય છે કે સાચું હોય છે તે વિવેકશક્તિથી સમજવું જ જોઈએ.

આશા રાખું છું કે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો આ સાવચેતીઓ નજર સામે રાખી નવાં બજેટ કાળજીપૂર્વક તૈયાર કરશે.

હિંમતલાલ ચુ. શાહ

---

* આ દૃષ્ટિએ બાળકોનાં પત્રો માટે ગ્રુપ સિસ્ટમ યોજના બનાવ. અમુક દિવસમાં અમુક વંચાઈ જવું એનો અર્થ બાળકોને અમુક વાચનથી વંચિત રાખવાં ને વંચિતોને ઉત્તમ વાચન તરફ ખેંચી જવાં એવો જ થાય.—લેખક

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

' ટાઇમ્સ લિટરરી સપ્લીમેન્ટ 'ના ૧૪ ફેબ્રુઆરીના અંકમાં જણાવ્યા મુજબ ઈંગ્લંડની નેશનલ બૂક કાઉન્સિલે હિંદ અને બર્માના સાહિત્યની સૂચિ પ્રગટ કરી છે. આ વિષયની તે કાઉન્સિલે પ્રગટ કરેલી બીજી આવૃત્તિની આ પૂરવણી છે. ૧૯૩૫ માં પ્રગટ થયેલ પહેલી પૂરવણી અત્યારે અપ્રાપ્ય છે. દુશ્મનના હુમલાને અંગે કાઉન્સિલની ૩૦,૦૦૦ યાદીઓ નાશ પામી હતી તેના પરિણામે પણ આમ બન્યું હોય. આ નવી યાદીમાં વિવિધ વિષયોનો સમાવેશ થાય છે. ૧૯૩૫ પછી પ્રગટ થયેલાં પુસ્તકો જ નહિ પણ આગલી યાદીનાં ઐતિહાસિક તથા સામાન્ય ઉપયોગી પુસ્તકોની યાદી પણ આમાં આપવામાં આવેલ છે. હિંદમાં પ્રગટ થયેલ પણ ઈંગ્લંડમાં સામાન્યતઃ ન મળી શકતાં તથા ટેક્નિકલ વિષયનાં પુસ્તકોનો આ યાદીમાં સમાવેશ કરવામાં આવેલ નથી.

× × ×

આહાર સંબંધી પ્રમાણભૂત ગણાતા ડૉ. રોબર્ટ મેકેરિસનના પુસ્તક "Our Food" ( અવર ફૂડ )નું ઉર્દૂ ભાષાંતર ' હમારી ગીઝા ' નામથી પ્રગટ થયું છે.

× × ×

એક જાણીતી પ્રકાશન સંસ્થાએ ચેતવણી આપી છે કે શેકસપીઅરની નકલો સત્વર અપ્રાપ્ય થશે. પાઠ્ય પુસ્તકોની અછતનો ભય પણ માથે ઝઝૂમી રહ્યો છે. ઈંગ્લંડની પી. ઇ. એન. કલબે પ્રકાશકોને ખાસ લાભ આપવા અપીલ કરી છે. બીજી સંસ્થાઓએ પણ તેમાં સાથ પુરાવ્યો છે.

× × ×

ત્રીસ વર્ષની નીચેની ઉંમરના અને બ્રિટિશ સામ્રાજ્યના શહેરીઓ માટે, કમિટિના અભિપ્રાય પ્રમાણે જે નવલકથા નાટક કે કાવ્ય શ્રેષ્ઠ ગણાય તેને માટે ' જહોન લેવેલિન પ્રાઇઝ " પારિતોષિકની જાહેરાત થઇ છે. આ પારિતોષિક ૧૯૪૦ ના ઑગસ્ટમાં યુદ્ધમાં મૃત્યુ પામેલ એક વિમાની તથા નવલકથાલેખકના સ્મરણાર્થે છે. યુવાન લેખકોને ઉત્તેજન આપવા માટે તેની વિધવાએ, તેને મળતી ' રૉયલ્ટી ' તથા ' ગ્રેચ્યુઇટી 'માંથી આ ઇનામ આપવાનું નક્કી કરેલ છે.

× × ×

હિંદના લેખકો તથા ગ્રંથકારોના મંડળનો ૧૯૪૧ નો રિપૉર્ટ હમણાં જ પ્રગટ થયો છે. આ મંડળને ' કૉપીરાઇટ 'ના ક્ષેત્રમાં વિશાળ કાર્ય કરવાનું છે. આપણા દેશમાં અપહરણની બહુ કડક ખબર લેવાતી નથી. એક લેખકે બીજી ભાષાના પુસ્તકમાં ડોકિયું કરતાં જણાયું કે તે તો પોતાના જ પુસ્તકનું ભાષાંતર હતું ! તેમાં મૂળલેખકનો ઋણસ્વીકાર કરવામાં આવેલ ન હતો. આવી જાતના અનુભવ આપણા દેશમાં અસામાન્ય નથી.

× × ×

બંગાળી વર્તમાનપત્રોના ૧૮૩૦-૧૮૪૦ સુધીના ઉતારાના બીજા ભાગની સુધારેલ વધારેલ આવૃત્તિ ' સંવાદપત્રે સેકાલેર કથા ' તાજેતરમાં બહાર પડી છે. ઓગણીસમી સદીના બંગાળાના જીવન તથા સંસ્કૃતિ પર આ પુસ્તક સારો પ્રકાશ પાડે છે. ૯૦૦ પાનાંના આ પુસ્તકની કિંમત રૂા. ६) છે.

× × ×

ગ્રામ જનતા માટે સાદી, સરળ ભાષામાં પુસ્તકો લખવા પર ગાંધીજીએ ખૂબ ભાર મૂક્યો છે. આ કાર્ય કંઇક અંશે વિશ્વભારતીની 'લોકશિક્ષા સંસદે' ઉપાડી લીધું છે. લોકશિક્ષા ગ્રંથમાળામાં પ્રૌઢ અશિક્ષિતતાને ટાળવા માટેનાં પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં છે. પહેલું પુસ્તક સ્વ. રવીન્દ્રનાથ ટાગોરની 'યુરોપયાત્રા' તથા બીજું પુસ્તક શ્રી. પ્રમથ ચોધરીનો 'પ્રાચીન હિંદનો ઇતિહાસ' છે.

× × ×

મરાઠી માસિક 'મનોહરે' મે માસના અંકમાં સામાન્ય વાચકવર્ગ માટે માહિતીપૂર્ણ પુસ્તકોની એક ગ્રંથમાળા પ્રગટ કરવાની જાહેરાત કરી છે. 'મૂડીવાદ' 'સમાજવાદ' 'ગાંધીવાદ' વગેરે વિષયો પર તેર પુસ્તકો ટૂંક વખતમાં પ્રગટ થવાનાં છે. આ યોજનામાં પ્રસિદ્ધ લેખકોનો સહકાર મળ્યો છે.

× × ×

'મરાઠી પત્રકારિત્વની એક સદી' નામક લેખમાં જણાવાયા મુજબ, પહેલું મરાઠી સાપ્તાહિક બાલશાસ્ત્રી જાંભેકરનુ 'દર્પણ' હતું. તે ૧૮૩૧ માં પ્રગટ થયું હતું. બીજું તેવું માસિક 'દિગ્દર્શન' હતું. પહેલું મરાઠી દૈનિક 'મુંબઈ વૈભવ' ૧૮૪૯ માં મુંબઇથી નીકળ્યું હતું. બીજું દૈનિક પૂનાનું 'જ્ઞાનપ્રકાશ' તે હજુ પ્રગટ થાય છે. રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરવામાં મરાઠી પત્રોએ–ખાસ કરીને 'કેસરી' તથા મરાઠાએ આગેવાનીભર્યો ભાગ લીધો છે.

× × ×

ચાલુ સદીનાં છેલ્લાં પચીસ વર્ષોમાં મરાઠી પત્રોની સંખ્યામાં સારો વધારો થયો છે. પરંતુ મૃત્યુપ્રમાણ પણ ઓછું નથી. મુંબઈનાં પત્રોમાં 'લોકમાન્ય' 'નવાકાળ' તથા 'પ્રભાત'નો પ્રભાવ સારો પડે છે. મહારાષ્ટ્રના પ્રાંતોમાં તથા નાનાં દેશી રાજ્યોમાં ઘણાં સારી રીતે ચલાવાતાં પત્રો છે. પણ તેમનો પ્રદેશ સ્થાનિક પ્રશ્નોનો હોય છે.

× × ×

કોશલ ઓરિયા સાહિત્ય પરિષદની પહેલી બેઠક, ઇસ્ટર્ન સ્ટેટ્સ એજન્સીના પટણા રાજ્યમાં બોલંગીર ખાતે ૨૮, ૨૯, ૩૦ એપ્રિલે ભરવામાં આવી હતી. મહારાજાએ પરિષદની ઉદ્ઘાટનક્રિયા કરી હતી. આ અણીના સમયે રાષ્ટ્રીય સંસ્કૃતિને બચાવી લેવા મહારાજાએ વિચારકોને તથા સાહિત્યપ્રિય સજ્જનોને આમંત્રણ આપ્યું હતું. હિંદમાં અને આખા જગતમાં ઓરિયાની પ્રતિષ્ઠા વધે તેવા પ્રાણવંત સાહિત્યનું સર્જન કરવાની તેમણે ઉત્કલના વિદ્વાનોને અપીલ કરી હતી.

× × ×

કોઇપણ ભાષાના ઉત્તમ પુસ્તક પર કાળની અસર થતી નથી, અને કવિ કાલિદાસનું અમર પુસ્તક તેનો અપવાદ ન હોઇ શકે. તા. ૬ ઠ્ઠી મેએ પટણા ખાતે ડૉ. હડી હસને 'શાકુંતલ'ના પોતાના અંગ્રેજી ભાષાંતરથી પ્રેક્ષકોને મુગ્ધ કર્યાનું આપણે વાંચીએ તેમાં આપણને નવાઈ લાગતી નથી.

× × ×

વર્તમાનપત્રોની સંખ્યા તથા રિપોર્ટિંગની શ્રેષ્ઠતાથી નક્કી થઇ શકતું હોય તો યુના-

યુનાઈટેડ સ્ટેટ્સના લોકો આખા જગતમાં સૌથી વધારે માહિતીવાળા લોકો છે. ૧૯૪૨ ની આયરની સર્વેમાં જણાવ્યા મુજબ દૈનિક તથા બીજાં પત્રોની સંખ્યા ૧૪,૦૦૦ ની છે. આ સંખ્યા બીજા કોઈ પણ રાષ્ટ્રનાં પત્રોની સંખ્યા કરતાં વિશેષ છે.

વર્તમાનપત્રોનો કુલ દૈનિક ફેલાવો ચાર કરોડ વીસ લાખનો છે. આ ઉપરાંત ૨૧૦૦૦ ની સંખ્યા તો જુદી છે.

× × ×

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના મદદનીશ તંત્રી મિ. જેક્ક લડાઇ ફાટી નીકળ્યા પછી રક્ષણ ખાતામાં જોડાયા હતા. તેમને લેફ.–કર્નલનો હોદ્દો આપવામાં આવ્યો હતો. સર ક્લોડ ઑશિન્લેક તથા સર આર્કીબાલ્ડ વેવલ સાથે તેણે કેટલાંક રણક્ષેત્રોની મુલાકાત લીધી હતી અને હવે તે બ્રિગેડિયર બન્યા છે.

× × ×

ફિલિપાઇનનાં ચાર વર્તમાનપત્રોના પ્રકાશક કાર્લો રેમ્યુલોને પુલિટ્ઝર પારિતોષિક આપવામાં આવ્યું છે. હોંગકોંગથી બટેવિયા સુધીના યુદ્ધના કેન્દ્રોની મુસાફરી કરતી વખતે દૂરપૂર્વના બનાવો સંબંધીના તેમના નિરીક્ષણ તથા આગાહી માટે આ ઇનામ આપવામાં આવેલ છે.

× × ×

મહાત્માજીના 'હરિજન'ની નીચેની ભાષાઓમાં આવૃત્તિ પ્રગટ થાય છે:—

(૧) અંગ્રેજી, (૨) ગુજરાતી, (૩) હિંદી, (૪) ઉર્દૂ—એ સ્થળોએથી, (૫) તામિલ, (૬) તેલુગુ—બે સ્થળોએથી, (૭) ઉડિયા, (૮) મરાઠી, (૯) કાનડી—બે સ્થળોએથી. બંગાળી આવૃત્તિ સરકારી પરવાનગી મળતાં જ પ્રગટ થશે. આસામ, કેરાલા તથા સિંધમાંથી તે પ્રગટ કરવાની માગણીઓ આવે છે. એ સિવાય બીજી બધી ભાષાઓની આવૃત્તિનો ફેલાવો બીજાં સાપ્તાહિકોના ફેલાવાના પ્રમાણમાં ખૂબ મોટો છે.

× × ×

બ્રિટિશ અને ફોરેન બાઇબલ સોસાયટીના પુસ્તકાલયનું એક અમૂલ્ય પુસ્તક 'માલાગસી ('Malagasy) બાઇબલ' છે. માડાગાસ્કરમાં દટાયેલાં બાઇબલો પૈકીનું તે એક છે. જ્યારે સો વર્ષ પહેલાં માડાગાસ્કરમાં ખ્રિસ્તીઓ ઉપર જુલમ શરૂ થયો અને બધાં બાઇબલોનો નાશ કરવાનો હુકમ નીકળ્યો ત્યારે ઘણાં પવિત્ર પુસ્તકોને દાટી દેવામાં આવ્યાં હતાં. એમ ધારવામાં આવે છે કે આ પુસ્તકોની સંખ્યા લગભગ સિત્તેરની હતી.

આ નકલ એક ગુફામાં સંતાડી દેવામાં આવી હતી. આ ગુફાનો લોકો 'શીતળાની ઇસ્પિતાલ' તરીકે ઉપયોગ કરતા હતા. જ્યારે સૈનિકો બાઇબલની શોધ કરતા હતા ત્યારે તેઓ આ ગુફા પાસે આવી પહોંચ્યા. તેઓ અંદર પ્રવેશ કરવાની તૈયારી કરતા હતા એટલામાં કોઈએ કહ્યું કે 'આ તો શીતળાની ઇસ્પિતાલ છે તે તમે જાણો છો?' એ સાંભળીને આ માણસો સત્વર ચાલ્યા ગયા.

જ્યારે જુલમ પૂરો થયો ત્યારે બાઇબલ ત્યાં સહીસલામત પડ્યું હતું. ત્યારબાદ બ્રિટિશ અને ફોરેન બાઇબલ સોસાયટીના મથક, લંડનના બાઇબલ હાઉસમાં તે મૂકવામાં આવ્યું. આજે જર્મન બોંબમારાથી બચાવવા માટે તેને ફરીથી દાટી દેવામાં આવ્યું છે!!

છોટાલાલ માનસિંગ કામદાર

# આગામી વર્ષમાં આટલું વિચારશો ?

(૧) વાચનાલયમાં આવતાં પત્રો–સામયિકો વગેરે મેજ પર ગોઠવીને મૂકવાં અને વાચકો વાંચી પાછાં તેની જગ્યાએ જ મૂકે તેવી તેમને વિનંતિ કરવી.

વાચકોએ વાચનાલયમાં કેમ વર્તવું તેને અંગે એક સૂચનાફલક (Notice Board) રાખવું અને તેમાં આ બાબતનો ખાસ નિર્દેશ કરવો.

(૨) નકામાં, જૂનાં ( Out of date ) ને તદ્દન ફાટી ગયેલાં સામયિકો મેજ પરથી દૂર કરવાં.

(૩) નવાં સામયિકો જલદીથી ફાટી ન જાય તથા ઉપરનું સુંદર પૂંઠું પણ ન બગડે તેટલા સારૂ દરેક સામયિકને યોગ્ય એવાં ફાઇલો જેવાં, જાડા કાર્ડ પેપરનાં સુંદર કવરો બનાવવાં કે બનાવરાવવાં અને ઉપર કોઇ વિદ્યાર્થી પાસે ભાવવાહી અગર તો સંજ્ઞાત્મક નાનું ચિત્ર દોરાવી સુંદર અક્ષરે સામયિકનું નામ લખાવવું, જેથી સામયિકો તરફ વાચકોનું આકર્ષણ પણ વધશે.

સ્વચ્છતા ને વ્યવસ્થાનો અભાવ એ આપણા ગ્રામજીવનની ખામી છે. ગામડાના વાચનાલયમાંથી તે ખામી પ્રથમ પગલે દૂર થાય એ જરૂરી છે.

(૪) વાચનાલયમાં આવતાં પત્રો–સામયિકોની યાદી વાચનાલયના ખંડમાં જ સહુની દૃષ્ટિએ પડે તેમ મૂકવી. જો પત્રો બદલાય તો યાદી નવી બનાવવી. તેમ ન થાય તો યાદી મૂકવાનો કશો અર્થ નથી.

(૫) વાચનાલયમાં કોઇ ગરબડ કરે નહિ તથા ઊંઘે નહિ તેની ખાસ સાવચેતી રાખવી. કારણ, તેમ થતાં તે જ્ઞાનપિપાસુઓની જ્ઞાનવાપી મટી જાય, નવરાઓને ગામગપાટા હાંકવાનું સ્થળ બની જાય છે.

(૬) વાચનાલયમાં કોઇ પણ વ્યક્તિ ચા તથા બીડી પીએ નહિ તેની ખાસ સાવચેતી રાખવી.

આ નિયમનું પાલન શરમ મૂકીને પણ કરાવવું જોઇએ. વાચનાલયમાં બેસીને વ્યવસ્થાપક સમિતિનો કોઇ સભ્ય બીડી પીવાનો અવિવેક તો ન જ કરે.

(૭) ગામના કોઈ શિક્ષક કે સદ્‌ગૃહસ્થ કોઇ સારૂં પત્ર–સામયિક મંગાવતા હોય તો તેમની પાસેથી ઉછીનાં માગી વાચકોને વધુ લાભ આપવા બનતો પ્રયત્ન કરવો.

(૮) વ્યવસ્થાપક સમિતિમાં એ કાર્યમાં રસ લેતી વ્યક્તિઓની જ નિમણૂંક કરવી. તેની કાર્યવાહી સ્વદેશીય અને પ્રાણવાન બનાવવાને માટે વ્યવસ્થાપક સભા દર વર્ષે બદલાય એ યોગ્ય છે.

(૯) પત્રો મંગાવતાં પહેલાં વાચકોની પસંદગી માગી પછી તે નક્કી કરવાં.

(૧૦) યોગ્ય લવાજમ રાખી, બીજે દિવસે સવારે વખતસર પાછાં વળવાની શરતે સાંજે દૈનિક તથા અઠવાડિક વાંચવા આપી શકાય. જૂનાં માસિકો પણ યોગ્ય પત્તા રાખી આપી શકાય.

(૧૧) ગ્રામ વાચનાલયોમાં એક દિવસ અગાઉનું દૈનિક મેજ પર રાખવું, જેથી વાચકોને સગવડ થશે અને નવા દૈનિક ઉપરની તડામારી પણ ઓછી થશે.

(૧૨) સામયિકોના વાંચવા લાયક લેખોનો નિર્દેશ એક ભીંતપત્ર રાખી તેમાં કરી શકાય.

(૧૪) જ્યાં સચિત્ર સામયિકો ( "કુમાર" જેવાં ) આવતાં હોય ત્યાં ચિત્રસંગ્રહ બનાવી શકાય

[ અનુસંધાન સામેના પૃ. ૪૦૧ને છેડે ]

# એ જ્ઞાનને મુક્ત રાખો.

**પંડિતોની** રેશમી કપડે બાંધેલી પોથીઓ અને તાડપત્રોભર્યાં ભંડારોમાંથી સરસ્વતી આજની શાળાઓ અને પુસ્તકાલયોમાં આવી વિરાજમાન થઇ છે. સરસ્વતી કુમારિકા છે, સ્વતંત્ર છે, બંધનમુક્ત છે, એને પડદા–બુર્ખા ન હોય, એ જનાનખાનામાં ન હોય, એની માલિકી ન હોય.

આપણા પૂર્વપંડિતોએ એને સ્વતંત્ર વિહરવા દીધી તો એ જગતભર ઘુમી આવી. *આપણા ભિખ્ખુઓ અને મુનિઓએ તેને રમવા દીધી તો એણે હિંદ, સિયામ કમ્બોડિયા ચીન,* જાપાન; મધ્ય એશિયા, મલાયા અને બ્રાઝીલ સુધી એક વખત પગલાં પાડયાં. મલાયા અને સુમાત્રા, જાવા, બાલીમાં મહાભારત રામાયણ વંચાતાં હતાં એમ ત્યાંનાં દેવાલયો બોલે છે. બ્રાઝીલનાં સૂર્યમંદિરો આપણી ગાયત્રીના પડઘા પાડતાં હોય એમ પુરાતત્ત્વવિદો કહે છે. ગોબીના રણમાંથી અને પશ્ચિમ એશિયાનાં ખંડેરોમાંથી સંસ્કૃત પુસ્તકો મળી આવ્યાં છે એ હવે બધાંય જાણતા હશે. ચીન, જાપાન, તિબેટ, બર્મા એ બધાં હજી હિંદની સંસ્કૃતિના ઉછેર છે.

પરંતુ આપણા પંડિતોએ પોથીઓ સંઘરી, તેમને રેશમી કપડે બાંધી મિલકત બનાવી, તેમને પટારાઓમાં બંધ કરી ખંભાતી તાળાં મારી દીધાં. આપણાં સાર્વજનિક પુસ્તકાલયોને મઠ, મંદિર, વિહાર અને દેરાસરનાં ભોંયરાંમાં ખડકયાં અને તેમને ભોગળો વાસી. સરસ્વતીને તાળામાં કેમ પુરાય ? સરસ્વતી મંદિરે ભોગળ શી ? એ મહાદેવી તો પોથીઓ અને પટારા, એ પુસ્તકભંડાર અને ખજાનાઓને હસતી તેમને નિરર્થક બનાવતી બહાર ચાલી આવી. સરસ્વતીને સંતાડનારા એ કંજૂસોને કોઇ આજ ઓળખતું યે નથી અને એ જ સરસ્વતી આજ હજાર અને લાખગણો વિસ્તાર પામી જગતભરમાં રમી રહી છે. જેટલી આપણે તેને બાંધી એટલું આપણે ખોયું, અને સાક્ષાત્ સરસ્વતીને મૂકી આપણે તેની પથ્થરમૂર્તિ સાથે માથું ફોડયું. બદલો શો મળ્યો એ આપણે જોઇએ છીએ. સરસ્વતીની મૂર્તિ પૂજનારા, દિવાળીને દિવસે શારદાપૂજન કરી ચોપડા ઉપર કંકુચોખા છાંટનારા, અંચને સાહેબ કહી ઈશ્વર-તુલ્ય માનનારા આપણા હિંદુસ્તાનની પાંત્રીસ કરોડની વસતિમાંથી સત્તાવીસ કરોડ માણસો તો પોતાની સહી પણ કરી શકતા નથી ! છેલ્લી વસતિગણતરીના આંકડા આપણી જ્ઞાનહીન દશાનો સચોટ પુરાવો છે. સહજ સહી કરી શકે એટલું જ ભણેલા કેવા હોય છે તે ગૂજ-રાતને અજાણ્યું નથી. એવા ન ભણ્યા સરખા કહેવાતા ભણેલાઓ બાદ કરીએ તો હિંદમાં સો માણસે ફક્ત ચાર માણસો જ ભણેલા નીકળે. સોએ છન્નુ માણસો તો હજી ભણાવવા બાકી છે, છતાં ભણેલાઓની સંખ્યા જોઇ આપણે ગભરાઇ જઇએ છીએ ! !

—રમણલાલ વ. દેસાઈ

---

[ પૃ. ૪૦૦નું અનુસંધાન ]

વળી આથી કોઇ ચિત્રો ફાડી લઇ જઇ શકશે નહિ. આવા ચિત્રસંગ્રહો વાચકોને સારી રીતે આકર્ષે છે.

(૨૫) ગ્રંથપાલે તથા મંત્રીઓએ વાચકો સાથે નમ્રતાથી તથા મીઠાશથી વર્તવું જોઇએ. વાચનાલયની પ્રગતિ માટે એ અતિ અગત્યનો નિયમ છે. બાળકોની પણ અવગણના ન થાય એ ઇષ્ટ છે.

રિખવદાસ જે. શાહ

# રશિયાનાં સામયિકો

એક પત્રકાર તાજેતરમાં રશિયા જઈ આવ્યા છે. તેણે ત્યાંનાં પત્રોનો અચ્છો ચિતાર આપ્યો છે.

દેશનાં ત્રણ મુખ્ય વર્તમાનપત્રો મોસ્કોમાંથી પ્રગટ થાય છે. આ પત્રોએ દેશનાં આઠ હજાર પત્રોનું ધોરણ નક્કી કર્યું છે. આ ત્રણ પત્રો, કૉમ્યુનિસ્ટ પક્ષની સેન્ટ્રલ કમિટિનું મુખપત્ર ' પ્રવડા '; કારીગરો તથા ખેડૂતોનું પત્ર ' ઇઝવેસ્ટિયા ', અને ' પિપલ્સ કૉમીસેરીએટ ઑફ ડિફેન્સ 'નું મુખપત્ર ' રેડ સ્ટાર. '

આ ત્રણે પત્રો દેખાવમાં એકબીજાને એવાં મળતાં આવે છે કે, જો તમે તેના મુખપૃષ્ઠ પરનું પત્રનું નામ લઈ લો, તો એકબીજા પત્રને ઓળખવાનું કાર્ય મુશ્કેલ પડે.

બધાં પત્રોમાં ૧૬×૨૪ ઇંચનાં ચાર ખીચોખીચ છાપેલાં પાનાં હોય છે. મથાળાના અક્ષરો મોટા હોતા નથી. કોઇપણ બાબતને ગરમાગરમ બન્યિાં તરીકે છાપવાનો યત્ન થતો નથી. દરેક પત્રના પહેલા પાનામાં યુદ્ધની જાહેરાતો, રશિયન યુદ્ધના બીજા ખબર તથા અગ્રલેખો હોય છે.

અંદરના પાનામાં વિદ્વત્તાભર્યા તથા ટેકનિકલ લેખો હોય છે. આવા લેખો જગતભરનાં પત્રોમાં મળી આવતા નથી. "ઇઝવેસ્ટિયા 'માં એક તજ્જ્ઞનો ૨,૦૦૦ શબ્દોનો એક લેખ છપાયો હતો.

પાછલા પાનામાં પરદેશના ખબરો છાપવામાં આવે છે. સોવિયેટ પત્રોની વિશિષ્ટતા એ છે કે, પરદેશનો બનાવ ગમે તેટલી અગત્યનો હોય તો પણ તે કદી આગળના પાના પર છાપવામાં આવતો નથી. દાખલા તરીકે ' સિંગાપુરનું પતન ' પાછલા પાનાની વચ્ચે નાના મથાળાથી બે લીટીમાં જ છાપવામાં આવ્યું હતું. અગ્રલેખમાં તે વિષે કંઇ પણ નિર્દેશ કરવામાં આવ્યો નહોતો.

પાછલા પાનામાં રમતગમતોની તથા પુસ્તકોની પણ ખબર આપવામાં આવે છે. બીજી કોઇ પણ પ્રકારની જાહેરખબર હોતી નથી.

ખરી હકીકત એ છે કે સોવિયેટ પત્રોનો કાર્યપ્રદેશ, બ્રિટિશ તથા અમેરિકન પત્રોના કાર્યપ્રદેશથી તદ્દન ભિન્ન છે. રશિયન પત્રોમાં કેળવણીવિષયક તત્ત્વ વધારે હોય છે અને તે પત્રો ચલાવતી સંસ્થાઓનાં તે મુખપત્ર હોય છે.

પશ્ચિમના દેશોનાં વર્તમાનપત્રોની માફક તે પત્રોમાં આનંદ પ્રમોદના વિભાગો હોતા નથી. તે પત્રોમાં સિનેમા પાનું, સ્ત્રીઓનું પાનું, રમુજના ટુચકા કે ગપ્પાં હોતાં નથી. પરદેશી દૃષ્ટિએ આ પત્રો શુષ્ક તથા ગંભીર લાગે છે, પણ બીજા દેશોના પત્રમાં નથી હોતું તેમ આ પત્રો રાષ્ટ્રની ફુરસદની ટેવોનું ચિત્ર નહિ પણ રાષ્ટ્રની આકાંક્ષાઓ તથા યત્નોનું ચિત્ર દોરે છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# રેડિયો વર્તમાનનું વાચન

આજે વર્તમાનપત્રો માટે જ્યાં ત્યાં પડાપડી થાય છે. અને મોટા કસ્બાઓ તથા શહેરોમાં સમાચાર સાંભળવાના સમયે જાહેર રેડિયો યંત્રની સામે માનવીઓનું ટોળું તાજા સમાચાર સાંભળવાને ઇંતેજાર બેઠેલું હોય છે.

આ રેડિયો પર જે માણસ સમાચાર વાંચે છે તેને કેવી રીતે કામ કરવાનું હોય છે, તેણે તેને માટે કેવી પૂર્વતૈયારી પણ કરી રાખવાની હોય છે અને તેના મદદનીશો તેને માટે સમાચારસંગ્રહ આપવામાં કેવા સહાયરૂપ થાય છે તેને લગતી જાણવાજોગ હકીકત તેમ જ સામ્રાજ્યના B. B. C. અને ઉ. અમેરિકન રેડિયોના સંવાદદાતાઓ જેઓનો અવાજ સંખ્યાબંધ રેડીઓસમાચાર સાંભળનારાઓને પરિચિત છે તેમનો અલ્પ પરિચય પણ આ લેખમાં આપ્યો છે.

સમાચારપત્રોનાં ચોંકાવનારાં હેડિંગો આપતા પત્રકારો અને આ રેડિયો સંવાદદાતા વચ્ચેનો ફરક વાચકને આમાંથી જાણવા મળશે.

---

બ્રિટિશ સામ્રાજ્યમાં અને ઉત્તરઅમેરિકાનાં દર ચોવીસ કલાકે બાર સમાચાર બુલેટિનો બહાર પડે છે. ત્યાંનાં રેડિયોઘરના સમાચારવાચકો–પેટ બટલર, રોબર્ટ હેરીસ; ડેરેક પ્રેન્ટીસ, નોર્મન કલેરીજ અને બોબ બિટી જેઓ એમાં નિષ્ણાત ગણાય છે તેમના અવાજો એ રેડિયો સાંભળનારાઓને ખૂબ જ પરિચિત છે. પરંતુ એ સૌ સાંભળનારાઓમાંના ભાગ્યે જ થોડા લોકો જાણતા હશે કે, એ સમાચાર સાંભળવા કરતાં એ જે સમાચારપત્રમાં છપાય છે તે સમાચારપત્ર વાંચવું એ અત્યંત કપરું કામ છે.

B. B. C. તેમ જ ઉત્તર અમેરિકાનો એ સમાચારવાચક કંઇ ઘડિયાળના ટકટકની માફક વારંવાર વાંચતો નથી, અથવા થોડુંક કહીને પાછો ઠંડો પડી જાય છે એમ પણ નથી. પરંતુ એ રેડિયો પર સમાચાર કહેવાને આવે છે તે પહેલાં પોણા પોણા કલાક સુધી એને એનું ભેજું કસવું પડે છે. એ પોતે એ વિષયનો તજ્જ્ઞ છે. એને એ વિષયની ઉત્તમ તાલીમ મળેલી હોય છે. એ એના અવાજ ઉપરાંત બીજી પણ ખાસ વિશિષ્ટતાઓ ધરાવતો હોય છે. લગભગ ૧૯૪૦ ના મે માસથી કાર્યક્રમોની સામાન્ય જાહેરાત કરનારને બદલે એ વિષયના તજ્જ્ઞની નિમણૂંક કરવામાં આવી ત્યારથી એ સમાચારવાચન કરનારે દુનિયાના વાતાવરણથી તેમ જ ભૌગોલિક જ્ઞાનથી વખતોવખત પરિચિત રહેવાનું હોય છે. ઉપરાંત એક પત્રકારની માફક તેણે તેની ઉત્તમ રીતે રજુઆત પણ કરવાની હોય છે. આ સિવાય, એક રેડિયો પરના ગાનારની માફક એણે શોર્ટ વેવ્સ પર બોલવાનો મહાવરો પણ મેળવવાનો હોય છે.

એ સમાચાર જાહેર કરનાર એના માઇક્રોફોન પર બોલવામાં જેટલો વખત લે છે તે કરતાં કેટલોય વધારે વખત એના સમાચાર–ઓરડામાં એને ગુમાવવો પડે છે. એના વખતોવખત બનતા બનાવોથી–છેક છેવટના બનાવોથી માહિતગાર રહેવાને લીધે જ તે આ સમાચારો આપવામાં કુશળતા વાપરી શકે છે. દરેક સમાચારો આપવા આવતા પહેલાં, જ્યારે સમાચાર તૈયાર કરનારાઓએ એને માટે સમાચારો ગોઠવી તૈયાર રાખ્યા હોય છે ત્યારે, એ

સન્મુખ આવી હાજર થાય છે. સમાચાર જાહેર કરવાનો સમય જેમ જેમ નજીક આવતો જાય છે તેમ તેમ નવી નવી વાતો એની સામે આવી ખડી થાય છે. તે પૈકી જે એ જોઇ ગયો હોય છે તેને એ બાજુ પર મૂકી દે છે. કારણ કે તેમાં પણ એને કંઇક નવું ઉમેરવાનું આવે છે, જ્યારે કેટલીક વાર છેક છેલ્લી ઘડીએ એને કંઇક બિલકુલ તાજા જ–છેલ્લી મિનિટે આવેલા સમાચાર પણ આપવાના મળી આવે છે. સમાચાર તૈયાર કરનારા માણુસો સાથે સંમત થઇને એ એમને એ સમાચારોમાંનાં કેટલાંક વાકયો ટુંકાણમાં નવેસર તૈયાર કરવાનું કહે છે, કે જેથી કરીને તે સફાઇપૂર્વક તેના સ્પષ્ટ ઉચ્ચારો કરી શકે અને સાંભળનારાઓને તે ક્લિષ્ટ લાગે નહિ. વળી સમાચાર તૈયાર કરનારાઓ જેમને એ સમાચારો કાન મારે, નહિ કે આંખો મારે, તૈયાર કરવાના હોય છે તેમાં તેમને આ સમાચાર કહેનાર ખૂબ જ મદદરૂપ થઇ પડે છે.

## એની મગજમારી

પછી આવે છે એની ખરી મગજમારી. જ્યારે આટલા બધા મોખરાઓ પર યુદ્ધ ચાલે છે ત્યારે, કંઇક સ્થળો અને લોકોનાં વિચિત્ર નામો તેની સામે આવી ખડાં થાય છે. એ નામોના ઉચ્ચારમાં જો સહેજ પણ ભૂલ થઇ જાય તો તેની ભયંકર અસર ઉપજે છે. આથી એણે, દરેક અજાણ્યા શબ્દના ઉચ્ચાર વખતે એ ઉચ્ચાર સાચો છે કે કેમ તેની પૂરેપૂરી ખબરદારી રાખવી પડે છે. આ રેડિયોઘર પર એના મૂળ સ્થળ પર વપરાતા ઉચ્ચારની માફક જ બરાબર બોલાવો જોઇએ એવું કંઇ નથી હોતું. વળી એમ પણ નથી હોતું કે સત્તાવાર ભાષાત્મકજ એનો ઉચ્ચાર હોવો જોઇએ; પરંતુ એનો સાંભળનાર બરાબર સમજી શકે તેવો એણે ઉચ્ચાર આપવાનો હોય છે.

રાત્રે મોડા સમાચારો આવ્યા પછી તેમજ આખા દિવસ દરમિયાન, કેટલીક વાર આ સમાચાર આપનાર મુંઝાઇ જાય છે. કેટલીક વાર છેલ્લી ઘડીએ અકસ્માત એવું વિચિત્ર નામ આવી પડે છે કે જ્યારે એને લગતી માહિતી ન પણ મળે. આવે વખતે એણે ખૂબ સાવધાનતા સાચવવાની હોય છે. આવે વખતે એ અક્ષરે અક્ષરની જોડણી કરી બતાવે છે. આ સંજોગોમાં, એ બાબતના જાણકાર એવા સાંભળનારાઓ આ સંવાદદાતા પર ખૂબ જ ખિજાઇ પડે છે. પરંતુ આમ કેમ કરવામાં આવતું હશે તેનો જો તેઓ સહેજ પણ વિચાર કરે તો તેમને ચીડાવાનું કારણ ઓછું જ રહે છે.

કેટલીક વાર આ સંવાદદાતા જ્યારે સમાચાર વાંચતો હોય છે ત્યારે ઝબકારા થઇ આવતાં એ ગભરાઇ જાય છે. એટલામાં તો તેને કહેવામાં આવે છે કે " આ હમણાં જ નવા સમાચાર આવ્યા છે. " આવા વખતે હજારો માઇલ દૂર માઇક્રોફોન સામે બેસીને બોલતા માણુસનો વિચાર કરો. આવે વખતે એ જે સમાચાર વાંચે છે તે મશીનમાંથી કાપી કાઢેલા કાગળના ટુકડા પર હોય છે, જેમાં પદ્ધતિસર બાધા લખાયેલી હોતી નથી તેને પણ એણે પહેલી જ નજરે ગોઠવીને બોલવું પડે છે. એના ટેબલ પર આવી પડતી એ કાગળની પટ્ટીનો નમૂનો આ રહ્યો:—

T RAF CARRIED OUT FIGHTER SWEEP OVR N
FRANCE TODAY MCH DAMAGE TO ENMY AIRFIELDS
STOP FIFTEEN ENMY FGHTERS DESTROYED STOP
MGE ENDS.

આવા સમાચારોથી તો એ ટેવાઇ જ ગયેલો હોય છે; આમાં બોલતી વખતે એણે કયાં શબ્દો પર કેવો ભાર મૂકવાનો હોય છે તે પણ એણે સાચવી લેવાનું હોય છે.

B. B. C. રેડિયોં પર જાહેરાત કરનાર માજી વડા પેટ્રીક બટલરે માઇક્રોફોન આગળનાં એનાં બે દુઃખદ સંસ્મરણો નોંધ્યાં છે. એક વાર તો એ સમાચાર વાંચતો હતો. તે દરમિયાન એના નાકમાંથી લોહીની ધારા વહેવા માંડેલી; અને આમ છતાં એણે એ સમાચારો પૂર્વવત્ આપવા ચાલુ જ રાખેલા. બીજી એક વખતે એ "રેડીઓ ન્યૂસ રીલ"ને લગતો વાર્તાલાપ કરતો હતો ત્યારે, છેક છેલ્લી ઘડીએ રેડિયોઘરના કામ કરનારે એનો વાર્તાલાપ કાપી નાખ્યાની એને ખબર પડી. આમ અચાનક વાર્તાલાપ કાપી નાખવામાં આવતાં અને થોડી વાર પછી પાછો ચાલુ કરતાં એનો તૂટેલો વાર્તાલાપ સાંધતાં એણે ભગજને ભારે કસવું પડેલું.

> **આપણા સાક્ષરનું જીવનરહસ્ય**
>
> ( શ્રી. ર. વ. દેસાઈ )
>
> "ગમે તેવા મિતભાષી છતાંએ, વ્યાસપીઠ પરથી તો રમણભાઇ કયાં ઓછું બોલે છે ? એમણે કથાઓ લખી છે, નવલિકાઓ લખી છે, કાવ્યો રચ્યાં છે અને નાટકો તો લખ્યાં છે અને ભજવ્યાં પણ છે. એમણે અનેક પુસ્તકોની પ્રસ્તાવના લખી છે, નિબંધો પણ લખ્યા છે અને ખાદ્દીપ્રચાર પણ કર્યો છે. એમનાં સાહિત્યમાંથી કે એમની અખાડાથી માંડી યુનિવર્સિટી સુધીની વ્યાખ્યાનમાળાઓમાંથી એમનું જીવનરહસ્ય તમને નહિ મળે.
>
> * * *
>
> સૌમ્ય, શાંત, નિરભિમાની, સૌને સત્કારવા, સૌને સદાયે સહાય આપવા તત્પર રમણભાઇના જીવનનું રહસ્ય છેઃ— એમની અદ્ભુત માનવતા."
>
> —શ્રીકાન્ત દલાલ

શોર્ટવેવ બ્રોડકાસ્ટિંગમાં જ્યાં વખતોવખત મુશ્કેલ પરિસ્થિતિ હોય છે ત્યાંનો અનુભવ એવો છે કે, રેડીઓ પરના સમાચારવાચન માટે લગભગ દર મિનિટે દોઢસો અથવા તેથી વધુ શબ્દો બોલવા એ અત્યંત ઝડપી લેખાય છે. એટલે સમાચાર વાંચનારે ધીમી ગતિએ બોલવું પડે છે—અર્થાત્ દર મિનિટે ૧૨૦ શબ્દોની અકુદરતી ઝડપે બોલવું પડે છે. આથી સરળ અવાજ આવી શકે. આમ છતાં ગતિદર્શક કાંટાવાળા ઘડિયાળની મદદ લઇને તમે તમારા અવાજને રસપ્રદ બનાવવા જતાં પણ તમને ભારે મુશ્કેલી અનુભવવી પડશે. આ તબક્કે, તમે તમારો અવાજ બંધ કરવા છેલ્લું વાકય ઉચ્ચારો છો, છતાં છેવટે પણ તમારો અવાજ સાંભળી શકાવાનો નહિ. વધુમાં વધુ તમારો આ બંધ થતો અવાજ સાંભળનારને ઝોકાં લાવે તેવો નીકળે છે. ફરી વાર જ્યારે તમે દિવસના પાંચ સમાચારો સંભળાવો જેમાં કેટલીક વાતો તમને તે જ વખતે યાદ આવી જાય ત્યારે, તમારું સમાચારવાચન શુષ્ક બની જાય છે.

સમાચારવાચનની તાલીમ વખતે બંધ બારણે બોલતાં તેના અવાજનો પડઘો પડે છે. આથી એને આઘાત લાગે છે; કારણ કે બીજા માણસો સાંભળી શકે તેમ એ પોતાનો અવાજ સાંભળી શકતો નથીઃ ત્યાંથી ઉત્પન્ન થતો અવાજ, બોલનારના અવાજ કરતાં વધુ વ્યાપક બની જાય છે. આના શિકાર બની જનારે, પોતે બ્રોડકાસ્ટ કરવા જાય તે પહેલાં તેની બૂરી ટેવોને એણે તજવી પડે છે.

× × ×

### જાણીતા અવાજો

આ રેડિયોધરોના દરિયાપારના સાંભળનારાઓને પરિચિત એવો મુખ્ય અવાજ પેટ બટલર, ડેરેક પ્રેન્ટિસ, અને નોરમન કસેરીજના હોય છે. લંડન તેમ જ ન્યુયોર્કના જાણીતા નટ રોબર્ટ હેરીસે "રેડિયો સમાચાર આપનાર" તરીકેની તાલીમ લીધી છે. દક્ષિણઆફ્રિકામાં કેળવણી પામેલો ડેરેક પ્રેન્ટિસ બી. બી. સી. રેડીઓ પર નટધર અને કારખાનામાં રહીને આવેલો છે. એ એક અચ્છો બાધાભાષી હોઇને રેડીઓ પર સમાચાર આપનાર એક બહુમૂલ્ય મિલકત જેવો છે. નોર્મન કસેરીજ પણ એક નટ જ છે. અઢાર વર્ષની ઉંમરે એ રંગભૂમિ પર આવેલો અને ત્યારથી એ ત્યાં જ છે. ૧૯૪૦ માં એ ફ્રાન્સમાંના બ્રિટિશ લશ્કરીઓ સમક્ષ પાઠ ભજવતો અને ત્યાંથી પાછો આવીને એ B. B. C. ની રિપોર્ટિંગ કંપનીમાં જોડાયેલો. ત્યારપછી ૧૯૪૧ ના ફેબ્રુઆરી માસમાં એ B. B. C. અને ઉત્તરઅમેરિકન સર્વિસમાં રેડીઓ જાહેરાત કરનાર તરીકે જોડાયેલો. પેટ્રીક બટલર કોઇ દિવસ નકારમાં જવાબ આપતો જ નથી. એણે રેડીઓ જાહેરાત કરનાર તરીકેની નોકરી સ્વીકારી ત્યારે B. B. C. ની પહેલી કસોટીમાં એ નિષ્ફળ નીવડયો હતો. પરંતુ તે પછી એણે એવી ખંતપૂર્વક તાલીમ લેવા માંડી કે એક જ વર્ષ બાદ એ અનેક રંગે દીપી નીકળ્યો. વિશાળ શ્રોતાસમુદાયથી અદશ્ય રહીને સમાચારો સંભળાવવા એ ખરેખર, એ બોલનાર માટે ઉત્તેજક અને પ્રેરણાપ્રદ છે. ઉપસ્થિત થતા અનેક પ્રશ્નો એને માટે વ્યવહારૂ માર્ગદર્શક હોય છે. આમ છતાં હજારો માઇલો પરના તેમના શ્રોતાઓ સાથેના સંબંધની ભાવના ખરેજ, અત્યંત કિંમતી છે.*

---

## એ કોણ હશે ?

એ કહે છેઃ—

**આશા** મારી આંખો છે; જે વડે હું દૂર દૂરનો અંધકારભર્યો પ્રદેશ પણ જોઇ શકું છું.

**કલ્પના** મારી પાંખો છે; તે વડે હું દૂર દૂરના અપરિચિત અને વણકલ્પિત પ્રદેશમાં પણ ઉડ્ડયન કરી શકું છું.

**શ્રદ્ધા** મારી કુળદેવી છે; જેની કૃપાથી હું મારા માર્ગમાં હિમાચલ સમ અડગ રહી આગળ ધપી શકું છું.

**અવિરત અને સાચી કાર્યશીલતા** એ મારું પ્યારું શસ્ત્ર છે; જેનાથી હું મારો કંટક-ભર્યો માર્ગ સાફ કરી શકું છું.

**ઉત્સાહ** મારો સાથી છે; જેની મદદથી હું આગળ અને આગળ ધપી શકું છું.

**બાળકો** મારું સાચું ધન છે; તે ધનથી હું સાચી માનવતા રજૂ કરે તેવા સાંસ્કૃતિક રતંભો ઉપર ઊભી રહેલી સલ્તનત રચવા માગું છું.

**પ્રેમ** એ મારો પ્રાણ છે. પ્રેમ એ મારો વિચારમંત્ર છે. સઘળી સમષ્ટિ પ્રેમવર્ષાથી આચ્છાદિત બની રહે એવું ઇચ્છું છું. અને એટલા માટે જ હું જીવું છું.

બોલો એ કોણ હશે ?

[ એ એક સાચો શિક્ષક છે. ] —રવિ+

---

* "લાઝ્જે ક્રોનિકલ" પરથી સારરૂપે. + "નૂતન શિક્ષણ" પરથી.

# પ્રશ્નોત્તરી

**(૧) વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં અંદાજપત્રોમાં મુકાતાં વર્તમાનપત્રોમાં ખાતાની દરમ્યાનગીરી કેમ થાય છે ?**

આ પ્રશ્ન અને આવા બીજા પ્રશ્નોનો ઉકેલ "પુસ્તકાલય" માસિકમાં એકથી વધુ વખત પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે. આજે પુનઃ જણાવવામાં આવે છે કે પુસ્તકાલય ખાતુ કોઇ વર્તમાનપત્ર કે સામયિક લેવા કે ન લેવા સંબંધે પ્રતિબંધ કે ફરજ (પુસ્તકાલય માસિક સિવાય) પાડતું નથી; માત્ર તે દોરવણી આપે છે. પરંતુ અંદાજ બનાવતી વખતે પુસ્તકાલયમાં બાળકો કે બહેનો માટે કાંઇ વાચન ન હોય તો તે આપવા વ્યવસ્થાપક સમિતિને સૂચવે છે. ખાસ આગ્રહ તો પુસ્તકાલયનાં વર્તમાનપત્રો પાછળ થતો અનહદ ખર્ચ અટકાવવા માટે હોય છે. સામાન્ય પુસ્તકાલયની ખર્ચની શક્તિ માત્ર સાપ્તાહિક કે અર્ધસાપ્તાહિક ખર્ચી શકે તેવી હોવા છતાં દૈનિક પેપરોની માગણી કરે છે. તેઓ પુસ્તકાલયોની નથી સ્વચ્છતા જાળવતા; કબાટો, તેનાં માસિકો મૂકવાનાં સાધનો, રમતો, પુસ્તકો વગેરે માટે જે બાબતોમાં વિશેષ ખર્ચ કરવાનો હોય છે તેને ગૌણ ગણે છે અને એ રીતે એ પુસ્તકાલય સાચું પુસ્તકાલય મટી માત્ર વાચનાલય થાય છે; એટલે પુસ્તકાલય ખાતુ પોતે અંદાજો મંજૂર કરતી વખતે શું શું જોઇશે–તેની અગાઉથી મંત્રી ભાઇઓને સમજ આપે છે. પુસ્તકાલયો એ કેવળ પોતાની સ્થળસીમામાં સ્વતંત્ર કામ કરતી સંસ્થાઓ છે. પણ તેણે શિક્ષકોને પહોંચી વળવાની પ્રમાણિકતા દાખવવી જ જોઇએ અને ભણેલું ભૂલી ન જાય તે માટે જે કંઇ વર્તમાનપત્ર, સામયિક કે પુસ્તકો હોય તે થોડું ભણેલાં સમજી શકે તેવાં વધુ પ્રમાણમાં હોવાં જોઇએ; કારણકે ગામડાની મોટી વસ્તી ચારથી પાંચ જ ચોપડી ગુજરાતી ભણેલી હોય છે. મોટાં મકાનવાળાં પુસ્તકાલયો તેમ જ કસ્બા પુસ્તકાલયોએ વર્ષ આખર કમી કરવાનાં, બંધાવવા જેવાં કે નવીન ખરીદવા જેવાં પુસ્તકો માટે પૂરતી રકમ રાખવી જોઇએ. તે ઉપરાંત ગામમાં પુસ્તકાલય દ્વારા બીજી સંસ્કાર ફેલાવનારી પ્રવૃત્તિઓ ઉપાડી (જેવી કે પ્રૌઢ શિક્ષણ, વાર્તાલાપ, ભજનકીર્તન, ગૃહરમતો, ગૃહઉદ્યોગો) તે દ્વારા સંસ્થાને વધુ લોકપ્રિય બનાવવા પોતાના વધુ પ્રયાસો કરી ખર્ચની યથાર્થતા બતાવવી જોઇએ. પુસ્તકાલય એ સામાન્ય જનતા માટેનું કેન્દ્ર હોઈ ગ્રામ-પુસ્તકાલયોએ પ્રજામાં જ્ઞાનપિપાસા જાગ્રત કરવાના પ્રયાસ થાય તેવું અંદાજ ઘડવું જોઇએ. એ પ્રમાણે થતું હોય તો તેને કદીએ પુસ્તકાલય ખાતાનો અંતરાય નડતો નથી.

**(૨) વાંચવા ગયેલાં પુસ્તકો પરત ન આવે તો સાર્વજનિક-પુસ્તકાલયોએ શું કરવું ?**

આ પ્રશ્નનો ઉકેલ પ્રમાણિકતાની દૃષ્ટિએ જોતાં વિચારવા જેવો છે. ગ્રામ પુસ્તકાલયોમાં પુસ્તકો મેળવતાં ખૂટવાના બે પ્રસંગો હોય છે: એક તો નોંધવહીમાં ચડેલાં પણ પરત નહિ આવનારાં; અને બીજાં, નોંધમાં ચડ્યા સિવાય ખૂટતાં. આપણે બન્ને બાબતોનો એક પછી એક વિચાર કરીશું.

આવાં પુસ્તકો આપ-લે નોંધમાં ચઢાવી સહી કરી ઘેર વાંચવા લઇ જઇ પુસ્તક

પરત ન આવે તો મુદત થયે ગ્રંથપાલે તેવા ઇસમોની યાદી મંત્રીને દર માસે રજૂ કરવી જોઇએ. ગ્રંથપાલે પોતાનું દફતર પુસ્તકાલય ખાતાના ધારાધોરણ તથા પોતાના પુસ્તકાલયના સ્થાનિક નિયમો પ્રમાણે બરાબર વ્યવસ્થિત રાખેલું હોવું જોઇએ. આ પ્રમાણે રાખેલા દફતર પરથી સમિતિને ખાતરી થાય કે વાચકે ઇરાદાપૂર્વક પુસ્તક દબાવ્યું છે, ઉઘરાણી કરવા છતાં પુસ્તક આપતો નથી અગર પુસ્તક ગુમ થવા છતાં તે ઇરાદાપૂર્વક તેની કિંમત વસૂલ આપતો નથી તો તેની સામે કાયદાની રૂઇએ પગલાં ભરી શકાય છે. કેટલાક મંત્રીઓ તો પુસ્તકાલય ખાતામાં આવા ગેરકાયદેસર ઇસમો પાસેથી રકમ વસૂલ કરાવી આપવા લખાણ કરે છે, પણ પુસ્તકાલય એ ખાનગી લોકોપકારક સંસ્થા હોવાથી તે રકમ મુલકી રાહે વસૂલ થઇ શકતી નથી, પણ દિવાની રાહે વસૂલ થઇ શકે છે. આ પુસ્તકાલયની સમિતિએ સંપૂર્ણ વિચાર કરી દિવાની રાહે જવું જોઇએ. બાળકોમાં પુસ્તકો ગુમ કરવાનું કામ વધતું જ હોય તો મને તો લાગે છે કે પુસ્તકાલય સમિતિએ દાખલો બેસાડવો ઘટે.

ગામડાંનાં પુસ્તકાલયોએ બનતા સુધી લાગવગ લગાડી પુસ્તકો પરત મેળવવાં જોઇએ. પણ દર વર્ષે પોતે જોવું જોઇએ કે આવી રીતે પુસ્તકો ગુમ કરનાર ઇસમો ઘટે છે કે નહિ.

આવા ઇસમોને પુનઃ પુસ્તક ન આપવાનો નિર્ધાર વ્યવસ્થાપક સમિતિ કરી શકે છે. પુસ્તકાલય એ સાર્વજનિક લોકોપકારક સંસ્થા છે અને જાહેર પ્રજાની પ્રમાણિકતા પર તેના સુવ્યવહારનો આધાર છે. ગામમાં કોઇ ચઢાઉ માણસ હોય, ગામના આગેવાનો કે સમિતિના સભ્યો તેને અટકાવી શકતા ન હોય અને કામ ગાડરિયું ચાલ્યા કરતું હોય તો દહેશત છે કે પુસ્તકાલય પોતાની ખ્યાતિ સમય જતાં ગુમાવી બેસે. તેવે સ્થળે પુસ્તકાલયના મંત્રીની ફરજ છે કે સ્થાનિક અધિકારી સાહેબની સંમતિ મેળવી તેવા ઇસમોને ડિપોઝીટ મૂક્યા સિવાય કે તે બાબતની જામીનગીરી લીધા સિવાય સાર્વજનિક પુસ્તકાલયમાંથી પુસ્તક વાંચવા ન આપે.

પુસ્તકાલયમાં પ્રીતિ સંપાદન કરવા માટે બાળકો અને બહેનો તરફ જો ગ્રંથપાલો પોતાના પ્રયાસો વધારે તો જરૂર ભવિષ્યમાં તેઓ વધારે પ્રમાણિક બાળકો મેળવી શકશે, એ નિઃશંક છે. આ માટે સેવાભાવી યુવાનોનું પુસ્તક પ્રચાર મંડળ પણ પોતાની મદદ માટે તે ઊભું કરી શકે.

ઉપર બતાવેલા પ્રયાસો દ્વારા વાચકની પ્રમાણિકતા સુધારવી અને અપ્રમાણિક માણસો મળે તો કાયદાની મદદથી પણ સાર્વજનિક સંસ્થાનાં નાણાં મેળવવા સમિતિઓએ ઘટતા પ્રયાસ કરવા જોઇએ.

હવે બીજો પ્રસંગ લઇએ. તેમાં પુસ્તકો મેળવણી કરતાં આપલે નોંધવહીમાં ચઢયાં ન હોય છતાં ખૂટે તો આ માટે ખરે જ ગ્રંથપાલ જવાબદાર છે. આપણે ત્યાં મુક્તદ્વાર પદ્ધતિથી પુસ્તકો અપાય છે એ વાત સાચી છે, પણ વાચકોનું પ્રમાણ જોતાં દરરોજ ગ્રામ-પુસ્તકાલયમાં સરેરાશ પાંચથી દશ હોય છે એટલે એક ગ્રંથપાલ ઘણી જ સહેલાઇથી પુસ્તકની કાળજી લઇ શકે. શાળાના શિક્ષકોના સહવાસમાં રહેતા કેટલાક આગેવાનો અગર કેટલાક

શિક્ષકો પાસેથી ખૂટતાં કમી થયેલાં પુસ્તકો તેમનાં ઘરોમાંથી સારી સ્થિતિમાં મળી આવ્યાના દાખલા પ્રાંત પ્રચારકો વર્ણવે છે ત્યારે અમને આવા ભાઇઓ માટે દયા આવે છે. તેમને માટે વ્યવસ્થાપક સમિતિએ તેમ જ રા. મહાલ શાળાધિકારી સાહેબે જો તે સરકારી નોકર હોય તો કડક પગલાં લેવાં જોઇએ અને ઇતર ઇસમ હોય તો તેને ફરીથી પુસ્તક ન આપવાની નીતિ અખત્યાર કરી તેવી હકીકત પ્રજાના ધ્યાન પર જાહેરમાં લાવવી જોઇએ. પુસ્તકાલય એ એક ન્યાસ છે. તેનો વહીવટ સારો અને સરળતાથી વહીવટદારોએ ચલાવવો જોઇએ. આશા છે કે ગ્રંથપાલો વાર્ષિક અંકો, ભેટ પુસ્તકો, તેમ જ સારાં ધાર્મિક કે વાર્તાનાં પુસ્તકોના અલ્પજીવી પ્રલોભનમાંથી છૂટે.

ઉપરની બધી કાળજી લેવા છતાં ક્વચિત્ પુસ્તકો ખૂટવાનો પ્રસંગ આવે ત્યારે વ્યવસ્થાપક મંડળે પોતે બધી કાળજી લઇ ખાતરી કરી તેની સંપૂર્ણ નોંધ ઠરાવમાં લઇ તેવાં ખૂટતાં પુસ્તકો કમી કરવા રા. મહાલ શાળાધિકારી સાહેબને ભલામણ કરવી.

આશા છે કે વાચકો અને ગ્રંથપાલો પુસ્તકોનો બહોળો પ્રચાર કરશે અને પ્રમાણિકપણે ખૂટતાં તથા ફાટી ગયેલાં કે જીર્ણ થઇ ગયેલાં પુસ્તકો કમી કરાવશે.

**( ૩ ) સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીને ફરજીઆત બહારગામ જવાનું થાય તો જો તે સરકારી નોકર હોય તો તેની હાજરી ગણાય ? અને તેને નિયમ પ્રમાણે ભથ્થુ ભાડું મળે ?**

સાર્વજનિક પુસ્તકાલયો ખાનગી સંસ્થાઓ છે, એટલે હાજરી ગણી શકાય જ નહિ. તેમ જ સમિતિના ઠરાવ સિવાય તેને ભથ્થુભાડું પુસ્તકાલયમાંથી મળી શકે નહિ. અને પુસ્તકાલય સમિતિ માત્ર વાસ્તવિક ખર્ચ જ આપી શકે. મંત્રીને વધારે વખત બહારગામ પુસ્તકાલયના કામે જવું પડે એવો સંભવ ક્વચિત્ જો હોય તો તે બદલ બહારની કામગીરી માટે ઠરાવથી વ્યવસ્થાપક મંડળ બીજા ઇસમને બહારગામ મોકલી શકશે.

નાણાં મૂકવા કે લેવા માટે જો પુસ્તકાલય મંડળના મંત્રીને બહારગામ જવું પડતું હોય અને તેથી વ્યાજ કરતાં ખર્ચો બાર માસે વધતો હોય તો નાણાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા મૂકવાં કે જ્યાંથી પુસ્તકાલય ખાતા મારફત ઠરાવ મોકલવાથી નાણાં જમા થઇ શકશે અને ઉપાડી પણ શકાશે; માત્ર જરૂર પૂરતો મનીઑર્ડર ખર્ચ જ થશે.

કોઈ બીજા ઇતર કામે અનિવાર્ય કારણે કોઇ શિક્ષક ભાઇને જવું જ પડે તો તેમણે રજા જ લેવી ઘટે.

મહાલ મંડળો અને પ્રાંત મંડળોની સભાઓમાં હાજરી આપવા માટે વિશેષ દિવસો થાય તો તે પણ મારા મતે હાજરીના ગણી શકાય નહિ. કાં તો શિક્ષકે પોતાની થોડી રજાનો ભોગ આપવો જોઇએ અગર વ્યવસ્થાપક મંડળના બીજા બીનસરકારી માણસો કે કસ્બા પુસ્તકાલયના ગ્રંથપાલની મારફત એ કામ લેવું ઘટે. આશા છે કે રજાને હાજરીમાં ફેરવવાની માગણી કોઇ જૂજ શિક્ષક જ કરતા હશે.

ઉમેદભાઇ મો. પટેલ

# અધિવેશનમાં પસાર થયેલા ઠરાવો

ગઇ તા. ૧૨,૧૩-૪-'૪૨ના રોજ ધીણોજ મુકામે મળેલી પાંચમી મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદનો હેવાલ અમો "પુસ્તકાલય" માસિકના એપ્રિલ અંકમાં આપી ગયા છીએ. સ્થળસંકોચ વગેરેને કારણે એ પરિષદમાં પસાર થયેલા ઠરાવો આપી શકાયા નહોતા તે આ નીચે આપ્યા છેઃ—

## પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧—પુસ્તકાલય પ્રવૃત્તિને આ સંજોગોમાં પણ ચાલુ રાખવા બદલ શ્રીમંત મહારાજા સા. ના આભારનો હોઇને ઠરાવ ૨—સ્વામીશ્રી અખંડાનંદજી, સાક્ષરશ્રી આનંદશંકર ધ્રુવ, શ્રી. અંબાલાલ બુ. જાની તેમ જ શ્રી. મણિલાલ માધવજી દવેના અવસાન બદલ શોકપ્રદર્શક પસાર થયા હતા.

ઠરાવ ૩—જે પુસ્તકાલયનું મકાન બાંધવાની મંજૂરી મળી હોય તે અંગેની ત્રણે પ્રકારની રકમ પ્રાંત પંચાયતમાં જમા થઈ ગઇ હોય તે મકાનનો કોન્ટ્રાક્ટ અપાતાં સુધી મકાન માટેની પડી રહેલી રકમનું યોગ્ય વ્યાજ સંસ્થાને આપવાનો પ્રબંધ થાય તો તે સંસ્થાને મકાનભાડાના ખર્ચમાં મદદરૂપ થાય એવી સવડ પ્રાંત પંચાયતે કરી આપવા આ સભા ઠરાવે છે.

દ. મૂ. ખીમજીભાઇ જે. ઠાકર — અનુ. મફતલાલ દવે

ઠરાવ ૪—પુસ્તકાલયો તરફથી મોકલાતાં બજેટમાં સરકાર અને પંચાયત મદદની માગણી પર કાપ મૂકવાની જે નીતિ પુસ્તકાલય ખાતાએ છેલ્લાં બે વર્ષથી ધારણ કરી છે તે પ્રત્યે આ પરિષદ દિલગીરી જાહેર કરે છે અને ખાતાના અધિકારી સાહેબોને વિનંતિ છે કે પુસ્તકાલયો જેટલી લોકમદદ મેળવે તેટલી જ સરકાર અને પંચાયત મદદ આપવી.

દ. મૂ. લાલજીભાઈ — અનુ. સૂરજમલ

ઠરાવ ૫—હાલ ઉપસ્થિત થયેલી વાહનવ્યવહારની મુશ્કેલીઓનો વિચાર કરતાં આ પરિષદને સમજાય છે કે ચાલુ સાલનાં જે તે મહાલનાં આમ પુસ્તકાલયોનાં પુસ્તક પાસેલો મહાલના મુખ્ય સ્થળે એકસદ્ધ મોકલી આપવાની તથા તેની જાહેરાત "પુસ્તકાલય" માસિકમાં પ્રસિદ્ધ કરવાની નીતિ પુ૦ સ૦ સ૦ મંડળ સ્વીકારશે તો તે પુસ્તકાલયોના હિતની દૃષ્ટિએ ખાસ ઇચ્છવા જોગ થઇ પડશે.

દ. મૂ. અંબાલાલ ઉમીયાશંકર — અનુ. શિવુજી સાલુજી

ઠરાવ ૬—સિષ્ટ વાચનની લેવાતી પરીક્ષાનો લાભ વિશેષ પ્રમાણમાં લેવાય એમ આ પરિષદ ઇચ્છે છે અને તે માટે યથાશક્ય પ્રયત્નો કરવા પ્રતિનિધિ ભાઇઓને આમંત્રણ કરે છે. વળી પરિણામપત્રકમાં ગુણ પ્રસિદ્ધ કરવાની જે નીતિ હાલ છે તેને બંધ કરી પરીક્ષામાં લાભ લેનારાઓના નામની યાદી પ્રસિદ્ધ કરવાની નીતિ જો અખત્યાર થશે તેમ જ પરીક્ષાઓનાં પુસ્તકો ઓછામાં ઓછી ત્રણ વર્ષ પહેલાં પ્રસિદ્ધ થએલાં પૈકીનાં વર્ષની શરૂઆતમાં જ જાહેર કરવાની નીતિ સ્વીકારાશે તો પરીક્ષાનો લાભ લેનારાઓની સંખ્યામાં પણ ઇચ્છવા જોગ વધારો થઇ શકશે એમ આ પરિષદ માને છે.

દ. મૂ. શંકરલાલ રાજસંગ — અનુ. ગણપતરામ વલ્લભરામ

ઠરાવ ૭—મહેસાણા પ્રાંતમાં ચાણસ્મા, હારીજ, સિદ્ધપુર, વિસનગર, કડી, ચારણ સિવાયના કેટલાક મહાલોમાં શાળા હોવા છતાં પુસ્તકાલયો નથી, જેથી તેવાં ગામો માટે પુસ્તકાલયો શરૂ કરવા માટે જે તે મહાલ મંડળો પ્રયત્ન કરે છે છતાં વધુ પ્રયત્ન થાય તેમ આ પરિષદ માને છે. અને તે બદલ જે તે મહાલમાં મહાલ મંડળો આ પ્રયત્ન કરતાં ન હોય તેવાં મહાલ મંડળોને ખાસ પ્રયત્ન કરવા પરિષદ ભારપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ. અંબાલાલ શિવલાલ વકીલ — અનુ. ખીમજીભાઈ ટી. ઠાકર

ઠરાવ ૮—મહિલા તથા બાલ પુસ્તકાલયોનાં બજેટ કરવામાં પણ આમ પુસ્તકાલયોના જેટલાં નાનાં હોય છે. તેનું ઉત્પન્ન પણ જેટલું જ હોય છે. તે સંસ્થાઓ આમ પુસ્તકાલયના

ધોરણે જ ચાલે છે, છતાં પ્રાંત પંચાયત તેને કસ્બા પુસ્તકાલયમાં ગણી મદદ ગ્રામ પુસ્તકાલયના જેટલી નહિ પણ ઘણી ઓછી આપે છે. આથી આ ઊગતી સંસ્થા પૂરતા પ્રમાણમાં વિકસી શકતી નથી. તો કરબાની બાળ, મહિલા એ સંસ્થાને ગ્રામપુસ્તકાલયના ધોરણે પ્રાંત પંચાયત મદદ આપે એમ આ સભા ઠરાવે છે.

દ. મૂ. નાનાભાઈ નથુભાઈ — અનુ. અમૃતલાલ આચાર્ય

**ઠરાવ ૯**—રાજ્ય પુસ્તકાલય મંડળે યોજેલી ગ્રામ વાચક મંડળની યોજનાને આ પરિષદ આવકારે છે. અને દરેક ગામે " ગ્રામ વાચક મંડળ " સ્થપાય તેવી તજવીજ કરવા પ્રાન્તના દરેક મંત્રી ભાઇઓને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. નાનજીભાઈ જે. પટેલ — અનુ. કૃષ્ણલાલ ભીખાભાઇ

**ઠરાવ ૧૦**—સ્વ. મોતીભાઇ અમીન સ્મારક ગ્રંથમાળાની યોજનામાં ગ્રાહક તરીકે અગાઉથી નોંધાવવા માટે રૂ. ૨)ની ડીપોઝીટ મૂકવાની જે આંટ રખાઇ છે તે પુસ્તકાલય પૂરતી દૂર કરવા સદરહુ માળાના યોજકો તથા વહીવટ કરનારાઓને આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે; તેમ જ ગ્રંથમાળાનું જે તે વર્ષનું પુસ્તક પુસ્તકાલયના બજેટ ખાતે ખર્ચ પાડીને ગ્રંથમાળાના ગ્રાહકની કિંમતે જે તે વર્ષનાં પુસ્તકોના પારસલ ભેગું મોકલી આપવાની વ્યવસ્થા થવાની લાગતા વળગતાઓને વિનંતિ કરે છે.

દ. મૂ. કેવળભાઈ ચતુરભાઇ — અનુ. સાંકળેશ્વર જી. વ્યાસ

**ઠરાવ ૧૧**—પુસ્તકાલય પ્રવૃત્તિના પરમ સેવક શ્રી. મોતીભાઇ અમીન સા. ના માનમાં શરૂ થયેલી ગ્રંથમાળાના પ્રથમ પુસ્તક તરીકે પ્રગટ થયેલ સ્વર્ગોનું દોહન, તેઓશ્રીનું મોટું જીવન ચરિત્ર તથા પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલન માટે ખાસ ઉપયોગી થઇ પડે તેવી ધારાધોરણ વર્ગીકરણ વગેરેની કિંમતી સામગ્રી ધરાવનાર પુસ્તકાલયપ્રવૃત્તિનું એકીકરણ એ પુસ્તક પ્રાંતના દરેક પુસ્તકાલયને મોકલી અપાવવાની પુ. ખાતાને વિનંતિ કરે છે. પાટણના મૂક સેવક સ્વ. મણિભાઇ દવેનું ચરિત્ર પણ શિક્ષકવર્ગને પ્રેરક અને બોધક હોઇ, તેને પણ રાજ્યનાં પુસ્તકાલયો અપનાવે એ ખાસ જરૂરી છે, એમ આ પરિષદ માને છે.

દ. મૂ. બેતાભાઈ કેશવલાલ — અનુ. મગનલાલ અંબારામ

ત્યારબાદ **ઠરાવ નં. ૧૨** પ્રમુખશ્રીના આભારદર્શનનો થઇને **ઠરાવ નં. ૧૩** ભોજ ગામના નાગરિકોનો પરિષદને આમંત્રણ આપવા બદલ ધન્યવાદનો થયો હતો.

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ

**( સન '૪૦-૪૧ માં ભરાયલી રકમો )**

જુલાઇ '૪૧-૪૨ આખરનો સરવાળો રૂ. ૪૨૬૧-૬-૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૪૬ | સા. પુ. રાઉદ (તા. કરજણ) | ૫-૦-૦ | ૧૦૫૩ | સા. પુ. સાવલી | ૧૦-૦-૦ |
| ૧૦૪૭ | ,, ઓરણા (તા. કામરેજ) | ૫-૦-૦ | ૧૦૫૪ | ,, વિજાપુર | ૫૧-૦-૦ |
| ૧૦૪૮ | ,, દીગસ (તા. કામરેજ) | ૫-૦-૦ | ૧૦૫૫ | ,, સંખેડા | ૨૫-૦-૦ |
| ૧૦૪૯ | ,, ધુંટેલી (તા. પેટલાદ) | ૫-૦-૦ | ૧૦૫૬ | ,, ચાણસ્મા | ૫-૦-૦ |
| ૧૦૫૦ | ,, હાસિંદ્રા (તા. સંખેડા) | ૪-૦-૦ | ૧૦૫૭ | ,, બહાદરપુર | ૨-૦-૦ |
| ૧૦૫૧ | ,, દ્વારકા | ૨૫-૦-૦ | ૧૦૫૮ | ,, સોખડા (તા. વિજાપુર) | ૧-૦-૦ |
| ૧૦૫૨ | ,, પાટણ | ૫૦-૦-૦ | ૧૦૫૯ | ,, મહેરવાડા (તા. સિદ્ધપુર) | ૧૫-૦-૦ |
| | | | | કુલ રૂ. | ૪૪૬૯-૬-૦ |



૧ **વીરાંગનાની વાતો** (ભાગ ૨જો)—લેખકઃ શ્રી. તારાચંદ પોપટલાલ અડાલજા; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ; સં. ૧૯૯૭; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૪૪ + ૧૨; ત્રિરંગી સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૮-૦

આર. આર. શેઠની કું. તરફથી પ્રસિદ્ધ થતી આનંદ ગ્રંથાવલિનું આ સાતમું પુસ્તક છે. લેખકે આ પહેલાં પણ ગુજરાત-કાઠિયાવાડની વીર વ્યક્તિઓની મરદાનગી દર્શાવતાં " વીરની વાતો " તથા " વીરાંગનાની વાતો "નાં જે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે તે વાંચવામાં જેટલો આનંદ અને રસ ઉપજે છે અને તેની સાથે સાચી મરદાનગીનો જે બોધ મળે છે તેવું જ આ પુસ્તક પણ છે. આ પુસ્તકના પહેલા ભાગમાં સ્ત્રીઓની વીરતા અને ખાનદાનીનું પ્રદર્શન કરતી જે વાતો અપાઇ છે તેવી જ ઢબની વાતો આ પુસ્તકમાં પણ છે. આ પુસ્તકમાં કુલ દશ વાર્તાઓ પ્રસિદ્ધ કરાઇ છે. અને તેના પ્રસંગો ગુજરાત-કાઠિયાવાડના ઇતિહાસમાંથી, લોકસાહિત્યમાંથી અને ભાટચારણો પાસેથી મેળવાયા છે. જેઠ-જેઠાણીને લુટારુઓથી બચાવવા માટે પોતાનું શૌર્ય દર્શાવતી " મોતી ", પોતાના વહાલા વતનના બચાવ માટે જીવ સાટે દુશ્મનો સામે લડતી " વીરાંગના વારૂ ", પતિને અફીણની બદી છોડાવી, શૌર્યને પાનો ચઢાવતી " ધન્ય વીરાંગના ", શિયળના સંરક્ષણ માટે પ્રાણ અર્પતી બહાદુર " બાઇજી ", માલિકને પોતાનો ગરાસ મેળવી આપવા માટે પ્રાણ અર્પતી ખવાસણ ' જણુબાઇ ', પરધર્મીઓને પોતાનો દેહ નહિ સોંપવા માટે યવનો સામે યુદ્ધ ખેલતી ' સોનબા ' એ બધી વાતો ખાસ વાંચવા જેવી છે. વાતો સચિત્ર અને લેખનશૈલી પણ સરળ હોઇ, સામાન્ય વાચકોને પણ તે વાંચવાને ખાસ આકર્ષણ કરે તેવી છે. સ્ત્રીઓના જ વીરરસની આ વાતો સ્ત્રીઓએ તો ખાસ વાંચવા-વંચાવવા જેવી છે.

૨ **અધુરું સ્વપ્ન** (ભા. ૧-૨) સંપાદક શ્રી. બચુભાઇ શુક્લ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ પહેલા ભાગનાં ૩૬૩+૩૨ અને બીજા ભાગનાં ૨૮૭+૮; બંને ભાગનાં સચિત્ર આચ્છાદન સહિત પાકાં પૂઠાં, મૂલ્ય અનુક્રમે રૂ. ૩-૮-૦ અને રૂ. ૩-૦-૦

'સંસ્કાર ગ્રંથાવલિ' ના ૨૭ અને ૨૮મા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થતી આ એક સુંદર નવલકથા છે. ' અધુરા સ્વપ્ન વિષે અધૂરી વાતો 'ના મથાળા નીચે સંવાદરૂપે પ્રસિદ્ધ થયેલી લાંબી રસમય પ્રસ્તાવના વાંચતાં આ નવલકથાના સર્જક શ્રી. બચુભાઇ શુક્લ જ જણાય છે. પુસ્તકોમાં તો લેખક તરીકે પહેલા ભાગમાં ' ધીરજલાલ દવે ' અને બીજા ભાગમાં ' સુલેખા દવે 'નાં નામ જે મૂક્યાં છે તે તો આ વાર્તાનાં મુખ્ય પાત્રો છે.

આ પાત્રો પોતાના દોષના નિવારણ માટે સમાજ સમક્ષ પોતાનું જીવન જાહેર કરવાનું નક્કી કરે છે અને એ રીતે તેઓને જે તે ભાગના લેખક તરીકે ઓળખાવ્યાં છે.

આ વાર્તાનાં મુખ્ય પાત્રો સુશીલ અને શોભી, ધીરૂભાઈ અને લેખા છે. સુશીલ વિજ્ઞાન દ્વારા દેશને સુખી કરવાના કોડ સેવે છે. પણ એના પ્રયોગોમાં જ તે અને તેને ચાહતી શોભી ભસ્મીભૂત થાય છે. અને આ રીતે સુશીલે સેવેલું સ્વપ્ન અધૂરું રહે છે. ધીરૂભાઈ પણ એક મીલમાલિકના સેક્રેટરીમાંથી મીલમાલિક બને છે અને તે પણ સુશીલના વૈજ્ઞાનિક પ્રયોગોને સફળ બનાવી પોતાની મહત્તા વધારવાના વિચારો સેવે છે, પણ તેય સુશીલના મરણથી અધૂરા રહે છે. સુશીલ અને ધીરૂના આ આદર્શોમાં સમાજના અનેક પ્રશ્નો ચર્ચાય છે. તેમાં મૂડીવાદ અને સમાજવાદ પણ દેખા દે છે. તેમાં ક્રાન્તિવાદીઓ અને વિપ્લવવાદીઓનાં પણ દર્શન થાય છે. લગ્નરૂઢિના પ્રશ્નો પણ ચર્ચાય છે. અને એકબીજાના પ્રેમમાં તરફડતાં હૃદયો પણ દેખાય છે. આ સિવાય મજૂરોની હડતાળ, મજૂરોને પ્રેમથી જીતવાના મૂડીદારોનાં સંતાનોના અજબ અને ઔદાર્યભર્યા પ્રયત્નો, ખૂન, બળાત્કાર અને સ્રીશક્તિ વગેરે વગેરે ઘણા પ્રસંગો રોચક છે.　　　　'અ-દ્રષ્ટા'

૩. **દ્વિરેફની વાતો** ભાગ ૩ જો—લેખકઃ શ્રી. રામનારાયણ વિ. પાઠક; પ્રકાશકઃ ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ., મુંબાઈ નં. ૧; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૧૬ + ૧૮૪; પાકું પૂઠું: કિં. ૧-૧૨-૦.

આ વાર્તાસંગ્રહમાં જાતીય ઘનિષ્ટતા, જાતીય આકર્ષણ, માનવસુલભ ઈર્ષાળુતા, ધાર્મિક દરજ્જાને ઐહિક મહત્ત્વનું સાધન બનાવતાં નીપજતો વિનાશ ક્રોધાવેશ અને મેલી વિદ્યાનાં દુષ્પરિણામ ઈત્યાદિ જગતનાં અનિષ્ટ તત્ત્વોને વાર્તાનું વસ્તુ બનાવી તે પરથી સીધો કે આડકતરો બોધ મળે તેવી રીતે ગુંથાયલી ૧૩ વાતો સંઘરાઈ છે, જેમાંની ૪ વાતો આ સંગ્રહમાં પહેલવહેલી જ પ્રસિદ્ધ થાય છે. દરેક વાર્તાનું હાર્દ લેખકે પોતે પ્રસ્તાવનામાં સમજાવેલું હોઈ વાર્તા વાંચતાં પહેલાં તેમ વાંચી ગયા પછી પ્રસ્તાવના વાંચી જવાની વાચકોને ભલામણ છે.

આ પહેલાં પ્રગટ થયેલા પ્રસ્તુત પુસ્તકના ૨ ભાગોની વાતો રસથી વંચાઈ છે ને લોકપ્રિય બની છે; તેવીજ રીતે, આ ત્રીજો ભાગ પણ વાચકજનતાનો આદર મેળવશે એમાં શંકા નથી.

૪. **લગ્નની બેડી**—મૂળ મરાઠી લેખકઃ પ્રહ્લાદ કેશવ અત્રે; ભાષાંતરકારઃ બિપિન ઝવેરી અને કાન્તિ બરોડિયા; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી એન્ડ કં. મુંબાઈ; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૧૬+૧૭૬; પૂઠું કાર્ડ બોર્ડ પટીનું; કિં. રૂ. ૨-૦-૦.

આચાર્ય શ્રી. અત્રે મરાઠી સાહિત્યના એક વખણાયલા લેખક છે. નાટકો, લઘુકથાઓ તેમ જ હાસ્યકથાઓની વિવિધ કૃતિઓથી મરાઠી વાચક તેમ પ્રેક્ષક આલમનો સારો મોહ તેઓ મેળવી શક્યા છે. 'ધરમ્માઈ' 'લપંડાવ' વગેરે ચિત્રપટો દ્વારા ગુજરાતી આલમને પણ તેઓ પરિચિત બનેલા છે. એવા એ સુપ્રસિદ્ધ મરાઠી લેખકની એક વખણાયલી નાટ્યકૃતિનો આ ગુજરાતી અનુવાદ છે. આ ત્રિઅંકી પ્રહસન દ્વારા લેખકે આપણી લગ્નપદ્ધતિમાંના



કેટલાક દોષોનું નિરૂપણ કરી 'પુરુષોની ભોગવાસના અને મોહ અનિવાર્ય હોઇ એમને લગ્નનું બંધન આવશ્યક છે' તેમ જ 'પતિનું મન પ્રસન્ન રાખવા માટે સ્ત્રીઓએ પોતાના શૃંગારિક આકર્ષણની સંભાળ રાખવી જરૂરી છે' એમ બતાવવા પ્રયત્ન કર્યો છે. પ્રહસન તરીકે કૃતિ સારી છે, પરંતુ નાટકનાં પરણેલાં તેમ નહિ પરણેલાં સ્ત્રીપુરુષોનાં પાત્રો એકબીજાને જોતાંવારમાં લટ્ટુ બની જઇ એકબીજાની પાછળ જે રીતે ભમતાં ને પોતાના પરિણિત જીવનના ભાગીદારને બેવફા થતાં ચિતરવામાં આવ્યાં છે, તેમાં અતિશયોક્તિ તથા અવાસ્તવ્યતાનો ભાસ થયા વગર રહેતો નથી.

આ કૃતિ રૂપેરી પડદાને કદાચ વધારે બંધબેસતી થઈ પડે ખરી.

**૫. રક્ષાબંધન**—અનુવાદકઃ ચંદ્રકાંત ફૂલચંદ શાહ; પ્રકાશકઃ સરસ્વતી બૂક ડેપો, સુરત; ૧૬ પેજી પૃ. ૧૬+૧૨૪; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. ૧–૦–૦.

મૂળલેખક હરિકૃષ્ણ 'પ્રેમી'ની કલમે લખાયેલ આ હિંદી નાટકની ગૂંથણી ચિતોડના રાણા સંગની રાણી કર્મવતીએ હુમાયુ બાદશાહને રાખડી મોકલી ચિતોડના રક્ષણાર્થે બહાદુરશાહની સામે લડવાને તેડાવેલો એ ઐતિહાસિક પ્રસંગ પર થયેલી છે પણ તે દ્વારા લેખકે હિંદુ–મુસ્લીમ એકતા તથા ભ્રાતૃભાવની લાગણી ખીલવવાની જે ખૂબી વાપરી છે તે ખાસ વખાણ માગી લે છે. કૃતિ ખાસ પ્રચારપાત્ર છે. ના. નં.

**૬. કીર્તિસ્તંભ ભા. ૩ જો**—લખનારઃ શ્રી શામરાવ આગરકર; પ્રકાશકઃ ગાંડીવ બાલોદ્યાનમાળા–સૂરત. પૃષ્ઠ ૭૬. પૂઠું ગ્લેઝ કાગળનું સચિત્ર, કિં. ૦–૫–૦

ગાંડીવ બાલોદ્યાનમાળાની ચોથી માળાનું આ ૧૨ મું અને સળંગ ૭૨ મું પુસ્તક છે. આમાં મરાઠાવીરોની ૧૨ વાતો સંગ્રહાઇ છે. શિવાજી મહારાજ, મોરો પંત, મલ્હારરાવ હોલકર, બાજીરાવ રેટરેકર, રામદાસ સ્વામી, જીવાજી પંત, રામજી મહાદેવ, હીરાકણી, વેસાજી કંક, બાજીરાવ પેશ્વા વગેરે મહાનુભાવોની રસદાયક પ્રેરણાપ્રેરક વાતો છે. મરાઠા યુગનો ઇતિહાસ શીખતાં–શીખવતાં સૌ કોઇને મદદરૂપ થઇ પડે તેવું આ પુસ્તક છે. ગાંડીવ કાર્યાલયે ઇતિહાસની દુનિયામાં આ પુસ્તક પ્રસિદ્ધ કરીને બાળકોની અનેરી સેવા બજાવી છે.

**૭. હીરાકણી**—લખનારઃ ભાનુશંકર જોષી, પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૦, પૂઠું ગ્લેઝ કાગળનું, કિં. ૦–૪–૦, આવૃત્તિ ૧લી સચિત્ર.

ગાંડીવ બાલોદ્યાનમાળાની ચોથી માળાનું ૧૦ મું અને સળંગ ૭૦ મું પુસ્તક છે. આમાં અક્કલને વિકસાવે, ડહાપણને બહેલાવે અને શિખામણને સોહાવે એવી ત્રણ સુંદર વાર્તાઓ છે. એમાંની વાર્તાઓના ટૂંક સાર આ રહ્યાઃ—

(૧) ઉતાવળા સો બાવરા—એક રાજા હતો. એણે પોપટ પાળેલો. પોપટ જીવનું જોખમ વહોરીને ' અમર ફળ ' લઇ આવ્યો. રાજાએ એ ફળ વવરાવ્યું. તેને ફળ થયાં. એક ફળને ઝેરી નાગે કોરેલું. એ ફળ માળી તોડી લાવ્યો. દરબારમાં કૂતરાએ એને ખાધું. ખાતાં જ એ મરી ગયો. રાજાનો મિજાજ ગયો. એણે પોપટને મારી નંખાવ્યો. એક ચોતરો ચણી લખાવ્યું: ' નિમકહરામ દગાખોર પોપટ. ' ત્રણેક વરસ વીતી ગયાં. એક ડોસા–ડોસીને તકરાર થઇ. ડોસી મૃત્યુને શોધવા નીકળી. એણે પેલા ફળની વાત સાંભળેલી. મરવા માટે ફળ ખાતાં એ તો જુવાન યુવતી બની ગઇ. ગામમાં વાત ફેલાઇ ગઇ. રાજાએ તમામ રૈયતને એ ફળ ખવરાવ્યાં, પોતે પસ્તાવો કરીને અમર રહેવાનું મુનાસબ ન ગણ્યું. ચોતરો ચણાવી લખાવ્યું: ' ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર. ' . . .

(૨) અગમ બુદ્ધિ વાણીઆમાં—હેમચંદ ને ચતુરચંદ બે વાણિયા હતા. હેમચંદ પૈસાદાર અને ચતુરચંદ ગરીબ હતો. એક વખત ચતુરચંદે ' લક્ષ્મી ' મેળવવા લક્ષ્મીજીની પૂજા આદરી, લક્ષ્મીજી પ્રસન્ન થયાં. તેમણે પોતે ચતુરચંદને ઘેર વાસ કરવાનું વચન આપ્યું. ચતુરચંદે લક્ષ્મીજી પોતાને ઘેર જ રહે એવો પ્રયત્ન કર્યો...પોતે લક્ષ્મીજીને પોતાને ત્યાં રાહ જોતાં બેસાડ્યાં...પુત્રો સુખી થાય માટે પોતે ઘેર જ ન આવ્યો. કૂવામાં પડી આપઘાત કર્યો. ત્યારથી કહેવત નીકળી: ' અગમ બુદ્ધિ વાણીઆ. '

(૩) પુણ્યનાં મૂળ પાતાળમાં—એક કઠિયારો હતો. ખૂબ દયાળુ હતો. એને ત્યાંથી કોઇ જ ખાધાપીધા વિના પાછું ફરતું નહિ. એક વખત એણે બે મુસાફરોને ખવરાવ્યું. પોતે ભૂખ્યો સૂઇ રહ્યો. બીજે દિવસે એને એક કંદ મળ્યો. મહોરોનું ઝાડ મળ્યું. ધીમે ધીમે એ પૈસાદાર થયો. રાજાને કાને એ વાત પહોંચી. રાજાએ કઠિયારાના ઝાડને ખોદવા પ્રયત્ન કર્યો પણ તે ખોદાયું નહિ, ત્યારથી કહેવત પડી કે ' પુણ્યનાં મૂળ પાતાળમાં. "

ગાંડીવનાં ૧૯૪૧ ના પ્રકાશનમાં ' હીરાકણી ' શ્રેષ્ઠ છે.

૮ **પંચામૃત**—લખનાર: ભાનુશંકર જોશી, પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. પૃ. ૭૦, પૂઠું ગ્લેઝ કાગળનું, કિં. ૦–૭–૦, આવૃત્તિ ૧લી, સચિત્ર.

' પંચામૃત ' નામ પ્રમાણે એમાં પાંચ બાબતો પીરસાઈ છે: કવિતા, વાર્તા, જીવન-ચરિત્ર, રમત, સાચો કિસ્સો. આ લખાણો 'ગાંડીવ'માં પ્રકાશિત થયાં હોઇ તેનું પુસ્તક આકારે આ ચોથી માળાના ૧૪ મા અને સળંગ ૭૫ મા પુસ્તક તરીકે પ્રસિદ્ધિ પામે છે. **સોણલાં** સચિત્ર કવિતા છે. **વાર્તા:** મોટાઈની તકરાર. પૃથ્વી, સૂરજ, ચાંદો, વાયુ, વરસાદ, દરિયો સૌમાં મોટું કોણ એની રસમય ચર્ચા કરવામાં આવી છે. **જીવનચરિત્ર:** ગણદેવીના કાનજી રઘનાથ ભરવાડ, બી. એ. એમનું સુંદર ઓળખાણ અપાયું છે. **જ્ઞાનરમત:** દિશા. ખૂણા વગેરેની રમતવાર્તા છે. એક **સાચો રમુજી** કિસ્સો: મોનોકા રાજ્યના કેદીની શિક્ષાનો સરસ કિસ્સો છે.

પુસ્તકનું નામ ' પંચામૃત ' આપ્યું છે. સ્વ. ગિજુભાઇની એક ચોપડીનું નામ પણ ' પંચામૃત ' છે. નામ પ્રમાણે ગુણ ધરાવતી આ નાનકડી ચોપડી ખરેખર સૌ બાળકોનું ધ્યાન ખેંચે એવી છે.

૯. **અમીઝરણાં**—લખનારઃ કસનજી મણિભાઇ દેસાઇ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃ. ૩૬; પૂ.ઠું ગ્લેઝ કાગળનું; કિં. ૦–૩–૦ આવૃત્તિ ૧લી.

ગાંડીવ બાલોદ્યાન માળાની ચોથી માળાનું ૧૮મું અને કુલ પુસ્તકોમાંનું ૭૮મું આ પુસ્તક છે. આમાં મહાન પુરુષોના જીવનના નાના નાના બનાવો લઈ તેની મહત્તા સાબીત કરી છે. પુસ્તકમાં કુલ ૧૨ પ્રસંગો છે. (બાપુ) મોહનદાસ કરમચંદ ગાંધી, નિમાઇ, અંબાલાલ સાકરલાલ દેસાઇ, શંકર પાંડુરંગ પંડિત, અહમદશાહ બાદશાહ, રામશાસ્ત્રી પ્રભુણે માહુલીકર, જમશેદ મહેતા, દાદાજી કાંડદેવ, ગોપાળ કૃષ્ણ ગોખલે, પ્રયાગ નારાયણ, રંગનાથ શાસ્ત્રી.

આ 'અમીઝરણાં'નું પાન સૌ કોઇને જ્ઞાનપ્રદ નીવડે તેમ છે.

ભાઇ નટવરભાઇ એકલી પરીકથાઓ પીરસવા પાછળ જ માત્ર શક્તિ ખર્ચતા નથી, એ આ પુસ્તક વાંચ્યા પછી વિદિત થાય છે. આનો ખૂબ પ્રચાર કરવા જેવો છે. મહાલ પુસ્તકાલય મંડળો જેઓ વિદ્યાર્થીઓની પરીક્ષા લે છે ત્યાં આ પુસ્તક પરીક્ષાપુસ્તક તરીકે રખાય તો સારું છે.

૧૦. **ગૂજરાતના ઇતિહાસની આરસી**—લખનાર : ખંડેરાવ માનાજી પવાર, પ્રકાશકઃ તથા કદ ઉપર પ્રમાણે. પૃ. ૪૦, પૂ.ઠું ગ્લેઝ કાગળનું; કિં. ૦–૪–૦.

આ ગાંડીવ બાલોદ્યાનમાળાનું ચોથી શ્રેણીનું ૧૯ મું અને સળંગ ૭૯ મું પુસ્તક છે.

આમાં ગુજરાતના ઇતિહાસના ૧૫ પ્રસંગો લઇને તે કાવ્યરૂપે ઉતાર્યાં છે. કાકુને ઠપકો, વનરાજ, શ્રીદેવી, યોગરાજ, સામંતસિંહની ઘોડી, દારૂડિયો સામંતસિંહ, મૂળરાજ, મીનળદેવી, સિદ્ધરાજનો ન્યાય, કુમારપાળ, વસ્તુપાળ, કરણ.

કવિતાના છંદો સરળ અને સમજાય એવા હોઇને બાળકોને વાંચવા ગમે તેવા છે.

૧૧. **નીલમ** ભા. ૨—પ્રયોજકઃ 'અનંત', પ્રકાશકઃ તથા કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૨, પૂ.ઠું જાડા કાગળનું, સચિત્ર કિં. ૦–૪–૦.

આ ગાંડીવ બાલોદ્યાનમાળાનું–ત્રીજી માળાનું ૧૨ મું પુસ્તક અને કુલ પુસ્તકોમાં ૬૨ મું પુસ્તક છે. એમાં 'કાજળરેખા' અને 'રાણીનો મુગટ' બે વાર્તાઓ અપાઇ છે.

પહેલી વાર્તા કંઇક આવી છે—હીરાધર અને ચંદ્રધર નામે બે સોદાગર હતા. હીરાધરને રત્નેશ્વર નામે પુત્ર અને ચંદ્રધરને કાજળરેખા નામે પુત્રી હતી. એક સાધુ આવ્યો, સાધુ કહે 'છોકરો ૧૨ વરસ જીવશે; ને કાજળરેખા પરણતાં જ રાંડશે.' બંને છોકરાંને જંગલમાં મૂકી આવ્યા. કેટલાંય દુઃખો પડયા પછી બંને છોકરાં ઘેર આવ્યાં. ત્યાં એમનાં લગ્ન થયાં.

અને (૨) 'રાણીનો મુગટ'માં-એક રાજા હતો. તેણે દરબાર ભર્યો. દરબારમાં એક ખંડિયો ગભરૂગઢનો રાજા ગેરહાજર રહેતો. એની રાણી મુગટલક્ષ્મીનું વ્રત ઉજવતી હતી. રાજાને એ ન ગમ્યું. એણે 'મુગટલક્ષ્મીનું વ્રત' તોડાવવા પ્રયત્ન કર્યો. વ્રત તોડાવવા જતાં રાજા અને તેનું કુટુંબ કેવું દુઃખી થાય છે તેનું સુંદર વર્ણન કર્યું છે. 'નીલમ' ખરેખર બાળકોને ગમે એવી સુંદર પુસ્તિકા છે.

**૧૨. બકુલ ભા. ૨**—પ્રયોજકઃ ' અનંત ' પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૬. પૂઠું જાડા કાગળનું સચિત્ર. કિં. ૦ ૩–૦, આવૃત્તિ ૧લી.

આ ગાંડીવ બાલોદ્યાન માળાનું ત્રીજી માળાનું ૯ મું પુસ્તક છે. આમાં બે સુંદર વાર્તાઓ અપાઇ છેઃ (૧) પરીકન્યા (૨) રૂપાં માશી.

પરીકન્યા—એક રાજા હતો. રાજા વૃદ્ધ થયો. એણે પોતાના પુત્રને ધનભંડાર સોંપી દીધો. ભંડાર ખોલતાં જ એક હાથીદાંતની પટ્ટી ઉપર સોનાના તાર વડે આંકેલું એક છોકરીનું ચિત્ર જોયું. છોકરો ચિત્રવાળી છોકરીને મેળવવા આતુર બન્યો. એને મેળવવા એણે જે જે પ્રયત્નો કર્યા તેનું સુંદર કલ્પનાભર્યું આમાં વર્ણન છે.

રૂપાં માશી—એક રાજા હતો. એને છોકરાં નહિ. મહાપ્રયત્ને નાની રાણીને છોકરી થઇ. બીજી રાણીએ છોકરીને ઠેકાણે બિલાડીનું બચ્ચું મૂકી દીધું. છોકરીને પિત્તળના હાંડામાં પૂરી નદીમાં તરતી મૂકી દીધી. નદીકાંઠે એક ઝાડ ઉપર રહે એક સમડી. એનું નામ રૂપાં માશી. રૂપાં માશીના રક્ષણ હેઠળ છોકરી મોટી થાય છે. છેવટે રાજકન્યારૂપે રાજમહેલમાં પહોંચે છે. વગેરે બીના રસિક રીતે સમજાવી છે. 'બકુલ' બાળકોને ગમશે. પણ 'પરીકથા'નું સામ્રાજ્ય વધુ ન જામે એ ઇચ્છવા યોગ્ય છે.

**૧૩. ગાંડીવ બાલોદ્યાનમાળા**—પુસ્તક, ૫૯, ૬૨, ૬૫, ૭૦, ૭૨, ૭૪, ૭૫, ૭૮, ૭૯.

ઉપરનાં નવેય પુસ્તકોના કાગળો, છાપકામ અને બાંધણી નમૂનેદાર છે. કિંમત જોતાં સસ્તાં પણ છે. બાળકો માટે પીરસાતાં પુસ્તકોમાં ' ગાંડીવ 'નાં પ્રકાશનો ધ્યાન ખેંચે એવાં હોય છે. છતાં એમાંથી પરીકથા, કલ્પનાના ઘોડાની વાતો ઓછી થઇ ' અમીઝરણાં ' કે ' આરસી ' જેવું સાહિત્ય વધુ પીરસાય એ ઇચ્છવા યોગ્ય છે.

**૧૪. એક હતો રાજા** ભાગ ૧—લખનાર, ' પારમલ '; પ્રકાશક, તથા કદ ઉપર પ્રમાણે. પૃ. ૬૫ ચોથી માળાનું પુ ૫ પૃ. ૪૨, પૂઠું ગ્લેઝ કાગળનું. કિં. ૦–૩–૦.

*એક વાદી હતો. તે બિલાડીનો ખેલ કરાવતો હતો. બિલાડીની ચાલાકીની વાત* રાજનગરના રાજા પાસે ગઇ. રાજાને કૂતરા કાગડાના ખેલ ખૂબ ગમે. રાજાએ બિલાડીનો ખેલ જોયો. તે બિલાડી ઉપર મોહી પડ્યો. એણે બિલાડી માગી. વાદીએ એ પરાણે આપી. કોઇથી બિલાડી કહેવાય નહિ. ' મીની રાણી ' કહેવું પડે. રાણી ન કહે તેને જેલમાં જવું પડે. મીની રાણીની તબિયત બગડી, રાજા ગાંડાતૂર થઇ ગયો. મોટા મોટા ડાક્ટર વૈદ્યો બોલાવ્યા. મીનીરાણી માટે વિમાનમાં ચિકાગોથી ડૉક્ટરને બોલાવરાવવા પ્રયત્ન કર્યો. પણ વિમાન ઉપડતાં પહેલાં જ મીની રાણી મૃત્યુ પામ્યાં. એને માટે સોનાની ઠાઠડી બંધાવી તેમાં મશરૂ પથરાવી રાજાએ નનામી જાતે ઉપાડી. ચંદનની ચેહ ખડકી. પાડોશનો રાજા જયસિંહ ફરતો ફરતો ત્યાં આવ્યો. ' ક્લાસ ' ફરતા હતા ત્યાં ગયો; તો જાણ્યું કે સાત દિવસની હડતાલ છે. કારણ પૂછતાં જણાયું કે ' મીની રાણી ' મૃત્યુ પામ્યાં છે. છાપામાં છપાયું 'સ્વ. મીની રાણીનું મૃત્યુ.' રાજા મહારાજા અને ખુદ વાઇસરૉયે પણ શોકદર્શક 'તાર'

કર્યો. રાજા સાથે વાત કરવાની ઢબ પણ વિચિત્ર. જે વાત કરવી હોય તે સંગીત ગાઇને કહેવી પડે. એક વખત ધાસના તબેલામાં આગ લાગી. તે વાત કહેવા ગાડીવાને અનેક આલાપ મારી આ...ગ...લા...ગી... એમ જાહેર કર્યું. વખત જવાથી ભારે નુકસાન થયું.

એક વખત લડાઇમાં પણ એવીજ રીતે સંગીત ગાતાં ગાતાં લડાઈ કરવાથી–ગધેડાની પેઠે આલાપતાં માર ખાવો પડ્યો. વગેરે હાસ્યજનક વસ્તુ સંગ્રહાયું છે.

**૧૫. એક હતો રાજા ભા. ૨**—પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃ. ૩૬, પૂઠું જાડા કાગળનું, કિં. ૦–૨–૦, આવૃત્તિ ૧ લી.

ગાંડીવ બાલોદ્યાન માળાનું ચોથી માળાનં ૧૪ મું અને સળંગ ૭૪ મું પુસ્તક છે. આમાં બે વાર્તાઓ છે. બંને ' ગાંડીવ ' પખવાડિકમાં પ્રગટ થઇ ચૂકેલી છેઃ (૧) એક રાજા હતો. એક વખત બધા દરબારીઓ મૂગા મૂગા બેઠા હતા. તે વારે રાજાએ બૂમ મારી ' વજીર ! ' વજીરે બૂમ મારી ' દરવાન !' દરવાને તળાવમાંથી એક કાળુ માછલી આણી રાજાને વાંસે વળગાડી. વજીરે રાજાને વાંસે ખંજવાળવા માંડ્યુ. થોડી વારે ખંજવાળવાનું બંધ કરી દરવાન માછલી લઇ પાછો ફર્યો. માછલી તળાવમાં મૂકી આવ્યો. રાજાનો પિત્તો ખસ્યો. એણે વજીરને ગરદન મારવાની શિક્ષા ફરમાવી. પછી ગરદન કેમ મારવાનો છે તેનું કારણ રાજાએ વજીરને પૂછ્યું. વજીરે કંઈ જ જવાબ દીધો નહિ. એણે કહ્યુંઃ કારણ જાણવાનું કામ કોટવાળનું છે. કોટવાળ કંઇ સમજ્યો નહિ. ' કારણ ' શોધવા ઇનામ કઢાયું.

એક છોકરાએ રાજાના ' કારણ 'નો ઉકેલ આણ્યો. વગેરે.........કલ્પનામિશ્રિત રાજાજીની વાર્તા જોડી છે, બાળકોને રસપૂર્વક વાંચવી ગમશે.

બીજી વાર્તામાં પણ એવાં જ એક રાજાની વાત છે. એ રાજા ઉપર બીજો રાજા ચઢાઇ કરવા આવે છે. પ્રધાન રાજાને પૂછે છે શું કરવું ? રાજા જવાબ વાળે છે ' રિવાજ પ્રમાણે કરો. '... . રાજા વેશપલટો કરી પ્રજાની સ્થિતિ જોવા નગરચર્ચાએ નીકળે છે. રાજા ડોશીના ઝૂંપડામાં રહે છે. પ્રજાને રાજકારભાર સોંપી દે છે.

પહેલી કરતાં બીજી વાર્તાનું વસ્તુ સંસ્કારપૂરક જણાય છે.

ગમ્મત સાથે જ્ઞાન આપે એવી બંને વાર્તાઓ છે.

' દ્રષ્ટા '

**૧૬. મુઘલ રાજ્યવહીવટ**—અનુવાદકઃ શ્રી. રામલાલ ચુનીલાલ મોદી, પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ; અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦+૧૦૯, સાદું પૂઠું, મૂલ્ય ૦–૮–૦ ૧૯૪૨.

આજે જ્યારે હિંદભરમાં રાજદ્વારી હિલચાલ એ આમજનતાના પણ પ્રશ્નરૂપ થઇ પડી છે તેવે વખતે રાજદ્વારી પ્રવૃત્તિઓમાં રસ લેનાર માટે મુઘલ-કાળના રાજ્યબંધારણને લગતું આ પુસ્તક આવકારદાયક થઈ પડશે. તેમાં પણ પ્રો. જદુનાથ સરકાર સરખા ઇતિહાસકાર અને સંશોધનકારની કલમે તૈયાર થયેલ આ પુસ્તક તત્કાલીન રાજ્યવહીવટ કેવો હતો તેનો તુલનાત્મક અભ્યાસ કરવા માટે સરસ સાધનરૂપ છે.

મુઘલાઇ રાજ્યબંધારણમાં કયા કયા ખાતાના હોદ્દેદારોની શી પદવીઓ હતી અને આજે આપણે ત્યાં પ્રચલિત કેટલાંક એવાં નામો શામાંથી ઊતરી આવ્યાં છે તે, તથા રાજ્યબંધારણ અંગેના કરવેરાઓ, લાગાઓ, તેમ જ સામાજિક કાયદાઓ વગેરે આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. છેલ્લે લેખકે મુઘલાઇના પતનનાં મૂળભૂત કારણો આપ્યાં છે. તેમાં ઔરંગઝેબની ધર્માંધતા અગ્રસ્થાને હોવાનું જણાઇ આવે છે. ઇતિહાસ અને રાજ્યબંધારણના જિજ્ઞાસુઓને આ પુસ્તક ઠીક ઉપયોગી થઇ પડે તેવું છે.

**૧૭. ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ**—લેખકઃ શ્રી. રમણીકલાલ મણિલાલ દેસાઈ, પ્રકાશક-કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૨, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૩–૦.

ગુ. વ. સોસાઇટિને શ્રી. પ્રાગજી દયાળ હરિયાણી તરફથી મળેલા ટ્રસ્ટની આવકમાંથી દર વર્ષે સ્ત્રીઓના પ્રશ્નોને લગતા વિષયો ચર્ચતા નિબંધો મંગાવી તેમાંના શ્રેષ્ઠને પસંદ કરી પ્રસિદ્ધ કરવામાં આવે છે. તદનુસાર આ વર્ષે "ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ" એ વિષયનો આ નિબંધ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. લેખકે, હિંદના ઇતર પ્રાંતોની સ્ત્રીઓની શારીરિક સ્થિતિનો ખ્યાલ આપી તેની સાથે ગુજરાતની સ્ત્રીની શારીરિક સ્થિતિની તુલના રજૂ કરી છે. સાથે સાથે પરદેશની સ્ત્રીઓની સ્થિતિ પણ જણાવી ગુજરાતી સ્ત્રીઓના ત્રણ વિભાગ ધનવાન, મધ્યમ અને ગરીબ વર્ગની સ્ત્રીઓના શારીરિક સ્વાસ્થ્યનો ખ્યાલ આપ્યો છે. વળી સ્ત્રીઓની દુર્બળતાનાં કારણો પણ આપી તેમની તંદુરસ્તી સુધારવાના કેટલાક ઉપાયો પણ આ પુસ્તિકામાં સૂચવ્યા છે.

**૧૮. કેનોપનિષદ્**—અનુવાદકઃ મણિલાલ છબારામ ભટ્ટ, પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૭૪, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૮–૦.

સ્વામીશ્રી વિરક્તાનંદ ગોવિંદજી ગ્રંથમાળાના ત્રીજા પુસ્તક તરીકે આ કેનોપનિષદ્ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ અગાઉ એ ગ્રંથમાળામાં હિંદુ તત્ત્વજ્ઞાનવિષયક બાર ઉપનિષદો પૈકી મુંડકોપનિષદ્ અને પ્રશ્નોપનિષદ પ્રસિદ્ધ થઇ ગયાં છે. ઉપનિષદ્જ્ઞાનના જિજ્ઞાસુઓને સમજવો સુલભ થાય તેવો આ વિવેચનાત્મક અનુવાદ છે. માત્ર અધ્યાત્મજ્ઞાનના ઉપાસકોને જ એ ઉપયોગી થઇ પડશે. એટલે કસ્બા પુસ્તકાલયો આ પુસ્તક વસાવે એ વધુ ઇષ્ટ છે.

**૧૯. ખેડૂતનો શિકારી અને મધ્યમસરની ચાલ**—લેખકઃ શ્રી. જુગતરામ દવે, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૬, સાદું ભાવવાહી સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૪–૦.

નવજીવન પ્રકાશન મંદિર તરફથી આપણા સાહિત્યમાં જે ઉત્કૃષ્ટ ફાળો આપણને મળી રહ્યો છે તેમાં ગ્રામોપયોગી સાહિત્ય ખાસ ધ્યાન ખેંચે છે. લેખકે બે મદ્યનિષેધ નાટકો ગામડામાં પ્રચલિત એ બદીનો હૂબહૂ ચિતાર આપતાં આ પુસ્તકમાં રજૂ કર્યાં છે. ગામડાનો ઓછું ભણેલ આદમી પણ સમજી શકે ,તેવી સરળ સુગમ્ય શૈલીમાં લખાયેલાં આ નાટકો શાળાનાં વિદ્યાર્થીઓ ભજવી ગ્રામજનતાની આ બદીને દૂર કરવામાં સહાયરૂપ થઇ પડે તેવાં છે. અવસરે-અવસરે ભજવાતા સંવાદોમાં શાળાશિક્ષકો આ નાટકોને જરૂર સ્થાન આપી શકે. પુસ્તકાલયો અચૂક આ પુસ્તક વસાવી લે.

૨૦ સુદામાજીના કેદારા—સંપાદકઃ શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. ફુલ્સ્કેપ સોળપેજી કદનાં, પૃષ્ઠ ૨૦, સાદું પૂઠું, મૂલ્ય દોઢ આનો.

માધ્યમિક શાળામાં ગુજરાતીના અભ્યાસક્રમમાં ઉપયોગી થઇ પડે તેવું પ્રેમાનંદરચિત સુદામાચરિત ગૂજરાત વિદ્યાપીઠ તરફથી સંશોધનપૂર્વક આ અગાઉ પ્રસિદ્ધ કરવામાં આવેલું. તે સાથે, નરસિંહ મહેતાનું રચેલું સુદામાચરિત પણ કાવ્યદોહન પરથી આપવામાં આવેલું. પરંતુ તે પછી સંપાદકને ઇતર ચાર હાથપ્રતો મળી આવતાં તેના પરથી નવેસર સંશોધનપૂર્વક આ નરસિંહકૃત સુદામાચરિત–સુદામાજીના કેદારા–પ્રકટ કર્યું છે. માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને ગુજરાતીના અભ્યાસક્રમમાં એ ઠીક કામ લાગે તેવું–અભ્યાસની તુલનાત્મક દૃષ્ટિ આપે તેવું છે.

૨૧. વડોદરાનો રાજ્યવહીવટ—લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ; પ્રકાશકઃ શ્રી સયાજી ગ્રામવિકાસમાળા–વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬+૧૧૧, આર્ટ પેપરનું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૪–૬

શ્રીમંત સરકાર તરફથી રાજ્યના ગ્રામજીવનના પ્રશ્નો સમજાવતી સાદી ભાષામાં પુસ્તિકાઓ પ્રકટ કરવા માટે હીરક નિધિમાંથી દર વર્ષ રૂ. ૧૦૦૦ ખર્ચવા મંજૂર કરેલા તેના દ્વારા શ્રી સયાજી ગ્રામવિકાસમાળા શરૂ કરવામાં આવી છે તેના પ્રથમ પુષ્પ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. પુસ્તકના લેખક શ્રી. રમણલાલ વ. દેસાઇ રાજ્યના રાજ્યબંધારણના અચ્છા જાણકાર હોઇ તેમણે ગ્રામપ્રજા સમજી શકે તેવી સરળ ભાષામાં, જાણે ઘરમાં બેઠાં બેઠાં વાતચીતરૂપે આખા રાજ્યનું બંધારણ સમજાવ્યું છે. વડોદરા રાજ્યનું બંધારણ ગ્રામપ્રજાને સમજવું સુલભ થાય તેવું આ પુસ્તક છે. છતાં એને વાંચી સમજવા માટે કેટલુંક અનિવાર્ય જ્ઞાન તો આવશ્યક છે જ. પુસ્તક સાથે આપેલું વૃક્ષફલક રાજ્યતંત્રના મોટામાં મોટા અમલદાર, ખુદ શ્રીમંતથી શરૂ થતા કારોબારથી લઇને રાજ્યના નાનામાં નાના નોકરો કયા ખાતામાં કયા પદ પર હોય છે તે સમજાવી વધુ સ્પષ્ટતા કરે છે.

૨૨. પણ સરકારે લોકો માટે શું કર્યું !—લેખકઃ શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ, પ્રકાશક કદ પૂઠું ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૨–૬.

આ પુસ્તકમાં લેખકે શ્રીમંત સરકારે રાજ્યની પ્રજાના હિતસાધન અર્થે શાં શાં પગલાં લીધાં છે તેનું ગામડે વસતી જનતાને જ્ઞાન કરાવવા વાર્તારૂપ માહિતી આપી છે. પુસ્તકમાં મુખ્યત્વે કેળવણી, લોકહિતકારી કાયદા–કાનૂનો, તેમ જ સરકારે ખેડૂતો અને ગામડાંના હિતાર્થે પણ શું શું કર્યું છે તેનો ખ્યાલ આપેલ છે.

૨૩. દેવાદાર ખેડૂત—લેખકઃ શ્રી. મણિલાલ હિરાભાઇ શાહ; પ્રકાશક, કદ, પૂઠું ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮૮, મૂલ્ય ૦–૩–૦.

આ પુસ્તકમાં પણ ઉપર જણાવેલી યોજના મુજબ અને સરળ ભાષાશૈલીમાં સંવાદાત્મક રીતે ખેડૂતોનાં દેવાંના પ્રશ્નની છણાવટ કરી છે. રાજ્યનાં ગામડાંના આર્થિક પ્રશ્નો

સમજવામાં એ ગામડે વસતી પ્રજા આ પુસ્તકમાં આપેલી વિગતો સમજી લેવાનો વિચાર કરે એ જરૂરી છે.

શ્રીમંત સરકારે ગ્રામજનતાના પ્રશ્નોની છણાવટ કરતું આવું સાહિત્ય પ્રકટ કરવાની જે યોજના ઘડી છે તેને અમે આવકારીએ છીએ અને સયાજી સાહિત્યમાળા અને બાલજ્ઞાનમાળાની માફક આ સયાજી ગ્રામ વિકાસમાળા રાજ્યનાં ગામડાંના પ્રશ્નોની છણાવટ કરી એમની ઉન્નતિસાધક નીવડે એમ ઇચ્છીએ છીએ.

મણિલાલ પ્ર. વ્યાસ

## સામયિકો

**નવચેતન—જુલાઈ-ઑગસ્ટ '૪૨**—તંત્રીઃ શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી; કોઠી પાસે, વડોદરા. વાર્ષિક લવાજમ રૂા. ૬–૬–૦.

છેલ્લાં એકવીસ વર્ષ થયાં ' નવચેતન " માસિક આપણાં ગુજરાતી માસિકોમાં હમેશાં મોખરે રહ્યું છે. એમાં આવતા સાહિત્ય અને કલાના લેખો તેમ જ કલાત્મક ચિત્રો ગુજરાતી સાહિત્યમાં રસ લેતી તમામ પ્રજાનું એકધારું આકર્ષણ બની રહેલ છે.

આ અંકથી " નવચેતન '' ગુજરાતમાંથી—વડોદરાથી—પ્રસિદ્ધ થાય છે, એ આનંદનો વિષય બને છે ત્યારે, આજ અંકમાં તંત્રી એની આર્થિક વિટંબણાઓ પહેલા જ પાને રજૂ કરે છે. આવા સારા માસિકને નિત્યવિકસિત રાખવા માટે કેટલા જર અને જહેમતનો વ્યય થતો હશે એ સામાન્ય વાચકને ન પણ સમજાય. છતાં એ અનેક આર્થિક આંધીઓમાંથી પસાર થતું નવ—ચેતનવંત જ રહ્યા કર્યું છે, એ ગુજરાતી સાહિત્યરસિક જનતાનું સદ્-ભાગ્ય જ છે. આ અંકે તંત્રી એને નિત્યવિકસિત અને ઉત્તરોત્તર સાહિત્યકલાસમૃદ્ધ રાખવા માટે બીજું કંઇ નહિ તો નવા ગ્રાહકો માટે માગણી કરે છે. પુસ્તકાલયો, બીજું કચરા જેવું સાહિત્ય પોતાને ત્યાં આવતું અટકાવી આવા સુચારુ સાહિત્યિક માસિકને જરૂર અપનાવે. અને એના ગ્રાહક નોંધાઇ જાય. દૂર પડેલા આપણા આ માન્ય મહેમાનની આપણે આંગણેની આટલી અભિપ્સા "નવચેતન"ના ગ્રાહક થઇને જરૂર પૂરી પાડે.

આ અંકમાં આપેલા લેખોમાં કાન્તિલાલ છગનલાલ પંડ્યાનો રસોઇનાં મૂળતત્ત્વોવાળો લેખ આપણા પાકશાસ્ત્રની શાસ્ત્રીયતા પર ઠીક પ્રકાશ પાથરે છે, જ્યારે " આર્થિક જાપાન " વાળા લેખમાં શ્રી. સંપટનો જાપાનની આર્થિક પરિસ્થિતિનો આપણને ઠીકઠીક ખ્યાલ આપે છે. વિરહકાવ્યોને લગતો વિવેચનાત્મક લેખ અને પ્રાચીન હિંદમાં ચિત્રપ્રિયતા એ બધા લેખો ખાસ વાંચી જવા જેવા છે.

રાજ્યનાં પુસ્તકાલયો પોતાની સ્થિત્યનુસાર એ માસિકના ગ્રાહક થઈ સાહિત્ય—કલાજ્ઞાનનો સારો લાભ પ્રાપ્ત કરે.

મ. પ્ર. વ્યાસ



## ૧ નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૧ **સર્વોદયની જીવનકળા**—અનુ: શ્રી. ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મૂલ્ય રૂ. ૨–૦–૦

૨ **હિંદુ જીવનદર્શન**—મૂળલેખકઃ સર રાધાકૃષ્ણન્, અનુવાદક: શ્રી. ચંદ્રશંકર પ્રા. શુક્લ, મૂલ્ય રૂા. ૦–૧૦–૦.

૩ **સ્વરાજ્યશાસ્ત્ર**—લેખક: શ્રી. વિનોબા ભાવે, મૂલ્ય ૦–૬–૦

૪ **ઉર્દૂ લિપિશિક્ષિકા**—લેખકો: શ્રી. હંસરાજ જૈન અને શ્રી. ગિરિરાજ કિશોર, મૂલ્ય રૂા. ૦–૭-૦.

૫ **મુંહામાજીના કેદારા**—સંપાદકઃ શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇ, મૂલ્ય રૂા. ૦–૧–૬

૬ **ખેડૂતનો શિકારી અને મધ્યમસરની ચાલ**—લેખક: શ્રી. જુગતરામ દવે, મૂલ્ય રૂા. ૦–૪–૬.

## ૨ શ્રી સયાજી ગ્રામ વિકાસ માળા-વડોદરાનાં પુસ્તકો

૭ **વડોદરાનો રાજ્યવહીવટ**—લેખક: શ્રી. રમણલાલ વ. દેસાઇ, મૂલ્ય રૂા. ૦–૪–૬.

૮ **સરકારે લોકો માટે શું કર્યું ?**—લેખક: શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ, મૂલ્ય રૂા. ૦–૨–૬.

૯ **દેવાદાર ખેડૂત**—લેખક: શ્રી. મણિલાલ હિરાલાલ શાહ, મૂલ્ય રૂા. ૦–૩–૦.

## ૩ જીવનલાલ એન્ડ સન્સ-અમદાવાદ તરફનાં પુસ્તકો

૧૦ **કોનો વાંક ?** ( પાંચમી આવૃત્તિ )—લેખક: શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી, મૂલ્ય રૂા. અઢી.

૧૧ **અણહીલવાડનો યુવરાજ-ભા.૧, ૨**—લેખકઃ શ્રી. ભગવાનદાસ સાહિત્યવિલાસી, મૂલ્ય બન્ને ભાગના રૂ. ૪–૮–૦.

## ૪ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૨ **સમાજનાં મૂળ**—લેખકઃ શ્રી વ્યોમેશચંદ્ર પાઠકજી, પ્રકાશકઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સૂરત; મૂલ્ય રૂા. ૧–૧–૦.

૧૩ **બાળકોની તંદુરસ્તી**—લેખક અને પ્રકાશકઃ શ્રી. મગનલાલ બાઇશંકર શાસ્ત્રી, પેટલાદ મૂલ્ય રૂા. ૧–૪–૦.

૧૪ **યોગાનુભવ સુખસાગર**—લેખકઃ શ્રી. આચાર્ય ઋદ્ધિસાગર સૂરિ, પ્રકાશક: જૈન જ્ઞાન મંદિર, વિજાપુર. મૂલ્ય રૂા. ૧–૪–૦.

૧૫ **વડોદરા રાજ્યની વસતિગણતરી**—સન ૧૯૪૧ સંપાદકઃ શ્રી. સત્યવ્રત મુકરજી, પ્રકાશકઃ પ્રકાશન અમલદાર, વડોદરા રાજ્ય. મૂલ્ય રૂા. ૧ ૬–૦.

---



**કુમાર : જુલાઇ : ૪૨**

**એલન ઑક્ટેવિયન હ્યૂમ—** સમસ્ત હિંદનું પ્રતિનિધિત્વ ધરાવતી રાજદ્વારી સંસ્થા હિન્દી રાષ્ટ્રીય મહાસભાના સ્થાપકનું આ જીવન-ચરિત્ર છે. પૂરો પાંચ હાથ ઊંચો, સાગરના સોટા જેવો સીધો, ભવ્ય, ભાલપ્રદેશ નીચે ઝીણી આસમાની આંખો ને સુંવાળી દાઢી મૂછવાળો: એવા આ મહાપુરુષમાં માનવતા નીતરતી હતી. માત્ર પુરુષોત્તમોમાં જ મળતી ભવ્ય સાદાઇની એ મૂર્તિ હતા. એનામાં વ્યવહારૂ ડહાપણ સાથે પૌર્વાત્ય આધ્યાત્મિક અને માનવ-પ્રેમનો સુંદર સહયોગ સધાયેલો હતો.

**પુરાતન મિસરની તવારીખ :** જેને આંગણે આજે કાળના તાંડવ સમુ યુદ્ધ ખેલાઇ રહ્યું છે એ મિસર દેશે આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે જે સંસ્કૃતિ અને કળાલક્ષ્મી સર્જી હતી તેથી આપણે બહુ જ ઓછા જાણકાર છીએ. એ સમયની ઊડતી ઇતિહાસનોંધ તથા તેની કળાનો પરિચય આ લેખમાં છે.

**ભૂતકાળની શોધમાં :** કચ્છના રણ-પ્રદેશ પર જ્યાં એક કાળે સાગર ઘૂઘવતો હતો તેના અવશિષ્ટ બેટો ને ખંડિયેર બંદરોની ભાળ કાઢવા લેખકે કરેલા પગપાળા પ્રવાસનું વર્ણન આ લેખમાં છે.

ઊર્મિ અને નવરચના : જુલાઇ : ૪૨

**પ્રકાશને પામનાર** : ફિલ્ડીંગ હૉલ કૃત " ધી સોલ ઑફ એ પીપલ "નું બીજું પ્રકરણ આ લેખમાં રજૂ કર્યું છે. એમાં ભગવાન બુદ્ધની જીવનઝરમર આપવામાં આવી છે. લેખકે આ, જીવન પુસ્તકો પરથી તારવીને નહિ પણ જીવન્ત વર્તમાનકાળની વાસ્તવિકતાઓમાંથી લીધેલું છે.

**સંત જેર્ગિયાહ** : સૈકાઓ પહેલાં એ એક ગામડાના પાદરીને ત્યાં જન્મ્યો હતો. તેનો પિતા એને પણ એક પાદરી બનાવવા ઇચ્છતો હતો. એણે માનવજાતને ભરખી જનારાં યુદ્ધો સામે આખર સુધી ઝૂઝી શાંતિના દૂતનું બિરદ પ્રાપ્ત કર્યું હતું.

ગુણસુન્દરી : ઑગસ્ટ : '૪૨

**શ્રી. શારદાબહેન મહેતા** : જાણીતાં લોકસેવિકા અને સ્ત્રીઓ માટેની ઉચ્ચ કેળવણીનાં હિમાયતી શ્રી. શારદાબહેન જેઓ કર્વે વિદ્યાપીઠનાં વાઇસ ચેન્સેલર નિમાયાં છે તેમની આ લેખમાં સંક્ષિપ્ત સેવારેખાઓ આપવામાં આવી છે. જીવનીકાર કહે છે:—

" તેમની અથાગ કાર્યશક્તિ વડે જ નહિ પરંતુ તેમના ઉમંગી સ્વભાવ વડે આજે તેમણે અનેકને આકર્ષ્યાં છે. સ્વાભાવિક નિરાડંબરતા અને નિખાલસ હૃદય વડે એ સૌમ્ય મૂર્તિએ અનેકને જીત્યાં છે. વિચારોના ગમે તેવા મતભેદ હોય છતાં તેમણે કોઇ દિવસ ઉંચા અવાજે અક્ષર કાઢયો નથી. ઊલટું પોતાનું દૃષ્ટિબિંદુ નમ્રતાથી મૂકીને સામા પક્ષવાળાને હસતાં હસતાં હરાવવાની કળા તેમણે હસ્તગત કરી છે."

**સંતાનોત્પત્તિ અને બાળઉછેર વિષે આપણી મનોદશા** : આ લેખમાં ઉપર્યુક્ત વિષયનો બીજો હપ્તો આગળ ચાલે છે, જેમાં બાળકોના શીતળા, તેના દાંત આવવા, બાળકોને આપવામાં આવતી દૂધની પ્રથા વગેરે બાળકને ઘોડિયામાં સુવાડવાની પ્રથાનો વિરોધ દર્શાવ્યો છે.

ચિત્રમય જગત : ઑગસ્ટ : '૪૨

**સંચય** : જાણવા જેવી જુદાં જુદાં સામયિકોમાં આવેલી અતિઉપયોગી એવી હકીકતો આ લેખમાં છે. આ અંકના સામયિક દોહન વિભાગમાં આપેલો લેખ " વિલાસિતા–એક ભયંકર રોગ " પણ એમાં છે. નવું નવું જાણવાની જિજ્ઞાસાવાળાએ એ લેખ ખાસ વાંચવા જેવો છે.

**ભારતીય રાજ્યક્રાંતિનો અંતિમ ઇતિહાસ** : હિંદુસ્તાનમાં ગાંધીજીએ ઉપાડેલી વિશાળ પાયા પરની રાજકીય હિલચાલના હાલના સંજોગો અને રાજદ્વારી પરિસ્થિતિની તુલના આપતા આ લેખમાં, મહાસભાના અંતિમ પગલાનું વિહંગાવલોકન છે.

**કૂલછાબ** : આ લેખમાં પણ સંચયવાળા લેખની જેમ જુદી જુદી જાણવા જેમ હકીકતો આપી છે.

**જાપાને મલાયા કેવી રીતે લીધું ?** જાપાનીઓએ મલાયા પ્રદેશ કેવી રીતે સર કર્યો તેને લગતી જાણવા જેમ માહિતી આ લેખમાં છે.

**યુવક : ઑગસ્ટ : ૧૯૪૨**

**વિચારરત્નો અને જ્યોતિઝાંખીઓ :** શ્રી. અરવિંદનાં વિચારરત્નો અને અધ્યાત્મ-દર્શનનાં સૂત્રાત્મક સૂચનો આ લેખમાં છે.

**માખણ અને ઘી :** શારીરિક સ્વાસ્થ્ય માટે, બુદ્ધિના વિકાસ માટે, દીર્ઘાયુષની પ્રાપ્તિ માટે ઘી માખણ–આ બે ખાદ્યપદાર્થો આપણા દેશ માટે (કારણ કે આપણે માંસાહારી પ્રજા નથી) અમૂલ્ય છે. આપણા દીર્ઘદૃષ્ટિ પૂર્વજોએ આ વાત બરાબર પિછાની છે. " घृतं वै आयुः " ઘી એ જ આયુષ્ય છે. " आयुर्मूलम् हविः " ( જઠરાગ્નિને ' જઠરાગ્નિઃ ' થી સંબોધવામાં આવ્યું છે ) ઘી એ જ આયુષ છે. ' घृतहीनं कुभोजनम् ' ઘી વગરનું ભોજન કુભોજન છે.

**રેખા : ઑગસ્ટ : '૪૨**

**ધરતીનાં છોરુ :** શ્રી., પ્રભુભાઇ પટેલ લિખિત નાટકનો વધુ હપ્તો આમાં છે.

**મોંઘવારી :** મોંઘવારીને લગતી હળવી માર્મિક કટાક્ષયુક્ત નિબંધિકા આ લેખમાં છે.

**ચાલ્યા જાવ :** ગાંધીજીએ હાલના રાજદ્વારી વાતાવરણમાં ઉપાડેલા સૂત્ર " ચાલ્યા જાવ "ની રાજકીય તુલનાત્મક નોંધ આ લેખમાંથી મળશે.

**મોંઘવારી :** ઉપર જણાવેલા મોંઘવારીના લેખ પછી ફરી આવતા એ જ નામના લેખમાં મોંઘવારીને લગતું અર્થશાસ્ત્ર સમજાવવામાં આવ્યું છે.

**જીવનનું ધ્યેય શું ?** આ લેખ " શિક્ષણ અને સાહિત્ય "ના પાછલા અંકમાં આવી ગયેલો છે. તેમાં જ્ઞાની લોકસેવકની, કર્મોને યોગથી કરવા તથા શોધવાની મર્યાદા શી ? શું એણે સંસારાસક્ત મનુષ્યની જેમ પોતાની બુદ્ધિને વેગ આપી નવાં નવાં કર્મો ખોળતા અને હાથમાંનાં કામોને વધારતા રહેવું ? કે જાણી જોઇને કામ ખોળ્યા વિના જેટલાં કામ અનાયાસે–પ્રવાહપતિત રીતે–આવી પડે તેટલામાંથી ઉચિત કાર્યોને સારી રીતે કરી સંતોષ રાખવો ? આવો પ્રશ્ન શ્રી. કિશોરલાલભાઇએ પૂ. નાથજીને પૂછ્યો હતો, તે ઉપરથી તેમણે ચર્ચા કરતો પત્ર લખેલો તે આ લેખમાં છે.

**શારદા : જુલાઇ : '૪૨**

**લોકસાહિત્યમાં અશ્વવર્ણન :** આ ચારણી કાવ્યમાં ઘોડાની પરીક્ષા માટે તપાસવાં જોઇતાં શ્રેષ્ઠ ઘોડાનાં લક્ષણો આપ્યાં છે.

**એક મારવાડી કવિના આદર્શો :** કેવા કેવા માણસો મરવાને લાયક છે–જીવવાને લાયક નથી–તેનું મારવાડી ભાષામાં રચાયેલું આ લોકગીત છે.

આ ઉપરાંત આખો અંક લોકસાહિત્યથી જ ભરપૂર હોઇને લોકસાહિત્યનાં રસિયાંઓએ આખો જ વાંચી જવા જેવો છે.

**શિક્ષણ અને સાહિત્ય :**

**રચનાકાર્ય :** રચનાત્મક કાર્યક્રમનો મુખ્ય ઉદ્દેશ એ છે અને હોવો જોઇએ કે, તેનાં

વિવિધ અંગો દ્વારા આખા હિન્દુસ્તાનની જનતામાં આપણે એક નક્કર ધનિષ્ટતા સ્થાપી શકીએ. હજારો વરસ પહેલાં વેદના પ્રાચીન ઋષિએ મનુષ્યને સંગઠનના મહાન મંત્રનો ઉપદેશ આપ્યો—**संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जायताम् । देवा भागं यथा पूर्वे संजानानां उपासते ॥**

( ઋગ્વેદ અ૦ ૮, મં૦ ૧૮ )

**થામણામાં અભ્યાસગૃહ :** છેલ્લા છએક માસથી સ્થપાયેલા આ અભ્યાસગૃહનો પરિચય આપી ત્યાંનું સમયપત્રક તથા એના દ્વારા કરવામાં આવતાં વિવિધ કામોનો ઉલ્લેખ છે.

**પ્રાથમિક શિક્ષક મંડળ માટે કાર્યક્રમ :** નો આ બીજો હપ્તો છે. તેમાં પ્રાથમિક શિક્ષકો અને શિક્ષણને લગતા મહત્ત્વના મુદ્દાની ચર્ચા કરતું શ્રી. સ્નેહરશ્મિનું વ્યાખ્યાન આપ્યું છે.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પુ**ગારદાર પ્રાંત વ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી, તત્સંબંધી જરૂરી સૂચના–સમજૂત આપી છે; અને પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

**૧. વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ–માહે જુલાઇ માસમાં–ડભોઇ મહાલનાં**—(૧) કરમાલ (૨) પારીખા (૩) નાના ફોફળિયા (૪) પુનિયાદ (૫) કારવણ (૬) લીંગસ્થળી (૭) બાણજ (૮) મંડાળા (૯) મોટા અબીપુરા (૧૦) વઢવાણા (૧૧) વ્યારા (૧૨) અંગુઠણ (૧૩) કુંઢેલા; **કરજણ મહાલનાં** (૧૪) માંગલેજ (૧૫) બામણગામ; **પાદરા મહાલનાં** (૧૬) લતીપુરા (૧૭) ડભાસા (૧૮) ઉમરાયા (૧૯) લુણા–કામગીરી દિનઃ ૨૬.

**૨. વિસનગર મહાલ માનદ પ્રચારક રા. ઉમિયાશંકર લ. દવે–માહે ફેબ્રુઆરી, માર્ચ, મે અને જુનમાં**—(૧) જેતલવાસણા (૨) ભાંડુ (૩) ગોઠવા (૪) સાતુસણા (૫) વિસનગર.

**૩. દામનગર મહાલ મંડળના મંત્રી શ્રી. પ્રાણજીવન ભવાનીશંકર જોશી–માહે જુલાઇમાં**—(૧) દહીંથરા (૨) છભાડિયા.

**૪. સાવલી મહાલ માનદ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશી–જુલાઇ માસમાં**—(૧) લામકાપુરા.

ના. નં. ચોકસી.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| કિશોર | ૭ | ૩–૪ | માર્ચ–એપ્રિલ | ૬–૭–૪૨ |
| કુમાર | ૧૯ | ૭ | જુલાઈ | ૨૦–૭–૪૨ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૩૦ | ૮ | ઑગસ્ટ | ૨–૮–૪૨ |
| ગુણસુન્દરી | ૩૮ | ૬ | ઑગસ્ટ | ૧–૮–૪૨ |
| ગ્રામજીવન | ૧૨ | ૧૦ | ઑગસ્ટ | ૧–૮–૪૨ |
| ઘરશાળા | ૨ | ૯ | જુલાઇ | ૧૧–૭–૪૨ |
| ચરોતર | ૧૨ | ૭ | જુલાઇ | ૧૬–૭–૪૨ |
| ચિત્રમય જગત | ૨૮ | ૬ | ઑગસ્ટ | ૩–૮–૪૨ |
| નવચેતન | ૩૮ | ૪ | જુલાઇ–ઑગસ્ટ | ૩–૮–૪૨ |
| નવરચના અને ઊર્મિ | ૭ | ૪ | જુલાઇ | ૨૭–૮–૪૨ |
| નૂતન શિક્ષણ | ૮ | ૧ | જુલાઇ | ૨–૮–૪૨ |
| પાટીદાર | ૨૦ | ૮ | શ્રાવણ | ૨૬–૭–૪૨ |
| પ્રસ્થાન | ૧૭ | ૧ | વૈશાખ | ૨–૭–૪૨ |
| બાલજગત | ૪ | ૮ | ઑગસ્ટ | ૧–૮–૪૨ |
| બાલજીવન | ૨૨ | ૮ | ઑગસ્ટ | ૯–૮–૪૨ |
| બાલમિત્ર | ૨૨ | ૧ | ઑગસ્ટ | ૨–૮–૪૨ |
| બાલસખા | ૬ | ૨ | જુલાઇ | ૧–૭–૪૨ |
| બાળક | ૨૦ | ૭ | ઑગસ્ટ | ૧–૮–૪૨ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૪ | એપ્રિલ–જુન | ૩૦–૭–૪૨ |
| યુવક | ૧૨ | ૭ | ઑગસ્ટ | ૬–૮–૪૨ |
| રેખા | ૪ | ૧ | ઑગસ્ટ | ૩૦–૭–૪૨ |
| વૈદ્યકલ્પતરુ | ૪૭ | ૮ | ઑગસ્ટ | ૬–૮–૪૨ |
| વ્યાયામ | ૨૭ | ૭ | જુલાઇ | ૧૫–૭–૪૨ |
| શારદા | ૩૭ | ૪ | જુલાઈ | ૧૫–૭–૪૨ |
| શિક્ષણ અને સાહિત્ય | ૩ | ૧૧ | ઑગસ્ટ | ૧–૮–૪૨ |
| સુવાસ | ૫ | ૨ | જુલાઇ | ૫–૭–૪૨ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૫ | ૨ | જાન્યુ.–માર્ચ | ૩–૬–૪૨ |
| સ્ત્રીજીવન | ૩ | ૧૦ | ઑગસ્ટ | ૧૦–૮–૪૨ |
| સ્ત્રીબોધ | ૮૬ | ૮ | ઑગસ્ટ | ૯–૮–૪૨ |
| સ્કાઉટવીર | ૧૧ | ૧ | જુન | ૧૫–૬–૪૨ |




## ૧—સસ્તુ સાહિત્ય વ. કા. નું સલાહકાર મંડળ

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયની સંસ્થાથી આપણા રાજ્યનાં પુસ્તકાલયોનાં સંચાલકો ભાગ્યે જ કોઇ અજ્ઞાત હશે. કે. સ્વામીશ્રી અખંડાનંદજીએ આપણાં પુસ્તકાલયોમાં આપેલો એ ફાળો અજોડ છે.

એમણે, એમની હયાતીમાં એક ટ્રસ્ટીમંડળ નીમેલું. સ્વામીજીએ પોતા સરખો સંસ્થાના કાર્ય પરત્વે સતત ચિંતનશીલ અને કાર્યપરાયણ માનવી મળવો મુશ્કેલ લાગવાથી એને આટોપવા નિર્ણય કરેલો. પરંતુ પાછળથી ભાવનગરના એક લોકસેવક શ્રી. છોટાલાલ શાહ તેમજ તે પછી શ્રી. મનુ સુબેદાર સરખા સજ્જનોએ તેમને જનહિતનું આ કાર્ય ચાલુ રાખવા સમજાવવાથી અને તે સમજાવટમાં તેઓ સફળ થવાથી તેઓશ્રીએ તેમની હયાતીમાં સંસ્થાનું ટ્રસ્ટ કરી ટ્રસ્ટીઓને તેનો ભાર પોતાની હયાતી બાદ સોંપવાના નિર્ણય પર આવેલા. તદનુસાર હાલ તેઓશ્રીએ નીમેલા એ ટ્રસ્ટીઓ એનો વહીવટ ચલાવે છે.

પરંતુ ટ્રસ્ટી મંડળના પ્રમુખે બહાર પાડેલા પરિપત્ર પરથી જાણવા મળે છે કે, સાહિત્યના સંચાલન માટે એ ટ્રસ્ટીઓએ એક સલાહકાર મંડળ નીમ્યું છે, જેમની સલાહ સંસ્થાનાં સઘળાં કાર્યોમાં લેવામાં આવશે.

જો આ સલાહકારોની સલાહ અનુસાર જ ટ્રસ્ટીઓને સંસ્થાનાં સઘળાં કાર્યો કરવાનાં હોય તો પછી જેમનામાં કે. સ્વામીજીએ સંપૂર્ણ વિશ્વાસ મૂકી આ ટ્રસ્ટ તેમને સોંપ્યું તેમણે જ એ બધી જવાબદારી ઉઠાવી લેવી જોઇએ. કેમકે જે માણસ સંસ્થાને આટોપવાના નિર્ણય પરથી તેમના વિશ્વાસથી પ્રેરાઈ તેમને એ સોંપણી કરી તેનો અમારા નમ્ર મત મુજબ તો દ્રોહ કર્યો સરખું થશે.

એ ટ્રસ્ટ, આ ટ્રસ્ટીઓને સોંપતી વખતે સ્વામીજીને સંપૂર્ણ વિશ્વાસ હશે કે આ ટ્રસ્ટીઓ જાતે આ કાર્ય ચલાવશેઃ તેવા વિશ્વાસપૂર્વક તેમને સોંપેલું.

આ જે સલાહકારો ટ્રસ્ટી મંડળે નીમ્યા છે તેઓ પણ, આ ટ્રસ્ટ કરતી વખતે હયાત હતા. તેમને પણ ટ્રસ્ટીઓની સાથે સાથે સ્વામીજી સલાહકાર તરીકે નીમી શકે તેમ હતા. છેવટ સુધી તેઓ કાર્યરત રહેતા હતા એટલે એમની એ બુદ્ધિશક્તિ એ બાબત કાર્ય કરી શકે તેમ હતી. પરંતુ તેમણે તો ટ્રસ્ટીઓમાં પૂર્ણ વિશ્વાસ રાખી—કે તેઓ જ સંસ્થાનું સંચાલન કરશે-સંસ્થાનું સુકાન તેમને સોંપેલું હશે.

આજે આ ટ્રસ્ટીમંડળ કદાચ પોતા પરનો બોજો હળવો કરવા અથવા અન્ય કોઇ

કારણે આ પગલું લેવા પ્રેરાયા હશે. પરંતુ એમ કરીને તેઓ કૈ. સ્વામીજીના વિશ્વાસનો ભંગ કરે છે એમ સહેજે કહી શકાય.'

વળી આવાં સલાહકાર મંડળોથી ક્યારેય કામ સારાં થયાં જાણ્યાં નથી. અલબત્ત, કોઇક બાબતમાં કંઇક ગૂંચ હોય, કોઇ નવીન પુસ્તક બાબત કોઇને કંઇક પૂછવાપણું હોય તો તે બાબત અવારનવાર એ વ્યવસાયના જાણકારોની સલાહ લેવી જોઇએ. પરંતુ અમુકજ સલાહકારો નીમવા જોઇએ, દરેક બાબતમાં તેમની સલાહ પૂછવી જોઇએ, તેમના નિર્ણયો આવતા સુધી એ કામો અટકવાં જોઇએ—આ બધી બાબતમાં ટ્રસ્ટીઓએ સ્વયંનિર્ણય કરવો જરૂરી હોય છે. કેમકે દરેક બાબતમાં સલાહકારોની સલાહ લેવા દોડી, જવાય નહિ, હરવખત સલાહકારો તેમના માટે ચોક્કસ વખત ફાજલ પાડી ન પણ શકે અને અગત્યનાં કામો ઓરંભે પણ પડે એ પણ બનવા જોગ છે.

એ બાબતમાં તો, ખાસ કરીને પ્રકાશનોની બાબતમાં ટ્રસ્ટીઓએ એક સાર્વદેશિક એવા સાહિત્ય વ્યવસાયી માણસની નિમણુક કરવી જોઇએ, જેને પુસ્તકપસંદગી તેમજ પ્રકાશન વિભાગના કામો સોંપવામાં આવે.

બાકી તો પેલી પ્રચલિત કહેવત મુજબ કહીએ તો ચાલે કે " ઝાઝા ભળ્યા અને ખાવા ટળ્યા " જેવું જ થાય.

વળી નિમાયેલા ટ્રસ્ટીઓ પૈકી હાલ તો કેટલાક જેલમહેલના મહેમાન બની ચૂકયા હશે અથવા બનશે. એવે સમયે શું સંસ્થાનું કામ એ સલાહકારોની સલાહ સિવાય અટક્યું જ રહી જશે ?

આશા રાખીએ, ટ્રસ્ટીઓ આ બાબત ફરી વિચારણા કરી કોઇ યોગ્ય અનુભવી અને કૈ. સ્વામીજીની કાર્યપદ્ધતિ પ્રમાણે સાહિત્યવિષયક કામો ઉપાડી લે તેવાની નિમણુંક કરી તેને તે આખો સમય આપે તેવી રીતે સ્વતંત્ર કામ સોંપશે. અને ટ્રસ્ટીઓ તરીકેની પોતાની જવાબદારી જેમાં સ્વામીજીએ પૂર્ણ વિશ્વાસ મૂકેલો છે તેને સંપૂર્ણ વફાદાર રહેશે.

## ૨—" નવચેતન " મંગલમહોત્સવ

અમદાવાદના કેટલાક સાહિત્ય રસિક મિત્રો એ એકઠા મળી આવતી શરદ્ ઋતુમાં " નવચેતન " માસિકનો મંગલ મહોત્સવ ઉજવવા નિર્ણય કર્યો છે તેને લગતો પરિપત્ર અમને મળ્યો છે. અમે એ મિત્રોની સદર યોજનાને આવકારીએ છીએ અને " નવચેતન " સરખા માસિકની જે પણ કદર જનતા બૂજે તેટલી ઓછી છે. પુસ્તકાલયો આર્થિક ફાળો નહિ તો પોતપોતાની સ્થિત્યનુસાર એ માસિકના ગ્રાહક થઇને પણ એ મંગલ મહોત્સવમાં સાથ આપે એમ જરૂર ઇચ્છીએ.

***

### વ૦ રા૦ પુસ્તકાલય મંડળ

**પુસ્તકાલયની ઉદ્ઘાટનક્રિયા**—મહૂવડ (તા. પાદરા) સા. પુસ્તકાલયની ઉદ્ઘાટનક્રિયા તા. ૨૪-૭-૪૨ ના રોજ શેઠ રણછોડદાસ ગુલાબચંદના પ્રમુખપદ હેઠળ થઈ હતી,

એ પ્રસંગે પ્રમુખશ્રીએ પુસ્તકાલયને રૂા. ૨૫) તથા મુજપુરના પ્રાંત પંચાયતના સભ્ય શ્રી. ત્રિભોવનદાસ શાહે રૂા. ૪) તથા શાળાના મુખ્ય શિક્ષક શ્રી. પ્રતાપસિંહે રૂા. ૨) ભેટ આપ્યા હતા. પુસ્તકાલયપ્રવૃતિપ્રેરક પ્રાસંગિક વ્યાખ્યાનો થયાં હતાં.

## પુસ્તકાલયોને મળેલી મદદ

**સા. પુ. ચીખલી** (તા. કામરેજ)ને ઉમરાખનાં શ્રી. શાન્તાબ્હેન છગનલાલે કબાટ નંગ ૨ રૂા. ૧૨–૪–૦ ની કિંમતનાં ભેટ આપ્યાં છે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૫ નો મજકુર ધ્યાનમાં લઈ ઑક્ટોબરની તા. ૨૪–૨૫ મીએ થનારી પરીક્ષા માટે ઉમેદવારી નોંધાવી દેવાની કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલ ભાઈઓને તેમજ બીજા ઇચ્છુક ઉમેદવારોને ખાસ ભલામણ !

**જાગતાં જૂથ મંડળો**—જે જૂથ મંડળો તરફથી વાર્ષિક સભા ભરાયાના સમાચાર મ. પુ. મંડળ તરફ અત્યાર સુધીમાં આવ્યા છે, તે નીચે પ્રમાણેઃ—

(૧) નવસારી. (૨) વાલમ.

ભારે વરસાદને કારણે ઊભી થયેલી ટપાલવ્યવહારની અગવડને કારણે કેટલાકના અહેવાલ હજી અમને ન પહોંચવા પામ્યા હોય એ બનવાજોગ છે. જેમણે સભા ભરી હોય ને અહેવાલ ન રવાના કર્યા હોય તેમને તરત જ તેમ કરી દેવાની, તથા કોઈ પણ કારણસર જૂથ મંડળની સભા ઠરેલી તારીખે ન ભરી શકાઇ હોય તેમણે હવે પણ વહેલામાં વહેલી તકે ભરી દઈને અહેવાલ–હિસાબ મોકલી આપવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. મજકુર સભામાં કરવાજોગાં કામો માટે જુઓ જુલાઇ અંકમાં જાહેરાત નં. ૬ ઠ્ઠી.

**મહાલ મંડળની સભાઓ**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૭ માં સૂચવ્યા પ્રમાણે તા. ૧૬ મીના રોજ મહાલ મંડળની સભાઓ ભરી દઈને તેના અહેવાલ તથા હિસાબ પ્રાંત પુસ્તકાલય તેમ જ રાજ્ય પુસ્તકાલય મંડળો તરફ તરત જ મોકલી આપવાની મહાલ પુ. મંડળોના મંત્રી ભાઈઓને ખાસ વિનંતિ.

**પ્રાંત મંડળોની સભાઓ**—સાલાતુબાદ આ વર્ષની પ્રાંત પુ. મંડળોની વાર્ષિક સભાઓમાં પણ મ. પુ. મંડળ તરફનો એક પ્રતિનિધિ તેમ જ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ હાજર રહેવાના હોવાથી જુદા જુદા પ્રાંતોની વાર્ષિક સભાઓ માટે નીચે પ્રમાણેની તારીખો નક્કી કરી પ્રાંત મંડળોને જણાવવામાં આવ્યું છેઃ—

**(૧) નવસારી પ્રાંત માટે તા. ૬-૯-૪૨ (૨) મહેસાણાપ્રાંત માટે તા. ૧૩-૯-૪૨ (૩) અમરેલીપ્રાંત માટે ૨૦-૯-૪૨ અને વડોદરા પ્રાંત માટે તા. ૨૭-૯-૪૨.**

આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતા વળગતા સર્વ કોઇને મળશે જ. એવો પરિપત્ર મળ્યેથી ઠરેલી તારીખ ધ્યાનમાં રાખી પ્રાંત મંડળોના સભાસદો પોતપોતાની પ્રાંત સભામાં જીલ્ટમેર હાજર રહે એ ખાસ ઇચ્છવા યોગ્ય.

**રખે ભૂલતા !**—ચાલુ સાલની પુસ્તક–પસંદગી કરતી વેળા ચાલુ અંકમાં છપાયેલ જાહેરાત નં. ૧ માં સૂચવેલાં પુસ્તકોને બજેટમાં સ્થાન આપવાનું રખે ભૂલતા ! શિષ્ટ વાચનની પરીક્ષાઓના ઉમેદવારોની અનુકૂળતા ખાતર એમ કરવું જરૂરી છે.

---

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

**ગુજરાત સાહિત્ય સભા** તરફથી જાણીતા હાસ્યલેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેને સન ૧૯૪૧ નો રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણ કરવાનો વિધિ ગઇ તા. ૩-૮-૪૨ના રોજ અમદાવાદ ખાતે થયો હતો. એ વખતે શ્રી દવેએ ગંભીર અને અગંભીર રીતે હાસ્યરસનો બુદ્ધિ અને વૃત્તિ સાથેનો સંબંધ, હાસ્યરસ શામાંથી ઉદ્ભવે છે, ગુજરાતીમાં હાસ્યરસનું સાહિત્ય કેવું અને કેટલું છે વગેરે પ્રશ્નો ચર્ચ્યા હતા.

*

**મુંબઇના રેડિયો મથકે** તા, ૧૪ તથા ૧૭ મી સપ્ટેમ્બરે '**નવચેતન**" માસિકના તંત્રી શ્રી. ચાંપશી વિ. ઉદેશી "બંગાળની રંગભૂમિ" અને "બૃહદ્ ગુજરાતમાં ગુજરાતી સાહિત્ય" એ વિષે વાર્તાલાપ કરશી, કહે છે.

*

**જાણીતા જુવાન લેખક શ્રી હરજીવન સૌમૈયાનું** તારીખ ૧૯-૭-૪૨ ની રાત્રે ૧૦-૧૫ કલાકે અકાળે અવસાન નીપજ્યું છે. સદ્. ગુજરાતના એક ઉછરતા આશાદાયી યુવાન લેખક હતા.



*

**ગુજરાતી સાહિત્ય પરિષદ** મંડળે હવે **પુસ્તકપ્રકાશનનું** કામ હાથ ધર્યું છે. પરિષદ દ્વારા હવે વિવિધ પ્રકારનાં પુસ્તકો પ્રસિદ્ધ થશે અને તે પ્રકાશનો ભારતી સાહિત્ય સંઘ દ્વારા વેચાશે.

*

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના,** કૈ. સ્વામીશ્રી અખંડાનંદજીએ નીમેલા ટ્રસ્ટીઓએ સંસ્થાની બધી પ્રવૃત્તિ સંબંધે સલાહ માટે એક સલાહકાર મંડળ નીમ્યું છે. તેમાં (૧) શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી પ્રમુખ હોઇને (૨) શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ, (૩) શ્રી. કિશોરલાલ મશરૂવાળા, (૪) શ્રી. રામનારાયણ વિ. પાઠક, (૫) શ્રી. નટવરલાલ વીમાવાળા, (૬) ડૉ. હરિપ્રસાદ દેસાઈ, (૭) શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ, (૮) શ્રી. રસિકલાલ પરીખ (૯) રમણલાલ વ. દેસાઇને એ સલાહકાર મંડળના સભ્ય નીમ્યા છે.

*

**વડોદરા સાહિત્ય સભા** તરફથી. સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇનો વનપ્રવેશ ઉત્સવ ગઇ તા. ૨-૮-૪૨ ના રોજ ઉજવાયો હતો, જે પ્રસંગે શ્રી. રાયચુરા અને પ્રો. મોહનલાલ દવેએ પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

*

**આવતી શરદઋતુમાં** અમદાવાદ ખાતે "**નવચેતન મંગલમહોત્સવ**" ઉજવવાનો ત્યાંના કેટલાક સાહિત્યકારોએ નિર્ણય કરી એના તંત્રીને આશરે ૧૫૦૦ રૂપિયાની થેલી અર્પણ કરવાનો નિરધાર કર્યો છે.

*

"**સ્ત્રીબોધ**" **માસિકનાં વર્ષો જૂનાં** તંત્રી શ્રી. પૂતળીબાઈ કાબરાજીનું મુંબઇ ખાતે અવસાન થયું છે.

*

**ગણિતશાસ્ત્રના જાણીતા પ્રાધ્યાપક સ્વ. સ્વામીનારાયણની** યાદગીરી કાયમ કરવા એક સ્મારક યોજના બહાર પડી છે. એ સ્મારક દ્વારા (૧) ગણિતમાં ઊંચે નંબરે આવનાર વિદ્યાર્થીઓને પારિતોષિક આપવાનું, (૨) "એવરીમેન્સ લાયબ્રેરી" ( સર્વજન પુસ્તકાલય ) ચલાવવાનું તથા "વર્લ્ડઝ કલાસિક્સ" ( વિશ્વસાહિત્ય ) જેવી ગ્રંથમાળા પ્રકટ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ માટે એક વગદાર સમિતિ પણ નીમવામાં આવી છે.

# પુસ્તકો મોકલ્યાની માહિતી

**માહે જુલાઈ '૪૨ ની યાદી નં. ૬, ૭૪૫+૨૫૬=૧૦૦૧ કુલ**

**પેટલાદ**—બાલ પુ. વસો, બુરાકોઈ.

**ભાદરણ**—શીહાવ, મહિલા પુ. ભાદરણ, કણજટ, રણોલી, બા. પુ. ભાદરણ, મહિલા ધર્મજ.

**વડોદરા**—અકોટા, ખાનપુર, ઉંડેરા, બીલ, ગલાપુરા, ગોત્રી, સૈયદ વાસણા, રાયપુરા, સેવાસી.

**પાદરા**—ગણપતપુરા, પીંડાપા, મુવાલ, મજાતણ, રણોલી, શીદ્દોર, ડોટણા, સાંપલા, સાંગમા, સાદરા, વણછરા, લોલા, લુણા, લતીપુરા, ગેકાદ, ભોજ, પીપળી, નરસીપુરા, તિથોર, તાજપુર, દરાપુરા, સરસવણી, ડભાસા, ડબકા, જલાલપુર, ચોકારી, ચિત્રાલ, ધાયજ, ગોરીઆદ, ગામેઠા, કલ્યાણકુઈ, કુરાલ, કાંદા, કરણાકુવા, કણજટ, ઉમરાયા, આંતી, અંબાડા, અભોળ, સોખડાખુર્દ, રણુ, વડુ, વિશ્રામપુરા, ગવાસદ, સેજાકુવા, વડદલા, ભદારી, ભાણપુર, મુજપુર, માસર, સોખડા રાઘુ, સાંધી, ટરખડી.

**કરજણ**—ધાવટ, બામણગામ, શરેદ, માનપુર, સારીંગ, હલદરવા, બચાર, વેમારડી, નવી જીથરડી, અટાલી, કારેલી, નિશાળીઆ, ઓઝ, દેથાણ, જૂની જીથરડી, ગંધારી, માંગલેજ, આલમપુર, છંછવા, માછીઆપુરા, માત્રોજ, લાકોદરા, કાસમપુર, સીસોડ, બોડકા, અણખી, કોલીઆદ, સાદરણા, ગણપતપુરા, સાણીઆદ, ફતેપુર, સંભોઈ, કંથારીઆ, ગોયાગામ, ધામણજા, રોપા, ખાંધા, કરીડી, ભરથાણા, કોંણા, તેગવા, મેસરાડ, પીંગળવાડા, કોઠીઆ, શીમળી, મેથી, પુરા, બરથાલી, વેમાર, માંગરોલ.

**શિનોર**—તરવા, સુરાશામળ, સાઢલી, ભેખડા, બીથલી, સાંધા, આણંદી, ઝાંઝડ, દિવેર, સેગવા, વરખડ, બરકાલ, મોટા કરાળા, મીઢોળ, કણજેઠા, અંબાલી, માંજરોલ, ટીંગલોદ, શીમળી, માંડવા, ટીંબરવા, વણીઆદ, માલેયા, ફોફળીઆ.

**ડભોઈ**—ફરતીકુઈ નડા, કારવણ, બાણજ, બદ્રેરામપુરા, સીતપુર, રાજલી, પીસાઈ, માવલી, માહોદ, લીંગસ્થળી, બોરબાર, કડધરા, અકોટી, છત્રાલ, ગામડી, મોટા હબીપુરા, નઢારીઆ પારીખા.

**સંખેડા**—ચિખોદ્રા, લટોદ, ટીંબા કોસિંદ્રા, ફાંફટ, ખુનવાડ, ગોલાગામડી, માલપુર, તાંદળજા, ઝાળી, વાસણા, વાઘેથા, હરેશ્વર, પીઠા, ગરડા પાણેજ, અરીઠા, પાટણા, માકણી, ઝરવણ, સરડીઆ, ડોળમાળ, અલાદપુર, સોનગીર (ઈન્દ્રાડ), પરવટા, હાવિદ્રા, માહુ, સરગી, દેસણ, વડેલી, હાંડોદ, લાઝરસ, હાટા, હસંબીઆ.

**સાવલી**—પોઈચા, રાણીઆ, રતનપુરા, ધનતેજ, ટુંડાવ, અંજેસર, કુનપાડ, મંજુસર, પોઈચા, મોટી ભાડોલ, નાની ભાડોલ, રાણીપુરા, ગરધીઆ, વરસડા, ડેસર, ભાકરોલ, વેજપુર, ખાખરીઆ, ગોઠડા, નમીસરા, શાંતિપુરા, મુટેલા, ધર્મપુર, વેમાર, શીમલાવા સ્ટેશન, તુલસીપુરા, લીમડાપુરા, ઈન્દ્રાડ, ગાંગડીઆ.

**વાઘોડીઆ**—રવાલ, લીમડા, હામરોલ, સાકરીઆ, સાંગારોલ, માડોધર, રસુલાબાદ.

**દહેગામ**—મોટા ધસનપુર.

**કડી**—બોરજના દેલા.

**કલોલ**—પાનસર.

**ચાણસ્મા**—લણવા, ધીરતા.

**પાટણ**—ગોલીવાવડી, માનપુર.

**સિદ્ધપુર**—મહિલા પુ.

**ખેરાળુ**—સંબધપુર ગોગાસણ.

**નવસારી**—શીસોદરા, નવસારી સ્ટેશન વા., માંગરોલ.

**ગણદેવી**—માસા, મહિલા બીલીમોરા.

**કામરેજ**—ઓરણા.

**મહુવા**—વેલણપુર, કાન્દી, મહુવા.

**માંગરોલ**—માંગરોલ.

**વ્યારા**—મહિલા બાલ. પુ.

**વાલી**—ભર.

**ઓખામંડળ**—બહુબા.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## [ શિષ્ટ વાચનની પરીક્ષા ૨૨ મી તા. ૨૬–૭–૪૨ ]

ટીપ:—

( ૧ ) જવાબો માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો તે શીવી લેવા.

( ૨ ) દરેક ઉમેદવારે પોતાની ઉત્તરવહીના પૂઠા પર નામ, ઠામ સાથે ઉમ્મર અભ્યાસ અને ધંધો અવશ્ય જણાવવાં.

( ૩ ) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા; બન્ને બાજુએ લખી શકાશે.

( ૪ ) જવાબ લખતી વખતે પુસ્તકની વા બીજી કોઇ રીતની મદદ લેવી નહિ: પ્રામાણિકપણું પૂરેપૂરું જાળવવું.

( ૫ ) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયેલા જવાબ વધારે પસંદગીપાત્ર લેખાશે.

### પ્રશ્નપત્ર

# ' સ્વર્ગો 'નું દોહન

[ સૂચના:—ગમે તે આઠ સવાલ છોડવા. સઘળા પ્રશ્નના સરખા ગુણ : ૪ ગુણ સ્વચ્છતાના. ]

૧. નવા યુગની નવી ભક્તિ વિષે પઢિયારજીના વિચારો દર્શાવો.

અથવા

પ્રભુને રાજી કરવાના મનુષ્યોના પ્રયત્નો વર્ણવી પ્રભુને રીઝવવાની સાચી રીત શી છે તે સમજાવો.

૨. 'ભગવાન જે કરે છે તે ભલા વાસ્તે જ કરે છે' એ કથન પૂરવાર કરનાર દષ્ટાંત લખો.

૩. ' પરમાર્થનાં કામો ઈશ્વર સામે જોઇને જ કર્યાં કરવાં ' એ વિષે એક સાધુએ આપેલી શિખામણ સમજાવો.

૪. પૂજારીઓ ઉપર મહાજનની સત્તાની આવશ્યકતા વિષે પઢિયારજી શું કહે છે ?

૫. અરણીઓની તકરારનો પ્રસંગ વર્ણવી તે પરથી એક મહાત્મા હરિજનોને કેવો ઉપદેશ આપતા હતા તે લખો.

૬. ' શેઠ શેઠાણીનાં ભજ્યાં 'વાળું દષ્ટાંત લખી તે પરથી શો બોધ મળે છે તે સમજાવો.

૭. નિયમપાલનના ફાયદા વિષે જાણતા હો તે લખો.

૮. મિતાહાર એટલે શું ? ઝાઝું ખાધું કે થોડું ખાધું એનો નિર્ણય કેવી રીતે કરાય ?

૯. ધણીધણિયાણીના ધર્મોની ચર્ચા કરો.

૧૦. ' અંતર સાફ થયા વિના માત્ર આડંબર રાખ્યાથી કંઇ પાપ જાય નહિ '–એ શિષ્ટ-વચન દષ્ટાંતથી સાબિત કરો.

અથવા

' દુ:ખની અંદર પણ કાંઇક સુખ મળેલું જ હોય છે ' એ કથનનું રહસ્ય દાખલાઓ આપી સમજાવો.

૧૧. મહાત્માપણું એટલે શું તે સમજાવી સંત મહાત્માઓ સૌની ઉપર પ્રેમ શાથી રાખી શકે છે તે સમજાવો.
૧૨. મનની એકાગ્રતા સાધવાનું કાર્ય કેવું કપરું છે તે દૃષ્ટાંત સાથે સમજાવો.
૧૩. નીચે પૈકી હરકોઇ બે પ્રસંગો વિષે જાણતા હો તે લખોઃ—
(૧) કડીઓ નદીની વચમાં બળી મુઓ; (૨) આવતી કાલની ફિકર ન કરવી; (૩) રોગ મટાડવાના અકસીર ઈલાજ; (૪) સાચા ભક્તોની કસોટી.
૧૪. આભડછેટ સંબંધમાં પઢિયારજીના વિચારો દર્શાવી તેની ઘટિત ચર્ચા કરો.

અથવા

અંત્યજો પ્રત્યેનો પઢિયારજીનો સમભાવ ટૂંકમાં સમજાવી સવર્ણ હિંદુ સમાજની ભલી લાગણી જાગૃત કરવા તેમણે કરેલી કાળજીનો ખ્યાલ આપો.
૧૫. આપણા લોકો વધારે કસાક કામ કરે છે અને છતાં ઝાઝી બરકત નથી પામતા તે શાથી?
૧૬. કરજ કરીને મોજશોખ ન કરવા વિષે પઢિયારજી શું કહે છે?
૧૭. હોળી-દિવાળીના તહેવારો હાલ કેવી રીતે ઉજવાય છે ને તેમાં કેવા ફેરફાર થવાની જરૂર છે એ વિષે પઢિયારજીના વિચારો સંક્ષેપમાં વર્ણવો.
૧૮. ગરીબોના પ્રકાર ગણાવી તેમને ઓળખવાનાં લક્ષણો ટૂંકમાં સમજાવો.

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૧ / સન ૧૯૪૨–૪૩

### શિષ્ટ વાચનની પરીક્ષા માટેનાં પુસ્તકો

રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો લાભ લેવા ઇચ્છતા ઉમેદવારોને પરીક્ષા માટે ઠરેલું પુસ્તક પૂરું પાડવું એ જે તે સ્થળની પુસ્તકાલય સંસ્થાની પરમ ફરજ છે. પુસ્તકના અભાવે ઘણા ઇચ્છુક ઉમેદવારો પરીક્ષાનો લાભ નથી લઇ શકતા એવી ફરિયાદ કેટલેક સ્થળેથી સંભળાય છે. એ ફરિયાદને દૂર કરવા ચાલુ તેમ જ આગામી એ બે સાલોમાં લેવાવાની ૨૩, ૨૪, ૨૫ તથા ૨૬મી પરીક્ષાઓ માટે નીચેનાં પુસ્તકો નક્કી કરી તેની જાહેરાત કરવાનું ઠરાવવામાં આવ્યું છેઃ—

| કઇ સાલ | કેટલામી પરીક્ષા | કયું પુસ્તક | કર્તા | કિંમત |
|---|---|---|---|---|
| ૧૯૪૨–૪૩ | ૨૩ મી | ત્યાગમૂર્તિ અને બીજા લેખો | મ. ગાંધીજી | ૦–૧૨–૦ |
| | ૨૪ મી | ઉધઈનું જીવન | કિ. ઘ. મશરૂવાળા | ૦–૧૦–૦ |
| ૧૯૪૩–૪૪ | ૨૫ મી | દક્ષિણાયન | સુન્દરમ્ | ૧–૧૩–૦ |
| | ૨૬ મી | મહાન મુસાફરો | મૂળશંકર મો. ભટ્ટ | ૧– ૮–૦ |

આશા રાખવામાં આવે છે કે ઉપરોક્ત પુસ્તકોને ચાલુ સાલની પુસ્તકપસંદગીની યાદીમાં સ્થાન આપી શિષ્ટવાચન પ્રચારની યોજનાના વિકાસમાં રા. પુ. મંડળને સાથ આપશો. ઠરેલાં બધાં જ પુસ્તકો નહિ તોયે ખાસ વાંચવા ને વંચાવવા જેવાં છે..

ના. નં. ચોકશી
સહમંત્રી.

# સામયિક દોહન

## ગામડાનું પોતાનું રાજ્ય

ગ્રામ સ્વરાજનો મારો ખ્યાલ એવો છે કે દરેક ગામ એક સંપૂર્ણ પ્રજાસત્તાક હોવું જોઇએ. પોતાના જીવનની અત્યંત મહત્ત્વની જરૂરિયાતો માટે એ પ્રજાસત્તાક પોતાના પાડોશીઓથી સ્વતંત્ર હશે, પરંતુ જે બાબતોમાં સહકાર્ય અનિવાર્ય હશે તે બધાં કાર્યોમાં પડોશીઓ સાથે પરસ્પર સહાયથી કાર્ય કરશે. એ મુજબ પોતાની જરૂરિયાત જેટલું ધાન્ય અને પોતાના કાપડ માટેનો કપાસ ઉગાડવાની તેની પહેલી ફરજ ગણાશે. પોતાનાં ઢોરને ચરવાને માટે તેમ જ બાળકોની રમતગમતો અને મોટેરાંઓના આમોદપ્રમોદને સારુ તે જમીન અલગ રાખશે. તે પછી જો ગામ પાસે જમીન ફાજલ રહેશે તો તેમાં ઉપયોગી, બજારમાં વેચી શકાય એવા પાકો લેવાશે. ( ઉપયોગી એટલે કે તેમાં ગાંજો, તમાકુ, અફીણ વગેરે જેવા પાકો નહિ આવે. ) દરેક ગામ પોતાનું એક નાટકઘર, પોતાની નિશાળ અને સભાગૃહ નભાવશે. ગામની દરેક વ્યક્તિને સ્વચ્છ પાણી મળે એવી જોગવાઈ કરવામાં આવશે. પૂરતી દેખરેખ નીચે નભાવવામાં આવતા કૂવાઓ અથવા તળાવોથી આ કાર્ય પાર પાડી શકાશે. પાયાની કેળવણીના છેવટના ધોરણ સુધીની કેળવણી ફરજિયાત હશે. બની શકે ત્યાં સુધી દરેકે દરેક પ્રવૃત્તિ સહકારી પદ્ધતિના સિદ્ધાન્તો પ્રમાણે ચાલશે. આજે છે તેવી અસ્પૃશ્યતાની ચઢતી-ઊતરતી શ્રેણીઓવાળી જ્ઞાતિવ્યવસ્થા ત્યાં નહિ હોય. દરેક ગ્રામસમાજની સત્તા પાછળનું સાધન અથવા બળ સત્યાગ્રહ અથવા અસહકારની પદ્ધતિવાળી અહિંસા હશે. ગામે રાખવામાં આવતી યાદીમાંથી ગામની ફરજિયાત ચોકી માટે વારા પ્રમાણે ચોકિયાતો પસંદ કરવામાં આવશે. નિયમ પ્રમાણેની નક્કી કરવામાં આવેલી ઓછામાં ઓછી ચોક્કસ લાયકાતવાળાં ગામનાં પુખ્ત ઉંમરનાં સર્વ સ્ત્રી અને પુરુષો દર વર્ષે પાંચ જણની એક પંચાયત ચૂંટી કાઢશે અને તે ગામની સરકાર તરીકે ગામનાં બધાં જાહેર કાર્યો કરશે. આ પંચાયતને જરૂરની બધી સત્તા અને અધિકાર આપવામાં આવશે. હાલના માન્ય અર્થમાં શિક્ષાની કોઇ પદ્ધતિનો અમલ નહિ હોય, એટલે આ પંચાયત પોતાના અમલના એક વર્ષને માટે ગામની ધારાસભા, ન્યાયાધીશો અને કાર્યવાહક મંડળ બનશે. કોઇ પણ ગામ આજે જ આવું પ્રજાસત્તાક બની શકે અને તેમાં હાલની સરકાર–જેનો ગામ સાથેનો એકમાત્ર સક્રિય સંબંધ જમીનની મહેસૂલ ઉઘરાવીને ખેંચી જવા પૂરતો જ છે–પણ બહુ અંતરાય નહિ નાખે.

પડોશનાં ગામો સાથેના અને જો હોય તો કેન્દ્ર સાથેના સંબંધોનો વિચાર મેં અહીં નથી કર્યો. મારો હેતુ તો ગામ સ્વરાજ અથવા ગામ સરકારની રૂપરેખા રજૂ કરવાનો જ છે. દરેક વ્યક્તિની સ્વતંત્રતાના પાયા ઉપર રચાયેલી આ વ્યવસ્થામાં સંપૂર્ણ લોકશાહી રહેલી છે. એમાં પ્રત્યેક વ્યક્તિને હાથે પોતાની સરકારનું ઘડતર થાય છે. તે અને તેની સરકાર અહિંસાના નિયમને વશ છે. તે અને તેનું ગામ આખી દુનિયાના બળનો સામનો કરી શકે છે, કેમકે પોતાના ગામના અને તેની આબરૂના રક્ષણને સારુ દરેક ગ્રામવાસી મરણને ભેટવા તૈયાર હોય એ નિયમથી બધાં ગ્રામવાસીઓ બંધાયેલાં હશે.×

—ગાંધીજી

× તા. ૨-૮-૪૨ ના "હરિજનબંધુ"માંથી.

# પ્રજાનો રાજરોગ : વિલાસિતા

કોઇ રાષ્ટ્ર વિષે ભાખેલી ભવિષ્યવાણી ભાગ્યે જ સાચી પડે. પરંતુ એક દુઃખદ ભાવિકથન ખૂબ જ સત્ય સાબીત થયું છે એનો ઉલ્લેખ કરવો જોઇએ.

આજથી પચાસ વર્ષ પહેલાં સુપ્રસિદ્ધ કવિ અને લેખક મેથ્યુ આર્નોલ્ડે ફ્રાંસના પતનની વાત કહેલી. તેમણે જણાવેલું કે ફ્રાંસ ભયંકર અને કદાચ પ્રાણઘાતક રોગથી પીડાઇ રહેલું છે.

## ફ્રાંસનો રોગ

આ રહ્યા એ શબ્દો: ' જો આ રોગ ચાલુ રહે અને વધ્યે જાય તો ફ્રાંસની સ્થિતિ વધુ ને વધુ બદતર થતી જશે. આ રાષ્ટ્રમાંથી શક્તિ અને આત્મા ઊડી જશે અને એની સર્જનાત્મક બુદ્ધિશક્તિ તદ્દન ક્ષીણ થઇ જશે, એટલું જ નહિ પણ સલાહકાર તરીકેની એની કુશળતા, દુશ્મન તરીકેની એની અજેયતા અને મિત્ર તરીકેની એની કિંમત પણ લુપ્ત થઇ જશે. '

રાષ્ટ્રના જુસ્સાને અને આત્માને કોરી ખાનાર આ રોગનાં લક્ષણો મેથ્યુ આર્નોલ્ડે શામાં જોયાં ? એ જંતુઓ ફ્રાંસના સાહિત્યમાં હતાં. લોકપ્રિય નવલકથાઓના પાત્રાલેખનમાં, નાટકના પ્રિય નાયકમાં અને સામયિકોની લેખનસામગ્રીમાં આ પ્રાણઘાતક જંતુઓની અસર સાફ દેખાઇ આવતી હતી.

## સાહિત્યમાં જંતુ

મેથ્યુ આર્નોલ્ડે કહ્યું કે એ જંતુઓનો ચેપ નવલકથાના રસિયાઓને, સામયિકોના વાચકોને અને નાટકોના દ્રષ્ટાઓને ઝડપભેર લાગી રહ્યો હતો. આ ચેપી અસરને કારણે પ્રજામાં વિલાસિતા, સુંવાળપ અને લંપટતા વ્યાપક બન્યે જતાં હતાં અને એ કારણે આખા રાષ્ટ્રનું ખમીર નીચોવાઇ રહ્યું હતું.

આર્નોલ્ડે કહેલું કે લંપટતાની આરાધનામાં માણસ જલદી લપસી પડે છે. સામાન્ય રીતે એના ઉપર કાબુ મુકાવો જોઇએ. પરંતુ અહીં તો એને ઉત્તેજન મળ્યા કરે છે. એટલું જ નહિ પણ ફ્રાંસના લોકપ્રિય સાહિત્યમાં અને કળાકૌશલ્યમાં પણ એનું સામ્રાજ્ય પ્રવર્તે છે. લંપટતાનું આવું પ્રાધાન્ય અને એની આવી પૂજા માણસને અને રાષ્ટ્રને વિનાશના ગર્તમાં ધકેલ્યા વગર રહેશે નહિ.

## વિલાસિતાનો કીડો

આર્નોલ્ડે કહેલું કે પંપાળીને વધારવામાં આવેલી આવી લંપટતા અને વિલાસિતા માનવીના બુદ્ધિબળનો કબજો લઇ લે છે અને એના હૃદયનું સત્યાનાશ કાઢી નાખે છે. વિલાસિતાનો કીડો એક વાર પ્રજામાં ઘૂસ્યો પછી નીકળવો મુશ્કેલ છે. એ કીડો માણસની બધી જ શક્તિઓને ખતમ કરી નાખે છે. સંપૂર્ણ અધઃપતન પછી જ આ કીડો દૂર થાય છે.'

મેથ્યુ આર્નોલ્ડે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કરતા ફ્રાંસની લોકસ્થિતિનું બરાબર પૃથક્કરણ કરેલું અને છેવટે પ્રજાની અવનતિની ભવિષ્યવાણી ભાખેલી. છેલ્લા ૨૦–૨૫ વર્ષથી જેમને

ફ્રાંસના ઇતિહાસ સાથે સમ્પર્ક છે તેઓ જોઇ શકશે કે જે પતનની આર્નોલ્ડે આગાહી કરેલી તે સંપૂર્ણ રીતે આપણને જોવા મળી છે.

### જીવનમાં અપ્રમાણિકતા

જર્મની સાથેની ૧૯૧૮ ની સંધિ પછી ફ્રાંસના પ્રજાજનો તિરસ્કૃત અને ખૂબ સખત જીવન વિતાવવા જેવી સ્થિતિમાં મુકાયા. આથી કેટલાક ફ્રેંચોએ ફંડ મેળવવાની લાલચમાં નાઝીઓને ઉપયોગી થાય એવી માહિતીઓ વેચવા માંડી.

આવી જ સડેલી સ્થિતિ ત્યાંના રાજકારણની હતી. વર્તમાનપત્રોનો સડો નામચીન હતો. રાજકારણમાં પડેલા કેટલાક માણસો પ્રમાણિક હતા, છતાં રાજકારણમાં પ્રમાણિકતા હોવાની વાતને હસી કાઢવામાં આવતી.

'ધુતારાઓનું છેલ્લું આશ્રયસ્થાન દેશપ્રેમ અને રાજકારણ' જેવી પ્રચલિત કહેવતના નમૂના ફ્રાંસમાં જોવા મળતા. આગેવાનો માત્ર લાગણીની આળપંપાળ કરવામાં પરોવાયા અને બીજી બાજુથી પ્રજાની કામવૃત્તિ વધારનારા સંયોગો ઊભા થતા ગયા. પ્રજાને વિનાશમાં ધસડી જનારાં પ્રકાશનો વધતાં ગયાં અને બધું જ સાહિત્ય જીવનનાં વિવિધ અંગોને ભૂલી જઇ માત્ર કામવૃત્તિની આસપાસ ગુંથાવા લાગ્યું. જુવાન છોકરા ઊગતી વયમાં જ પોતાનું નૂર ગુમાવતા ગયા અને પ્રજા વિલાસમાં ડૂબી નપુંસકતાની સ્થિતિએ પહોંચવા લાગી.

> "સામયિકોમાંથી જે દોહન આવે છે તે સંબંધી મેં એક વખત વાત કરી છે. અને તે બહુ ગમે છે. છેલ્લા કેટલાક વખતથી તે હું નિયમિત વાંચતો થયો છું. અને આવાં બધાં દોહનો પુસ્તકરૂપે તૈયાર થઇ શકે તો સારું એમ મને લાગે છે."
>
> રામભાઇ કા. પટેલ
>
> (મંત્રી, વ. રા. પુ. મંડળ)

### લંપટતાનો વારસો

આર્નોલ્ડ તો માત્ર સાહિત્યકાર જ હતો. એણે જે રોગનાં દર્શન કરેલાં તે તરફ રાજકીય મુત્સદ્દીઓનું, પત્રકારોનું, ઇતિહાસકારોનું કે સામાજિક કાર્યકરોનું ધ્યાન જ ગયું ન હતું. આખી પ્રજા રોગનો ભોગ બની હતી ત્યારે થોડાક મુઠ્ઠીભર માણસો દુનિયાની નજરમાં ફ્રાન્સનું અસ્તિત્વ સાચવતા હતા. આમાં અમુક પ્રકારની રાજકીય નીતિ ધારણ કરનાર રાજકીય માણસો અને સાહિત્ય, કળા કે કારીગરીમાં આગળ આવેલી થોડીક વ્યક્તિઓનો સમાવેશ થતો હતો. પરંતુ પ્રજાસમૂહને એ સાથે નિસ્બત નહોતી. તે પોતાને માર્ગે જ આગળ ધપતી હતી. પોતાની લંપટતાનો વારસો પોતાનાં બાળકોને પ્રજા આપતી હતી.

આ રીતે આખી પ્રજાની શક્તિના ટુકડા થઇ ગયા. સૌથી પ્રથમ પ્રજાને વિલાસી વિચારો મળ્યા. એ વિચારોએ મનનો કબજો લઇ, વ્યક્તિ ઉપર આધિપત્ય જમાવ્યું. એ પછી વ્યક્તિની નીતિનો નાશ થયો. લંપટતા જ એનું ધ્યેય બન્યું. સાચી વસ્તુસ્થિતિને ઓળખવાની કે સંયોગો ઉપર કાબુ રાખવાની શક્તિ પ્રજામાંથી ચાલી ગઇ. અને આખરે એ પ્રજાનું પતન થયું, એની સ્વાધીનતા ઝૂંટવાઇ ગઇ. ફ્રાંસના પતનનું અને એના રાષ્ટ્રીય દેવાળાનું મુખ્ય કારણ વધુ પડતી લંપટતા અને કામસેવા જ હતી.

## બ્રિટનને લાલ બત્તી

આવા જ ભય સામે બ્રિટનની પ્રજાએ સાવચેત રહેવું જોઇએ. એવી ચેતવણી એક અંગ્રેજ લેખકે આપી છે. બ્રિટનમાં પણ છેલ્લાં વીસ વરસથી વિલાસિતા વધતી જવાના પુરાવા મળે છે. અગાઉ જે નવલકથાઓ માણસ વાંચી ન શકે એવી ગણાતી અને કોઇ પ્રકાશક એને પ્રગટ કરવા તૈયાર ન થાય એ નવલકથાઓ અત્યારે પ્રસિદ્ધિ પામે છે અને એમાં કામુકતા ભરેલી પડી છે. ઉપરાંત નાટ્ય મંડપમાં પણ સુરુચિની મર્યાદાને ઓળંગીને આગળ વધવામાં આવે છે. જેમાં ઘણા હલકા પ્રકારના આનંદ હોય છે એમાં જ લોકોને વધુ આકર્ષણ હોય છે. થોડાંક વર્ષ પહેલાં વિશુદ્ધ રહેલી રંગભૂમિ આજે કલુષિત થવા માંડી છે. એની સામે વિરોધની સામાન્ય લાગણી છે છતાં એ વિરોધ અસરકારક બની શકતો નથી. એક નાનકડી લઘુમતિનું એના પર વર્ચસ્વ છે. આમ શા માટે બની રહ્યું છે ?

કારણ કે લોકસમુદાય ગાડરીઓ પ્રવાહ છે. તેમને જ્યાં પ્રબળ દોરવણી મળે છે ત્યાં તેઓ આગળ વધે છે. તેમને અભિપ્રાય જેવી વસ્તુ હોતી નથી. તેમના પર જે અસર વધુ મજબૂત થાય છે તે તરફ એ ઢળે છે. જ્યારે થોડાક સુઘડ માણસો કોઇ અનિષ્ટ પ્રવૃત્તિ તરફ ઢળે છે ત્યારે આમસમુદાય એની પાછળ ઘસડાય છે. વિલાસિતાના પ્રચારકોનો આજે ઇંગ્લેન્ડમાં પવન વાય છેઃ પ્રજા એમાં સપડાયેલી છે.

## અશિષ્ટ સાહિત્ય

ઘરમાં પણ જે ભાષા સહન ન કરી શકાય એવી ભાષામાં આજે પુષ્કળ સાહિત્ય ...ટ થઇ રહ્યું છે અને પોતાને સારા સાહિત્યના ઇજારદાર કહેવડાવતા પ્રકાશકો એનો પ્રચાર ...ી રહ્યા છે. એક વખત તેઓ જ આવા સાહિત્યનો સ્પર્શ કરતાં અચકાતા હતા.

આજે તેઓ હાવકે મોઢે કહે છે કે ' ભાઇ, હવે જમાનો બદલાયો છે. એને અનુરૂપ ...હિત્ય અમારે આપવું રહ્યું ને ! ' સાચી વાત તો એ છે કે તેઓ જાહેર પ્રજાને જાણે છે અને ...ી રુચિ ( કે કુરુચિ ) ને સંતોષવા ગમે તે સાહિત્ય પૂરું પાડવા તત્પર બને છે. .

આવાં પ્રકાશનો પર પ્રતિબંધ મૂકવો ભૂલભર્યો છે. પ્રજાની લંપટતા કે વિલાસિતાને ...ત્તેજનારા સાહિત્યપ્રકાશન ઉપર હુમલો કરવામાં હંમેશાં ભૂલ જ થાય છે. એને નુકસાન ...હોંચાડનારું સૌથી સરસ પગલું મૌનનું છે. જો આવા સાહિત્ય વિષે વાતચીત ન થાય તો વંચાશે નહિ અને વંચાશે નહિ તો તે વેચાશે નહિ.

## ...ંડનની નવલકથાઓ

આમ થશે તો પ્રકાશકો એને પ્રગટ કરવા તરફ ઓછા લલચાશે. એથી લેખકો પણ પોતાની આ પ્રકારની લેખનપ્રવૃત્તિ ઘટાડી દેશે. પરિણામે આવું સાહિત્ય પ્રેસ સુધી તો નહિ જ પહોંચે પણ એના પરનો હુમલો એને વધુ પ્રસિદ્ધિ આપવાનો.

થોડા વખત પહેલાં લંડનના એક અખબારમાં એવી ટીકા પ્રગટ થયેલી કે લડાઇએ બ્રિટનના લેખકોમાં ઘણો મોટો ફેરફાર કરી નાખ્યો છે. થોડાં વર્ષ પહેલાં જે નવલકથાઓને પ્રેસ હાથ ન અડાડતું એ નવલકથાઓ આજે પ્રગટ થઇ રહી છે. જે નવલકથાઓ સામે ઉગ્ર અસંતોષ હતો એ આજે પ્રજામાં પ્રચાર પામી રહી છે.

આવી નવલકથાઓનાં પૂંઠાં આકર્ષક અને કામલોલુપ દશ્યનાં હોય છે. આવી એકાદ નવલકથાનું વેચાણ ૨ લાખ નકલ જેટલું થવા જાય છે. આ વેચાણને સહન જ કરવામાં નથી આવતું પણ ઉત્તેજવામાં આવે છે.

ઉપરની હકીકત એક ગંભીર ચિન્હ છે. જો માણસોને તક મળે તો વિલાસિતાના એવા ઘણા ભક્તો હોય છે કે જે શિર નમાવીને એની પૂજા શરૂ કરી દે છે. પરંતુ આવી પૂજાનાં પરિણામ કેવાં આવે છે એનો વિચાર કરવો જોઇએ. ' ફ્રાન્સને યાદ કરો ' એ એક જ સૂત્ર તે સૌને આજે સંભાળવા જેવું છે.×

---

# સોંઘું માનવ

[ પ્રતિકાવ્ય ]

( ' જૂનું તો થયું રે, દેવળ જૂનું તો થયું ' )

જૂનું તો થયું રે ભાઇ ! જૂનું તો થયું,
પેલું માનવદયાનું ગાણું જૂનું તો થયું !

આજે પૃથ્વી તો ભાઇ ! ડોલવાને લાગી રે,
શોણીતસાગરમાં જગ તો ડૂબ્યું–ડૂબ્યું રેઃ
પેલું માનવદયાનું ગાણું જૂનું તો થયું !

આજે અવનીમાં ભાઇ ! નવતર લીલા મેં ભાળી,
રુધિરની પ્યાસે જગ તો ઘેલું જાણ્યું રેઃ
પેલું માનવદયાનું ગાણું જૂનું તો થયું !

મોંઘું મોંઘું રે આજે જગમાં સૌ કૈં છે મોંઘું !
માનવ બિચારું સૌમાં સોંઘું ભાળ્યું રે !
પેલું માનવદયાનું ગાણું જૂનું તો થયું !

પ્રલયનું પૂર આવ્યું, માનવ જીવતું સિઝાયું,
લાખે કરોડે ગણતાં હૈયું દાઝયું રેઃ
પેલું માનવદયાનું ગાણું જૂનું તો થયું !*

જયોત્સ્ના શુકલ

---

× " જન્મભૂમિ "ના એક અંકમાંથી.

* " સ્થાનિક સ્વરાજ્ય " માસિકના છેલ્લા અંકમાંથી.

# નારાયણ કે નરોત્તમ ?

રામજી—પાયલાગણ, મહારાજ! આજ એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું; આજ્ઞા હોય તો પૂછું.

ફકીર—ખુશીથી પૂછ, બેટા.

રામજી—શાસ્ત્રમાં લખ્યું છે કે મનુષ્ય જ ઈશ્વર થઇ જાય છે. અને એમ થાય છે કે તે કેમ થઇ શકે ? કેટલા દોષોથી હું ભર્યો પડયો છું ! હું શી રીતે આશા કરું કે હું ક્યારેયે ઈશ્વર થઈ શકીશ ?

ફકીર—કયા શાસ્ત્રમાં લખ્યું છે કે મનુષ્ય ઈશ્વર થઇ જાય છે ?

રામજી—શું આપે આ કહેવત નથી સાંભળી કે, ' નર કરણી જો કરે, નરકા નારાયણ હો જાય ! '

ફકીર—હા, એ કહેવત તો મેં સાંભળી છે. પણ કહેવત કાંઇ શાસ્ત્ર ન કહેવાય.

રામજી—તો શું એ કહેવત શાસ્ત્ર પ્રમાણે નથી ?

ફકીર—એનો તો વિચાર કરવો જોઇશે. નારાયણ થવું એટલે શું થવું ?

રામજી—ઈશ્વર, ભગવાન, ખુદા, અલ્લા બની જવું ! ભગવાનમાં અને પોતામાં કશો ભેદ ન રહેવો !

ફકીર—ભગવાન, ખુદા, અલ્લાહ એટલે કોણ ?

રામજી—કોણ કેમ ? તે જ જેણે આ સર્વ દુનિયા રચી છે !

ફકીર—ઠીક ત્યારે જો, કોઇ નરનો નારાયણ થઇ જાય, એટલે તે પણ શું દુનિયા રચવા લાગી જાય છે ? એ જગતનું સર્જન, પાલન અને સંહાર કરવાની શક્તિ પામે છે ?

રામજી—એ...મ તો......નથી લાગતું. પણ આત્મા અને ભગવાન અસલમાં એક જ છે, એ વાત શું સાચી નથી ?

ફકીર—જો અસલમાં બંને એક જ છે, તો પછી કરણી કરીને થવા ન થવાની વાત નથી રહેતી ! તું તો કરણી કરીને નારાયણ બનવાની વાત કરે છે. આથી જ પૂછું છું કે નારાયણ થવું છે એટલે શું બનવા ઇચ્છા છે ?

રામજી—તો આપણે કયા ધ્યેયથી પુરુષાર્થ કરવો જોઇએ ?

ફકીર—આત્મા અને ભગવાન વચ્ચે નિશ્ચિત કેવો સંબંધ છે તેનો નિર્ણય કરવાની ભાંજગડમાં જ ન પડો. તમે આ વખતે મનુષ્ય છો એટલો તો નિશ્ચિત અનુભવ કરો છો ને ?

રામજી—જી, હા.

ફકીર—ઠીક. તો હવે ઉત્તમ મનુષ્ય કોને કહેવાય, એ વિષે તમારો શો મત છે ?

રામજી—બુદ્ધ, મહાવીર, રામ, કૃષ્ણ, ઇશુ જેવા મહાપુરુષોને હું ઉત્તમ મનુષ્યના નમૂના સમજું છું.

ફકીર—અને સિકંદર, નેપોલિયન હિટલર જેવાને કેવા સમજો છો ?

રામજી—એ ઘણા બહાદુર અને પરાક્રમી તો કહેવાય, પણ મને આદર્શ નથી લાગતા.

ફકીર—કેમ ? આદર્શમાં તમે કેવા ગુણ આવશ્યક માનો છો ?

રામજી—પવિત્ર જીવન, સંયમ, પરદુઃખભંજન, નિર્ભયતા, જ્ઞાન તથા બીજા ચારિત્રને ઊંચે ચઢાવનારા ગુણો.

ફકીર—અને પરાક્રમ, સાહસ, વીરતા, નીડરતા વગેરેને જરૂરી નથી માનતા ?

રામજી—હા, એ પણ જોઇએ. પણ તે સાથે ક્રૂરતા, સ્વાર્થ, લોભ, દ્વેષ વગેરે ન હોવાં જોઇએ.

ફકીર—એટલે કે તમે ક્રૂરતા, લોભ, સ્વાર્થ, દ્વેષ વગેરેને ઉત્તમ મનુષ્ય બનવામાં દોષરૂપ અને પવિત્રતા, સંયમ, પરદુઃખભંજન, નિર્ભયતા, જ્ઞાન, ઉચ્ચ ચારિત્ર વગેરેને યોગ્ય સમજો છો ? અને, તેથી સિકંદર વગેરે પરાક્રમી હોવા છતાં તમને મનુષ્યના આદર્શથી દૂર થયેલા લાગે છે ?

રામજી—જી હા.

ફકીર—હવે નરના નારાયણ થવું, અને નરના નરોત્તમ થવું એટલે મનુષ્યનું મનુષ્યત્વ વધારવું, એ બેમાંથી કયું ધ્યેય તમે સહેલાઈથી સમજી શકો છો, અને ધીમે ધીમે કે ઉતાવળે પ્રાપ્ત કરવાની આશા કરી શકો છો ?

રામજી—મનુષ્યત્વ વધારવાનું.

ફકીર—બરાબર છે. તો નારાયણ બનવાની ચિંતા છોડી દો, અને નારાયણની કૃપાથી ઉત્તમ નર બનવાની જ ઇચ્છા અને પુરુષાર્થ કરો.* કિ. ઘ. મશરૂવાળા

---

# લોકશાસન એટલે ?

લોકશાસન એક ભાવના છે, જીવનવ્યવહારનો એક પ્રકાર છે અને એ ભાવના કેળવાય અને વિકસે એ આપણું સહુનું લક્ષ્ય હોવું ઘટે. મારે ભાગે ઘણાં વર્ષો સુધી રાજ્યબંધારણોનો અભ્યાસ કરવાનું આવેલું છે, અને અમલદારી કારકિર્દીના સંજોગોને લીધે હિંદનાં બીજાં સ્થળોમાં આવેલી લોકશાસન સંસ્થાઓના સંચાલનનો તટસ્થ દષ્ટિએ અભ્યાસ કરવાના પ્રસંગો પણ મને પ્રાપ્ત થયા છે. એ અનુભવ ઉપરથી, લોકશાસિત કહેવાતી સંસ્થાઓના સફળ સંચાલન માટે જે તત્ત્વો મને મૂળરૂપ લાગ્યાં છે તે હું આપને દર્શાવું ? હું કહું છું તેમાં નવું કશું નથી. પરંતુ સુપરિચિત સત્યોના પુનરુચ્ચારણમાં પણ લાભ રહેલો છે. એ સંબંધમાં ત્રણ મુદ્દાઓ ઉપર હું ભાર મૂકું છું.

પ્રથમ તો, લોકજીવનનાં બધાં પાસાં એકબીજા સાથે સંકલિત છે. એને નોખાં પાડી શકાય નહિ. લોકજીવનના સામાજિક, આર્થિક અને રાજકારણી પાસાંને આપણે એકબીજાથી અલગ કરી શકીએ નહિ આ બધાં પાસાંનો સુસંગત વિકાસ થવો જોઇએ. મધ્યયુગના જમાનાને લાયકની સામાજિક ભાવનાઓ સાથે આપણે અર્વાચીન ઢબના રાજ્યબંધારણનો મેળ ન જ મેળવી શકીએ. એક અનિષ્ટનો આપણે દાખલો લઈએ-જેને "અસ્પૃશ્યતા" કહેવામાં આવે છે તે. 'દલિત વર્ગો"—જે શબ્દપ્રયોગનો તો નાશ થવો જોઇએ—તેનું પ્રતિનિધિત્વ ધારણ કરતા સભાસદે એ હકીકત તરફ ધ્યાન ખેંચ્યું છે કે એ વર્ગોના પ્રાથમિકમાં પ્રાથમિક મૂળભૂત હકોનો પણ ઇન્કાર કરવામાં આવે છે. લોકશાસનના મૂળભૂત ખ્યાલને આ પ્રકારની સ્થિતિ પ્રતિકૂળ છે. તે જ પ્રમાણે આપણા ગ્રામ-પ્રદેશમાં પ્રવર્તે છે તેવી આત્યંતિક ગરીબી અર્વાચીન ઢબની લોકશાસન સંસ્થાની રચના માટે સલામત પાયો પૂરો ન જ પાડી શકે. બીજા મુદ્દા ઉપર હું ભાર મૂકવા ઇચ્છું છું તે, શ્રીમંત મહારાજા સાહેબના ઢંઢેરાના શબ્દોમાં કહીએ તો રાજકર્તા અને રાજ્યના પ્રજાજનો વચ્ચે તથા પ્રજાના બધા વર્ગો વચ્ચે હિતસંબંધોની રહેલી એકરૂપતાનો છે. રાજ્યબંધારણ વિષેના

* "શિક્ષણ ને સાહિત્ય"ના ઑગસ્ટ '૪૨ના અંકમાંથી.

લેખકોએ આ સિદ્ધાન્તની રજુઆત જુદી જુદી રીતે કરેલી છે, દૃષ્ટાંત તરીકે નીચેની એક દશે પણ આ સિદ્ધાન્ત રજુ થાય છે.

રાષ્ટ્રજીવનની મુખ્ય મૂળભૂત બાબતોમાં લોકોના બધા વર્ગોમાં એક સમજ હોવી, એ લોકશાસનની સફળતા માટે ખાસ જરૂરી વસ્તુ છે. ચર્ચા દરમ્યાન ગ્રામહિતો અને શહેરી હિતોનો, જુદા જુદા વર્ગો અગર કોમોનાં તેમ જ રાજ્યના જુદા જુદા વિભાગોના હિત સંબંધોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. આ ખ્યાલ પૂર્ણપણે વાસ્તવિક નથી. રાજ્યના બધા ભાગો અને બધા વર્ગો એકબીજા સાથે સંકળાયેલા છે, અને તેમાં ભેદ કે સંઘર્ષણ છે જ નહિ. આપણે " લઘુમતિ કોમો "નો નિર્દેશ થયેલો સાંભળ્યો. આ શબ્દ મને નથી ગમતો. દાખલા તરીકે ઇંગ્લેંડમાં ' સરકાર " અને " વિરોધ બાજુ " હોય છે. હવે વિરોધના નેતા માટે રીતસર પગાર બાંધેલો હોય છે તે ઉપરથી સમજી શકાશે કે ત્યાં વિરોધ કહેવાતી બાજુની સ્થિતિ કેવા પ્રકારની હોય છે. હું જે મુદ્દાની સ્પષ્ટતા કરવા ઇચ્છું છું તે આ હકીકતમાં પ્રત્યક્ષ થાય છે.

લોકશાસન એટલે વધુમત વડે જ રાજ્યતંત્રનું સંચાલન, એવો અર્થ કરવાનો નથી. લોકશાસન એટલે પરસ્પરની સગવડનાં મૂળ, બાંધછોડ, સહિષ્ણુતા અને સમજદારી. વધુમતે પ્રથમ કક્ષાની ઉત્તમ વસ્તુ મેળવ્યા કરતાં સર્વસંમતિથી બીજી કક્ષાની ઉત્તમ વસ્તુનો પણ સ્વીકાર કરવા આપણે તૈયાર રહેવું જોઇએ. એ વસ્તુની પાછળ જે ભાવના રહેલી છે તેની જ કિંમત છે. લોકશાસનનાં ઘણાં સ્વરૂપ હોય છે, અને પ્રત્યેક રાજ્યે અગર વહીવટી એકમે પોતપોતાને વધારેમાં વધારે અનુકૂળ થઇ પડે તેવું સ્વરૂપ ઘડી લેવું જોઇએ. ગયા યુદ્ધ પછી તરત જ લોકશાસિત રાજ્યતંત્રોના સંચાલનના શાસ્ત્રીય અભ્યાસમાંથી તારવેલા સારનો સરવાળો લોર્ડ બ્રાઇસે " મૉડર્ન ડિમોક્રસીઝ " નામના પોતાના પુસ્તકમાં આપેલો છે. એમણે લખ્યું છે કે પ્રજાકીય રાજ્યતંત્રો મેળવવાની મહેનત કરવામાં આવે છે અને મેળવવામાં પણ આવે છે, તેનું કારણ એ નથી કે એ જાતનાં તંત્ર સ્વતઃ સારાં જ હોય છે. પરંતુ એમાં સહી લેવાતી મુશ્કેલીઓ અને એમાંથી મળવાના સંભવિત લાભને વિચારે જ એ તંત્રો મેળવાય છે, એવાં પ્રજાકીય રાજ્યતંત્રમાંથી ધારેલા લાભ મળી શકે નહિ, તો રાષ્ટ્રો " રાજ્યતંત્રની નવી પદ્ધતો " પણ સ્વીકારી લે, એ બનવા જોગ છે. નાઝીવાદ, ફાસીસ્ટવાદ ઇ૦ નો ઉદ્ભવ થયા પહેલાં લખાયેલા આ શબ્દો ભવિષ્યવાણી સમા નીવડ્યા દેખાય છે ! લોકશાસન એ રાજ્યતંત્રના વિકટમાં વિકટ પ્રકારોમાંનો એક છે. લોકોનાં હિત સાધીને જ એ રાજતંત્રે પોતાની આવશ્યકતા પૂરવાર કરવાની રહે છે. અને આપ તેની ભાવના, પરસ્પરની સમજદારી તથા બાંધછોડની વૃત્તિને આપણામાં વ્યાપક બનાવી, પોષી તેને સજીવ રાખવી પડે છે.

આ રાજ્યબંધારણ આપનાર આપણા શ્રીમંત મહારાજા સાહેબની અને તેમની સરકારની એવી તીવ્ર ઇચ્છા છે કે એ બંધારણ સારી રીતે કાર્યક્ષમ નીવડે તથા રાજ્યની પ્રજાને સુખકર થઇ પડે, તેનો યોગ્ય રીતે વિકાસ થાય એ નિહાળવા તેઓ ઇન્તેજાર છે. એ કારણથી જ આજે મેં આ સામાન્ય સિદ્ધાન્તોનું વિવેચન કર્યું છે•

• વડોદરા રાજ્ય ધારાસભાની ૨૪ બજેટ બેઠકના ઉપસંહારપ્રસંગે નં. ના. દીવાન સાહેબે આપેલા ભાષણમાંથી.

# ગુજરાતનું એક ગામડું

## ૧. ગામડાનો પરિચય

વડોદરા રાજ્યની મ્હારી લાંબી નોકરી દરમિયાન ગામડાની કામગીરીને અંગે તેની આંતરિક તપાસ કરવાના પ્રસંગો મને ઘણા મળ્યા હતા. ગામડાની અને ખેડૂતોની સામાન્ય સ્થિતિનું મને ઠીક જ્ઞાન હતું. સને ૧૯૧૧-૧૨ માં ખેડૂતોની કરજગ્રસ્ત સ્થિતિની તપાસ કરવામાં મને સારી માહિતી મળી હતી. તે પછી તરત જ સહકારી ખાતું મને સોંપવામાં આવ્યું હતું. તે અંગે પણ મારી મુસાફરીનો ઘણોખરો સમય ગામડામાં રહેવાનો અને ફરવાનો થતો હતો. તે પછી અધિકારી, સુબા તથા સરસુબાના હોદ્દાને લીધે ઘણી વાર ગામડામાં જવાનું થતું હતું. અને પ્રસંગોપાત સામાન્ય ખેડૂતોની રહેણીકરણી અને તેમની આર્થિક સ્થિતિ જોવાના ઘણા જ પ્રસંગો આવતા હતા. ગામડાની સ્થિતિના મેં ઘણા આંકડા ભેગા કર્યા હતા એટલે નવા ભેગા કરવાનો બિલકુલ ઇરાદો ન હતો. છતાં પણ મનમાં એમ જ લાગતું હતું કે મારે માત્ર બહારની તપાસ કરી બેસી ન રહેતાં ગામડાની સ્થિતિ સુધારવામાં શું મુશ્કેલીઓ આવે છે તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો. આ ઇરાદાથી ૧૯૩૩ ના જાન્યુઆરીના અંતમાં એક દિવસ હું ઘેરથી નીકળ્યો અને વડોદરાથી પાદરા રોડ ઉપર જતા રસ્તામાં એક ગામ આવ્યું ત્યાં ઊતર્યો. ગામમાં બધું શૂન્યકાર દેખાતું હતું. આગલે વર્ષે હીમ પડવાથી પાકનો નાશ થયો હતો. આ વર્ષે પણ એવી જ સ્થિતિ ઉત્પન્ન થઇ હતી. કપાસ જે ગામનો મુખ્ય પાક હતો તે ઉભો પાક ઘણોખરો બળી ગયો હતો. તે દિવસે જે થોડા ખેડૂતો મળ્યા તે ઉપરથી માલમ પડયું કે તેમની સ્થિતિ ઘણી લાચાર થઇ પડી હતી. મહેનત અને ખર્ચ કરીને પકવેલો માલ તૈયાર થઇ લણી લેવા જેવો થાય અને તે બધો માત્ર એક રાતમાં નાશ થાય એથી ગરીબ લોકોની કેવી સ્થિતિ થાય તે તો જ્યારે પ્રત્યક્ષ જોઇએ ત્યારે જ ખ્યાલ આવે. સ્વાભાવિક રીતે લોકોને પૂછ્યું કે હવે શું કરશો? તો કંઇ સંતોષકારક જવાબ મળ્યો નહિ. સરકારી અમલદારને સાધારણ રીતે ખરી હકીકત ન કહેવાય, કારણ કે જે રાહત સામાન્ય રીતે મળવાની હોય તે મળે નહિ એવી માન્યતા લોકોમાં ઘર કરીને રહેલી હતી. એ સાંજે તો સીમમાં ફરી પાકની સ્થિતિ જોઇ. સાધારણ વાતો કરી, ગામમાંથી જરૂરીઆતની થોડી માહિતી મેળવી અને પાછો ઘેર આવ્યો. લોકોની સ્થિતિ બિલકુલ સારી લાગી નહિ. સરકાર રાહત આપે અને કદાચ પૂરો વેરો માફ કરે તો પણ, તેથી વરસ નીકળે નહિ. ઘરધંધા બીજા હતા નહિ. વડોદરા શહેર નજીક છે તો ત્યાં જઇને મજૂરી કરવી એ સિવાય બીજો તાત્કાલિક ઉપાય દેખાયો નહિ. અને મજૂરી બધા માટે મેળવવી એ પણ સહેલું કામ ન હતું. ગામના લોકો પુષ્કળ દેવાદાર હતા એટલે તેમને કોઇ નવું ધીરાણ કરે એવું પણ લાગ્યું નહિ. સાથે સાથે ગામલોકોએ જે જરૂરીઆતો બતાવી તેનો પણ વિચાર કરવાનો હતો. લોકો ગામમાં અને ગામમાં રહી કામ કરે અને સાથે ગ્રામસુધારણાનું કામ થાય એવો રસ્તો લેવાનો એક જ ઉપાય દેખાયો. મને પણ કામમાં રસ લાગ્યો અને લગભગ દરરોજ સાંજે તે ગામ જવા લાગ્યો. મારે મારા પોતાના વિચારો દાખલ કરવાને બદલે જે વિચારો લોકોમાં હોય તેને જ વેગ આપવો અને લોકોને પોતાની મેળે કામ કરતાં શીખવવું એ પદ્ધતિ સામાન્ય રીતે દાખલ કરવા નિશ્ચય કર્યો.

**૨. પ્રથમના એક માસમાં નીચે પ્રમાણે કાર્યક્રમ ગોઠવ્યો : પ્રાથમિક કાર્યક્રમ**

क. ગામનું તળાવ પુરાઇ ગયું હતું તેથી તેમાં પાણી બારે માસ રહેતું ન હતું અને ઢોરને તથા માણસને પાણીની મુશ્કેલી પડતી હતી. તે દૂર કરવા માટે ગામ પંચાયતમાં ઘણાં વરસોથી લોકલ ફંડમાંથી એ પાઈ લેખે મળનારી રકમ ભેગી થઇ રૂા. ૭,૦૦–૮૦૦ ગામ ખાતે જમા થયા હતા. લોકોની ધારણા પ્રમાણે કામ રૂપિયા ૧૦૦૦ થી ૧૨૦૦ નું હતું. તેટલા રૂપિયા ભેગા ના થાય ત્યાંસુધી તેમાંથી ખરચ કરવાનો ઇરાદો ન હતો. મેં સૂચના એવી કરી કે સામાન્ય મજૂરીનો દર હોય તેથી અર્ધા દરે દરેક કુટુંબે ચોકડીઓ કરી આપવી; એટલે હાલ જે નાણાં છે તેટલામાં તેથી ધાર્યા કરતાં વધારે કામ થઇ શકશે. લોકોને તે પસંદ પડયું તેથી પ્રાંત પંચાયતના ઓવરસીઅરને બોલાવી કામની વિગત અને ખર્ચનો અડસટ્ટો કઢાવ્યો અને જરૂરના ઠરાવ કરાવી દોઢેક મહિનામાં કામ શરૂ કર્યું. તે સાથે ગામની ભાગોળમાં પાણી ભરાવાથી લોકોને ચોમાસા પછી ત્રણ ચાર મહિના જે અડચણ પડતી હતી તે માટે બીજા ગામની સીમમાં જતી નેળ સુધારી પાણીનો રસ્તો સરળ કરાવ્યો. આ પ્રમાણે ચોમાસું બેસતા પહેલાં બધું કામ થઇ ગયું.

ख. તે સાથે દાણા વગેરેની જરૂરીઆતોની ખાવા ખોરાકની વસ્તુઓ જથાબંધ ભાવે મળે એ ઇરાદાથી એક નાની વખાર ઉઘાડી અને રોકડેથી માલ વેચવાનું ઠરાવ્યું. જુજ પ્રસંગોએ તળાવની ચોકડીઓમાંથી અગર દૂધના વેચાણમાંથી આવનાર રકમ સામે ઉધાર આપવામાં આવતું.

ग. ખેતીના ઉત્પન્ન સિવાય લોકોને દૂધની પેદાશ સાધારણ સારી થતી હતી. ગામનું દૂધ એક વેપારીને ઘણા મોટા દરથી સવા રૂપીએ મણથી વેચવામાં આવતું હતું. પણ તેમાં લોકો ખુલ્લી રીતે પાણી રેડતા હતા. સામસામી છેતરપિંડીનો વહેવાર ચાલતો હતો. આ બંધ કરી લોકોની એક સહકારી મંડળી ( વગર નોંધાયેલી ) મારફતે વડોદરા શહેરના લોકોને ભેળસેળ વગરનું દૂધ રૂપિયા અઢીથી ત્રણના દરે વેચવાનું કર્યું અને લોકોના ઉત્પન્નમાં ફેર પડયો; વેચાણ નાણાં વખતસર આવવા માંડયાં.

घ. દૂધની પેદાશમાં વધારો થાય અને તેની જાત સુધરે તે માટે આખા કપાસીઆને બદલે કપાસીઆનો ભીંજ અને દાળની ભૂકી આપવાની ગોઠવણ કરી. આથી દૂધની પેદાશ સાથે કસમાં સુધારો થયો અને પરિણામે પંદરથી વીસ ટકા ઉત્પન્નમાં વધારો થવા માંડયો.

ङ. દૂધનો ધંધો બૈરાંનો એટલે તેમને સ્વચ્છતા વગેરે સારી રીતે શીખવવાને માટે એક ઉપચારકની નિમણુક કરાવી. તે બાઇ સવારસાંજ બાઇઓને ત્યાં જાય અને તેમનાં વાસણ કેમ ધોવાં અને સ્વચ્છ કેમ રાખવાં એ બતાવે. ઘણાં વર્ષો સુધી દૂધની સહકારી મંડળીઓ કાઢવામાં મને અનેક મુશ્કેલીઓ પડેલી. દૂધની પેદાશ સ્ત્રીઓના હાથમાં હોય છે. પણ દૂધનો ધંધો ગામના આગેવાનો કરે છે. પોતાને થતો નફો જતો કરી ગામના લોકોના ફાયદા માટે સહકારી મંડળીઓ કાઢવાનું તેમને રુચતું ન હતું. એ માટે સ્ત્રીઓ સાથે પ્રત્યક્ષ પરિચયમાં આવ્યા સિવાય બીજો માર્ગ ન હતો. તે સંસર્ગ માટે સ્ત્રીકાર્યકર્તાની ખાસ જરૂર ઘણાં વર્ષોથી લાગેલી, પણ લાયક કાર્યકર્તા નહિ મળવાથી આ કામ પડતું મૂકવામાં આવેલું હતું તે હવે ફરીથી આદર્યું.

ચ. ચોમાસું બેસતાં પહેલાં આવતી મોસમ માટે સારું કપાસીઆનું બી વડોદરા ફાર્મ ઉપરથી લાવવા ગોઠવણ કરી અને તેને માટે જોઇતાં નાણાં એક નવીન સહકારી મંડળી કઢાવીને વડોદરા સેન્ટ્રલ સહકારી બેંકમાંથી ધીરાણ લઇ અપાવ્યાં. ગામમાં એક જૂની મંડળી હતી, પણ તે કામ કરતી ન હતી અને તેણે બેંકમાંથી લીધેલાં નાણાં પરત આપ્યાં ન હતાં. એટલે નવાં નાણાં લાવવા મુશ્કેલી પડી. પણ નવીન મંડળીમાં દાખલ થનાર સભાસદો કંઇક સારા હતા અને આવતી મોસમનો પાક સામટો વેચી નાણાં અદા કરવાનું ઠરાવેલું એટલે બેંકને કંઇક ભરોસો પડયો.

છ. આ ગામના લોકોમાં દારૂનું વ્યસન ઘણું જ હતું. ગેરકાયદેસર દારૂ ગાળવો અને દારૂ પી રાતના તોફાન કરવાનો તેમનો રિવાજ હોય એમ લાગ્યું. સાંજના હું ગામમાં આવતો હોવાથી કદાચ દારૂ પીવાનું મોકુ રાખ્યું હશે. પણ મારા ગામમાં આવવા માંડ્યા પછી પંદરેક દિવસે મને જણાવવા લોકોએ આપસઆપસમાં વાત કરવા માંડી કે હવે ગામ-લોકોએ ઠરાવ કર્યો છે કે કોઇએ દારૂ પીવો નહિ અને પીશે તો દંડ કરશે, અને ખબર આપનારને ઇનામ મળશે. પંદર દિવસ પછી આબકારી ખાતાના માણસોએ ગામેગામ ઝડતી કરી અને ૭ ઘરો પૈકી છમાંથી ગેરકાયદેસર ગાળેલો દારૂ મળી આવ્યો. બીજે દિવસે સવારમાં પટેલના ઘરમાં પણ મહુડાનો કોથળો કોઇ નાખી ગયું. ઝડતી લીધેલા ૭ પૈકી બે આગેવાનો હતા. તેમના બધા ઉપર કામ ચાલી ભારે રકમનો દંડ થયો. તે પછી દારૂનું વ્યસન થોડા વખત સુધી જોવામાં આવ્યું ન હતું. પરંતુ લગભગ બીજે વર્ષે, દંડાએલા આગેવાનો હોળીના પ્રસંગે પીધેલા જોવામાં આવ્યા હતા.

જ. લોકોને એક બે બીજી સાર્વજનિક મુશીબતો હતી. તેમની સીમમાંથી જતી રેલ્વેનું નાળુ સાંકડું હોવાથી ચોમાસામાં પાણી ભરાઇ રહેતું અને તેથી પાસેના ખેતરોના પાકને નુકસાન થતું. બીજી એવી જ એક બે મુશ્કેલીએ હતી તે રેલ્વે ખાતાને મળી દૂર કરાવવામાં આવી. આ બધી મુશ્કેલીઓ કોઇપણ રીતે સહેલાઇથી દૂર થઇ શકી ન હતી. દરેકમાં એક યા બીજી રીતે મુશ્કેલીઓ નડતી. એક બાજુ લોકોમાં સંપ નહિ, અને બીજી બાજુ મહાલ અને પંચાયત સાથે કામ લેવામાં મુશીબતો પડતી. પંચાયતમાં નાણાં મહાલમાંથી લાવવામાં દરેક વખતે કંઇક રકમ ખરચવી પડતી એમ પાછળથી જણાયું. આ રકમ આગેવાને લોકો-માંથી જ વસુલ કરવાની એટલે તેનો હિસાબ લખાય નહિ. તેથી ચોકડીઓના મહેનતાણામાંથી કાપી લેવાનું અંદરખાનેથી ઠરાવ્યું હોય એમ લાગ્યું; પણ બધા લોકોને તેની સમજ પડે નહિ તેથી ઘણી ગેરસમજ અને તકરારો થતી. પ્રથમ પણ બીજી બાબતોમાં ગરબડ થતી હશે એમ ભાસ થતો હતો. પણ જ્યાં સુધી આગેવાનો ઉપર પૂરો ભરોસો મુકાય નહિ ત્યાં સુધી આ મુશીબતો વેઠી લેવાની રહી.

આવી રીતે ચાલુ વર્ષ તો કાઢયું અને લોકો પણ સારી રીતે નભી શકયા. વૈશાખ મહિનામાં એક દિવસ ગામના પટેલે મને જણાવ્યું કે ' સાહેબ, મને અને મારા ગામને સુધારી શકશો તો તમે આખી દુનિયાને સુધારી શકશો. ' મેં જણાવ્યું કે ' પટેલ, હવે મારું કામ પૂરું થયું છે, તમોને તમારી ખામીઓની જ્યારે ખાતરી થઇ છે ત્યારે આગળ ઉપર સુધારાનું કામ તો આખરે તમારું જ છે; હવે પછીનો રસ્તો સીધો જ છે અને તમારે

“ ૬૨ માણસોને પાંડુ રોગ લાગુ પડયો હતો કે જે આંકડીઆ કૃમિને લીધે હશે તેમ અનુમાન થાય છે. વળી જો બાલવાડાના તમામ માણસો આંકડીઆ કૃમિને માટે તપાસવામાં આવે તો ઠીક પડશે એમ મારું માનવું હતું. કારણ વત્તાઓછા પ્રમાણમાં આ લોકોમાં ફીકાશ લગભગ બધામાં જણાઈ હતી. ૩૬ માણસોની બરોળ મોટી હતી. અને ૪૮ માણસોને ટાઢીઓ તાવ આવતો હતો. ક્ષયના દર્દીઓમાં પાંચ જણા હતા તેમાંથી બે વધુ આગળ વધેલા માલુમ પડયા હતા. ચામડીનાં દર્દોમાં મુખ્યત્વે ખસનો આજાર વિશેષ જણાયો હતો. ખસના દરદી ૨૧ ને ઇતર ચામડીના દરદીઓ ૧૭ જણાયા હતા. આંખનાં દરદો જેવાં કેરીસ, મોતિયા વગેરે જણાયા હતા. પાંચ વર્ષની અંદર બધાં ઘરોમાં થયેલ મરણની સંખ્યા ૨૫૨ ની જણાતી હતી. તેમાં છેલ્લા બે વર્ષમાં ૯ મરણ થયાં હતાં. ”

ઉપરનું વૃત્તાંત મળ્યા પછી જે દરદીઓને હોસ્પિટલમાં સારવાર કરવાની જરૂર હતી તેમને ત્યાં મોકલવામાં આવ્યા. બાકીનાને હોસ્પિટલમાંથી દવા લાવવાની સૂચના આપવામાં આવી હતી. તે ઉપરાંત લોકોને ગામમાં જ ઘરગથ્થુ દવાઓ મળે એ માટે એક ઔષધાલય રાજ્ય અને ગામની મદદથી ઉઘાડયું. અને તેની વ્યવસ્થા શાળાના માસ્તરને સોંપી. આવેલી દવાઓ થોડાક વખતમાં ખપી ગઈ અને તેથી નવીન લાવી આપવામાં આવી. લોકોની શારીરિક સંપત્તિ ઘણી જ હલકા પ્રકારની હતી તેના કારણમાં ડૉક્ટરે નીચે મુજબ જણાવ્યું હતું:

“ સાધારણ રીતે લોકો ત્રણ વખત ખોરાક લે છે. પરંતુ પોષણ તત્ત્વોનો ઘણોખરો અભાવ હોય છે. દૂધ, ઘી, શાક, ફળો વગેરેનો વપરાશ આર્થિક તંગીને લીધે ઓછો થયો હોય એમ જણાય છે. ”

છ. ચામડીનાં દરદોનું એક કારણ નહાવાની અને ધોવાની પૂરતી સગવડ નહિ હોવાથી હોય એમ જણાયું. ગામના કૂવામાં પાણી સારું અને પુષ્કળ હતું, પણ નહાવાની સારી સગવડ ઘરોમાં ઘણી જ ઓછી જોવામાં આવી. ઘરમાં નહાવાની સગવડ હોતી નથી, પણ વાડામાં હોય છે. તે વાડા ખુલ્લા હોય છે અને તેથી બૈરાંને તો કપડાં પહેરીને જ નાહવું પડે. વાડા ન હોય તેમને તો એથી પણ વધારે મુશ્કેલી. આ અગવડ ટાળવાને ગ્રામ પંચાયતને સૂચના આપી કૂવા પાસે બે ઓરડીઓ, એક સ્ત્રી અને બીજી પુરુષ માટે બંધાવી આપી. જેથી પાણી પૂરતા પ્રમાણમાં મળી લોકો મર્યાદા રાખી સારી રીતે નાહી શકે. આ ખોલીઓ મારા વડોદરા છોડયા પછી તૈયાર થઈ હતી, પણ હમણાં તપાસ કરતાં એમ માલૂમ પડયું છે કે તેનો બિલકુલ ઉપયોગ થતો નથી તેનું કારણ એ હતું કે સ્ત્રીઓ ગામ બહાર નાય તે પુરુષોને રુચતું ન હતું. પુરુષ અને સ્ત્રીઓની ખોલીઓ નજીક હતી તે પણ લોકોને ગમ્યું નહિ. બન્ને ખોલીઓ સ્ત્રીઓને માટે જ રાખી હોત તો ચાલી શકત, પણ ઉપર જણાવેલા અંધવિશ્વાસને લીધે તેનો ઉપયોગ થયો નહિ. પંચાયતે ખર્ચેલા પૈસા નકામા ગયા હતા. પણ તે માટે ખાસ પ્રચાર કરવાથી તેનો ઉપયોગ થાય એમાં મને શંકા લાગતી નથી.

જ. લોકોનાં ઘરોની બાંધણી તથા સ્થિતિ તંદુરસ્તી જળવાય એવી ન હતી. ગામમાં પાકાં ઘર થોડાં હતાં. પાંચ સાત પાટીદારનાં, એક બ્રાહ્મણનું. બે ત્રણ સુતારનાં ને સિવાય બાકીના ધારાળા, કોળી અને હરિજનોનાં ઘર કાચિયા માટીનાં હતાં. અંત્યજોમાં રહેવાં ઘર કંઇક સારાં હતાં. ભંગીનાં તેથી ઊતરતાં પણ ઘણાં જ ગીચ હતાં. કેટલેક ઠેકાણે આ

સારાં અને નવી બાંધણીનાં હતાં. આ ગામમાં મુખ્ય વસ્તી બારીઆઓની હતી. એમના ઘરમાં ઢોર અને માણસ સાથે જ રહે. તેમનું આખું કુટુંબ સામાન્ય રીતે એક જ ખોલીમાં રહે. કોઠીઓનો આંતરો રાખી રાંધણી પણ ત્યાં જ હોય. કોઈપણ ઘરમાં પાછળના ભાગમાં બારીઓ રાખવાનો રિવાજ ન હતો. આગની બીકથી અને ઢોરને પવન લાગે એ કારણથી બારી ન રાખવી એવી લોકોની દૃઢ માન્યતા હતી. આખું કુટુંબ પછી ભલે તેમાં પરણેલા છોકરા છોકરીઓ હોય તો પણ સાથે સૂઈ રહે. આથી મલાજો અને સ્વચ્છતા ના સચવાય એ દેખીતું જ હતું. ઘણા ઘરમાં દિવસે દીવો કરે ત્યારે જ ઘરની અંદરની વસ્તુઓ જોઈ શકાય. ઘરોમાં મોટા ફેરફાર કરાવવાની સગવડ ન હતી એટલે ચાલુ ગોઠવણમાં થોડા ફેરફારો સૂચવવામાં આવ્યા, પણ તે લોકોના મનમાં ઊતર્યો નહિ. થોડાં ઘરોમાં જાતે જઈ સારી સગવડ થાય એ રીતે ફરીથી ગોઠવણ કરી આપી કે જેથી આખું કુટુંબ જુદી જુદી ખોલીમાં વહેંચાઈ જઈ સૂઈ રહે, અને રાંધણીની ધૂણી આખા ઘરમાં ન ફેલાય. લગભગ ૫૦ ઘરમાં નવી બારીઓ ભીંતોમાં દાખલ કરાવી કે જેથી હવા અજવાળું સારા પ્રમાણમાં આવી શકે, પણ આ સુધારો લોકોને બહુ પસંદ પડ્યો હોય એવું લાગ્યું નહિ.

ૠ. આગલે વર્ષે ભેંસોને અપાતા ખોરાકમાં કપાસીઆની મિંજ અને દાળની ચૂની આપવાથી વધારે અને સારૂં દૂધ પેદા થયું હતું. શરૂઆતમાં આ ફાયદો લોકોએ મને જણાવ્યો ન હતો. તેનું કારણ એ હતું કે ભેંસ વધારે દૂધ દે છે એમ જણાવવામાં આવે તો 'ટોકાય' એટલા માટે એ વાત છાની રાખતા. પછીથી જ્યારે વાત જાણીતી થઈ ત્યારે લોકોને નવો ખોરાક પસંદ પડ્યો. પ્રથમના બે લૉટ પૂરા થયા પછી ત્રીજો મંગાવવાની વાત આવી ત્યારે આગેવાનો તરફથી આનાકાની બતાવવામાં આવી તેનાં બે કારણો માલુમ પડ્યાંઃ જે વેપારી ગામનું દૂધ લેતો હતો તેને આવી રીતે સહકારથી દૂધ વેચવા દેવું પાલવતું ન હતું. એણે કેટલાક આગેવાનને ફોડી આ બધી પ્રવૃત્તિઓ તોડી પાડવા પેંતરો રચ્યો હતો. આથી આગેવાનોએ જણાવ્યું કે શરૂઆતમાં ફાયદો થયો એ વાત ખરી, પણ હવે એ ફાયદો રહ્યો નથી. કેટલાક તરફથી બીજો પણ વાંધો બતાવવામાં આવ્યો કે આથી ઢોર ચૂસાઈ જાય છે માટે આવો તાત્કાલિક ફાયદો અમારે જોઈતો નથી. એના દાખલારૂપે તેમણે જણાવ્યું કે મુંબઈના ઢોરવાળા સખત ખોરાક આપી એક વેતરમાં ઘણું દૂધ કાઢી ઢોરને નકામું કરી મૂકે છે. આથી એ કોઈપણ રીતે અમને ફાયદાકારક નથી. એ વખતે કપાસિયાનું મિંજ નવસારીથી મંગાવવામાં પણ કેટલીક મુશ્કેલીઓ નડી. એટલે નાઈલાજે ઢોરના ખોરાકમાં બદલી કરવાનું પડતું મૂકવામાં આવ્યું. આગેવાનો પણ આ વ્યવસ્થા કરવામાં કંઈક આળસુ જણાયા. આ જ વખતમાં ગામનાં ઢોરોમાં રોગચાળો શરૂ થયો. પ્રથમ બે ભેંસો મરી ગઈ. એની મને ખબર પડી એટલે પશુરોગચિકિત્સકને રસી લઈ ગામે મોકલ્યા. પણ લોકોએ રસી મૂકવા દીધી નહિ. આ વખતે મ્હારાથી કંઈક કારણસર ગામ જઈ શકાયું ન હતું. એટલે બીજા ગૃહસ્થને મોકલી પટેલને સમજાવી તેમના ઢોરને રસી મુકાવી. બીજા થોડાએ પણ તેનો લાભ લીધો પણ ગામના ઘણા લોકોએ તો સાફ ના પાડી. કારણ તપાસતાં માલૂમ પડ્યું કે એમણે કેટલાક માણસોને બાજુના ગામે માતા હતા ત્યાં દોરા કરાવવા મોકલ્યા હતા. અને દોરા એકાદ બે દિવસમાં આવે, તેવા વખતે ઢોરને રસી મુકાવવામાં આવે તો માતાને કૂડું પડે અને તેથી વધારે નુકશાન થાય. આવી સ્થિતિમાં જબરદસ્તીથી ફરજ પાડવી એ વાસ્ત-

વિક ન હતું. છતાં જે સમજુ લોકો હતા તે બધાએ રસી મુકાવી. રોગ ૧૦-૧૫ દિવસ ચાલ્યો અને તેમાં વીસેક ભેંસો મરી ગઇ. તેમાંથી એક વિધવા બાઇની હતી, જેને પોતાની એકની એક ભેંસમાંથી પોતાનો અને નાના છોકરાનો નિર્વાહ થતો હતો. ભેંસના મરણથી તે લગભગ નિરાધાર સ્થિતિમાં આવી ગઇ. આવા અનેક વહેમો લોકોમાં ચાલુ હતા. આ ગામના વહેમ સામે બાજુના ગામમાં તેની જુદી જ અસર થઇ. આ ગામમાં રોગચાળો શરૂ થયો છે તે બાજુના ગામમાં પ્રસરશે જ, એમ ગામના પટેલને લાગવાથી ડૉક્ટરને બોલાવી ગામના ૩૦૦ ઢોરોને રસી મુકાવી અને તેમને રોગમાંથી બચાવ્યા.

ટ. સ્ત્રીપ્રચારકની નિમણુક કર્યા પછી ગામની સ્ત્રીઓમાં કંઇક જાગૃતિ જોવામાં આવી. પ્રથમ તો ઢોરની માવજતમાં અને દોહવાની રીતમાં કંઇક ફેરફાર થયો. વાસણ સ્વચ્છ રાખવામાં આવ્યાં. દૂધમાં પાણી નાખવાનો રિવાજ હતો તે પણ ધીમે ધીમે ઓછો થતો ગયો. ઢોરને કેવી રીતે સાચવવાં જોઇએ તે બતાવવા માટે ગામની લગભગ બધી જ સ્ત્રીઓને રાજ્યની મકરપુરા ડેરી ફાર્મ ઉપર જોવા લઇ ગયા. ત્યાં દૂધ દોહવાની રીત પહેલેથી તે છેલ્લે સુધી બતાવી. એક મિત્રે બે મોટી લૉરીઓ વગરલવાજમે આણી આપી. તેમાં બેસાડી બાઇઓને મોકલાવી. સાથે સાથે શહેરમાં આવેલું સરકારી સ્ત્રીપ્રસૂતિગૃહ પણ બતાવ્યું કે જેમની મરજી હોય તે ત્યાં ખુશીથી જઈ શકે. આ બાઇઓની માન્યતા એવી હતી કે એ બધાં દવાખાનાં મોટા શહેરના પૈસાદાર લોકો માટે જ છે, ગરીબને માટે નથી. તે ઉપરાંત લેડી ડૉક્ટરને બોલાવી બાળઉછેરની સ્લાઇડો મેજીક લેન્ટર્ન વડે બતાવી. પ્રચારક બાઇએ દરેક ઘરમાં જઈ શું શું સુધારા કરવા તેની માહિતી આપી. બે વરસને અંતે કંઇક ફેરફાર જોયા. ગામમાં સ્ત્રી બચત મંડળી કાઢી. તેમાં બે ત્રણ વરસમાં રૂપિયા ૧૫૦ જમા કરાવ્યા હતા. એક કોમની સ્ત્રીઓ બીજી કોમની સ્ત્રીઓ સાથે મળતી ન હતી તે ગરબા જેવા પ્રસંગો યોજવાથી સાથે મળતી થઇ. કપડાં અને ઘરની સ્વચ્છતામાં કંઇકિ સુધારો જોવામાં આવ્યો **પણ આ પ્રવૃત્તિઓ લાંબો વખત ચાલી નહિ.** સહકાર્યથી દૂધના વેચાણમાં ઘણા પ્રયત્નો કર્યા છતાં બાઇઓએ પાછળથી દૂધમાં પાણી રેડવાનું શરૂ કર્યું અને તે કારણે દિવસે દિવસે ઘરાકી બંધ થતી ગઇ અને છેવટે મંડળી બંધ કરવાનો પ્રસંગ આવ્યો. આ બાબતમાં ગામના આગેવાનોનો પુરો સહકાર મળ્યો નહિ.

ઠ. ગામની ખેતી સુધારવા માટે થોડા ઘણા પ્રયત્નો આદર્યા. ઘણી વખત આગેવાનોને વડોદરાના મૉડલ ફાર્મ ઉપર મોકલવામાં આવતા અને જે પ્રયોગો થતા તેની માહિતી આપવામાં આવતી. ફાર્મના મેનેજરને પણ ખેતીમાં થતા રોગ કે કપાસમાં લાગતા સુકારાની તપાસ માટે બોલાવતા. ઝાડની કલમો પણ ત્યાંથી ગામને મળતી. રાસાયણિક ખાતરોનો ઉપયોગ કેમ કરવો તેના અખતરા પણ કરાવવામાં આવતા.

ડ. ગામની સ્વચ્છતામાં ગામનોકરોથી જૂજ કામ થતું હતું. બધા જ વાળનારા વડોદરામાં બાગ ખાતામાં નોકર હતા, એટલે અઠવાડિયામાં એકાદ વખત ગામનો થોડો ભાગ સાફ કરે. ગામમાંથી મળતો ટૂંકો પગાર અને જૂજ જમીન આપેલી તેથી આખા દિવસનું કામ તેમનાથી લઇ શકાય તેમ ન હતું. થોડાને કમી કરી એક બે સારા માણસોને પૂરતો પગાર આપી રાખવામાં આવે તો જ કામ સારૂં થાય; પણ આ સવાલ રાજ્યની આ સંબંધી નીતિનો રહ્યો. છતાં પણ ગામનોકરો કંઇક વધારે સારૂં કામ આપે એ માટે

રાજ્ય તરફથી વડોદરાની આસપાસનાં વીસ ગામો માટે મિલીટરીના એક નિવૃત્ત થયેલા સુબેદાર મેજરને* મહારાજાના હીરકમહોત્સવના પ્રસંગે ગામડાની સ્વચ્છતા સુધારવા માટે રાખવામાં આવ્યા હતા. તેમની સારી દોરવણીથી ગામમાં સારો સુધારો થયો હતો.

એવો જ પ્રકાર ગામના રખા–વરતણીઆનો હતો. કપાસની મોસમમાં ગામને રૂ. ૧૦૦૦ થી ૧૫૦૦ પહાણુ અગર એવી જાતના બીજા લોકોને સીમ સાચવવાના કામ માટે આપવામાં આવતા હતા. આ રકમ ગામના પ્રમાણમાં ભારે ગણાય. ગામના રખાઓ આ કામના ઉપયોગી ન હતા. રકમનો વિનિમય કરવામાં ગામના આગેવાનોમાં ઘણી જ તકરારો જોવામાં આવતી. અંદર અંદર કુસંપને અને ખોટી સ્પર્ધાને લીધે ગામને ઘણું ભોગવવું પડતું હતું.

રખા વરતણીઆની ફરજો વધારે સારી રીતે ગોઠવાય અને તેમનો લાભ ગામને પૂરતો મળે એ ઇરાદાથી આ સવાલ પણ ગામનોકરના પ્રશ્ન સાથે જુદો રાખ્યો. એનો નિકાલ એકાદ ગામ માટે સહેલાઇથી લઇ શકાય એમ ન હતું. ગામઆગેવાનોને સમજાવી ઓછા ખરચે કામ થાય અને આ ખરચનો હિસાબ ચોખ્ખો રહે એવી તજવીજ કરી. ગામનોકર ગામની નોકરી જેવી જોઇએ તેવી કરતા નથી એવી ખાતરી થઇ. અમે તેટલી સખ્તાઇ કરવામાં આવે તો પણ તેમની પાસે ઓછામાં ઓછું જરૂરનું કામ લેવું એ મુશ્કેલીનું હતું. ગામ નોકરમાં પટેલ પછી તલાટી મુખ્ય ગણાય છે. પણ તલાટીનું મોં પણ ગામમાં ભાગ્યેજ જોવામાં આવતું. તલાટીને સજાના ગામમાં રહેવાનું ફરજિયાત હતું છતાં તે ત્યાં રહેતો ન હતો. એ કારણે એકને બરતરફ કરવામાં આવ્યો અને બીજાને લાવવામાં આવ્યો તે ગામમાં હાજર રહેતો, પણ કામમાં બિલકુલ ઉત્સાહ અગર રસ લેતો ન હતો. એટલે બહુ ઉપયોગી થતો ન હતો. એનો આખો નોકરીનો આશય જ જુદા પ્રકારનો હતો. બીજા મુલકી ખાતાના નોકરોની પણ પૂરતી સહાનુભૂતી ન હતી. ફરજ પાડવાથી ઓછામાં ઓછું કામ થાય પણ તેમાં લાગણી ન હતી.

ढ. ગામ વિશ્વામિત્રી નદીને કિનારે આવ્યું હતું. આથી તેના કિનારા ઘણે ઠેકાણે ધોવાઇ જઇ તેમાં કોતરો પડી ગયા હતાં. આવી ખાઇઓમાં વાંસનો સારો ઉછેર થઇ શકે છે, અને ધોવાણ અટકે છે એ બીજે ઠેકાણે જોયું હતું. વિશેષમાં વાંસ એ ઉપયોગી ઝાડ છે અને સહેલાઇથી ઉછેરી શકાય છે તેથી વાંસની આંબોના રોજ જંગલ ખાતામાંથી, એક મિત્ર મારફતે રત્નાગિરિ તરફથી અને બીજા એક બે ઠેકાણેથી મંગાવી ગામની સીમમાં અને લોકોના વાડામાં રોપાવ્યા. તેમાંથી કેટલા ઉગી નીકળ્યા હતા તે મેં હમણાં જ જોયા હતા. ગામ અને સીમની પડતર જમીનમાં ઝાડ ઉછેરવાનો સવાલ અતિમહત્ત્વનો છે અને તે તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે.

ण. પ્રચારક બાઇ તરફથી અનેક જાતના સામાજિક પ્રશ્નો લાવવામાં આવતા. ગામની બાઇઓ આ બાઇને પોતાના સુખદુઃખની વાતો ઘણી સારી રીતે કરી શકતી, છુપી મદદ કરવા માટે કેટલીક માહિતી લાવતી. આગેવાનોની સ્ત્રીઓ પણ તેમના ધણીના વર્તન સામે

*નોંધ:—આ અમલદારનું નામ સુબેદાર મેજર અબ્દુલ્લા હતું. તેઓએ નવસારીમાં મેલેરીઆનો ઉપદ્રવ અટકાવવામાં, ૧૯૨૬ના જળપ્રલય વખતે અને વડોદરા શહેરની સ્વચ્છતા સંબંધમાં માહિતી આપવામાં ઘણી જ સારી કામગીરી કરી હતી. આ વર્ગના માણસોનો દેશમાં જેવો થવો જોઇએ તેવો ઉપયોગ થતો નથી. શાળાઓમાં કસરત કરાવવામાં અને ગામડા અને શહેરમાં સ્વચ્છતા માટે સારી કામગીરી તેઓ આપી શકે છે.

ફરીઆદ કરતી. બાઇના પ્રચારને અંતે કેટલાંક ઘરોમાં સંપ વર્ત્યો હતો. ગામડાનું જીવન જેટલું ધારીએ છીએ એટલું સુખી અને સંતોષી ન હતું. ગામની સ્ત્રીઓની ઉન્નતિનો સવાલ ઘણો જ મુશ્કેલ છે અને તે માટે સ્ત્રીકાર્યકર્તાની અવશ્ય જરૂર છે.

ત. ગામમાં નવીન ઉદ્યોગ દાખલ કરવાને થોડી મહેનત કરી. વેપાર ઉદ્યોગ ખાતામાંથી વણાટશિક્ષકને લાવી ત્યાં વણાટનો અને કાંતવાનો વર્ગ ઉઘાડયો અને લગભગ એક વર્ષ ચાલુ રાખ્યો. લોકોના ઘરની સ્થિતિ જોતાં ખેડૂતો વણવાનું કામ કરે એ અશક્ય જ હતું; કાંતવાનું અને પાટી વણવાનું કામ થઇ શકે એમ હતું. ગામના છોકરાઓએ તેનો થોડો લાભ લીધો અને શાળામાં પાટી વણવાનું થોડો વખત રાખ્યું. પણ મારી ખાતરી હતી કે જ્યાં પૈસા પેદા કરવાનો ઉદ્દેશ છે ત્યાં જે ધંધામાંથી ખેડૂતો પેદાશ લે છે તેમાંજ પ્રથમ સારા સુધારા કરવા અને તેમાં જ તેમને ખંતીલા કરવા. મારા અભિપ્રાય પ્રમાણે ખેતી તેમ જ ઢોરની ઓલાદ સુધારવી એ ગ્રામસુધારણામાં પહેલું પગથીઉં છે. સારાં બી અપાવવાં, ખાતર સારી રીતે તૈયાર કરાવવું અને જરૂર હોય ત્યાં નવીન લાવવું, ત્યાંથી શરૂઆત થવી જોઇએ અને તે દિશામાં મેં બનતી મદદ કરી. આ વખતે એસેમ્બીક કંપનીને વડોદરામાં પેશ્વરાઇઝીંગ મશીનરી મૂકી દૂધ મુંબઇ મોકલવાનો વિચાર હતો. તેમની સાથે મળી આ ગામથી બે વખત દૂધ મુંબઇ મોકલાવ્યું અને એ ધંધામાં ફાવતું આવતાં ગામ લોકોને પણ તેમાં કંઇક ઉત્સાહ આવ્યો. લોકો ઢોર વધારે રાખી દૂધની પેદાશ વધારવા ખાસ આતુર જણાયા. તેને માટે પાણીનો સારો જથ્થો જોઇએ. ગામની સીમમાં કૂવાઓ ઘણા હતા. વરસો પહેલાં ગામમાં શેરડીનું વાવેતર થતું હતું, માટે ફરીથી ગામના કૂવાની તપાસ કરાવી. એક ભાગોળના કૂવાઓમાં ચોપડુ પાણી નિકળ્યું જ્યારે બીજા ભાગમાં સારૂં પાણી મળ્યું. આ કૂવાઓ ઉપર વિજળી લાવી આપવામાં આવે તો પંપ મૂકી ઢોરોને ચારો ઉત્પન્ન કરી વધારે ભેંસો રાખવાનો નિશ્ચય ત્રણ ચાર આગેવાનોએ કર્યો. અને કૂવામાં બોરીંગ કરાવવા માટે સરકારમાં અરજીઓ કરી. આ ઇરાદાથી વિજળી ખાતા સાથે મળી વિજળીના તાર ગામની સીમ સુધી નંખાવ્યા. હમણાં તપાસ કરતાં માલૂમ પડયું કે ત્રણ કૂવાઓ ઉપર વિજળીથી ચાલતા પંપ મૂકવામાં આવ્યા હતા. એમાં રાજ્યે સારી મદદ આપી હતી. તાર કૂવા સુધી સરકારખર્ચે લઇ ગયા અને મોટર અને પંપ સરકારે જૂજ ભાડેથી આપ્યા અને વિજળી બળનો દર ઓછો રાખ્યો. ત્રણ કૂવાઓ પૈકી એક કૂવો નકામો નીકળ્યો એટલે તેનું સાંચાકામ બીજા કૂવાવાળાને આપ્યું. ત્રણ કૂવાઓ પૈકી એક જ કૂવાવાળો આ સાધનોથી સારો ફાયદો લે છે એમ મને જણાવવામાં આવ્યું છે. પણ મેં જે ઉદ્દેશથી આ કામ હાથમાં લીધું હતું કે દૂધનો ધંધો ખીલવવો એ પાર પડયું નથી. આવા કામમાં સતત દોરવણીની જરૂર હોય છે. મ્હારી દિવસે દિવસે ખાતરી થતી જાય છે કે ખેતી સિવાય, ઉદ્યોગમાં ઢોર ઉછેર અને દૂધનો ધંધો ગુજરાત માટે સારામાં સારો ગણાય અને તેને જેટલું મહત્ત્વ આપીએ તેટલું ઓછું.

## ૪. ગામ સાથેના સંસર્ગથી છૂટો પડયો એટલે મળેલો અનુભવ

મારો ગામ સાથેનો સંસર્ગ ૧૯૨૬ ના ડિસેમ્બરમાં જ્યારે મારે વડોદરા છોડવું પડયું ત્યારે પૂરો થયો. ધાર્યા પ્રમાણે પરિણામ આવ્યું ન હતું, તેથી મનમાં કંઇક અસંતોષ તો હતો જ, પણ મ્હારો મુખ્ય ઇરાદો ગામની સ્થિતિ સમજવાનો હતો, અને કામ કરવામાં શી મુશ્કેલીઓ પડે છે તે જાણવાનો હતો. આથી પરિણામ શું આવે તેની બહુ અપેક્ષા ન હતી. છતાં કામ અધુરૂં રહ્યું છે એમ તો લાગતું હતું. કદાચ સત્તાનો ઉપયોગ કર્યો હોત તો

વધારે તાત્કાલિક પરિણામ લાવી શકાત; પણ મારે તેવો ઉપયોગ કરવો ન હતો. લોકોને પોતાનું કામ પોતાની સ્વેચ્છાએ જ કરવાનું હતું એટલે ઉતાવળથી કામ લેવાની ઇચ્છા ન હતી. પછાત વર્ગના લોકો જે વ્યસનથી પૂરેપૂરા ઘેરાએલા છે તેમને સીધે રસ્તે દોરવવા એ સહેલું કામ ન હતું, એ હું શરૂઆતથી જ સમજતો હતો. એટલે નાસીપાસ થવાનું ખાસ કારણ ન હતું.

મારા ગયા પછી આદરેલું કામ ચાલુ રહે એવી વ્યવસ્થા કરી, પણ તે પાર પડી શકી નહિ. છતાં પણ અવારનવાર મને પટેલ અને ગ્રામપ્રચારક ગામની માહિતી આપ્યા કરતા હતા. પણ જૂજ પ્રમાણમાં પાછલી પ્રવૃત્તિ ચાલુ રાખેલી માલમ પડી. આવા કામમાં સતત પ્રેરણાની જરૂર હોય છે.

આ ગામની આર્થિક તેમ જ સામાજિક સુધારણાના ઉપરોક્ત પ્રયાસોના પરિણામે ગામના લોકોની મનોવૃત્તિમાં કંઇક અંશે ફેર પડયો છે એમાં શંકા નથી. પુરુષ, સ્ત્રી તેમ જ બાળવર્ગ પણ એમ સમજવા લાગ્યાં છે કે આપણા ગામની ઉન્નતિ થવી જોઇએ. એ ઉન્નતિના પ્રયાસોમાં તેમનાથી કોઇ અંતરાયરૂપ કાર્ય થઇ જાય તેની તેમને શરમ આવે છે, એ વાત પણ ચોક્કસ છે. લાંબા વખતથી જડ ઘાલી બેઠેલી વૃત્તિઓના સ્વામિત્વમાંથી બચવા માટે તેમને દોરવનાર–તેમને તેમની ફરજનું વખતોવખત ભાન કરાવનાર–તેમની પ્રવૃત્તિઓને વેગ આપનાર–તેમની ઉદાસીનતા દૂર કરનાર–તેમની ત્રુટિઓ તેમની ધ્યાન ઉપર લાવી સહાનુભૂતિ દર્શાવનાર અને નિરાશામય જીવનમાંથી આશાસ્પદ જીવનનો ધ્વનિ જાગ્રત રાખનાર આગેવાનની ઉણપ છે. આ ગામની વસ્તીમાં એવો પુરુષ હાલ ઉપલબ્ધ નથી. તેમ છતાંયે આ ગામની સર્વાંગી મનોવૃત્તિમાં થએલા ફેરફારનો લાભ ગામને સતત મળ્યા કરશે જ એમાં શંકા નથી.

આ ગામમાં શું ચાલે છે તે આજુબાજુના ગામના લોકો જોયા કરતા હતા. બીજા વર્ષની શરૂઆતમાં બે ત્રણ ગામના લોકો મારી પાસે આવ્યા અને જણાવ્યું કે આ ગામના લોકો તમને કદીપણ યશ નહિ આપે અને એ લોકોની વૃત્તિઓ બિલકુલ સારી નથી, તેથી જો તમે અમારે ગામે આવી સલાહ આપશો તો ધારેલું તમામ કામ પૂરા સહકારથી ઉપાડી લેશે. પણ મારાથી બીજા ગામો લેવાય એવી સ્થિતિ ન હતી. એટલે મ્હારે તેમને ના પાડવી પડી, પણ જણાવ્યું કે કંઇક ખાસ કામ હોય તો મને જણાવવું કે તેમાં હું તમને મદદ કરું. એક બે ગામના ગામઠાણ વધારવામાં, કાંસ સુધારવાનાં કામોમાં મદદ પણ કરી. મારી લોકોને એ જ સૂચના હતી કે જે કામ ગામમાં થાય છે તેમાં તમોને રસ હોય તો તમારે તમારી જ મેળે તે ઉપાડી લેવું જોઇએ. આ ગામની અને બીજાં વીસ ગામો કે જે શ્રી. મહારાજા સયાજીરાવે એમના હીરક મહોત્સવને અંગે ગ્રામસુધારણાના માટે હાથ લીધેલાં તેમાં જે કામ થતું તે જોતાં મારી ખાતરી થઇ છે કે લોકોને સારી દોરવણીની જરૂર છે. તેઓ સારી રીતે પોતાનું હિત સમજે છે પણ ગામની નાના નાના કજિયા, આગેવાનોની સ્વાર્થવૃત્તિ અને સરકારી કચેરીઓમાં લાગણી વગરનું ખરચાળ અને ઘણા વિલંબથી થતું કામ, એથી સાધારણ ગામડાનો માણસ કંટાળી જાય છે અને ગમે તેવો ઉત્સાહ હોય તો પણ તે પાછો પડે છે.

મારે પ્રથમ કામ તો રાજ્યે ગામે ગામ લોક સાથે સંબંધમાં આવનાર રાજ્યતંત્રને સુધારવાનું છે. તે થાય તો જ રાજ્યની અનેકવિધ પ્રજાહિતની પ્રવૃત્તિનો લાભ પૂરો લેવાય.

મણિલાલ બાલાભાઇ નાણાવટી

* ધી ગુજરાત રિસર્ચ સોસાયટીના સભાસદો સમક્ષ આપેલા ભાષણનો સાર.

# ભગવાન આપી રહેશે.

જાણીતા અમેરિકન હાસ્યલેખક માર્કટ્વેનની જીવન-કથામાંથી એક પ્રસંગ આ રહ્યો:

આ વાત એ સમયની છે જ્યારે હું અને વિલિયમ સ્વીન્ટન સામાન્ય બાતમીદાર તરીકે કામ કરતા હતા. પૈસાની ભારે તંગી હતી. તે જ દિવસે અમારે ત્રણ ડૉલર ભરવાના હતા. સ્વીન્ટને શ્રદ્ધાપૂર્વક કહ્યું કે 'એ તો ભગવાન ક્યાંયથી આપી રહેશે.' હું હૉટેલની લૉબીમાં પૈસા કેવી રીતે મેળવવા એનો વિચાર કરતો કરતો ફરતો હતો. એટલામાં એક સરસ કૂતરો આવ્યો ને મારા ઢીંચણ પર જડબું ટેકવીને ઊભો રહ્યો. જનરલ માઇલ્સ ત્યાં થઇને નીકળ્યો ને તેણે કૂતરાને પંપાળ્યો.

'અજબ કૂતરો છે! તમારે વેચવો છે?'

સ્વીન્ટનનું ભવિષ્ય વિચિત્ર રીતે ખરું પડી જાય એવો મોકો આવ્યો હતો. મેં તરત જ કહ્યું: 'હા, એની કિંમત ત્રણ ડૉલર છે.'

જનરલને નવાઇ લાગી. 'બસ, ત્રણ ડૉલર? હું તો એને સો ડૉલર માટે પણ ન [illegible]. ફરી એક વાર વિચાર કરી જુઓ.'

'ના, ફક્ત ત્રણ ડૉલર.' મેં મક્કમ અવાજે જવાબ આપ્યો.

જનરલ કૂતરાને લઇ ગયા.

થોડી વાર પછી એક માણસ ઉદાસ ચહેરે આવ્યો. તે ચારેકોર ચિંતાતુર નજરે જોતો [illegible]. મેં તેને પૂછ્યું: 'તમે કૂતરાને શોધો છો કે?'

એના ચહેરા પર આનંદ માતો ન હતો. 'હા, તમે એને જોયો છે કે?'

'હા. મને લાગે છે કે હું એને શોધી કાઢીશ.'

પછી મેં કહ્યું કે કૂતરાને શોધી કાઢવા માટે તમારે મને ત્રણ ડૉલર આપવા પડશે.

'ત્રણ જ ડૉલર? એમાં તે શું? હું તમને રાજીખુશીથી દસ ડૉલર આપીશ.'

મેં કહ્યું: 'ના, ના. ત્રણ જ ડૉલર.'

આટલું કહીને હું ઉપડયો. સ્વીન્ટને કહ્યું હતું કે ભગવાન ત્રણ ડૉલર આપી રહેશે; [illegible]ના કરતાં વધારે માંગવા એ પાપ હતું. હું જનરલના ઓરડામાં ગયો ને બધી પરિસ્થિતિ [illegible]જાવી. 'હું દિલગીર છું કે મારે કૂતરાને પાછો લઇ જવો પડશે. કૂતરાને મેં માત્ર [illegible]વડને ખાતર વેચ્યો હતો.' એટલું કહીને મેં તેમને ત્રણ ડૉલર પાછા આપી દીધા ને [illegible]રો એના માલીકને સોંપ્યો.

માલીકની પાસેથી ત્રણ ડૉલર લઇને હું ચાલ્યો ગયો. મારા દિલમાં સંતોષ હતો. હું [illegible]ાણિકતા જાળવી શક્યો હતો. કૂતરાને વેચીને મેળવેલા ત્રણ ડૉલર મારાથી કદીપણ વાપરી [illegible]ાયા ન હોત; કેમકે એ કૂતરો મારો ન હતો. એટલે એને વેચવાનો મને અધિકાર ન હતો. પણ કૂતરો પાછો મેળવી આપવા માટે લીધેલા ત્રણ ડૉલર વાપરવાને કશી હરકત ન હતી. કેમકે હું ન હોત તો એના માલીકને એ કૂતરો કદી પણ પાછો મળત નહિ.*

* ઑગસ્ટ-'૪૨ ના "ચિત્રમય જગત"માંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ વાર્ષિક નિવેદનો ખાતા તરફ મોકલવા માટે ઘટિત તજવીજ કરો. વર્ષ આખરે કેટલાંક પુસ્તકાલયોનાં પુસ્તકો આવ્યાં ન હોય તો તે માટે રાખેલી રકમ લાલ શાહીથી ખર્ચમાં બતાવવી.

૨ આવતો માસ હિન્દુઓનાં પવિત્ર પર્વોથી ભરપૂર છે તો ધાર્મિક અને નૈતિક વાચન એ વર્ગનાં ભાઇબહેનોમાં વધુ થાય તેવા પ્રયાસ કરવા.

૩ અંદાજપત્રો તૈયાર કરો; **કરકસર કરો; પુસ્તકો માટે સહકારી ધોરણે અંદાજો બનાવો; વર્તમાનપત્રો પાછળ વધુ પડતાં નિરર્થક નાણાં ના વેડફો.**

૪ થોડું ભણેલાંમાં ભણેલું ભૂલી ન જાય માટે તેમની કક્ષાનાં પુસ્તકો વસાવો અને તેવા અર્ધશિક્ષિતોની યાદીઓ પુસ્તકાલયમાં રાખો.

૫ કમી કરવા પાત્ર જીર્ણ પુસ્તકો કમી કરાવવા અત્રેથી વખતોવખત થયેલી સૂચના પ્રમાણે તજવીજ કરો.

૬ પુસ્તકાલયોમાં બાળવિભાગ તમે આકર્ષક બનાવ્યો છે ? તે માટે જોઇતી રમતો, ચિત્રપોથીઓ વગેરે સાહિત્ય વસાવી તેનો ઉપયોગ કરાવશો ?

૭ મહિલા અને બાળ પુસ્તકાલયોએ વર્તમાનપત્રો પાછળનો નિરર્થક ખર્ચ અટકાવી, બહેનો અને બાળકોને આકર્ષણ કરે તેવી યોજનાઓ અને પ્રવૃત્તિઓ જેવી કે ગૃહરમતો, ગૃહઉદ્યોગો, વાર્તાલાપ, સંવાદો, પુસ્તકમાંથી વાચન વગેરે યોજી વધુ બહેનો અને બાળકોને આકર્ષવા પ્રયાસ કરો.

૮ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પુસ્તકો મંગાવવા માટે રજીસ્ટર્ડ પુસ્તકાલયો તજવીજ કરે.

વડોદરા,
તા. ૫–૮–'૪૨

ઉ: મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## વટહુકમ નં. ૧ સને '૪૨-૪૩

# વિષય

### પુસ્તકાલયના મકાનને ફરતા પાકા કે તારના કંપાઉન્ડ બાબત

આથી તમામ મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોને જણાવવામાં આવે છે કે પુસ્તકાલયોનાં **મંજૂર કરેલા પ્લાનમાં** મકાન કંપાઉન્ડ સાથે મંજૂર થયેલાં નથી. અને મકાન **કંપાઉન્ડની સવડ નથી.** બંધાયા પછી કંપાઉન્ડો માટે ઘણી માગણીઓ આવે છે.

**મેંદી કે થોરનું કંપાઉન્ડ કરી લેવા બાબત**

ગ્રામ પુસ્તકાલયોનાં મકાનોની વ્યવસ્થા જુવાન કાર્યકરોની હોય છે. તેમણે હંમેશાં પુસ્તકાલયમાં અવરજવર કરવાની હોય છે. ગામડામાં મેંદી કે દેશી થોરની વાડ સહેલાઇથી બની શકે તેમ છે. રાજ્યમાં ઘણે સ્થળે પુસ્તકાલયોનાં મકાનો બાંધવાની હજી જરૂર છે. તેથી જોઇતી પંચાયતમદદ મળી શકતી નથી તો કંપાઉન્ડ માટે વધુ ખર્ચ કરવો ઇષ્ટ નથી.

**તાર કે પાકુ કંપાઉન્ડ લોકમદદથી કરવા બાબત**

સબબ જણાવવામાં આવે છે કે તમામ મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાના મકાનને તાર કે પાકું કંપાઉન્ડ કરવું હશે તો તે માટે એકલી લોકમદદથી કરી શકશે, પણ તે ઉપર સરકાર કે પંચાયત મદદ મળી શકશે નહિ. તેમ જ મંજૂર થયેલાં કમ્પાઉન્ડોનાં કામો જો મંજૂર થયેલી રકમોમાં નહિ થઇ શકે તો વધારાની તમામ રકમ જે તે પુસ્તકાલય સમિતિએ ઊભી કરવી જોઇશે.

**કાચા થોરના કે મેંદીના કંપાઉન્ડનો ખર્ચ**

કંપાઉન્ડમાં જોઇતા થોર કે મજૂરી અગર તે પાછળ દર વર્ષે જોઇતો ખર્ચ અંદાજપત્રમાં સધાતી મકાનદુરસ્તીની રકમમાંથી તેમ જ પસ્તીના વેચાણની રકમમાંથી થઇ શકશે. માત્ર આવો તમામ ખર્ચ વ્યવસ્થાપક મંડળ તરફથી પ્રથમ મંજૂર કરાવી લેવો જોઇશે.

વડોદરા,
તા. ૬-૮-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૨ સને '૪૨-૪૩

### મકાનો માટે લોકમદદ પ્રથમ પુસ્તકાલય ખાતામાં જમા કરાવવા બાબત

સાર્વજનિક પુસ્તકાલયો માટે મકાનો બાંધવાનો ઠરાવ કરવાનું, મદદ આપવાનું, તેમ જ પ્રાંત પંચાયતો પાસેથી મદદ મેળવવાનું કાર્ય, પુસ્તકાલય ખાતું કરે છે. કેટલીક વખત ગામડાના લોકો પોતાના પુસ્તકાલયનું મકાન બંધાવવા માટે લોકમદદની રકમ પરભાર્યો પ્રાંત પંચાયતમાં જમા કરાવે છે. તેથી મદદ આપવામાં ગૂંચવાડો ઊભો થાય છે.

હવે તમામ રકમ પ્રથમ પુસ્તકાલય ખાતામાં અનામત જમા કરાવવા ઠરાવ્યું છે, જેથી લાગતી વળગતી સંસ્થાઓ કે વ્યક્તિઓને તે નાણાં પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબ તરફ મોકલી આપવા સર્વની જાણ માટે આ વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વડોદરા.
તા. ૫–૮–'૪૨

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧ સને '૪૨-૪૩

# વિષય

### અંદાજપત્રો અને નિવેદનો સંબંધે કેટલાંક સૂચનો

૧. હવે ગ્રામ પુસ્તકાલયો અંદાજપત્રો બનાવવા લાગ્યાં હશે. તેમણે ગયા વર્ષે કરેલા અંદાજ પ્રમાણે પૂરતો ખર્ચ કર્યો હશે. ચાલુ વર્ષે યુદ્ધપરિસ્થિતિ હોઇ નાણાં વધુ ઊભાં થઇ શકે તેમ ન હોય તો ખર્ચ કરકસર કરીને કરવા વિનંતિ છે. આવા સમયમાં લાગણીપ્રધાન પત્રો કે સામયિકોના વાચન કરતાં જાહેર પ્રજાની શાન્તિ અને સાચી દોરવણી તથા ગ્રામજનતામાં સ્વરક્ષણ અને સંપ વધે તેવી જાતના પોષક સાહિત્યની ગ્રંથપાલોને વધુ જરૂર જણાશે. તો તેવું વાચન ખરીદવા તરફ તેઓ પોતાનું લક્ષ રાખશે એવી આશા છે.

૨. રૂપિયા ૭૫ થી ઓછા ખર્ચવાળા ગ્રામ પુસ્તકાલયો હવે મોંઘાં દૈનિકો પાછળ ન ઘૂમતાં પોતાની શક્તિ અનુસાર અઠવાડીકો અને માસિકોમાંથી મળતુ વાચન મેળવી સંતોષ માની નાણાંનો દુર્વ્યય ન કરે એ ઇચ્છવા જોગ છે. આશા છે કે ગ્રંથપાલ અને મંત્રીઓ પોતાથી બનતા બધા પ્રયાસો કરી આ બાબતમાં ઘટતું કરી છૂટશે.

૩. વાર્ષિક નિવેદનો અને અંદાજમાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી જે સાધનસામગ્રી આવવાની બાકી હોય અને પોતાને ખર્ચ કરવાની રકમ પણ બાકી રહી હોય તે તમામ હકીકત લાલ શાહીથી આંકડા પૂરી શેરાનાં આસનોમાં લખી જણાવવું.

૪. કાયમનિધિની રકમો પુસ્તકાલયના **ગ્રંથપાલો પાછળથી મૂકવાની જણાવી અંદાજ મંજૂર થયા પછી મૂકતા નથી;** તેમજ તે બાબતનો રીતસર ઠરાવ કરી મંજૂરી મેળવતા નથી તો તે કસુર મંત્રીની ગણાશે અને તેમને નાણાં જમા આપવાં પડશે. કારણ, મંજૂર કરેલી રકમ કાયમનિધિ ખાતે રાખવાની છે એવી સમજ પર તેમનાં અંદાજ મંજૂર કરવામાં આવે છે.

૫. ગ્રામ પંચાયતની મદદ મળ્યા સિવાય અગર અધ્યક્ષ તરફથી તે મંજૂર કર્યાની લેખી ખબર આવ્યા સિવાય અંદાજમાં તે મૂકવી નહિ. અંદાજ મંજૂર થયા પછી મળે તો તે રકમ બીજા વર્ષે ખર્ચવા નોંધ લેવી અગર તેનાં પુસ્તકો ખાતા મારફત વાંચી મોકલી મંગાવવાં.

૬. વાર્ષિક નિવેદનોના આંકડાઓમાં ભૂલ ન થાય તે જોવા સૌ કાર્યકરોને વિનંતિ છે. અને તે ઑગસ્ટ આખર સુધીમાં અત્રે આવી જવાં જ જોઇએ.

વડોદરા,
તા. ૫-૮-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૨ સને '૪૨-૪૩

# વિષય

### ગુ. વ. સો. નાં પુસ્તકો બાબત

આથી વડોદરા રાજ્યનાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં નોંધાયલાં તમામ પુસ્તકાલયોને જણાવવામાં આવે છે કે તેમને પોતાના પુસ્તકાલયનાં ભેટનાં પુસ્તકો ગુ. વ. સો. તરફથી મળવા માટે વ. હુ. નં. ૨૭ તા. ૭-૮-૩૫ માં જણાવ્યા પ્રમાણે ( જુઓ વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ પાન ૩૨૨ ) નમૂનામાં હકીકત લખી પોતાના જૂથ મારફત મહાલ પુસ્તકાલય મંડળ મારફત કે કસ્બા પુસ્તકાલય મારફત પોતાનાં પુસ્તકો મંગાવવા તજવીજ કરવી.

ગ્રામ પુસ્તકાલયોની જાણ માટે જૂથ મારફત મહાલ મંડળ કે કસ્બા પુસ્તકાલયમાં મોકલવાનો નમૂનો નીચે પ્રમાણે છે:

### નમૂનો

મે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રીજી, અમદાવાદ.

બિ. વિ. અમારું પુસ્તકાલય ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં નોંધાયું છે તો તેનાં સને........નાં વર્ષનાં ભેટનાં પુસ્તકો અમારા જૂથના મુખ્ય ગામ..................ના પુસ્તકાલય મારફતે મોકલી આપવા મે. થશે.

મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય
મુ..........તા..........

ઉપર પ્રમાણે બધી માગણીઓ સાથે સામેલ રાખી મહાલ મંડળ કે મહાલ **પુસ્તકાલયે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી પુસ્તકો** મંગાવવા ખાસ તજવીજ કરવી.

આશા છે કે ઉત્સાહી ગ્રંથપાલો પોતાનું આ કાર્ય ઉત્સાહથી બજાવી પોતાનાં પુસ્તકો મંગાવી લેશે.

વડોદરા,
તા. ૬-૮-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## જાહેરાત અંક ૧ સને ૧૯૪૨-૪૩

### સરકારમદદ લેનાર ગ્રામ વાચનાલયોની યાદી ૧૯૪૧-૪૨

**કલોલ મહાલ**

૧ તારાપુર ૬-૮-૦
૨ નાદરી ૫-૦-૦
૩ બોયણ રાઠોડ ૬-૮-૦

**દહેગામ મહાલ**

૪ આલમપુર ૫-૮-૦
૫ કડાદરા ૭-૮-૦
૬ જાળીઆનો મઠ ૫-૮-૦
૭ વાસણા ચોધરી ૮-૦-૦
૮ સલાટપુર ૫-૮-૦

**મહેસાણા મહાલ**

૯ દેદીઆસણ ૫-૮-૦
૧૦ ધનપુરા ૧૦-૦-૦

**વિજાપુર મહાલ**

૧૧ ઇબરામપુરા ૮-૮-૦

**વિસનગર મહાલ**

૧૨ પુદગામ ૫-૮-૦

**પલસાણા મહાલ**

૧૩ કણાવ ૫-૮-૦

**મહુવા મહાલ**

૧૪ અંધાત્રી ૫-૮-૦
૧૫ લસણપોર ૫-૮-૦
૧૬ વડીઆ ૫-૮-૦
૧૭ વાંસકુઇ ૫-૮-૦
૧૮ હળદવા ૬-૮-૦

**વ્યારા મહાલ**

૧૯ બહેરામપુરા ૫-૮-૦
૨૦ વડકુઇ ૫-૮-૦
૨૧ કાકડવા ૫-૮-૦
૨૨ મગરકુઇ ૫-૮-૦
૨૩ ઉમરવાવદૂર ૧૦-૦-૦
૨૪ કટાસવાણ ૫-૮-૦
૨૫ ધાણી ૫-૮-૦
૨૬ બેડકુવાદૂર ૬-૮-૦

**અમરેલી મહાલ**

૨૭ અમરપુર ૧૦-૦-૦
૨૮ ટીંબલા ૬-૮-૦
૨૯ તરવડા ૫-૮-૦
૩૦ પીપળલગ ૩-૮-૦
૩૧ માલવણ ૫-૮-૦
૩૨ મેડી ૫-૮-૦
૩૩ નાના ગોખરવા ૫-૮-૦

**કોડીનાર મહાલ**

૩૪ દેવલપુર ૫-૮-૦
૩૫ પીપળી ૭-૮-૦
૩૬ માલસરમ ૭-૮-૦

**ખાંભા મહાલ**

૩૭ તાલડા ૫-૮-૦

**ધારી મહાલ**

૩૮ ક્રમી ૬-૮-૦
૩૯ પાણીયા ૪-૮-૦

**તા. પાદરા**

૪૦ મોભા રોડ ૨૦-૦-૦

**તા. વડોદરા**

૪૧ મોતિબાપુરા ૫-૮-૦
૪૨ અંપાડ ૫-૮-૦
૪૩ સોનારકુઇ ૫-૮-૦
૪૪ ઉંટિયા મેઢાદ ૩-૮-૦

**તા. વાઘોડિયા**

૪૫ ઇંટોલી ૫-૮-૦
૪૬ આજવા
કમ્પાઉન્ડ ૧૨-૦-૦
૪૭ જાફરપુરા ૪-૮-૦
૪૮ અડીરણ ૫-૮-૦

**તા. સંખેડા**

૪૯ વડદલા ૫-૮-૦
૫૦ દેરાણ ૧૦-૦-૦
૫૧ હરેશ્વર ૧૨-૦-૦
૫૨ ઝરવણ ૫-૮-૦
૫૩ સુરિયા ૫-૮-૦

**તા. શિનોર**

૫૪ ગરાડી ૬-૮-૦
૫૫ દરિયાપુર ૬-૮-૦

**તા. સાવલી**

૫૬ ધંટીઆલ ૫-૮-૦
૫૭ કુનપાડ ૫-૮-૦
૫૮ કડાચલા ૫-૮-૦
૫૯ ઉત્તમનગર ૫-૮-૦
૬૦ વેમાર ૫-૮-૦
૬૧ શાંતિપુરા ૧૦-૦-૦

**કસ્બા વાચનાલયો**

૬૨ વડોદરા મેલ
ટ્રેનિંગ કોલેજ
યુનિયન ૫૦-૦-૦
૬૩ પાટણ ટાંકવાડા ૩૦-૦-૦

વડોદરા
તા. ૫-૮-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## જાહેરાત અંક ૨ સને ૧૯૪૨-૪૩

### સને ૧૯૪૧-૪૨માં મકાનો ખાતે અપાયેલી સરકાર-પંચાયત મદદની વિગત

| અનુ. નં. | ગામનું નામ | લોકમદદ | સરકારમદદ | પંચાયતમદદ | શેરો |
|---|---|---|---|---|---|
| ૧ | પલીયડ તા. કલોલ | ૦-૦-૦ | ૧૬૪-૯-૮ | ૦-૦-૦ | રૂ. ૧૬૬-૬-૪ સરકાર મદદના સને ૧૯૪૧-૪૦માં આપવામાં આવ્યા હતા. બાકીની રકમ રૂ. ૧૬૯-૦-૦ ઊંઝા મહિલા પુસ્તકાલયની અનામત સરકારે મદદમાંથી વર્ગફેર કરી આપ્યા છે. જે નવા વર્ષે ઊંઝાનું કામ શરૂ થયે આપવામાં આવશે. |
| ૨ | ધસંડ તા. કલોલ | ૦-૦-૦ | ૬૦૦-૦-૦ | ૦-૦-૦ | બીજી મદદ સને ૧૯૪૦-૪૧ માં આપી છે. |
| ૩ | સોખડા તા. વડોદરા | ૨૬-૧૨-૦ | ૯-૩-૪ | ૦-૦-૦ | |
| ૪ | મેથી તા. કરજણ | ૦-૦-૦ | ૨૬-૩-૦ | ૦-૦-૦ | |
| ૫ | ડુંડાવ તા. સિદ્ધપુર | ૧૦૦૦-૦-૦ | ૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | પંચાયત મદદ ખાતે જમા ખર્ચ કરવા લખી મોકલ્યું છે. |
| ૬ | શામપુરા તા. કામરેજ | ૧૦૦૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | પંચાયત મદદ ખાતે જમા ખર્ચ કરવા લખી મોકલ્યું છે. પરંતુ દેલાદની લોકમદદ પ્રાંત પંચાયતે પરભારી રીતે કરી લખાવી હતી. દેલાદને રૂ. ૭૫૦-૦-૦ અને શામપુરાને રૂ. ૨૫૦-૦-૦ આપું આપવા જણાવ્યું છે. |
| ૭ | દેલાદ તા. ,, | ૭૫૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | |
| ૮ | વેમાર તા. કરજણ | ૧૦૦૬-૦-૦ | ૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | |
| ૯ | મંજુસર તા. સાવલી | ૧૦૦૦-૦-૦ | ૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ | ચોરંદા તા કરજણ | ૧૦૦૧–૦–૦ | ૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | |
| ૧૧ | સંજાયા તા. પેટલાદ | ૧૦૦૦–૦–૦ | ૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | |
| ૧૨ | દીવેર તા. શીનોર | ૧૦૦૦–૦–૦ | ૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | હજી લોકમદદ જમા થઇ નથી. લખવામાં આવ્યું છે. |
| | કુલ એકંદર રૂ. | ૬૦૨૮–૧૨–૮ | ૮૦૦–૦–૦ | ૭૦૦૦–૦– | |

વડોદરા
તા. ૫–૮–૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## જાહેરાત અંક ૩ સને ૧૯૪૨–૪૩

### સને ૧૯૪૦–૪૧માં ખોલવામાં આવેલા નવીન ૩૦ ગ્રામ પુસ્તકાલયોની યાદી

| | | વસ્તી | | | વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ ધનોરા | તા. વડોદરા | ૬૩૪ | ૧૭ કારોલી | તા. કલોલ | ૪૫૭ |
| ૨ મહાપુરા | ,, ,, | ૪૪૪ | ૧૮ ધાંધૂસણુ | તા. મહેસાણા | ૭૧૯ |
| ૩ કરાલી | ,, ,, | ૩૭૨ | ૧૯ બદલપુર | તા. ,, | ૮૫૭ |
| ૪ આમલીઆરા | ,, ,, | ૫૩૨ | ૨૦ ગણેશપુરા | તા. વિજાપુર | ૪૩૩ |
| ૫ અલ્હાદપુરા | ,, ,, | ૪૬૪ | ૨૧ શેવાલા | તા. વિસનગર | ૧૨૩૦ |
| ૬ વિરોદ | ,, ,, | ૭૬૨ | ૨૨ પીપલાણા | તા. હારીજ | ૮૮૨ |
| ૭ એકલબારા | તા. પાદરા | ૬૯૪ | ૨૩ પાટી | તા. ગણદેવી | ૫૪૨ |
| ૮ સાંઢા | ,, ,, | ૭૮૩ | ૨૪ આંકડોદ | તા. માંગરોળ | ૬૭૭ |
| ૯ સોમજીપુરા | ,, ,, | ૫૮૧ | ૨૫ લુવારા | તા. ,, | ૭૪૦ |
| ૧૦ મહુવડ | ,, ,, | ૫૧૦ | ૨૬ બોરખડી | તા. વ્યારા | ૧૬૭૪ |
| ૧૧ ગોજાલી | તા. ડભોઇ | ૪૬૮ | ૨૭ રાજસ્થલી | તા. અમરેલી | ૫૭૧ |
| ૧૨ બહુથા | તા. સાવલી | ૫૦૨ | ૨૮ ચાંપાથળ | તા. ,, | ૫૦૫ |
| ૧૩ ગુગલપુર | તા. વાઘોડીયા | ૨૬૬ | ૨૯ નાગધરા | તા. ધારી | ૫૬૮ |
| ૧૪ બરોલી | તા. તિલકવાડા | ૭૬૧ | ૩૦ કુબડા | તા. ,, | ૭૦૫ |
| ૧૫ વાઘેથા | તા. સંખેડા | ૪૨૧ | | | |
| ૧૬ પોચંબા | તા. તિલકવાડા | ૪૧૭ | | કુલ વસ્તી | ૧૯૨૧૧ |

વડોદરા
તા. ૫–૮–૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

જાહેરાત અંક ૪

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોની

| અનુક્રમ નંબર | મહાલનું નામ | ગામોની સંખ્યા | મહાલવાર શાળાવાળાં ગામ | કસ્બા પુસ્તકાલયોની વિગત: કસ્બા પુસ્તકાલયની સંખ્યા | કસ્બા પુસ્તકાલયોની વિગત: અપાયેલી મદદ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | **વડોદરા પ્રાંત** | | | | |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૨ | ૭ | ૧૭૪૫-૦-૦ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૩૦૦-૦-૦ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૭૮ | ૧ | ૫૦૦-૦-૦ |
| ૪ | પાદરા | ૮૨ | ૭૨ | ૧ | ૨૭૦-૦-૦ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૨૬૩-૦-૦ |
| ૬ | ડભોઇ | ૯૭ | ૪૮ | ૧ | ૦-૦-૦ |
| ૭ | શિનોર | ૪૫ | ૩૯ | ૧ | ૨૦૦-૦-૦ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૨૧૦-૦-૦ |
| ૯ | વાઘોડીઆ | ૭૧ | ૨૮ | ૧ | ૨૩૦-૦-૦ |
| ૧૦ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૪૫૦-૦-૦ |
| ૧૧ | તિલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૧૦૦-૦-૦ |
| | કુલ | ૮૫૨ | ૫૩૩ | ૧૮ | ૪૨૬૮-૦-૦ |
| | **મહેસાણા પ્રાંત** | | | | |
| ૧૨ | દહેગામ | ૯૬ | ૪૧ | ૧ | ૨૦૦-૦-૦ |
| ૧૩ | આતરસુંબા | ૪૦ | ૧૮ | ૧ | ૧૨૫-૦-૦ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૨૩૫-૦-૦ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૧ | ૨૫૦-૦-૦ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૨ | ૩૮૦-૦-૦ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૧ | ૨૭૦-૦-૦ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૧ | ૪૫૦-૦-૦ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૪ | ૨ | ૪૦૫-૦-૦ |
| ૨૦ | ખેરાળુ | ૯૧ | ૪૪ | ૨ | ૪૨૦-૦-૦ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૩ | ૧ | ૧૮૫-૦-૦ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૪ | ૨ | ૪૦૫-૦-૦ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૭ | ૦ | ૦-૦-૦ |
| | કુલ | ૧૦૩૮ | ૫૧૭ | ૧૫ | ૩૩૨૫-૦-૦ |

## સને ૧૯૪૨-૪૩

મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ સને ૧૯૪૧-૪૨

| ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા | પૈકી મદદ લેનારાઓની સંખ્યા | પેટીવાળાં ગ્રામ વાચનાલયોની સંખ્યા | મદદ લેનારાં વાચનાલયોની સંખ્યા | કસ્બા વાચનાલય + મ. પુ. તથા બા. પુ. | અપાયેલી મદદ |
|---|---|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૬૫ | ૬૦ | ૦ | ૦ | ૦+૪+૨ | ૧૭૨૮-૮-૦ |
| ૨૭ | ૨૬ | ૦ | ૦ | ૦+૧+૧ | ૯૮૫-૮-૦ |
| ૭૧ | ૬૫ | ૯ | ૪ | ૧+૦+૦ | ૧૫૨૬-૦-૦ |
| ૭૧ | ૬૭ | ૦ | ૧ | ૦+૦+૦ | ૧૧૨૪-૮-૦ |
| ૮૦ | ૬૯ | ૦ | ૦ | ૦+૦+૦ | ૧૩૬૫-૦-૦ |
| ૫૦ | ૪૭ | ૦ | ૦ | ૦+૧+૧ | ૭૩૬-૮-૦ |
| ૪૨ | ૪૨ | ૦ | ૨ | ૦+૧+૦ | ૮૨૩-૮-૦ |
| ૩૨ | ૨૯ | ૫ | ૬ | ૦+૦+૧ | ૬૪૫-૮-૦ |
| ૨૩ | ૨૦ | ૭ | ૪ | ૦+૦+૦ | ૪૦૪-૦-૦ |
| ૪૫ | ૩૮ | ૩ | ૩ | ૦+૦+૦ | ૫૭૮-૦-૦ |
| ૫ | ૫ | ૨ | ૦ | ૦+૦+૦ | ૧૫૮-૮-૦ |
| ૫૧૧ | ૪૬૮ | ૨૬ | ૨૦ | ૧+૭+૫ | ૧૦૦૭૦-૮-૦ |
| ૨૭ | ૨૪ | ૧૩ | ૫ | ૦+૦+૦ | ૩૭૭-૦-૦ |
| ૧૧ | ૧૧ | ૬ | ૦ | ૦+૦+૦ | ૧૨૯-૦-૦ |
| ૫૪ | ૫૦ | ૦ | ૦ | ૦+૦+૦ | ૫૯૯-૮-૦ |
| ૪૬ | ૪૩ | ૪ | ૩ | ૦+૧+૦ | ૮૯૩-૦-૦ |
| ૬૨ | ૬૧ | ૧ | ૧ | ૦+૧+૦ | ૧૩૬૬-૦-૦ |
| ૪૦ | ૪૦ | ૦ | ૨ | ૦+૨+૦ | ૮૩૪-૮-૦ |
| ૪૪ | ૪૦ | ૧૨ | ૨ | ૦+૦+૦ | ૭૯૧-૮-૦ |
| ૪૩ | ૩૯ | ૦ | ૦ | ૦+૨+૧ | ૮૫૩-૮-૦ |
| ૩૬ | ૩૨ | ૬ | ૦ | ૦+૧+૧ | ૬૪૬-૮-૦ |
| ૩૯ | ૩૫ | ૧ | ૦ | ૧+૧+૧ | ૭૬૩-૦-૦ |
| ૫૪ | ૫૧ | ૦ | ૦ | ૦+૦+૦ | ૭૩૦-૮-૦ |
| ૭ | ૫ | ૦ | ૦ | ૦+૦+૦ | ૮૩-૮-૦ |
| ૪૬૩ | ૪૩૧ | ૪૩ | ૧૩ | ૧+૮+૩ | ૮૦૬૭-૮-૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | **નવસારી પ્રાંત** | | | | |
| ૨૪ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૪૫૦-૦-૦ |
| ૨૫ | ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૪૮૦-૦-૦ |
| ૨૬ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૨૨૦-૦-૦ |
| ૨૭ | કામરેજ | ૭૨ | ૪૨ | ૧ | ૨૦૦-૦-૦ |
| ૨૮ | મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૦-૦-૦ |
| ૨૯ | માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૦ | ૦-૦-૦ |
| ૩૦ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૧૩૫-૦-૦ |
| ૩૧ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૧૮૦-૦-૦ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૭ | ૧૬૬૫-૦-૦ |
| | **અમરેલી પ્રાંત** | | | | |
| ૩૨ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૫૦૦-૦-૦ |
| ૩૩ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૨૨૫-૦-૦ |
| ૩૪ | ધારી | ૫૭ | ૨૨ | ૧ | ૧૮૦-૦-૦ |
| ૩૫ | ખાંભા | ૩૧ | ૮ | ૦ | ૦-૦-૦ |
| ૩૬ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૧૮૫-૦-૦ |
| ૩૭ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦-૦-૦ |
| ૩૮ | ભીમકટા | ૧ | ૧ | ૦ | ૦-૦-૦ |
| ૩૯ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૫૦૦-૦-૦ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૬ | ૧૫૯૦-૦-૦ |
| | કુલ એકંદર | ૨૯૬૯ | ૧૪૩૪ | ૪૬ | ૧૦૮૪૮-૦-૦ |

**તારીજ**—કુલ ગામ ૨૯૬૯, શાળાવાળાં ગામ ૧૪૩૪, પુસ્તકાલયવાળાં ગામ ૧૩૪૭, પેટીવાળાં ગ્રામ વાચનાલય ૧૨૯, મદદ લેનાર ગ્રામ વાચનાલયો ૬૦, પ્રાંત પુસ્તકાલયો ૪, કસ્બા પુસ્તકાલય ૪૨, મહિલા પુસ્તકાલય ૨૧, બાલ પુસ્તકાલય ૧૨, ગ્રામ પુસ્તકાલય ૧૩૦૧, કસ્બા વાચનાલય ૨, સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોની સંખ્યા ૧૮ . ૩ મહિલા + ૧૪ ગ્રામ પુસ્તકાલયોનાં મકાનો બંધાવાનાં છે. સાત ગ્રામ પુસ્તકાલયોનાં મકાનો પંચાયતમદદથી બાંધવાનો ઠરાવ કર્યો છે.

**ટીપઃ**—મધ્યવર્તી પુસ્તકાલય અને તેના અંગેના મહિલા પુસ્તકાલય તેમ જ બાલ પુસ્તકાલયની ગણતરી આ સંખ્યામાં ગણવામાં આવી નથી. જયસિંહરાવ પુસ્તકાલયને પ્રાંત પુસ્તકાલયમાં ગણ્યું છે. શાળાવાળાં ગામ સને ૧૯૩૮-૩૯ ની જુલાઈ આખર સુધીનાં લેવામાં આવેલાં છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૪ | ૪૨ | ૦ | ૦ | ૦+૧+૧ | ૯૯૩–૮–૦ |
| ૨૪ | ૨૪ | ૦ | ૦ | ૦+૧+૦ | ૪૯૧–૦–૦ |
| ૩૦ | ૨૫ | ૦ | ૧ | ૦+૦+૦ | ૪૮૦–૦–૦ |
| ૪૩ | ૪૨ | ૦ | ૦ | ૦+૦+૦ | ૯૬૧–૦–૦ |
| ૨૭ | ૨૪ | ૧૪ | ૫ | ૦+૦+૦ | ૪૭૮–૦–૦ |
| ૨૩ | ૨૦ | ૦ | ૦ | ૦+૦+૦ | ૬૨૧–૦–૦ |
| ૨ | ૧ | ૫ | ૦ | ૦+૦+૦ | ૫–૮–૦ |
| ૧૪ | ૧૦ | ૨૦ | ૮ | ૦+૧+૦ | ૨૩૫–૮–૦ |
| ૨૦૭ | ૧૮૭ | ૪૧ | ૧૪ | ૦+૩+૧ | ૪૨૬૫–૮–૦ |
| ૪૧ | ૪૧ | ૭ | ૭ | ૦+૧+૧ | ૭૮૫–૦–૦ |
| ૧૯ | ૧૯ | ૦ | ૦ | ૦+૦+૦ | ૧૯૫–૮–૦ |
| ૧૮ | ૧૬ | ૩ | ૨ | ૦+૦+૧ | ૩૩૫–૮–૦ |
| ૬ | ૫ | ૨ | ૧ | ૦+૦+૦ | ૮૬–૦–૦ |
| ૧૮ | ૧૬ | ૬ | ૩ | ૦+૦+૦ | ૨૨૭–૦–૦ |
| ૭ | ૭ | ૦ | ૦ | ૦+૦+૦ | ૯૦–૦–૦ |
| ૧ | ૧ | ૦ | ૦ | ૦+૦+૦ | ૧૫–૦–૦ |
| ૯ | ૮ | ૧ | ૦ | ૦+૨+૧ | ૩૨૦–૦–૦ |
| ૧૨૦ | ૧૧૩ | ૧૯ | ૧૩ | ૦+૩+૩ | ૨૦૫૪–૦–૦ |
| ૧૩૦૧ | ૧૧૯૯ | ૧૨૮ | ૬૦ | ૨+૨૧+૧૨ | ૨૪૪૫૭–૮–૦ |

ટીપ:—લોકમદદની હકીકત:—

(૧) કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે અંદાજમાં બતાવેલી રકમ — રૂ. ૧૭૨૨૫–૦–૦

(૨) ગ્રામ પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો, બાલ પુસ્તકાલયો તથા વાચનાલયો માટે — રૂ. ૨૫૨૯૬–૮–૦

(૩) ગ્રામ પુસ્તકાલયોનાં મકાનો માટે — રૂ. ૬૦૦૨–૦–૦

(૪) નવીન ૩૦ ગ્રામ પુસ્તકાલયોએ સરકારમદદનાં પુસ્તકો મેળવવા માટે લોકમદદના ઊભા કર્યા તે. — રૂ. ૭૫૦–૦–૦

કુલ રૂ. ૪૯૪૭૩–૮–૦

વડોદરા
તા ૫–૮–૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ, વડોદરા રાજ્ય

## જાહેરાત અંક ૫ સને ૧૯૪૨-૪૩

### સને ૧૯૪૧-૪૨ માં અપાયેલી સરકારમદદની પ્રાંતવાર વિગત

| અનુક્રમ નંબર | બાબત | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૪૨૬૮-૦-૦ | ૩૩૨૫-૦-૦ | ૧૬૬૫-૦-૦ | ૧૫૯૦-૦-૦ | ૧૦૮૪૮-૦-૦ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાચનાલયો, મહિલા તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૯૬૭૬-૦-૦ | ૭૯૧૭-૮-૦ | ૪૧૬૫-૮-૦ | ૧૯૫૪-૦-૦ | ૨૩૭૧૩-૦-૦ |
| ૩ | નવીન ઉઘાડેલાં પુસ્તકાલયોના નિભાવ માટે | ૩૯૪-૦-૦ | ૧૫૦-૦-૦ | ૧૦૦-૦-૦ | ૧૦૦-૦-૦ | ૭૪૪-૮-૦ |
| ૪ | નવીન ઉઘાડેલાં પુસ્તકાલયોને પુસ્તકો ખાતે મદદ | ૧૨૦૦-૦-૦ | ૪૫૦-૦-૦ | ૩૦૦-૦-૦ | ૨૯૯-૧૨-૮ | ૨૨૪૯-૧૨-૮ |
| ૫ | પુસ્તકાલયોને મકાન મદદ | ૩૫-૬-૪ | ૭૬૪-૯-૮ | — | — | ૮૦૦-૦-૦ |
| ૬ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | — | — | — | — | ૧૦૦૦-૦-૦ |
| | કુલ એકંદર | ૧૫૫૭૩-૬-૪ | ૧૨૬૦૭-૧-૮ | ૬૨૩૦-૮-૦ | ૩૯૪૩-૧૨-૮ | ૩૯૩૫૫-૪-૮ |

અંકે ઓગણચાલીસ હજાર ત્રણસો પંચાવન રૂપીઆ ચાર આના આઠ પાઇ. સદર પૈકી રૂ. ૫૬૬ અંકે પાંચસો છાસઠનો ખર્ચ પડવા તજવીજ ચાલુ છે.

વડોદરા
તા. ૫-૮-૪૨

ફૂ. મો. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## જાહેરાત અંક ૬ સને ૧૯૪૨-૪૩

### સને ૧૯૪૧-૪૨ માં અપાયેલી પંચાયતમદદની પ્રાંતવાર વિગત

| અનુક્રમ નંબર | બાબત | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૨૧૩૮-૦-૦ | ૧૩૨૦-૦-૦ | ૩૦૦-૦-૦ | ૬૮૭-૦-૦ | ૪૯૪૫-૦-૦ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાચનાલયો, મહિલા તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૬૫૧૧-૦-૦ | ૭૪૩૨-૮-૦ | ૩૮૦૦-૮-૦ | ૧૫૯૩-૮-૦ | ૨૨૩૩૬-૮-૦ |
| ૩ | સને ૧૯૪૧-૪૨ માં ઉઘાડેલાં નવીન પુસ્તકાલયોના નિભાવ માટે | ૪૦૦-૦-૦ | ૧૫૦-૦-૦ | ૧૦૦-૦-૦ | ૧૦૦-૦-૦ | ૭૫૦-૦-૦ |
| ૪ | પુસ્તકાલયોને મકાનમદદ | ૫૦૦૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | — | ૭૦૦૦-૦-૦ |
| ૫ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | ૪૫૨-૦-૦ | ૪૩૩-૦-૦ | ૧૯૦-૦-૦ | ૧૨૫-૦-૦ | ૧૨૦૦-૦-૦ |
| | કુલ એકંદર | ૧૮૦૦૦-૦-૦ | ૧૦૩૩૫-૮-૦ | ૫૩૯૦-૮-૦ | ૨૫૦૫-૦-૦ | ૩૬૨૩૧-૮-૦ |

અંકે છત્રીસહજાર બસો એકત્રીસ રૂપીઆ આઠ આના સુન પાઇ. પૈકી નવસારી અને મહેસાણા પ્રાંત પંચાયતોએ મકાનમદદની જમા ખર્ચ કરી લખી મોકલ્યું નથી. તજવીજ ચાલુ છે.

વડોદરા
તા. ૫-૮-૪૨

ફૂ. મો. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૩ સને ૧૯૪૨-૪૩

## વિષય

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| અ. નં. | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ રૂપિયા | સ્થળ |
|---|---|---|---|---|
| ૧ | વીજળીની દુનિયા | માસિક | ૧-૮-૦ | "વીજળીની દુનિયા" કાર્યાલય, ૨૦૦૭ મોઢ ચાંપાનેર સોસાઈટી વાડેજ રોડ-અમદાવાદ નં. ૫ |
| ૨ | આયુષ્ય | માસિક | ૧-૦-૦ | "આયુષ્ય" કાર્યાલય. શ્રી જુવાનસિંહજી આયુર્વેદિક સંગ્રહસ્થાન જામનગર (કાઠિયાવાડ) |
| ૩ | मंगल | मासिक (हिंदी) | ૨-૦-૦ | तंत्री "मंगला" आंबली फळियुं, नागरवाडा-वडोदरा |
| ૪ | કર્મભૂમિ | સાપ્તાહિક | ૪-૦-૦ ફક્ત લાયબ્રેરીઓ માટે ૩-૦-૦ | તંત્રી "કર્મભૂમિ" સ્ટેશન રોડ નડિયાદ (ગુજરાત) |
| ૫ | સ્વતંત્ર ભારત | સાપ્તાહિક | ૪-૦-૦ | મેનેજર "સ્વતંત્ર ભારત" ગોળ લીમડા, આસ્ટોડીઆરોડ અમદાવાદ. એ. આર. પી.નો ખાસ અંક દરેક પુસ્તકાલયે ખરીદવા ખાસ ભલામણ છે. |
| ૬ | સાધના | સાપ્તાહિક | ૬-૦-૦ | તંત્રી, "સાધના" રશ્મિ મુદ્રણાલય-રાજકોટ |
| ૭ | નવચેતન | માસિક | ૬-૮-૦ | તંત્રી, 'નવચેતન' કોઠી પાસે, વડોદરા |
| ૮ | ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા | માસિક | ૨-૦-૦ | અંધેરી, મુંબાઇ |

વડોદરા
તા. ૫-૮-૪૨

એ. મા. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## ગ્રામ પુસ્તકાલયો માટે પુસ્તકોની ભલામણની યાદી નં. ૫ સને ૧૯૪૧-૪૨

| અ. નં. | વર્ગ | પુસ્તકનું નામ | પ્રકાશક વા કર્તા | કિંમત |
|---|---|---|---|---|
| १ | म | જીવન-પ્રકાશ | ગોવિન્દ હ. પટેલ | १- ०-० |
| २ | म | તપોવન | ,, | ०-१२-० |
| ३ | म | મદાલસા | ,, | ०-१०-० |
| ४ | म | આપદ્ધર્મ | ,, | ०-१०-० |
| ५ | य (હિન્દી) | कायाकल्प भा. १ | प्रेमचन्द | ०- ८-० |
| ६ | ,, | ,, भा. २ | ,, | ०- ८-० |
| ७ | ,, | ,, भा. ३ | ,, | ०- ८-० |
| ८ | ,, | वरदान | ,, | १- ०-० |
| ९ | ,, | निर्मला | ,, | २- ०-० |
| १० | ,, | गोदान | ,, | २- ८-० |
| ११ | ,, | कर्मभूमि | ,, | ३- ८-० |
| १२ | ,, | गोदान | ,, | ४- ०-० |
| १३ | ,, | गल्प-रत्न | ,, | १- ०-० |
| १४ | ,, | नारीजीवन की कहानियां | ,, | १- ८-० |
| १५ | ,, | प्रेम-तीर्थ | ,, | १- ८-० |
| १६ | ,, | प्रेम-पीयूष | ,, | १- ०-० |
| १७ | ,, | प्रेम-द्वादशी | ,, | ०-१२-० |
| १८ | य (હિન્દી) | पाँच-फूल | प्रेमचन्द | ०-१४-० |
| १९ | य | हिन्दी की आदर्श कहानियाँ | ,, | ०-१२-० |
| २० | म | प्रेम की वेदी | ,, | ०-१२-० |
| २१ | ज्ञ | प्रेमचन्द | रामविलास शर्मा | २- ०-० |
| २२ | र | कुछ विचार | प्रेमचन्द | २- ०-० |
| २३ | य | समर-यात्रा | ,, | १- ०-० |
| २४ | ,, | कफन | ,, | २- ०-० |
| २५ | ,, | प्रतिज्ञा | ,, | १- ८-० |
| २६ | ,, | कलम, तलवार, और त्याग | ,, | १- ० ० |
| २७ | ,, | अहंकार | ,, | १- ०-० |
| २८ | ,, | सृष्टि का आरंभ | ,, | ०- ८-० |
| ३० | ,, | मान-सरोवर भा. १ | ,, | २- ८-० |
| ३१ | ,, | ,, भा. ४ | ,, | २- ८-० |
| ३२ | ,, | कुत्ते की कहानी | ,, | ०-१२-० |
| ३३ | ज्ञ | दुर्गादास | ,, | ०- ८-० |
| ३४ | ग्र | राम-चर्चा | ,, | १- ०-० |
| ३५ | ,, | आज़ाद-कथा भा. १-२ | ,, | ३- ०-० |

વડોદરા
તા. ૩-૭-'૪૨ } એ. મા. પટેલ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં સાર્વજાનિક પુસ્તકાલયો માટે ભલામણના યાદી નં. ૧ સન ૧૯૪૨-૪૩

| અ.નં. | વર્ગ | પુસ્તકનું નામ | પ્રકાશક વા કર્તા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | म | પુનરુદ્ધાર | દલાલ રાજેન્દ્રરાવ સોમનારાયણ | ૧– ૦–૦ |
| ૨ | R | Victory | Dalal R. S. | 1– 0-0 |
| ૩ | य | દ્વિરેફની વાતો ભાગ ૩ જો | પાઠક રામનારાયણ વિ. | ૧–૧૨–૦ |
| ૪ | र | તીર્થ સલિલ | પારેખ નગીનદાસ | ૨– ૮–૦ |
| ૫ | ·।· ञ | શાલીહોત્રશાસ્ત્ર યાને અશ્વપરીક્ષા | પ્રકાશકઃ દેસાઇ મગનલાલ ગુલાબભાઇ (પાલણપુર) | ૧– ૦–૦ |
| ૬ | + द | વ્યાયામ જ્ઞાનકોશ ખંડ ૧ લો | મુજુમદાર દત્તાત્રય ચિંતામણ | ૭– ૦–૦ |
| ૭ | त | ખેડ અને ઓજાર | પાઠક જગન્નાથ રણછોડલાલ | ૦–૧૦–૦ |
| ૮ | छ | રેડિયો અને ટેલિવીઝન | સયાજી બાલજ્ઞાનમાળા પુષ્પ ૧૭૦ | ૦– ૮–૦ |
| ૯ | ञ | ગુરૂ નાનક | ,, પુષ્પ ૧૭૧ | ૦– ૮–૦ |
| ૧૦ | ञ | रघुजी भोसले ( मराठी ) | सयाजी बालज्ञानमाला पुष्प १७२ | ०– ८–० |
| ૧૧ | ञ | ગુરુ ગોવિંદસિંહ | સયાજી બાલજ્ઞાનમાળા પુષ્પ ૧૭૩ | ૦– ૮–૦ |
| ૧૨ | ·।· ट | હિન્દનું નાણાવટુ | મહેતા જયંતિલાલ હ., વડોદરા | ૨– ૦–૦ |
| ૧૩ | ठ | દફતરની માહિતી | ગોવિંદરામ લક્ષ્મીરામ માંત્રોજવાળા | ૦– ૮–૦ |

વડોદરા
તા. ૫–૮–૪૨ } એ. મા. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

જાહેરાત નં. ૭

## સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો

| અનુ-ક્રમ નંબર | પુસ્તકાલયનું નામ | મકાન માટે મદદ આપનારનું નામ અને ઠેકાણું | લોકમદદની એકત્ર કરેલી રકમ રૂપીઆ | પ્રાંત દેણગીની રકમ | પ્રાંત દેણગીની તારીખ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | | | | | **વડોદરા** |
| ૧ | કાણીસા તા. ભાદરણ | ગામલોકો | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૧-૧-૩૮ |
| ૨ | જોશીકુવા તા. ભાદરણ | ,, | ૧૦૦૦ | ૬૬૬<br>૨૦૦<br>૧૩૪ | ૨-૬-૩૯<br>૯-૧૨-૩૯<br>૨૩-૮-૪૧ |
| ૩ | રણાપુર તા. કરજણ | ,, | ૬૦૧ | ૬૦૧ | ૧૩-૭-૩૯ |
| ૪ | પેટલાદ મહિલા | ,, | ૩૦૦૦ | ૩૦૦૦ | ૨૪-૭-૩૯ |
| ૫ | ડેમોલ તા. પેટલાદ | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૨૨-૨-૪૦ |
| ૬ | દશરથ તા. વડોદરા | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૨૨-૨-૪૦ |

આ સિવાય વેમાર અને ચોરંદા તા. કરજણ, મંજુસર તા. સાવલી, દીવેર તા. શિનોર સરકાર મદદની સવડ ન હોવાથી વડોદરા પ્રાંત પંચાયત મદદ ૧૯૪૧-૪૨ ની સાલ આખરે આવી નથી.

## સને ૪૨-૪૩

### બાંધવાના બાકી છે તેમની વિગત

| પંચાયતમાં રકમો જમા કરાવ્યાની હકીકત | | | | |
|---|---|---|---|---|
| સરકાર મદદ | | પંચાયત મદદ | | શેરો |
| રકમ | તારીખ | રકમ | તારીખ | |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| **પ્રાંત** | | | | |
| ૧૦૦૦ | ૬-૪-૩૮ | ૧૦૦૦ | ૧૩-૬-૩૮ | આ કામે ટેન્ડરો માંગેલાં છે, પણ હાલના સંજોગોમાં ટેન્ડરો આવતાં નથી એવું પ્રાંત પંચાયત તરફથી લખાઇ આવેલું છે. એટલે કામ લોકોને સોંપવા તજવીજ ચાલે છે. |
| ૬૬૬ | ૨૩-૩-૩૯ | ૬૬૬ | ૧૪-૧૦-૩૯ | પંચાયત મદદ રૂા. ૩૩૪ ચાલુ સાલે મળે કામ શરૂ થવા વકી. |
| ૬૦૦ | ૬-૬-૩૯ | ૬૦૦ | — | ગામ લોકો કામ રાખવા ખુશી હશે તો તેમને સોંપવા તજવીજ થવા લખાપટી ચાલે છે |
| ૨૦૦૦<br>૧૦૦૦ | ૫-૭-૩૫<br>૨૪-૬-૩૬ | ૫૧-૩-૧૧<br>૩૫-૫-૦<br>૨૦૦૦-૦-૦ | ૫-૭-૩૫<br>૨૭-૭-૩૫<br>૩૦-૭-૩૬ | જમીન પંચાયતને કબજે મળી ગઇ છે એટલે એ કામ શરૂ થશે. |
| ૧૦૦૦ | ૨૨-૪-૪૦ | — | — | જમીન પંચાયતને કબજે મળી ગઇ છે. નવેસર અંદાજ બનાવવાની તજવીજ ચાલે છે. |
| ૧૦૦૦ | ” | — | — | આ કામનાં ટેન્ડરો માંગવામાં આવતાં નવા ટેન્ડરો આવે કામ શરૂ થશે. |

અને સંજાયા તા. પેટલાદ એ પાંચ ગામે પુસ્તકાલયોનાં મકાનો માટે ગામમદદ આવવાથી મંજુર કરવામાં આવી છે. એટલે જમીન પસંદગી વગેરેની તજવીજ ચાલુ સાલે કરવામાં

મહેસાણા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ઊંઝા મહિલા તા. સિદ્ધપુર | મુંબાઇના શેઠ જગમોહનદાસ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૧૫–૧૨–૩૭ |
| ૨ | સિદ્ધપુર મહિલા | સિદ્ધપુરના રા. રા. શેઠ મગનલાલ પ્રભુદાસ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૯–૮–૩૮ |
| ૩ | પલીઅડ તા. કલોલ | ગામમદદ | ૧૦૦૧ | ૧૦૦૧ | ૧૮–૭–૪૧ |
| ૪ | ધુસંડ તા. કલોલ | " | ૬૦૧ | ૬૦૧ | ૧૮–૭–૪૧ |

આ સિવાય ટુંડાવ તા. સિદ્ધપુર ગામે પુસ્તકાલયના મકાન માટે ગઇ સાલ આખરે

નવસારી

આ પ્રાંતમાં શામપુરા અને દેલાદ તા. કામરેજ ગામોએ પુસ્તકાલયોનાં મકાનો માટે

વડોદરા
તા. ૮–૮–૪૨

પ્રાંત

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ | ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ | જમીન તા. ૧૪-૨-૪૨ ના સમિતિમાં પસંદ થયેલી છે તે કબજો મળવા મહાલે લખ્યું છે. |
| ૨૦૦૦ | ૧-૮-૩૮ | ૨૦૦૦ | ૨૯-૫-૩૯ | બીજી જમીન પસંદ થયેલ કબજો મળે કામ શરૂ થશે. |
| ૧૬૬-૬-૪<br>૧૬૪-૯-૮<br>૬૬૯-૮-૦<br>૧૦૦૦-૦-૦ | ૧૧-૮-૪૧<br>૯-૫-૪૨<br>— | ૧૦૦૦ | ૧૫-૨-૪૧ | ઊંઝા મહિલા પુસ્તકાલયના મકાન માટે સરકાર મદદ રૂા. ૨૦૦૦) મંજુર કરેલા પરંતુ કામ શરૂ થયેલું ન હોવાથી તે રકમમાંથી રૂા. ૬૬૯ વર્ગફેરફારી પલીયડના મકાનમાં વાપરવા ઠરાવ નં. ૬ તા. ૨૭-૨-૪૨ નો કરેલો છે તે આધારે મહેસાણા પ્રાંત પંચાયતે રકમ વર્ગફેર કરી છે. |
| ૬૦૦ | ૯-૫-૪૨ | ૬૦૦ | ૧૫-૨-૪૧ | — |

ગામમદદ રૂ. ૧૦૦૦) આવેલા હોવાથી ચાલુ સાલે આગળની તજવીજ થવાની છે.

પ્રાંત

લોક મદદ ગઈ સાલ આખરે આવેલી હોવાથી આગળની તજવીજ ચાલુ સાલે થવાની છે.

ઉ. મો. પટેલ

## સૂચના નં. ૪ સને '૪૨–૪૩

# વિષય

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ અને સાર્વજનિક પુસ્તકાલયોના હિસાબો**

સાર્વજનિક પુસ્તકાલયોના હિસાબો મોટે ભાગે પુસ્તકાલય સહાયક સહકારી મંડળના હિસાબો પર આધાર રાખે છે. એટલે વાર્ષિક નિવેદનો મોકલવામાં ખર્ચનાં આસનોમાં શું લખવું તે બાબત કેટલાક પુસ્તકાલયોના મંત્રીઓ તરફથી અત્રે તેમજ પુસ્તકાલય મંડળમાં પ્રશ્નો પૂછવામાં આવે છે; જેથી તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને નીચે પ્રમાણે સૂચના કરવામાં આવે છે કે:—

(૧) પુસ્તકાલય સહાયક સહકારી મંડળને સરકાર પંચાયત મદદ જેમ જેમ મળે તેમ તેમ પ્રાંતવાર પુસ્તકાલયોને તે પુસ્તકો પૂરાં પાડે છે; બાકી વર્તમાનપત્રો તો લોકમદદ આવતાં જાનેવારીથી જ શરૂ કરે છે જેથી તે ખર્ચ થઇ ગયો હોય છે જ.

(૨) સરકાર તરફથી નાણાં મળે એટલે ત્રણ માસમાં પુસ્તકો દરેકને મોકલવાનાં હોય છે. સને ૧૯૪૧–૪૨માં ઘણાંખરાં પુસ્તકાલયોની સરકાર પંચાયત મદદ એપ્રિલ અને મેમાં અદા થઇ છે એટલે તેમને પુસ્તકો ઑગસ્ટ આખર સુધીમાં મળે. પરંતુ ઑગસ્ટમાં હિસાબ મેળવણીનું કાર્ય ચાલતું હોવાથી સપ્ટેમ્બર આખર સુધીમાં મોકલવા તજવીજ થશે. એટલે તે રકમ ખર્ચમાં **પુસ્તકોના સદરે લાલ શાહીથી બતાવવી.**

(૩) જે પુસ્તકાલયોના હિસાબો મળ્યા નથી તેમણે અંદાજમાં બતાવ્યા પ્રમાણે ખર્ચ બતાવવો અને શેરામાં લખવું કે ચાલુ સાલનો હિસાબ આવ્યો નથી.

(૪) કાયમનિધિ મંડળમાં જમા હોય તેમણે પાસ બુકો જુલાઇ ઑગસ્ટમાં મોકલવી નહિ પરંતુ વ્યાજ ચઢાવવા માટે સપ્ટેમ્બર પછી જ મોકલવી જોઇએ. આ પહેલાં આવેલી ચોપડીઓ સપ્ટેમ્બર પછી જ પાછી મોકલાશે. તેના અભાવે ખાતાવહી ઉપરથી તેમજ પુસ્તકાલય મંડળની કાયમનિધિની રકમ મંડળના ૧૯૪૦–૪૧ના વાર્ષિક નિવેદન જે સપ્ટેમ્બર માસમાં પ્રસિદ્ધ થાય છે તે ઉપરથી લઇ તેમાં સને ૧૯૪૧–૪૨માં જમા કરાવેલી રકમ ઉમેરી ખાતાવહી પરથી આંકડો તારવી મૂકવો. માત્ર સને ૧૯૪૧–૪૨નું વ્યાજ તેમાં જણાવવાનું નથી. દરેક પુસ્તકાલયે **ખાતાવહી રાખવી અને કાયમનિધિના ખાતામાં જે તે સંસ્થામાં જેટલી રકમ થતી હોય તેટલી બતાવવી.**

(૫) પુસ્તકાલય મંડળની પાસ બુકો દર વર્ષે ઑક્ટોબરથી માર્ચ સુધીમાં મોકલી નિકાલ કરાવવો તે પહેલાં મોકલેલી પાસબુકો પડી રહી બીજા વર્ષે હિસાબ નક્કી થયા પછી જ મંડળ મોકલી શકશે.

આશા છે કે વાર્ષિક નિવેદનો હવે વેળાસર ભરાઇ ખાતામાં વહેલી તકે મોકલવામાં આવશે.

તા. ૧૦–૮–૪૨

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ

( સહકારી મંડળીઓ સંબંધી નિબંધ અન્વયે વડોદરામાં નોંધાયલું. )

## રજાઓની યાદી

## ૧૯૪૨

| | | | |
|---|---|---|---|
| શ્રાવણી | ... ૨૫ મી ઑગસ્ટ | મંગળવાર | ... ૧ |
| નાળિયેરી પૂનેમ | ... ૨૬ મી ,, | બુધવાર | .. ૧ |
| જન્માષ્ટમી | ... ૨ જી સપ્ટેમ્બર | બુધવાર | ... ૧ |
| ગોકુલાષ્ટમી | ... ૩ જી ,, | ગુરૂવાર | ... ૧ |
| ગણેશ ચતુર્થી | ... ૧૪ મી ,, | સોમવાર | ... ૧ |
| શ્રી ગણપતિવિસર્જન સ્વારી | ... ૨૩ મી ,, | બુધવાર | ... ૧ |
| વિજયાદશમી | ... ૧૯ મી ઑક્ટોબર | સોમવાર | ... ૧ |
| દિવાળી | ... ૭ મી નવેમ્બર | શનિવાર | |
| ,, | ... ૯ મી ,, | સોમવાર | |
| ,, | ... ૧૦ મી ,, | મંગળવાર | |
| ,, | ... ૧૧ મી ,, | બુધવાર | ... ૭ |
| ,, | ... ૧૨ મી ,, | ગુરૂવાર | |
| ,, | ... ૧૩ મી ,, | શુક્રવાર | |
| ,, | ... ૧૪ મી ,, | શનિવાર | |
| પ્રબોધિની એકાદશી | ... ૧૮ મી ,, | બુધવાર | ... ૧ |

વા. ના. અમીન
મંત્રી
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| ૧ મુસ્તફા કમાલ [કાન્તિલાલ શાહ] | ૧-૮-૦ | ૨ વૈજ્ઞાનિક જગત [ચંદ્રભાઇ ભટ્ટ] | ૧-૪-૦ |
| ૩ મહાન મુસાફરો [મૂળશંકર ભટ્ટ] | ૧-૮-૦ | | |

## આરોગ્ય

[ રમણલાલ એન્જિનિયર લિખિત ]

| | | | |
|---|---|---|---|
| ૧ દર્દો, દવાઓ અને દાક્તરો | ૧-૪-૦ | ૧૨ કસરત, મહેનત અને રમત | ૦-૪-૦ |
| ૨ અપચાના સહેલા ઉપાયો | ૦-૪-૦ | ૧૩ નિસર્ગોપચાર-જલોપચાર ભા. ૨ | ૦-૫-૦ |
| ૩ શરદી અને સળેખમ | ૦-૬-૦ | ૧૪ કલેજાના રોગો | ૦-૮-૦ |
| ૪ વજન શી રીતે વધારવું ? | ૦-૪-૦ | ૧૫ વેક્સિનેશન કે સેનિટેશન ? | ૦-૬-૦ |
| ૫ કબજિયાત | ૦-૪-૦ | ૧૬ લાંબું ચાલો અને લાંબું જીવો | ૦-૬-૦ |
| ૬ આંખોનું આરોગ્ય | ૦-૪-૦ | ૧૭ નિસર્ગોપચાર ભા. ૨ | ૨-૪-૦ |
| ૭ નિસર્ગોપચાર ભા. ૧ | ૧-૦-૦ | ૧૮ નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો | ૧-૦-૦ |
| ૮ આદર્શ ખોરાક કોને કહેવો ? | ૦-૪-૦ | ૧૯ મીઠું: તેનો સદુપયોગ અને દુરુપયોગ | ૧-૦-૦ |
| ૯ નિસર્ગોપચાર-જલોપચાર ભા. ૧ | ૦-૪-૦ | ૨૦ દાંતનાં દર્દો | (૧-૦-૦) |
| ૧૦ પહેલું સુખ | ૦-૪-૦ | ૨૧ હવા, પ્રકાશ અને વાતાવરણ | (૧-૦-૦) |
| ૧૧ ખોરાકની પસંદગી | ૦-૪-૦ | ૨૨ એકાદશીનો ઉપવાસ [ડૉ. સાતવળેકર] | ૦-૫-૦ |

## ચિંતન

| | | | |
|---|---|---|---|
| ૧ ગુલામીની શૃંખલા [ધનવંત ઓઝા] | ૨-૮-૦ | ૩ સો વર્ષ જીવવાની કળા [ડૉ. નાન્દી] | ૧-૮-૦ |
| ૨ સાહિત્ય અને પ્રગતિ | ૨-૮-૦ | ૪ રાજકોટ-સત્યાગ્રહ [રા. ના. પાઠક] | ૦-૮-૦ |

## નવલકથાઓ

| | | | |
|---|---|---|---|
| ૧ સંજીવની (સોપાન) | ૨-૦-૦ | ૧૦ બંધન અને મુક્તિ (દર્શક) | ૨-૦-૦ |
| ૨ પચાસ વર્ષ પછી (રા. ના. પાઠક) | ૧-૪-૦ | ૧૧ જગતનો તાત (રા. ના. પાઠક) | ૨-૦-૦ |
| ૩ પ્રાયશ્ચિત્ત ભા. ૧ (સોપાન) | ૨-૦-૦ | ૧૨ જાગતા રહેજો ભા. ૧ (સોપાન) | ૨-૦-૦ |
| ૪ ,, ભા. ૨ ( ,, ) | ૨-૦-૦ | ૧૩ ,, ભા. ૨ ( ,, ) | ૧-૮-૦ |
| ૫ એ પત્ની કોની ? (વજેશ શુક્લ) | ૨-૦-૦ | ૧૪ પથેર પાંચાલી (વિ. બંદોપાધ્યાય) | ૨-૦-૦ |
| ૬ આવતી કાલ (રા. ના. પાઠક) | ૨-૮-૦ | ૧૫ જીવનનું ઝેર (હરજીવન સોમૈયા) | ૨-૦-૦ |
| ૭ મંગલમૂર્તિ (સોપાન) | ૨-૦-૦ | ૧૬ પતન અને પ્રાયશ્ચિત્ત (વિ. મ. ભટ્ટ) | ૨-૮-૦ |
| ૮ દીન ધ્રુવ (વિ. સ. ખાંડેકર) | ૨-૦-૦ | ૧૭ અહંકાર (હરજીવન સોમૈયા) | ૧-૮-૦ |
| ૯ ધરતી (નિરુ દેસાઇ) | ૧-૮-૦ | ૧૮ પશ્ચિમના સમરાંગણે (હ. સોમૈયા) | ૧-૮-૦ |
| ૧૯ ઘર ભણી (ઈન્દ્ર વસાવડા) | ૧-૮-૦ | | |

## વાર્તાઓ

| | | | |
|---|---|---|---|
| ૧ ધૂપદાની (વિનોદ ભટ્ટ) | ૧-૪-૦ | ૪ અંતરની વ્યથા (સોપાન) | ૧-૪-૦ |
| ૨ પ્રદક્ષિણા ( ,, ) | ૧-૮-૦ | ૫ ઝાંઝવાનાં જળ ( ,, ) | ૧-૪-૦ |
| ૩ પશ્ચિમની કલાકૃતિઓ (રા. શુક્લ) | ૧-૪-૦ | ૬ અખંડ જ્યોત ( ,, ) | ૧-૮-૦ |
| ૭ જીવનસરિતા | ૧-૪-૦ | | |

## બાલસાહિત્ય

| | | | |
|---|---|---|---|
| ૧ દરિયાના મામલા [ચારુદત્ત] | ૦-૪-૦ | ૬ હજી ય મને સાંભરે છે [ગિજુભાઇ] | ૦-૩-૦ |
| ૨ શંકરાચાર્ય [હરજીવન સોમૈયા] | ૦-૨-૬ | ૭ કલગી [સોમાભાઇ ભાવસાર] | ૦-૫-૦ |
| ૩ રંગરંગ વાદળિયાં [સુન્દરમ્] | ૦-૨-૦ | ૮ છીપલાં [મોહન ઠક્કર] | ૦-૪-૦ |
| ૪ નાનાં છોકરાં [ચારુદત્ત] | ૦-૧-૬ | ૯ ભરદરિયે [હરજીવન સોમૈયા] | ૦-૮-૦ |
| ૫ પ્રવાસપત્રો [રામભાઇ પાઠક] | ૦-૪-૦ | ૧૦ આપણાં ભાંડુઓ [હિમુભાઇ] | ૦-૮-૦ |

# આપની લાઇબ્રેરીમાં આ નવાં પુસ્તકો જોઈએ જ.

**અસફલતા ખાં** ૨–૮ શ્રી ઐકાર

શ્રી ઐકારની આ નૂતન શૈલીએ લખાયલી હાસ્ય કણિકાઓ ખરેખર અદ્ભુત છે.

**શ્રીદેવી** ૩–૦ શ્રી બંકિમચંદ્ર

બંકિમચંદ્રનું આ પુસ્તક ઐતિહાસિક દૃષ્ટિએ અનુપમ બન્યું છે.

**ગ્રામીઝમ (ગ્રામવેદ)** ૩–૦ શ્રી રામરાય મુનશી

ગ્રામજીવનના આજીવન અભ્યાસીએ આ ગ્રામ-રાષ્ટ્રશાસ્ત્ર સર્જ્યું છે. ડૉ. આનંદશંકર ધ્રુવ અને લેડી વિદ્યાગૌરી નિલકંઠે એમના ઉપોદ્ઘાતમાં એને ગામડાંઓના ધર્મગ્રંથ તરીકે વર્ણવ્યું છે.

**ઈશ્વરનું ખૂન** ૨–૪ શ્રી દિવ્યાનંદ

ધર્મધુરંધરોની વિલાસવિધિઓના પડદા ચીરી ઇશ્વરના અસ્તિત્વનું સત્ય દર્શન રજુ કર્યું છે.

**બહેન** ૩–૮ શ્રી નિરુપમાદેવી

બંગાળના સમાજજીવનની અદ્ભુત સમીક્ષા સ્વ૰ શરદ્‌બાબુના સહાધ્યાયીએ કરી છે.

**ગંગાનાં નીર** ૨–૮ શ્રી. ઈંદ્ર વસાવડા

શોભાના સર્જકે ભવ્ય રીતે આ વાર્તા વણી માનવ-હૈયાંને મુગ્ધ કર્યાં છે.

**સુભગા** ૨–૮ શ્રી સીતારામ શર્મા

પ્રણયત્રિકોણની આ નવલે સમાજના દંભને ખુલ્લો કરી નૂતન સમાજરચનાનું ચિત્ર દોર્યું છે.

**કલ્યાણને માર્ગે** ૧–૮ રમણિક દલાલ

રાષ્ટ્રીય હિલચાલની ગૂંથણી કરી માર્ગદર્શન કર્યું છે.

**સ્વાધ્યાય** ૧–૪ ડૉ. હરિપ્રસાદ દેસાઇ

તત્ત્વજ્ઞાનની અદ્ભુત ફિલોસોફીની વિસ્તૃત આલોચના કરી છે.

**યોગી કોણ ?** ૧–૦ શ્રી. દિવ્યાનંદ

ઇશ્વરી પ્રેરણાથી આ પુસ્તક સર્જાયું છે, એમ વિવેચકોએ કહ્યું છે.

| | | |
|---|---|---|
| વલ્કલ | ૧–૧૨ | જસવંત ઠાકર |
| દિગંત | ૧–૪ | મોહિનીચંદ્ર |
| જીવણુનિર્માણ | ૨–૦ | ચિરંતન |
| | પ્રસ્તાવના | ગગનવિહારી મહેતા |
| આશા | ૧–૦ | મહનજી પરમાર |
| પ્રીતમની પ્યાસ | ૧–૦ | દિવ્યાનંદ |
| આનંદબત્રીસી | ૧–૪ | જદુરાય ખંધડિયા |
| રાસરંજના | ૧–૦ | વાડીલાલ શાહ |
| | | જગુભાઇ રાવળ |
| આજકાલ | ૧–૦ | પુરુષોત્તમ પારેખ |
| એકાકી | ૧–૧૨ | નર્મદાશંકર શુક્લ |
| રાસનલિની | ૧–૦ | કેશવ શેઠ |
| મંદારમાલા | ૦–૧૨ | કેશવ શેઠ |
| કવિવર ટાગોર | ૦–૧૨ | જીવનચરિત્ર |
| જીવંત જ્વાલા | ૦–૮ | મનનીય લેખો |

### ગ્રામ–રાજ ગ્રંથાવલી

| | | |
|---|---|---|
| ગામડાનું સ્વરાજ | ૦–૪ | છોટુલાલ યાજ્ઞિક |
| આપણું રાજ્ય | ૦–૪ | ડાહ્યાભાઇ પટેલ |
| યુદ્ધ અને ગામડાં | ૦–૪ | રામરાય મુનશી |

### આપણી બાળગ્રંથાવલી

| | | |
|---|---|---|
| કલમની પીંછીથી | ૦–૪ | સ્વ. ગિજુભાઈ |
| હરતાં ફરતાં | ૦–૪ | સોમાભાઇ ભાવસાર |
| બોલિયો મત | ૦–૬ | દિનેશ ઠાકોર |
| મુરલી | ૦–૮ | ડૉ. શિવુભાઇ |
| દીવડાં | ૦–૬ | હિંમતલાલ મયંક |
| ધરતીનો બાળમેળો | ૦–૬ | પ્રભુભાઈ ભટ્ટ |

: લખો :

**નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર : અમદાવાદ**

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો–લાયબ્રેરીઓ માટે

# નવાં બહાર પડેલાં પુસ્તકો

| | |
|---|---|
| ગુજરાતનો નાથ (ક. મા. મુનશી) | ૩-૦-૦ |
| કોનો વાંક ? (પાંચમી આવૃત્તિ) | ૨-૮-૦ |
| નરસૈયો ,, | ૧-૮-૦ |
| નવલિકાઓ ,, | ૨-૮-૦ |
| થોડાંક રસદર્શનો ,, | ૨-૦-૦ |
| લોપામુદ્રા ૧ થી ૪ ,, | ૪-૮-૦ |
| કલાપીની પત્રધારા ,, | ૩-૦-૦ |
| હૃદયત્રિપુટી ,, | ૧-૧૨-૦ |
| ગ્રામમાતા ,, | ૦-૧૨-૦ |
| કલાપીઆલ્બમ ,, | ૪-૦-૦ |
| હાસ્યમંદિર (રમણભાઈ નીલકંઠ) | ૨-૦-૦ |
| રાઈનો પર્વત ,, (નવી આવૃત્તિ) | ૨-૦-૦ |
| ત. રાજમાળા (ઉછરંગરાય ઓઝા) | ૩-૮-૦ |
| ધની વણકર ,, | ૨-૦-૦ |
| રશિયા ભા. ૧-૨ ,, | ૩-૦-૦ |
| સ્વતંત્ર જર્મની ,, | ૧-૮-૦ |
| કાઠિયાવાડી રાજરમત ,, | ૨-૦-૦ |
| સમ્રાટ વિક્રમ (જેઠાલાલ ત્રિવેદી) | ૨-૮-૦ |
| સુરેખા ,, | ૨-૮-૦ |
| રંભા ,, | ૧-૮-૦ |
| કમાલ (રમણીકલાલ દલાલ) | ૨-૮-૦ |
| ચંગીઝખાન ,, | ૨-૦-૦ |
| સુવર્ણા ,, | ૨-૮-૦ |
| લક્ષ્મીનાં બંધન ,, | ૧-૦-૦ |
| સહચરીની શોધમાં (ગાભાસાહેબ) | ૧-૮-૦ |
| ઈશા (સાહિત્યવિલાસી) | ૧-૮-૦ |
| વાંકવિનાનો (સાહિત્યવિલાસી) | ૨-૦-૦ |
| આબુહીલવાડનો યુવરાજ ઐતિહાસિક નવલ ભા. ૧-૨ (સાહિત્યવિલાસી) | ૪-૮-૦ |
| હિમના ડંખ (અમૃતલાલ ત્રિવેદી) | ૨-૮-૦ |
| રસમૂર્તિઓ (ર. શેઠ) | ૧-૪-૦ |
| આવતી કાલના ઘડવૈયા (જ. દેસાઈ) | ૨-૦-૦ |
| સુવાસચંદ્ર ·વિપ્રદાસનો અનુ૦ | ૨-૮-૦ |
| વૃંદાવન ,, | ૨-૦-૦ |
| બિંદુ ,, | ૦-૮-૦ |
| રાધારાણી (ખંડીમચંદ) | ૦-૮-૦ |
| જીવનની ઝાંખી (કે. દેસાઈ) | ૨-૦-૦ |
| બાળ બટુક ,, | ૦-૬-૦ |
| સોલંકી યુગની કીર્તિકથાઓ (મિસ્ત્રી) | ૨-૦-૦ |
| દિનેશ (ચિં. યુ. શાહ) | ૨-૦-૦ |
| રશ્મિ (ઈનામી નવલ) | ૨-૮-૦ |
| વિભૂતિમંદિર (અશોક હર્ષ) | ૨-૦-૦ |
| ચોખેરવાલી ,, | ૨-૮-૦ |
| શિક્ષાનો આદર્શ ,, | ૧-૦-૦ |
| મુક્તધારા ,, | ૦-૮-૦ |
| કપોત અને નવાબ ચુ. વ. શાહ | ૨-૮-૦ |
| ઐતિહાસિક કથામંજરી | ૨-૮-૦ |
| હિંદની સંસ્કૃતિ અને અહિંસા શ્રી. કોસંબી | ૨-૦-૦ |
| નાગમતિ (શૌર્યકથા) | ૧-૦-૦ |
| દેશદર્શન | ૩-૦-૦ |
| ગુજરાતી વહેપાર ભા. ૨ જો | ૩-૦-૦ |
| અરેબિયન નાઈટ્સ | ૪-૦-૦ |
| સંસારી કે સંન્યાસી (ખંડીમચંદ) | ૧-૮-૦ |
| કથામંજરી ભા. ૧-૩ જો (ટુંકી વાર્તાઓનો સંગ્રહ) | ૪-૦-૦ |
| પશુમાંથી દેવ (જેમ્સ એલન) | ૦-૧૨-૦ |
| વિજયપંથ ,, | ૦-૮-૦ |

લાયબ્રેરીઓને સારું કમિશન આપવામાં આવે છે.

લખો · **જીવનલાલ ઍન્ડ સન્સ**

લજપતરાય રોડ, વીલાપારલા. ગાંધીરોડ, ને પીરમશા રોડ, અમદાવાદ

હિન્દુઓનાં પવિત્ર વેદ ગ્રંથો અને ઋષિમુનિપ્રણીત શાસ્ત્રોનાં મૂળ તેમજ સાદા, સરલ, લોકભોગ્ય અર્થો સહિત સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરનાર હિન્દુસ્તાનની એક અજોડ સંસ્થા સ્વાધ્યાય મંડળની ગુજરાત શાખા રાવપુરા વડોદરા તરફથી ગુજરાતીમાં શરૂ થયેલી;

વેદોનું સરળ ગુજરાતી ભાષાન્તર

# સ્વાધ્યાય-ગ્રન્થ-માળા

વાર્ષિક લવાજમ રૂા. ૫) પરદેશ માટે શીલીંગ ૧૨

દરવર્ષે અગાઉથી ગ્રાહક થનારને આશરે ૧૫૦૦ પાનનું સંગીન ધાર્મિક સાહિત્ય આપવામાં આવે છે.

## ચાલુ પ્રથમ વર્ષનાં બન્ને પુસ્તકો

(૧) **વેદામૃત :** છૂટક કિંમત રૂપીયા ત્રણ. નીચેનાં વિષયો લીધા છે. સ્વાધ્યાય મંડળનો પરિચય, તમે ક્યાં ઉભા છો ? આત્મજ્ઞાન નો ખરો અર્થ. પ્રાચીન તથા અર્વાચીન આચાર્યો, પંડિતો તથા પ્રોફેસરો દ્વારા કરવામાં આવેલી "વેદસ્તુતિ" મહાત્મા ગાંધીજી વિગેરે દેશનેતાઓનાં સ્વાધ્યાય મંડળનાં કાર્ય માટેનાં અભિપ્રાયો, યજુર્વેદ પ્રથમ અધ્યાય તથા અથર્વવેદનાં ઉત્સાહપ્રેરક મંત્રોનું ગુજરાતી ભાષાન્તર વિગેરે જાણવા યોગ્ય સાહિત્ય.

(૨) **શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમ વિભાગ :** છૂટક કિંમત રૂપીયા ત્રણ. વિદ્વદ્વર્ય પંડિત શ્રી. શ્રીપાદ દામોદર સાતવલેકરજીની હિન્દી "પુરૂષાર્થ બોધિની ટીકા"નાં ગુજરાતી ભાષાન્તર સહિત. ( જુઓ આ સાથેની જાહેરાત. )

## બીજા વર્ષમાં છપાનાર પુસ્તકો

(૧) **મૃત્યુને દૂર કરવાનો ઉપાય :** ભગવાન વેદની વિશિષ્ટ શૈલીથી મનુષ્યે મૃત્યુને દૂર કેમ કરવું તેના સરલ સુગમ ઉપાયો આ પુસ્તકમાં બતાવ્યા છે.

(૨) **શ્રીમદ્ ભગવદ્ ગીતા ભા. ૨ :** શ્રી. પંડિત સાતવલેકરજીની પુરૂષાર્થ બોધિની ટિકા સહિત. ( જુઓ આ સાથેની જાહેરાત )

(૩) **માનવી આયુષ્ય :** જ્યારે ઇંગ્લાન્ડ, જાપાન, જર્મનીનું સામાન્ય આયુષ્ય ૬૦ વર્ષ છે ત્યારે હિન્દુસ્તાનમાં માત્ર ૩૫ વર્ષ જ છે. ભગવાન વેદ "शतं जीवेम शरदः"ની ઘોષણા કરે છે. તમારે દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવું હોય, બ્રહ્મચારી ઇચ્છામરણી ભીષ્મ પિતામહનો, તેજસ્વી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાના ઉપાયો સંબંધી સાચો ઉપદેશ સાંભળવો હોય તો વાંચો.

(૪) **એકાદશીનો ઉપવાસ :** દરેક માસની એકાદશી જ ઉપવાસ માટે કેમ પસંદ કરવામાં આવેલી છે, પૂર્ણિમા અને અમાસને દિવસે ચંદ્રની ગતિથી જેવી રીતે સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, તેવી જ રીતે "चन्द्रमा मनसो जायते" એ વાક્ય અનુસાર મનુષ્યના મન અને શરીર ઉપર ચન્દ્રની વધઘટની કેવી અસર થાય છે, તે સમજાવનાર શાસ્ત્રીય પુસ્તક.

(૫) **સાચી શાન્તિનો ઉપાય :** આમાં સમાજ તથા વ્યક્તિ માટે સાચી શાન્તિ સ્થાપવાની વૈદિક પદ્ધતિનું સુંદર નિદર્શન છે.

(૬) **આસન :** "રીટર્ન ટુ નેચર" "કુદરત તરફ વળો"નું સમર્થન કરતું અને પશ્ચિમનાં સુંદર "ફીઝીકલ-કલ્ચર" પુસ્તકોથી પણ વિશેષ લોકપ્રિય આ પુસ્તક છે. આરોગ્યની ખરી આરાધના કરવી હોય તો આ પુસ્તક જરૂર ઘરમાં વસાવો.

સ્વાધ્યાય મંડળનાં સઘળાં પ્રકાશનો મળવાનું ઠેકાણું.

માનદ મંત્રી : **નટવરલાલ જેઠાલાલ મહેતા**
બી. એ. એલએલ. બી. વકીલ

વ્યવસ્થાપક : **સ્વાધ્યાય મંડળ, ગુજરાત શાખા**
રાવપુરા—વડોદરા.

॥ ओ३म् ॥

આપણી દરેકોઇ ધાર્મિક ક્રિયામાં એક અબોધ નાનકડો બ્રાહ્મણ બટુક પણ, નાગરવેલનું પાન તે ઉપર સોપારી, અને કંકુ ચોખા ચઢાવી બોલાવરાવે છે કે–ऋग्वेदाय नमः, यजुर्वेदाय नमः सामवेदाय नमः, अथर्ववेदाय नमः। કેટલો ભાવ ? કેટલી ભક્તિ ! અને કેટલી શ્રદ્ધા ? વેદજ્ઞાનનો ઋષિમુનિઓનો ચાલતો આવેલો કેવો સુંદર, ભવ્ય વારસો !

આર્યપ્રજાની એકતા તથા તેના સંસ્કારની પવિત્રતા જાળવી રાખવામાં વેદનુ સ્થાન સર્વોપરી છે. છતાં વેદમાં શું છે તે આપણે જાણતાં નથી. જાણવું હોય તો સત્વર સ્વાધ્યાય-ગ્રંથમાળાનાં ગ્રાહક થાવ. વેદનો સ્વાધ્યાય આપણે શા માટે કરવો જોઇએ તે જાણવું હોય તો શ્રીમદ્‌ભગવદ્‌ગીતા વાંચો.

**યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજી કહે છે......**



**वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ।** જાણવા યોગ્ય પવિત્ર ૐકાર, ઋગ્વેદ, સામવેદ, તથા યજુર્વેદ પણ હુંજ છું. અ. ૪. શ્લોક ૧૦ **वेदानां सामवेदोऽस्मि ।** વેદોમાં સામવેદ હું છું. અ. ૧૦ શ્લોક ૨૨

*



જ્ઞાન અને વૈરાગ્યની સાક્ષાત્ મૂર્તિ-સમાન, શ્રીમદ્ ભાગવતકાર, ભક્તશિરોમણિ **શ્રી. શુકદેવજી મહારાજ** ભાગવત મહાપુરાણમાં કહે છે...વેદ એ **સ્વયંભૂ સાક્ષાત્ નારાયણ છે.** સ. ૨ અ. ૬ શ્લોક ૪૦ મો...બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે ગુરૂકુલમાં નિવાસ કરી વેદાંગો તેમજ ઉપનિષદો સહિત વેદાધ્યયન કરી તેનાં અર્થનું જ્ઞાન સંપાદન કરવું, અને પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. ૭, ૧૨, ૧૩, ૧૪, શ્લોકો.

*



મહામુનિ **શ્રી વેદવ્યાસજી** ધીર, ગંભીર, વાણીમાં કહે છે. દ્વિજ જાતિને વેદો અવશ્ય ભણવાનાં હોવાથી શક્તિ-અનુસાર, વેદો-ઇતિહાસ પુરાણો, વિગેરે ખાસ ભણવા જોઇએ. એ બધાએ વેદનોજ મહિમા ગાયો છે. તેમજ સ્મૃતિકારો તથા મહાન આચાર્યોએ વેદજ્ઞાનની મહત્તા હંમેશા દર્શાવી છે.

*



સમસ્ત ભારતવર્ષમાં સનાતન વૈદિક ધર્મના દિગ્વિજયનો ઝંડો ફરકાવનાર **ભગવાન શંકરાચાર્યજી** ઘોષણા કરે છે......વેદનું નિત્ય અધ્યયન કરો ? વેદમાં કહેલાં કર્મો સારી રીતે કરો અને તે વડે ઇશ્વરની આરાધના કરો.

( ઉદેપશ પંચક )



સુપ્રસિદ્ધ વલ્લભ સંપ્રદાયનાં સંસ્થાપક આચાર્ય **શ્રી વલ્લભાચાર્યજી** બોધ આપે છે...ભગવાન પોતેજ અંતઃકરણને પ્રસન્ન કરવા માટે શ્રુતિ રૂપે પ્રકટ થયા. હૃદયની મલિનતા દૂર કરવા માટે ભગવાને શ્રુતિ પ્રકટ કરી છે. રૂપ પ્રપંચમાં આસકત થયેલા પોતાના અંશરૂપી જીવોને પરમાત્માનો સાક્ષાત્કાર જે રીતે થાય તે પ્રકારનો ઉપદેશ કરવાનું કામ વેદનું છે. વેદનું અધ્યયન અને યજ્ઞ કરવાથી ધર્મ, અર્થ, કામ વિગેરે સિદ્ધ થાય છે. પરંતુ વેદનું મુખ્ય પ્રયોજન તો પોતાનાં અંશરૂપ જીવોને પરમાત્માનો સાક્ષાત્કાર કરાવવાનું છે.



*

ભગવાન શ્રી ભાષ્યકાર શ્રીમદ્ **રામાનુજાચાર્યજી મહારાજ** પોતાનાં "**વેદાર્થ સંગ્રહ**"માં વેદ પ્રશંસા કરતાં કહે છે... વેદોજ સર્વ જગતનું હિત કરનાર છે.

*



શ્રી સ્વામી નારાયણ સંપ્રદાય સંસ્થાપક **ભગવાન શ્રી સહજાનંદજી મહારાજ** કહે છે—(સત્સંગી જીવનમાં) "સર્વ પ્રમાણોમાં "વેદ" પરમ પ્રમાણ છે, એવું તત્વદર્શી પુરાતન મહર્ષિઓ કહે છે." નારાયણનાં મુખે આવિર્ભાવ પામેલા હોવાથી "વેદ અપૌરૂષેય" છે, ને બધાંજ સાહિત્ય-ગ્રંથોમાં તે સ્વતઃ પ્રમાણ છે. માટે નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ તે નારાયણ સ્વરૂપ વેદનું ધ્યાન કરવું.

*

દૂર દૂર પશ્ચિમમાં આર્યસંસ્કૃતિનાં સનાતન તત્વોનો અજોડ પ્રચાર કરનાર ભગવાન રામકૃષ્ણદેવનાં પરમશિષ્ય સ્વામી **શ્રી વિવેકાનંદજી** કહે છે...વેદો હિન્દુઓની પરમસંમેલન ભૂમિકા છે. આપણા વેદ, અને ઉપનિષદો, એ સર્વ પ્રકારનાં બળની મોટી ખાણ છે. તેમાં એટલી બધી શકિત ભરેલી છે કે તે સમગ્ર જગતને બળવાન તેમજ તેજસ્વી બનાવી શકે તેમ છે. આપણે હિન્દુઓ વેદ વાકયને ધર્મ રહસ્યનાં સનાતન ઉપદેશ તરીકે ગણીયે છીએ. અને જ્યારે આપણે એ પવિત્ર ગ્રંથની સમક્ષ ઉભા રહીયે ત્યારે આપણી વચ્ચેના ધાર્મિક મતભેદ અને કલહ એકદમ બંધ થઈજ જવા જોઈએ. **મતભેદનાં નિરાકરણ માટે વેદ એ આપણી વરિષ્ઠમાં વરિષ્ઠ અદાલત છે.** હાલ આખા હિન્દુસ્તાનનાં તમામ લોકોમાં કશો પણ ભેદ રાખ્યા વગર વેદોનો પ્રચાર થવા દો. જે સર્વોપરિ સ્થાનને માટે વેદ અસલથીજ યોગ્ય છે, અને તે યોગ્યતાનો આપણે સ્વીકાર પણ કરીએ છીએ, તે સ્થાન વેદને આપો, જે જ્ઞાનભંડાર, જે સંસ્કૃતિ આજ સેંકડો વર્ષથી બ્રાહ્મણોએ ટ્રસ્ટીની માફક જાળવી રાખ્યા છે તે તેમણે હવે એ ભંડારના ખરા માલીક જનસમુદાયને સ્વાધીન કરી દેવા જોઈએ.



વેદનાં મહાન જ્ઞાન-ભંડારનો ઉપયોગ કરવાનો અધિકાર સમગ્ર મનુષ્યજાતિને છે



એવી જોશભેર ઘોષણા કરનાર આદર્શ આર્યસમાજનાં ઉદ્ધારક **મહર્ષિ સ્વામી શ્રી દયાનંદજી મહારાજ** પ્રતિપાદન કરે છે કે– ઈશ્વરની બનાવેલી જે ચાર મંત્રસંહિતા છે તેજ સ્વતઃ પ્રમાણ માનવા યોગ્ય છે, અન્ય નહિ. સર્વ મનુષ્યો વેદ ભણી ભણાવીને, તથા સાંભળી સંભળાવીને, વિજ્ઞાનને વધારીને સારી વાતો ગ્રહણ કરી ખરાબ વાતો ત્યાગ કરીને દુઃખોથી મુક્ત થઈ આનંદને પ્રાપ્ત કરો ? દેશની ઉન્નતિ શી રીતે સાધશો ? દેશને જે રોગ લાગ્યો છે તેની દવા તમારી પાસે નથી, માટે હજી પણ સમજીને વેદાદિ અનુસાર દેશોન્નતિ કરવા માંડશો તો સારૂં છે. **વૈદિકધર્મનાં પ્રચાર સિવાય દેશોન્નતિ અસંભવિત છે.**



*

મહાસિદ્ધ તપોનિધિ ગોસ્વામી **શ્રી વિજયકૃષ્ણ મહારાજ** વદે છે...ધર્મ સંબંધી કોઈપણ વિષય સમજવો હોય તો પ્રાચીન ગ્રંથજ વાંચવો. વેદ, ઉપનિષદોનું યથાર્થ જ્ઞાન થયા વગર હિન્દુ શાસ્ત્રો સમજી શકાવાં અઘરાં છે.

*

યોગીશ્રેષ્ઠ **શ્રી અરવિંદ ઘોષ** કહે છે......ઋષિઓ સ્વયં કહે છે તેમ વેદ રહસ્યમય શબ્દોથી ભરેલાં છે. એ શબ્દો એવા છે કે જેનો ગૂઢ અર્થ તત્વદ્રષ્ટાજ ગ્રહણ કરી શકે.



જે ગૂઢ અર્થ અને ઉચ્ચતર મનોવૈજ્ઞાનિક તથા આધ્યાત્મિક સત્ય, એ મંત્રોમાં સ્થાપિત કરેલાં છે, તેજ એ પુસ્તકને " વેદ ". એવું નામ આપે છે. " વેદ એટલે જ્ઞાનનો ગ્રંથ. " આથીજ વેદમાં **વિજ્ઞાનનાં સત્યો તેમજ ધર્મનાં સત્યો સમાયેલાં છે એવું સ્વામી શ્રી દયાનંદજી કહે છે તેમાં જરાપણ અતિશયોક્તિ નથી.** મારી પોતાની તો પ્રતીતિ છે કે આધુનિક જગતને જેનું જ્ઞાન નથી, એવાં વિજ્ઞાનનાં સત્યો પણ વેદમાં છેજ. અમરત્વનું મહત્તર સત્ય, મર્ત્ય સત્તાનું તુલનાત્મક મિથ્યાત્વ, સત્ય અને મિથ્યાનું મિથણ, મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ, જે એને ઇહલૌકિક અર્થાત્ સાંસારિક સત્તામાંથી છોડાવી, પારલૌકિક સુખ ( મુક્તિ ) સુધી પહોંચાડે છે, આ બધું પ્રાચીન ઋષિઓની વાણીમાં " વેદમાં " તાદૃશ્ય થાય છે.

સ્વાધ્યાય મંડળનાં સુયોગ્ય સંચાલક પંડિત શ્રી સાતવલેકરજીએ છેલ્લાં ૨૨ વર્ષમાં વેદવિષયક અનેક નાના મોટા ગ્રંથો સંસ્કૃત, હિન્દી, મરાઠી તેમજ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરીને ભારતવર્ષની મહાન સેવા કરી છે. તેમનાં સંગીન કાર્યથી આપણા દેશનાં આચાર્યો, નેતાઓ, સાહિત્યસેવકો, યુનિવર્સીટીના તેમજ સંસ્કૃત પાઠશાળાનાં પ્રોફેસરો અને અધ્યાપકો, અને વિદ્વાન સાધુ સંન્યાસીઓ કેટલા મુગ્ધ થયા છે તે તેઓનાં તરફથી આપવામાં આવેલા અભિપ્રાયો ઉપરથી જાણી શકાય છે.

વિશ્વવંદ્ય મહાત્મા **ગાંધીજી** સેવાગ્રામ તા. ૨-૨-૪૧ નાં પત્રથી લખે છે......भाई सातवलेकरजी ! वेदोंके पुस्तक प्रकाशनके लिये धन्यवाद ! आपके प्रचारकार्य पर मैं तो हमेशा मुग्ध रहा हूं ।......" बापूका आशीर्वाद "

*

કાકા શ્રી કાલેલકરજી કહે છે

पं. श्रीपाद दामोदर सातवलेकरजीके कार्यसे कौन परिचित नही है। स्वाध्याय मंडल द्वारा उन्होंने संस्कृत भाषा, वेदविद्या, और भारतीय संस्कृति का



प्रचारके लिये अनन्य निष्ठासे जो महेनत उठाया है वह शायद आजके जमानेमें अद्वितीय है। हिन्दी और मराठी भाषाद्वारा उन्होंने वैदिक और भारतीय संस्कृतिका परिचय भारतको करवाया है। वे वैदिक मंत्रोंके केवल अर्थ ही नही करते है किन्तु मंत्रोका दोहन करके उनमेंसे जितना अमृत-दुग्ध निकल सकता है वह सारा दुहकरके हमारे सामने धर देते है। उपनिषदोंके अर्थ लगानेमें भी पंडितजीने अपनी प्रतिभाका अच्छा परिचय दिया है।

*



વડોદરાની સુપ્રસિદ્ધ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝનાં પ્રખર સંચાલક **શ્રી. વિનયતોષ ભટ્ટાચાર્યજી** એમ. એ. પી. એચ. ડી. લખે છે કે......The Swadhyaya Mandal of Aundh is engaged in the most laudable work of popularizing amongst the Hindi Knowing public, the noble teachings embodied in the Vedas and the Puranas. The Hindi translation of the Atharvaveda and the Mahabbarata will for ever stand as a Glorious monument of the industry, labour and foresight of the organisers of the Mandal.

*



બરોડા કોલેજનાં સંસ્કૃતનાં પ્રોફેસર **શ્રી ગોવિન્દલાલ હ. ભટ્ટ**, એમ. એ. લખે છે......

" સ્વાધ્યાય મંડળ ", વૈદિક સાહિત્ય, યોગ, મહાભારત તથા ગીતા વિષેનાં અનેક ઉત્તમ પુસ્તકો પ્રસિદ્ધ કરી વિદ્દ્વર્ગની ખરેખરી સેવા બજાવી રહ્યું છે. પંડિતજીની ગીતા ઉપરની " પુરૂષાર્થ બોધિની " ટીકા ગુજરાતીમાં પ્રસિદ્ધ થાય છે, ગુજરાતની ધાર્મિક જનતાને આથી ઘણો ભારે લાભ થશે એમાં શંકા નથી. દરેક ધર્મપ્રિય વ્યક્તિએ આ ગ્રંથ ખરીદવા જોવો છે તેમાં જરાય અતિશયોક્તિ નથી

ક્યુરેટર ઓફ લાયબ્રેરીઝ વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાનાં. વડા શ્રી ત્ર્યંબક વિનાયક વાકનીસ, એમ. એ. સ્વાધ્યાય મંડળની રૂા ૧૦૦) ની યોજના વધાવી લેતાં લખે છે—" **આ યોજના પ્રમાણે જેટલા જલ્દી ગ્રાહક થવાય તેમ વધારે સારૂં.**"

*



**શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી,** મુંબાઇ સરકારનાં ભૂતપૂર્વ ગૃહ-સચિવ, મંડળને પ્રોત્સાહન આપતાં લખે છે કે...... " તમારો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે, ગુજરાત ઉપર તમે ઉપકાર કરી રહ્યા છો. "

*

મુંબાઇ ધારાસભાના લોકપ્રિય પ્રમુખ શ્રી. **વાસુદેવ ગણેશ માવલંકર** લખે છે........

I congratulate the Mandal on the valuable services, it is rendering to the cause of Indian Culture.

*

પ્રસિદ્ધ થયેલાં ઉપયોગી પુસ્તકો, આપણને સોંઘે ભાવે મળી શકે તેવી યોજના વધાવી લેવા સરખી છે. હું આ યોજનાની સફળતા ઇચ્છું છું.

*



લોકસંગ્રહી, ગીતાવ્યાસ, સ્વામી **શ્રી વિદ્યાનંદજી મહારાજ** જણાવે છે કે......

ગુજરાતી વિભાગ વડોદરામાં ચાલુ કરવાથી ગુજરાતની જનતાને પણ વેદામૃત પાનનો અલભ્ય લાભ મળશે. આ જનકલ્યાણના કાર્યમાં પંડિતજીનો ઘણા વર્ષોનો પરિશ્રમ છે. પ્રભુઃ તેમના પરિશ્રમને સફળ કરે, અને એમનાં કાર્યને જનતાનો સારો સહયોગ મળે એમ ઇચ્છું છું. મારા તેમને આશીર્વાદ છે.

---

## સ્વાધ્યાય મંડળનાં સઘળા પ્રકાશનો મળવાનાં ઠેકાણાં

૧ સ્વાધ્યાય મંડળ ગુજરાત શાખા, રાવપુરા—વડોદરા
૨ શ્રી ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી રસ્તા—અમદાવાદ
૩ શ્રી. અંબાલાલ ડાહ્યાભાઇ, લખાવાડ—નડીયાદ
૪ શ્રી. વ્યવસ્થાપક શ્રી. રા. પું. "આર્યપ્રકાશ" પ્રેસ, આર્યન રોડ—આણુંદ
૫ ધી પોપ્યુલર બુક સ્ટોર, ટાવર રોડ—સૂરત
૬ પં. નારાયણ મૂળજી બુકસેલર, કાલબાદેવી રોડ—મુંબાઇ ૨
૭ ધી જનરલ બુક ડીપો, બજાર—પાટણ ( ઉત્તર ગુજરાત )
૮ પુરૂષોત્તમ ગીગાભાઇ બુકસેલર—ભાવનગર

## સ્વાધ્યાય મંડળ, ઔંધ (જિલ્લા સતારા)નાં હિન્દી પુસ્ત

| | કિંમત | ટપાલખર્ચ |
|---|---|---|
| ૧ ઋગ્વેદ-સંહિતા | ૫) | ૧) |
| ૨ યજુર્વેદ-સંહિતા | ૨) | ॥ |
| ૩ સામવેદ | ૩) | ૦॥ |
| ૪ અથર્વવેદ | ૩) | ૦॥ |
| મહાભારત આદિપર્વ | ૬) | ૧॥ |
| „ સભાપર્વ | ૨॥ | ૦॥ |
| સંસ્કૃત પાઠશાળા | ૬॥ | ૦॥= |
| વૈ. યજ્ઞસંસ્થા ભા. ૧ | ૧) | ૦। |
| **અથર્વવેદકા સુબોધ ભાષ્ય** | | |
| ૧ પ્રથમ કાણ્ડ બાંધેલું | ૨) | ૦॥ |
| ૨ દ્વિતીય કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૩ તૃતીય કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૪ ચતુર્થ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૫ પંચમ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૬ ષષ્ઠ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૭ સપ્તમ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૮ અષ્ટમ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૯ નવમ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૧૦ દશમ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૧૧ એકાદશ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૧૨ દ્વાદશ કાણ્ડ „ | ૨) | ૦॥ |
| ૧૩ ત્રયોદશ કાણ્ડ „ | ૧) | ૦॥ |
| ૧૪ ચતુર્દશ કાણ્ડ „ | ૧) | ૦॥ |
| ૧૫થી૧૮ સુધી ૪ કાણ્ડ | ૨॥ | ૦॥ |
| છૂત ઔર અછૂત | ૧॥। | ૦॥ |
| ભગવદ્ગીતા (પુરુષાર્થબોધિની) | ૯) | ૧॥ |
| મહાભારતસમાલોચના (૧-૨) | ૧) | ॥ |
| વેદસ્વયંશિક્ષક (ભા.૧-૨) | ૩) | ૦॥ |
| **યોગસાધનમાલા** | | |
| ૧ સંધ્યોપાસના | ૧॥- | ૦।- |
| ૨ યોગના આસન (સચિત્ર) | ૨) | ૦।≡ |
| ૩ બ્રહ્મચર્ય | ૧) | ૦।- |
| ૪ યોગસાધનકી તૈયારી | ૦॥। | ૦)= |
| યજુ. અ. ૩૬ શાંતિકા ઉપાય | ૦॥= | ૦)= |
| શતપથબોધામૃત | ૦। | ૦)- |

| દેવતાપરિચય-ગ્રંથમાલા | કિંમત | ટપ |
|---|---|---|
| ૧ રુદ્રદેવતાપરિચય | ૦॥ | ૦)= |
| ૨ ઋગ્વેદમાં રુદ્રદેવતા | ૦॥= | ૦)= |
| ૩ દેવતાવિચાર | ૦)≡ | ૦)- |
| ૪ અગ્નિવિદ્યા | ૧॥ | ૦)- |
| **બાલકધર્મશિક્ષા** | | |
| ૧ પ્રથમ ભાગ | ૦)- | ૦)- |
| ૨ દ્વિતીય ભાગ | ૦)= | ૦)- |
| ૩ વૈદિક પાઠમાલા પ્રથમ પુસ્તક | ૦)≡ | ૦)- |
| **આગમનિબંધમાલા** | | |
| ૧ વૈદિક રાજ્યપદ્ધતિ | ૦।- | ૦)- |
| ૨ માનવી આયુષ્ય | ૦। | ૦)- |
| ૩ વૈદિક સભ્યતા | ૦॥। | ૦)≡ |
| ૪ વૈદિક ચિકિત્સાશાસ્ત્ર | ૦।= | ૦)- |
| ૫ વૈદિક સ્વરાજ્યકી મહિમા | ૦॥ | ૦)= |
| ૬ વૈદિક સર્પવિદ્યા | ૦॥ | ૦)= |
| ૭ મૃત્યુકો દુર કરનેકા ઉપાય | ૦॥ | ૦)= |
| ૮ શિવસંકલ્પકા વિજય | ૦॥। | ૦)= |
| ૯ વેદમેં ચર્ખા | ૦॥ | ૦)= |
| ૧૦ વૈદિક ધર્મકી વિશેષતા | ૦॥ | ૦)= |
| ૧૧ તર્કસે વેદકા અર્થ | ૦॥ | ૦)= |
| ૧૨ વેદમેં રોગજંતુશાસ્ત્ર | ૦)≡ | ૦)- |
| ૧૩ વેદમેં લોહેકે કારખાને | ૦।- | ૦)- |
| ૧૪ વેદમેં કૃષિવિદ્યા | ૦)≡ | ૦।- |
| ૧૫ બ્રહ્મચર્યકા વિઘ્ન | ૦)= | ૦)- |
| ૧૬ ઇંદ્રશક્તિકા વિકાસ | ૦॥ | ૦)= |
| ઉપનિષદ્-માલા ૧ ઈશોપનિષદ | ૧) | ૦)- |
| ૨ કેન ઉપનિષદ | ૧॥ | ૦।- |
| ૧ વૈદિક અધ્યાત્મવિદ્યા | ૦॥ | ૦)= |
| ૨ ગીતા લેખમાલા ૧થી૭ ભા. | ૫॥ | ૧॥ |
| ૩ ગીતા-સમીક્ષા | ૦)= | ૦)- |
| ૪ યજ્ઞોપવીત-સંસ્કારરહસ્ય | ૨॥ | ૦॥ |
| ૫ ભગવદ્ગીતા (પ્રથમ ભાગ) (માયાનન્દી ભાષ્ય) | ૧) | ૦।- |
| ૬ ભક્ત કે ભગવાન | ૦॥ | ૦)= |
| ૭ વેદોક્ત પ્રજનનશાસ્ત્ર | ૦)≡ | ૦)- |

લુહાણામિત્ર પ્રેસ-વડોદરા

Reg. No. B. 2216

# મોટાં બાળકો માટે—

શિકાર
પ્રવાસ
ક્રિકેટ
સ્કાઉટીંગ
પરાક્રમ
સાહસ
બહારવટું

બાળકો જરાક મોટાં થાય-ચૌદ પંદરનાં થાય, એટલે તેમને શૂરાતન અને પરાક્રમનાં પુસ્તકો વાંચવાની તાલાવેલી લાગશે. તેમને માટે જોઈએ તેવું વાચન તૈયાર જ રાખ્યું છે.

## કુ મા ર મા ળા

| | | |
|---|---|---|
| ૧ | ગોરીલાનો પ્રેમ | ૦॥ |
| ૨ | પૂછડિયાના પ્રદેશમાં | ૦॥ |
| ૩ | શિકારિકા-૧ | ૦॥ |
| ૪ | ગેબી સૃષ્ટિ-૧ } બેના | ૨ |
| ૫ | " " -૨ } | |
| ૬ | શિકારિકા-૨ | ૦॥ |
| ૭ | ચાંદા પર ચઢાઈ | ૦॥ |
| ૮ | આફતે મહીં | ૧ |
| ૯ | મોતના પંજામાં | ૦॥ |
| ૧૦ | ચીલુગારી | ૦॥। |
| ૧૧ | લલ્લુ | ૦॥= |
| ૧૨ | સંકટની શોધમાં | ૧)= |
| ૧૩ | જોતીઓ સરદાર | ૧॥ |
| ૧૪ | માયાવી દેશ | ૧। |
| ૧૫ | ટૉમી અને બીજી વાતો | ૦॥। |
| ૧૬ | શિકારિકા-૩ | ૦॥। |

આખા સેટના પોણાતેર રૂપિયા

રસભરી ચોપડીઓ : : પાકાં પૂઠાં : : માફક કિંમત

ગાંડીવ બાળમાસિક ૩-૦-૦ ગાંડીવ બાળપખવાડિક ૫-૦-૦

હાસ્યમૂર્તિ જ્યોતીન્દ્ર દવેકૃત રંગતરંગ ચાર ભાગ ૫-૦-૦

બાલોદ્યાનમાળા (૮૯ પુ૦) ૨૭-૨-૦ ચાલો સજીવીએ (૧૨ પુ૦) ૭-૮-૦

બકોર પટેલ (૨૦ પુ૦) ૫-૧૦-૦

ગાંડીવ

# પુસ્તકાલય




: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :

વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)

મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: મંત્રી :

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

પુસ્તક ૧૭ મું | સપ્ટેમ્બર ૧૯૪૨ | અંક ૯ મો

# અનુક્રમણિકા



---


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૯-૪૨

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ



વાર્ષિક લવાજમ રૂ. ૪॥
પરદેશ માટે શિ. ૧૦



—વ્યવસ્થાપક "ગુણસુન્દરી", લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

# દરેક લાયબ્રેરીમાં ખાસ વસાવવા લાયક ઉપયોગી પુસ્તકો,

| | |
|---|---|
| ૧ હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભા. ૧-૨-૩ | ૧૧- ૦-૦ |
| ૨ રાજયોગી યાને પરમાર ધારા વર્ષાદેવ ભા. ૧-૨ | ૮- ૦-૦ |
| ૩ બલહઠ બંકા દેવડા ભા. ૧-૨ | ૬- ૮-૦ |
| ૪ મહાત્મા ગાંધીજીનું જીવન | ૪- ૦-૦ |
| ૫ વિશ્વભારતી | ૧- ૦-૦ |
| ૫ ફૂલવાડી | ૦- ૪-૦ |

## શ્રી સયાજી સાહિત્યમાળા

| | |
|---|---|
| ૧ ઋગ્વેદ સંહિતા ભા. ૧ થી ૫ | ૧૦- ૪-૦ |
| ૨ વેપારની ચાવી | ૧-૧૨-૦ |
| ૩ વિદ્યુત | ૧-૧૨-૦ |
| ૪ વિજ્ઞાનના વિધાયકો | ૧-૧૨-૦ |
| ૫ સારૂં જીવન અને કાર્ય ક્ષેત્ર | ૧-૧૨-૦ |
| ૬ ઇત્સીંગના સમયનું હિંદ | ૧-૧૦-૦ |
| ૭ જુવાનીની ચાવી | ૧- ૮-૦ |
| ૮ કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ૧- ૮-૦ |
| ૯ કેળવણી | ૧- ૮-૦ |
| ૧૦ ભારતીય સમાજશાસ્ત્ર | ૧- ૬-૦ |
| ૧૧ આપણું પ્રાચીન રાજતંત્ર | ૧- ૪-૦ |
| ૧૨ ઉદ્‌ભીજોની ઉત્ક્રાંતિ | ૧- ૪-૦ |
| ૧૩ ફળ ઝાડનો બગીચો | ૧- ૨-૦ |
| ૧૪ ભાષા વિજ્ઞાન પ્રવેશિકા | ૧- ૧-૬ |
| ૧૫ મહીપતરામ | ૧- ૧-૦ |
| ૧૬ નેલ્સનનું જીવન ચરિત્ર | ૧- ૦-૦ |
| ૧૭ વલ્લભ | ૧- ૦-૦ |
| ૧૮ ઇંગ્લાંડ અને હિંદુસ્તાન | ૦-૧૫-૦ |
| ૧૯ ખેતીના ઉપદ્રવો | ૦-૧૪-૦ |
| ૨૦ સરોવરના જીવો | ૦-૧૩-૦ |
| ૨૧ ગર્ભ વિદ્યા | ૦-૧૨-૦ |
| ૨૨ સૂર્ય | ૦-૧૨-૦ |
| ૨૩ મનુષ્ય ભ્રમણ | ૦-૧૨-૦ |
| ૨૪ પ્રાચીન પૂર્વ | ૦-૧૨-૦ |
| ૨૫ હિંદુસ્થાનમાં જુદા જુદા શક | ૦-૧૨-૦ |
| ૨૬ નરસિંહ મહેતા | ૦-૧૧-૦ |
| ૨૭ સામાજીક સુધરૂપતા | ૦-૧૧-૦ |
| ૨૮ નૌકાબળ | ૦-૧૧-૦ |
| ૨૯ ધન વિદ્યા | ૦-૧૧-૦ |
| ૩૦ હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ | ૦-૧૧-૦ |
| ૩૧ પરિવર્તનવાદ | ૦-૧૦-૦ |
| ૩૨ હિંદુસ્તાનના લોકો | ૦-૧૦-૦ |
| ૩૩ પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન | ૦-૧૦-૦ |
| ૩૪ સ્થાનીકસ્વરાજ્યની સંસ્થાઓ | ૦- ૯-૦ |
| ૩૫ જગતની રાજનીતી અને હિંદ | ૦- ૮-૦ |
| ૩૬ મેગેસ્થીનીસના સમયનું હિંદ | ૦- ૮-૦ |
| ૩૭ રેડીઓ અને ટેલીવીઝન | ૦- ૮-૦ |
| ૩. કળા વિષે પ્રવચન | ૦- ૭-૦ |
| ૩૯ તરવાની કળા | ૦- ૭-૦ |

## શ્રી સયાજી બાલજ્ઞાન માળા

| | |
|---|---|
| ૧ પંચતંત્ર વાતો ભા. ૧-૨ | ૧- ૦-૦ |
| ૨ સૂર્ય નમસ્કાર | ૦- ૮-૦ |
| ૩ સીતા | ૦- ૬-૦ |
| ૪ બુદ્ધ ભગવાનની વાતો | ૦- ૬-૦ |
| ૫ મહમદ બેગડો | ૦- ૬-૦ |
| ૬ વાઘેલાઓનું ગુજરાત | ૦- ૬-૦ |
| ૭ આર્યોનું આદિ નિવાસ સ્થાન | ૦- ૬-૦ |
| ૮ કરોળીઆનાં કાવત્રાં | ૦- ૬-૦ |
| ૯ મીલની મુલાકાત | ૦- ૬-૦ |
| ૧૦ પચાસ પ્રેરક પ્રસંગો | ૦- ૬-૦ |
| ૧૧ છોડવાનું જીવન | ૦- ૪-૦ |

લખોઃ— વ્યવસ્થાપક : લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા- વડોદરા

પુસ્તકાલય માટે બાળકોનું પત્ર પસંદ કરતી વેળા પુસ્તકાલયના મંત્રીઓ નીચેની વિગતો લક્ષમાં રાખે




(૧) ગુજરાતી ભાષાનું ૨૨ વર્ષથી પ્રકટ થતું સૌથી પ્રથમ ૬ થી ૧૬ વર્ષ લગીનાં બાળકો અને વિદ્યાર્થીઓનું સુંદર દળદાર અને ઉપયોગી માસિક છે.

(૨) બાળકો રંગ અને ચિત્રોનાં ખૂબ શોખીન હોય છે. માસિકનાં સંખ્યાબંધ પાનાં દ્વિરંગી મુદ્રણથી માત્ર 'બાલજીવન' જ શોભાવી શકે છે. મોંઘી કિંમતનાં આર્ટ પ્લેટો ઉપર છાપેલાં એકરંગી અને પૂર્ણરંગી આખાં પાનાંનાં ચિત્રો માત્ર 'બાલજીવન' જ આપી શકે છે.

(૩) ૧૨ અંકોમાં મળી આશરે ૬૦૦ પાનાંનું નક્કર અને ચિત્રયુક્ત વાચન આપે છે; એટલે 'બાલજીવન' બાળકોના બીજા કોઇપણ પત્ર કરતાં સુંદર, ઉપયોગી અને લોકપ્રિય હોવા ઉપરાંત સૌથી વધારે સસ્તું છે.

(૪) ૧૨ અંકોમાં ૧ દિવાળી અંક, ૧ બાળક અંક અને એક બીજો ખાસ અંક મળી ૩ અંકો ખાસ અંકો તરીકે વિશેષ પાનાં ને ચિત્રો સહિત અપાય છે.

(૫) અને એ બધા ઉપરાંત આશરે ૧૬૦ પાનાંની અસંખ્ય ચિત્રોવાળી દળદાર સુંદર ભેટચોપડી ટપાલખર્ચ પણ લીધા સિવાય દર વર્ષે ભેટ અપાય છે.

(૬) 'બાલજીવન'નું લવાજમ રૂા. ૩) છે. પણ પુસ્તકાલયો માટે માત્ર રૂા. ૨॥। છે. એમાં રૂા. ૧) ની કિંમતની ભેટ ચોપડી મફત મળે તે બાદ કરો તો માત્ર રૂ. ૧॥। માં તમને જે વાચનસામગ્રી મળે છે તે અજોડ છે.

માટે જ

'બાલજીવન' ગુજરાતી ભાષાના કોઇપણ બાળકોના પત્ર કરતાં વધારે ફેલાવો પામેલું છે

## બાલજીવન કાર્યાલય-વડોદરા

નમૂનાનો અંક મંગાવો. પુસ્તકાલયોને વિના મૂલ્યે મોકલવામાં આવશે.




દેશપરદેશમાં છોકરા અને છોકરીઓમાં સારા વાચનનો શોખ ઉત્પન્ન કરીને પોષી રહ્યું છે. યુવાન પણ અભણ સ્ત્રી-વર્ગને વાંચતાં શીખવા લલચાવી શક્યું છે. ગુજરાતનાં હજારો સ્ત્રીઓ અને બાળકોમાં સાહિત્ય, સંગીત અને કળાના સંસ્કારોનાં બીજ વાવી રહ્યું છે.

ત્રિરંગી સુંદર ચિત્રો, ગીતો, વાર્તા, સંવાદ, વિનોદ, પ્રવાસ અને સાહસનાં વર્ણનોથી ભરપૂર દર મહિને નિયમિત રીતે બહાર પડતું

# —બાલમિત્ર માસિક—

**હજી તમારા કુટુમ્બમાં નથી આવતું ?**

પ્રતિદિન ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે એ જ બતાવે છે કે જે બાળક 'બાલમિત્ર' વાંચે છે તે ગ્રાહક બનવા વડીલોને વિનવે છે. આજે જ તમારા બાળકનું નામ ગ્રાહક તરીકે નોંધાવો. ઑગસ્ટ માસથી 'બાલમિત્ર'નું ૨૧મું વર્ષ શરૂ થયું છે. ઑગસ્ટથી કે જાન્યુઆરીથી ગ્રાહક થઈ શકાય છે.

**વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૪) = પરદેશ માટે વાર્ષિક શિલિંગ ૮**

લખોઃ—વ્યવસ્થાપક, 'બાલમિત્ર' કાર્યાલય—ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

## બાળક માસિક ૨૦ વર્ષ પૂરાં કરે છે

[ બાળકને ગમી જાય તેવાં સાદાં ને સરસ વિવિધતાપૂર્ણ લખાણો આપીને બાળકે બાલદુનિયામાં પોતાનું સ્થાન ક્યારનું યે મેળવ્યું છે ]

# બાળક

તંત્રી : ભીખાભાઈ વ્યાસ
લવાજમ : રૂપિયા બે
પરદેશ માટે પાંચ શિલીંગ

યુદ્ધકાળ હોવા છતાં તેના કદ, કાગળ, પૂઠું વગેરે એનાં એ કાયમ રહી સસ્તામાં સસ્તા પત્ર તરીકે હજી પણ પ્રકટ થતું રહ્યું છેઃ વીસ વરસ પૂરાં થવાની ખુશાલીમાં આવતી દિવાળી ઉપર તેનો ખાસ "દિવાળી અંક" પ્રગટ થનાર છે.

બાળકોને બાળક ગમે છે માટે

## પુસ્તકાલયમાં 'બાળક'ને અવશ્ય સ્થાન આપશો

## 'બાળક' કાર્યાલય : રાવપુરા : વડોદરા

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૭ મું　　　સપ્ટેમ્બર-૧૯૪૨　　　અંક ૯ મો

## સાહિત્યસભાઓ સ્થાપો.

—તંત્રીસ્થાનેથી

હિંદના જુદા જુદા પ્રાંતોની પ્રાંતિક ભાષાઓના ઉત્કર્ષ અર્થે તે તે પ્રાંતના વિદ્વાનોએ સાહિત્ય સભાઓ અથવા પરિષદમંડળો સ્થાપ્યાં છે. આપણે ત્યાં ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ અને વિકાસ અર્થે ગુજરાતી સાહિત્ય પરિષદ સ્થપાયેલી છે. એ પરિષદ તરફથી વિવિધ પ્રવૃત્તિઓ ચાલે છે. ગુ. સા. પરિષદ મંડળ અવારનવાર અધિવેશનો ભરી સાહિત્યના ક્ષેત્રમાં જાગૃતિ લાવે છે. એના દ્વારા સન ૧૯૩૯ ના એપ્રિલ માસની તા. ૭, ૮ અને ૯ ના રોજ પાટણ ખાતે ઉજવાઈ ગયેલું હેમસારસ્વતસત્ર તેમ જ ગયા વર્ષે કવિ શ્રી. ખબરદારના પ્રમુખપદે મળેલું અધિવેશન એ તો જાણે તાજા જ દાખલા છે.

આપણી આ સાહિત્ય પરિષદ દ્વારા ગુજરાતી ભાષામાં પરભાષામાંથી ઉત્તમ પુસ્તકો પણ પ્રસિદ્ધ કરવાનું કાર્ય હાથ ધરાયું છે. અને વિવિધ ભાષાઓનાં પસંદગી-પાત્ર પુસ્તકોનાં ભાષાંતરો પણ એના દ્વારા પ્રસિદ્ધ થશે.

પરિષદના આગલા પ્રમુખ મુંબઇ સરકારના માજી ગૃહમંત્રી અને આપણા જાણીતા સાહિત્યકાર શ્રી. કનૈયાલાલ મુનશીએ એ સંસ્થાને જીવંત રૂપ આપ્યું અને આજે કવિ શ્રી. ખબરદારના પ્રમુખપદે એ સક્રિય કામ કરતી થઇ ગઇ છે. એના દ્વારા પરિષદના કાર્યની માહિતી આપતી તેમ જ આપણા સાહિત્યના સમાચારોની વિગત વર્ણવતી એક પત્રિકા "ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા" પણ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

પરિષદને કાર્યરત બનાવવા માટે એના પ્રમુખશ્રી એમની નાજુક તબિયત છતાં અત્યંત શ્રમ લઇ રહ્યા છે. એમને એ કાર્યમાં સહાયભૂત થવા માટે આપણા સાહિત્યના ક્ષેત્રમાં કામ કરતી સંસ્થાઓ તેમ જ વ્યક્તિઓએ એના સભ્ય થઈ જ જવું જોઇએ. અને એના વધુ સંખ્યામાં સભ્યો નોંધાઇને એને બળવત્તર બનાવવી જોઇએ. તો જ એ આપણા સાહિત્યની પ્રતિનિધિરૂપ સંસ્થા થઈ શકે.

આપણાં પુસ્તકાલયો સાહિત્યપ્રચારનું કાર્ય કરે છે. એનો કાર્યપ્રદેશ સાહિત્ય-

પ્રચારનો છે. ગુજરાતનાં મોટાં મોટાં ગામો તેમ જ વડોદરા રાજ્યનાં શાળાવાળાં લગભગ તમામ ગામોએ પુસ્તકાલયો છે. ઉપર જણાવ્યું તેમ તેમનો કાર્યપ્રદેશ પણ સાહિત્યપ્રચારનો છે. એટલે પુસ્તકાલયો એ સાચી સાહિત્યસંસ્થાઓ છે.

આપણે ત્યાં પુસ્તકાલય એટલે પુસ્તકોનું સંગ્રહસ્થાન એવો અર્થ કરનારા પણ અનેક છે. એ ભ્રમણા દૂર થવી ઘટે. પુસ્તકાલયોને સાચાં કાર્યક્ષમ બનાવવા માટે તેમને સાચી સાહિત્યસંસ્થાઓ બનાવવી જોઇએ. તેમાં પુસ્તકવાચન, અધ્યયન–અભ્યાસનું કામ તેમ જ સાહિત્ય અને વિવિધ વિષયનાં પુસ્તકોની ચર્ચાઓ થવી જોઇએ. તે માટે પુસ્તકાલયોમાં આવી સાહિત્યસંસ્થાઓ ઊભી કરવી જોઇએ.

આવી સાહિત્યસંસ્થાઓ ગુજરાતભરમાં સ્થપાય તો આપણી ગુજરાતી સાહિત્ય પરિષદ, જે કેન્દ્રવર્તી સંસ્થા છે તેની શાખાઓરૂપે આ સંસ્થાઓ કાર્ય કરી શકે. ગુજરાતી સાહિત્ય પરિષદની આ સંસ્થાઓએ સભ્ય થઇ જવું જોઇએ. અને એના કાર્યપ્રદેશનો વિસ્તાર કરી સાહિત્યપ્રચારની એની શુભ નેમને બર લાવવી જોઇએ.

એમ થશે તો ગામડાંની સાહિત્યસંસ્થાઓ સભ્ય થતાં આ પરિષદ મંડળ જે આજે ઘણેભાગે વિદ્વદ્ભોગ્ય સંસ્થા ગણાય છે તેને બદલે તેની કાર્યદિશાનું સુકાન ગામડાં તરફ ફેરવાશે; અને ગ્રામજનતાને ઉપયોગી સાહિત્યપ્રચાર તરફ તે પોતાનું ધ્યાન જરૂર રોકશે.

મહાત્મા ગાંધીજીએ પણ પરિષદના ગયા અધિવેશન પ્રસંગે એવા જ ભાવનો સંદેશો મોકલ્યો હતો કે, પરિષદ ગામડે વસતાં હજારો ભાઇબહેનો માટે જરૂર કંઇક કરશે.

મહાત્માજીના ઉપરના સંદેશાનો પરિષદમંડળ પાસે અમલ કરાવવા માટે આપણી ગામડે સ્થપાયેલી તમામ સાહિત્યસંસ્થાઓ એની સભ્ય થઇ જાય અને સામાન્ય સભા વખતે પોતાનો મત દર્શાવી એને ગ્રામસાહિત્યાભિમુખ પણ બનાવી શકે.

સાહિત્ય પરિષદના કાર્યવિકાસ અર્થે વયોવૃદ્ધ છતાં કાર્યતત્પર કવિશ્રી જે શ્રમ લઈ રહ્યા છે તેને વેગવાન બનાવવા માટે આપણે આટલું તો અચૂક કરીએ જ.

દરેક પુસ્તકાલય સાહિત્ય પરિષદના સભ્ય તરીકે નોંધાઈ જાય. અને પોતાને ત્યાં એની એક શાખા સ્થાપી સાહિત્યપ્રચારના સાચા ધ્યેયને અપનાવે.

સંસ્થાઓ માટે એના સભ્ય થવા માટે બે વર્ષે રૂા. બે લવાજમ છે. એને લગતી વધુ માહિતી તેમ જ વિગત નીચેના સરનામે એક પત્ર લખવાથી મળી શકશે. એના સભ્ય થનારને પરિષદ તરફથી પ્રસિદ્ધ થતી માસિક "ગુજરાતી સાહિત્ય પરિષદ" પત્રિકા મફત મોકલવામાં આવે છે, જેમાંથી ગુ૦ સાહિત્યને લગતી વિવિધ પ્રવૃત્તિની માહિતી તેમ જ નવાં બહાર પડતાં પુસ્તકોની વિગત પણ મળશે.

આ તો એક પંથ અને દો કાજ જેવું કામ છે. એ લાભ લેવા આજે જ તત્પર બનો.

---

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

**પ્ર**ખ્યાત મુસાફર અને હિમાલય વિષે પુસ્તકોના લેખક સર ફ્રાન્સિસ યંગ હસબન્ડનું નામ અંગ્રેજી ભાષા જાણુવાવાળાને પરિચિત હશે. તેણે ' માન્ચેસ્ટર ગાર્ડિયન 'માં એક લેખ લખી શ્રી. અરવિંદ ઘોષ તથા તેમના આશ્રમને ભાવભરી અંજલિ આપી છે.

આ અંજલિમાં એક આશ્ચર્યકારક બીના જાણુવાની મળી આવે છે કે, અરવિંદ ઘોષના તાજેતરમાં પ્રગટ થયેલ પુસ્તક ' લાઇફ ડિવાઇન ( Life Divine ) 'ની થોડી ઘણી નકલો ઇંગ્લંડ પહોંચી છે. તે પુસ્તકની ' નોબેલ પારિતોષિક ' માટે ભલામણ કરવામાં આવી છે. સર ફ્રાન્સિસ કહે છે કે ' આ પુસ્તક કોઇ પણ યુગના હિંદીની મહાન કૃતિ ગણાય તેવું છે. '

આનો અર્થ એટલો તો થયો કે, સ્વીડનની અનિશ્ચિત પરિસ્થિતિને અંગે ૧૯૪૧ માં નોબેલ પારિતોષિકો આપવામાં આવ્યાં નહોતાં તે ચાલુ સાલમાં આપવામાં આવશે.

× × ×

કાગળની તંગીને પહોંચી વળવાને એવી સૂચના કરવામાં આવી છે કે લંડનમાં પાંચ ન્યાયાધીશોની એક કમિટિ નીમવી. આ કમિટિ પ્રગટ થનાર બધાં પુસ્તકો જોઈ જાય અને કચરાપટ્ટી લાગતાં પુસ્તકોને રદ કરે તથા બાકીનાં પુસ્તકો વચ્ચે કાગળની વહેંચણી કરે.

આ દરખાસ્ત, શક્ય હોવા છતાં તદ્દન અવ્યવહારુ છે. પાંચ ન્યાયાધીશોની વાત બાજુએ મૂકતાં, એક પણ સંપૂર્ણ સાહિત્યનો જ્ઞાતા હોય તેવો ન્યાયાધીશ મળવો મુશ્કેલ છે. આપણે ડૉ. સેમ્યુઅલ જ્હૉન્સનનો જ દાખલો લઇએ. તેના સમયમાં તે સાહિત્યમાં એકકો ગણાતો. તેને જો આ સત્તા આપવામાં આવી હોત તો તેણે ' ગ્રે 'ની કવિતા પ્રગટ થવા દીધી હોત ખરી ? કેમ કે તે કવિતાને તે કંટાળો આપે તેવી ગણતો હતો. હોરેસ વૉલ્પોલને ઘણાખરા સમકાલીન લેખકો પ્રત્યે ભાવ નહોતો; સિવાય કે તેઓ ઉમરાવ-વર્ગના હોય અથવા તો ઇટનની શાળામાં ભણ્યા હોય. કીટસ અને શેલીની તેમના જીવતાં જરા પણ કદર થઇ નહોતી. કાગળની તંગી દરમિયાન પણ કેટલાંક જોખમો ન લઇ શકાય તેવાં હોય છે.

× × ×

પૂર્વના દેશોના લોકો અને યુનાઇટેડ સ્ટેટ્સના લોકો વચ્ચે વધારે સારી સમજણ ફેલાવવાના હેતુથી જાણીતી લેખિકા પર્લ બક ' ઇસ્ટ એન્ડ વેસ્ટ એસોસીએશન 'ની સ્થાપના કરી છે. આ સંસ્થા કેળવણીવિષયક રહેશે તથા કોઇ પણ જાતનો નફો કરશે નહિ.

તેણે એક લેખક મંડળ નીમ્યું છે. આ મંડળમાં આધુનિક અમેરિકન સાહિત્ય તથા પત્રકારિત્વની જાણીતી વ્યક્તિઓ છે. આ મંડળનું કાર્ય, આધુનિક જગતમાં પૂર્વના ફાળા સંબંધે પુસ્તકોના પ્રકાશનને ઉત્તેજન આપવાનું છે.

× × ×

ચુંગકિંગનો એક સંદેશો જણાવે છે કે ત્યાં માર્ચની આખરમાં ભરવામાં આવેલ

ચીનના રાષ્ટ્રીય ઇસ્લામીક ફેડરેશનમાં કુરાનનું ચીની ભાષામાં ભાષાંતર કરવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો.

ચર્ચા દરમિયાન એવું નક્કી કરવામાં આવ્યું હતું કે ભાષાંતરનું કાર્ય કોઇ એક વ્યક્તિ માટે વધારેપડતું હોવાથી ચીનના મુસલમાન વિદ્વાનોના વ્યક્તિગત યત્નો ફળીભૂત થયા નથી.

ચીનના મુસ્લીમો માટે અને બીજો જગતના મુસ્લીમો માટે એમ બે ' મેનીફેસ્ટો ' ( જાહેરાતો ) તૈયાર કરવામાં આવી છે. છેલ્લી જાહેરાતમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું છે કે આક્રમણ સામેની રાષ્ટ્રીય લડતમાં ચીનના વીસ લાખ મુસલમાનો સક્રિય ફાળો આપી રહ્યા છે.

છેલ્લાં તેરસો વર્ષ થયાં મુસલમાનો સાથેનો ચીનના એક પછી એક શહેનશાહનો વર્તાવ ન્યાયયુક્ત છે. રાજ્યે મસ્જિદો બાંધી આપી છે, અને રાજ્યના જોખમદારીભરેલા હોદ્દા ઉપર મુસલમાનોની નિમણુંક કરવામાં આવી છે. મુસલમાનો અને બીજા ચીનાઓ વચ્ચે ફાટ પડાવવામાં મંત્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે અને અત્યારના ચીન જાપાનના યુદ્ધમાં દેશના યુદ્ધયત્નોમાં મુસલમાનોએ મોટો ફાળો આપ્યો છે.

× × ×

ઉજ્જનના ઐતિહાસિક સંશોધન મંડળવાળા પંડિત સૂર્યનારાયણ વ્યાસ તથા તેમના સાથીઓએ ૧૯૪૪ માં વિક્રમની ૨૦૦૦ મી સંવત્સરી ઉજવવાનો નિર્ણય કર્યાનું અગાઉ જણાવાઇ ગયું છે. વિક્રમના સમયમાં ભારતવર્ષ કળા, સાહિત્ય તથા શૌર્યમાં મહાન હતો. હિંદના સુવર્ણયુગનો તે સ્રષ્ટા હતો.

શ્રી. કનૈયાલાલ મુન્શી આ દરખાસ્તને ' રાષ્ટ્રીય અભૂતપૂર્વ મહોત્સવ ' તરીકે ઉજવવાને ટેકો આપતાં જણાવે છે કે ' વિશ્વવિદ્યાલયો, દેશભરની સાહિત્યસંસદો તથા કળા મંડળો, તેમ જ વિદ્યાના ઉત્કર્ષ માટે કામ કરતી પરિષદોએ ઐતિહાસિક મંડળને સાથ આપી આ ઉત્સવને ફતેહમંદ બનાવવો જોઇએ. હિંદે બે હજાર વર્ષમાં શું મેળવ્યું છે તેનું સરવૈયું કાઢવાની આ તક છે. ”

× × ×

કાવ્યનું જૂનામાં જૂનું મનાતું છાપેલ પુસ્તક ચીનથી આવેલ આશ્રિતો પાસે છે અને તેને હાલ તુરત તો વૉશિંગ્ટનના કોંગ્રેસ પુસ્તકાલયમાં રાખવામાં આવ્યું છે. આ પુસ્તક ઇ. સ. ૧૦૮૪ પહેલાં પ્રગટ થયાનું માનવામાં આવે છે. સહીસલામતી માટે આવેલ બીજાં લગભગ ત્રણ હજાર ચીનનાં પુસ્તકોમાં, સહેજ ઓછાં પ્રાચીન પુસ્તકો પણ છે. પ્રગટ ન થયેલ હસ્તલેખો પણ છે. મધ્યકાળના મિંગવંશનો સત્તાવાર ઇતિહાસ તથા સ્થાનિક ઇતિહાસ પણ તેમાં છે.

પશ્ચિમના સંસ્કૃતિસર્જકોને કેટલીક વાર યાદ આપવાની જરૂર છે કે છાપખાનાની કળામાં પણ તેઓ મોખરે નથી. સમય પ્રાચીન વસ્તુઓને વધારે પ્રાચીન બનાવે છે; પણ પશ્ચિમના જગતમાં છાપવાની શોધ થઇ ત્યાર પહેલાં છપાયેલ કાવ્યપુસ્તક ચીનની પ્રાચીન સંસ્કૃતિની ' આધુનિકતા ' પર ઘડીભર વિચાર ઉત્પન્ન કરાવે છે.

છાપખાનાના ફેલાવાથી તથા પુસ્તકો પ્રગટ કરવાના ધંધાની ખીલવણીને અંગે

પુસ્તકોની કિંમત ઘટી છે. જ્યારે પુસ્તકો હાથથી લખાતાં અને તેમ કરવામાં પૂરતી ધીરજ તથા હિંમતની જરૂર હતી ત્યારે પુસ્તકો પ્રતિ માન તથા પ્રેમથી જોવાતું. જે જાળવી રાખવા જેવું હોય તેને જ ગ્રંથસ્થ કરવામાં આવતું. એટલે ચીનના પ્રાચીન પુસ્તકભંડારોને સાચવી રાખવાની પીપીંગ રાષ્ટ્રીય પુસ્તકાલયની ચિંતા સમજી શકાય તેમ છે. કોંગ્રેસ પુસ્તકાલય આ પુસ્તકોની ફિલ્મ લઇને તેમને હજુ વધારે જીવન આપવા તૈયારી કરે છે તે જાણવું રસદાયક થઇ પડશે.

× × ×

હિંદમાં લેખકનો ધંધો અતિ ગરીબ છે. ઘણાખરા હિંદી લેખકોને તંત્રીની મુબારકબાદીને અથવા તો લેખની પ્રસિદ્ધિને જ બદલા તરીકે માની લેવાનું હોય છે. એટલે હિંદમાં લેખનપ્રવૃત્તિનો ધંધા તરીકે સ્વીકાર કરવામાં મોટું જોખમ રહેલું છે.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સનો દાખલો આનાથી તદ્દન ઊંધો છે. ૪થી એપ્રિલના "સેટર્ડે રિવ્યુ ઑફ લિટરેચર"માં જણાવ્યા મુજબ, મિનીઆપોલિસની લેખિકા એલન પ્રોક્ટરને તેની નવલકથા 'ટર્નિંગ લીવ્ઝ' (Turning Leaves) માટે મીડં–રેડબુક મેગેઝીનનું દશ હજાર ડૉલરનું ઇનામ મળ્યું છે. (અત્યારના હિસાબે આ રકમ લગભગ ત્રીસ હજાર રૂપીઆથી વધારે થાય). તે જ અંકમાં જણાવવામાં આવ્યું છે કે 'આટલાંટિક મન્થલી'ની દશ હજાર ડૉલરની નવલકથાની આઠમી હરિફાઇની મુદ્દત ૧લી મેએ પૂરી થઇ. તેમાં વિષય અથવા કર્તૃત્વ પર પ્રતિબંધ મુકાયો નહોતો.

હિંદી લેખકોને પોતાનાં પુસ્તકો પ્રગટ કરવા માટે અનેક વખત પ્રકાશકોની લાચારી કરવી પડે છે, અને પ્રકાશક જે અલ્પ રકમ આપે તેથી સંતોષ માની લેવો પડે છે. તેમને આ અમેરિકન જાહેરાત દિંગ કરી મૂકશે. વ્યવસ્થિત પ્રકાશનની ખામી તથા લોકસમૂહના અશિક્ષિતપણાને લઇને વાચકોના ટેકાનો અભાવ, આ વસ્તુસ્થિતિ માટે જવાબદાર ગણી શકાય. જેમ હિંદમાં આદર્શ પ્રકાશક હજુ ઉત્પન્ન થવાનો છે, તેમ પુસ્તકો ખરીદે તેવી જનતા પણ હજુ વધવાની બાકી છે. તેમ ન થાય ત્યાં સુધી તો લેખકોએ એટલું જ માની સંતોષ લેવાનો છે કે તેઓ લખવા ખાતર જ લખી રહ્યા છે અને પૈસા કરતાં આંતરપ્રેરણાને સંતોષવા તેમ કરી રહ્યા છે.

× × ×

શ્રી. રવીન્દ્રનાથ ટાગોરનાં પુસ્તકોના પરદેશી ભાષાંતરથી લાભાલાભ થયાનું મિ. એ. આરોન્સન ધારે છે. તેમાં ભાષાંતરકારનો દોષ નથી. ટાગોરના વિશિષ્ટ વિચારો પ્રદર્શિત કરવા માટે અંગ્રેજી ભાષા અનુરૂપ નથી. બ્લેક અને હોપકિન્સને પણ તેવા જ અનુભવ થયા હતા. મિ. આરોન્સનના મત પ્રમાણે, તે માટે અંગ્રેજી કરતાં ફ્રેન્ચ ભાષા વધારે અનુકૂળ છે.

ભાષાંતરકારોની બીજી મુશ્કેલી એ હતી કે, અંગ્રેજી ભાષાંતર દ્વારા જ ટાગોરનાં પુસ્તકોનો પરિચય તેમને કરવો પડે છે. અંગ્રેજી સિવાયની બીજી ભાષાઓમાં કેટલાંક સરસ ભાષાંતરો થયાં છે. દાખલા તરીકે, એન્દ્રિ ગાઇડનું 'ગીતાંજલિ' તથા 'પોસ્ટ ઑફિસ'નું ફ્રેન્ચ ભાષાંતર, ફ્રેડરિક વી. ઇડનનું 'ગીતાંજલિ' તથા 'ગાર્ડનર'નું ડચ ભાષાંતર તેમજ મિસિસ સ્ટર્જમૂરનું 'ધી ક્રેસન્ટ મૂન'નું ફ્રેન્ચ ભાષાંતર.

સીધા બંગાળીમાંથી બહુ ઓછાં ભાષાંતર થયાં છે. તેમાં નીચેનાં ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. પ્રો. એચ. વી. ગ્લેસેનેપનું 'ગીતાંજલિ'ના અમુક ભાગનું જર્મન ભાષાંતર; એચ. હીમેનનું 'ધી ક્રેસન્ટ મૂન'નું સ્વીડિશ ભાષાંતર, 'કિંગ ઑફ ધી ડાર્ક ચેમ્બર'નું ડૉ. એફ. બલેજ અને ડૉ. લેસ્નિ એકરેલક્રેકનું ભાષાંતર, ડૉ. કાલિદાસ નાગ અને પીઅરીજીન જુવેનું 'બાલક'નું ફ્રેન્ચ ભાષાંતર, બેનોઇટ અને અમિયા ચક્રવર્તીનું 'રેડ ઓલીએન્ડર્સ'નું ભાષાંતર અને ડૂર બી. ધવલેનું 'માશી'ની વાર્તાઓનું ડચ ભાષાંતર.

× × ×

દેશના ઘણા ભાગોમાંથી ઉઠેલા વિરોધને અંગે પબ્લીક પ્રોસીક્યુશનના ડિરેક્ટરે લંડનના ત્રણ આગેવાન પ્રકાશકો તથા એ લેખકો પર કહેવાતું બીભત્સ સાહિત્ય પ્રગટ કરવા માટે કામ ચલાવવાનું નક્કી કર્યું છે. આવા કડક નિયમનની જરૂરીઆત અને અગત્ય પર ભાર મૂકવાની ભાગ્યે જ જરૂર હોઇ શકે.

પુસ્તકે તો જ્ઞાનના વાહન તથા આદર્શ ઉચ્ચ કરવાના સાધનરૂપે કાર્ય કરવું જોઇએ. તેને દૂષિત કરવું તે તો ધર્મલોપ કર્યા જેવું છે. જ્યાં સુધી મનુષ્યસ્વભાવ છે તેવો રહેશે ત્યાં સુધી બીભત્સતાનું અસ્તિત્વ તો રહેવાનું જ; પરંતુ તેનો પ્રચાર કરવો તે લેખકોને તથા પ્રકાશકોને ઘટતું નથી.

× × ×

સુંદર દેખાવનાં પુસ્તકો આંખ તથા હાથને આનંદજનક થઇ પડે છે. 'વર્ષનાં પચાસ પુસ્તકો'નું ન્યુયોર્કમાં પ્રદર્શન ખુલ્લું મૂકતાં, પ્રો. અર્વિન એડમેને સાહિત્યનાં પુસ્તકોના બાહ્ય રૂપરંગ પર થોડું કહ્યું હતું. હિંદી પ્રકાશકો બાહ્ય રૂપરંગને સામાન્ય બહુ અગત્ય આપતા નથી. અલબત્ત, પુસ્તકનાં લખાણ કરતાં બાહ્ય દેખાવની અગત્ય ઓછી છે, પણ તેથી તેના પર લક્ષ ન આપવાની વાત બરાબર નથી.

× × ×

'વિશ્વભારતી'એ સામાન્ય વાચક માટે વિજ્ઞાન તથા સંસ્કૃતિનાં પુસ્તકોની એક માળા પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. જે લોકો એક યા બીજા કારણે અંગ્રેજી પુસ્તકોના વાચનથી પોતાની અપૂર્ણતા પૂરી ન કરી શકે તેમ હોય તેવાઓની કેળવણી, આવા પુસ્તકોના અભાવે અટકી પડી છે. ઘણા વિષયોના પ્રાથમિક જ્ઞાનને માટે પણ આપણે પરદેશી ભાષાનો આશ્રય લેવો પડે તે દરેક ભાષાપ્રેમીને માટે શરમની વાત છે. શ્રી. ટાગોરને આ વસ્તુ અસહ્ય થઇ પડી હતી. ઘણાખરા વિષયોનું પ્રમાણભૂત જ્ઞાન આપી શકે તેવા વિદ્વાનોની આપણે ત્યાં ખોટ નથી, પરંતુ ઘણાખરા વિદ્વાનો જે ભાષા દ્વારા પોતે શીખ્યા અને શીખવે છે તે સિવાય બીજી ભાષામાં પોતાના વિચારો વ્યક્ત કરવાનો યત્ન કરવા કાં તો નારાજ હોય છે અથવા અશક્ત હોય છે. શ્રી. ટાગોરે આનો અંત લાવવા નિર્ણય કર્યો અને પોતાનાં પુસ્તકો 'વિશ્વ-પરિચય' તથા 'પાથેરસંચય'થી આ માળાનું ધોરણ નક્કી કર્યું.

શ્રી. પ્રમથ ચોધરીએ 'પ્રાચીન હિંદુસ્તાન', શ્રી. પ્રમથનાથ સેનગુપ્તાએ 'પૃથ્વીપરિચય' ડૉ. પશુપતિ ભટ્ટાચાર્યે 'આહાર-ઓ-આહાર્ય', શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે 'પ્રાણતત્ત્વ' લખી આપી બહાર પડાવ્યા. શ્રી. નીતિ બી. ગોસ્વામીનો 'બંગાળી સાહિત્યનો ઇતિહાસ' તથા શ્રી. ચારુચંદ્ર ભટ્ટાચાર્યનું પદાર્થવિજ્ઞાનનું પુસ્તક બહાર પડવાનાં છે.

આ પુસ્તકોનાં રૂપરંગ, તેની કિંમત જેટલાં જ આકર્ષક છે. ઘણાંખરાં પુસ્તકોની કિંમત આઠ આના છે. માળાનું નામ લોકશિક્ષા ગ્રંથમાળા છે.

× × ×

શ્રી. રવીન્દ્રનાથ ટાગોરના જન્મદિવસે, દર વર્ષે એક સો રૂપીઆની કિંમતનો સુવર્ણચંદ્રક કવિની પ્રતિભાના વિશિષ્ટ અંગ પર લેખ લખનાર વિદ્વાનને આપવામાં આવશે.

× × ×

પ્રખ્યાત વિજ્ઞાનવેત્તા, તત્ત્વવિદ્ અને કેળવણીકાર આચાર્ય રામેન્દ્ર સુંદર ત્રિવેદીનાં બધાં પુસ્તકો પ્રગટ કરવાનો બંગીય સાહિત્ય પરિષદે નિર્ણય કર્યો છે. તેમના મૃત્યુની ત્રેવીસમી સંવત્સરી ગઇ તા. ૬ ઠ્ઠી જુને હતી. આચાર્યનાં ઘણાખરાં લખાણો અત્યારે મળી શકતાં ન હોવાથી પરિષદનો નિર્ણય સ્તુત્ય છે. આચાર્ય ત્રિવેદી હમેશાં બંગાળીમાં જ ભાષણો આપતા હતા. 'વૈજ્ઞાનિક શબ્દકોષ' તેમનો સાહિત્યમાં અગ્રગણ્ય ફાળો છે.

× × ×

શ્રી. રામનરેશ ત્રિપાઠીએ તાજેતરમાં 'તીસ દિન' નામક પુસ્તક લખ્યું છે અને નવી દિલ્હીના સસ્તુ સાહિત્ય મંડળે રા. ૧ાા ની કિંમતે તે પ્રગટ કર્યું છે. આમાં પંડિત માલવિયાજીનું ચરિત્ર છે. લેખકે એક નવી જ શૈલી પસંદ કરી છે. નામ દર્શાવે છે તેમ બનારસ વિશ્વવિદ્યાલયના સ્થાપક 'શાહી યાચક'ની સાથે ગાળેલ ત્રીસ દિવસની આ નિત્યનોંધ છે. પુસ્તક ખૂબ રસદાયક છે; પુસ્તકનું ખાસ આકર્ષણ તો એ છે કે, શ્રી. માલવિયાજીએ પોતે જ પોતાના જીવનવૃત્તાંતનું એક સાહિત્યપ્રેમી પાસે વર્ણન કર્યું છે.

× × ×

રશિયા પોતાની સંસ્કૃતિ જાળવવા માટે અત્યારે ભયંકર યુદ્ધ ખેલી રહેલ છે. 'વિશ્વવાણી' એ જુન ૧૯૪૨ નો અંક 'સોવિયેટ સંસ્કૃતિ અંક' કાઢયો છે. તેમાં રશિયન જીવનની વિવિધ બાજુ પર લખાયેલ પ્રમાણભૂત લેખો છે. સામાન્ય વાચકને તેમાંથી રશિયન સંસ્કૃતિ, ધર્મ, વિજ્ઞાન તથા રાજકારણ સંબંધી કંઇ ને કંઇ જાણવાનું મળે છે. સોળ લેખોમાંથી શ્રી. ગોપાળ હલદરનો 'સોવિયેટ સંસ્કૃતિ'; ડૉ. એમ. રહેમાનનો 'સોવિયેટ અને વિજ્ઞાન' અને શ્રી. મોહનસિંધ સેંગારનો 'સોવિયેટ સંસ્કૃતિ અને ધર્મ'નો નિર્દેશ કરવો આવશ્યક છે.

'વિશ્વવાણી' અવારનવાર ખાસ અંકો કાઢીને હિંદી સાહિત્ય ક્ષેત્રમાં અનુકરણીય દાખલો બેસાડે છે.

× × ×

યુદ્ધને અંગે મુકાએલા પ્રતિબંધ અને નિયમનને અંગે પ્રકાશનને ઠીક ધક્કો પહોંચે તે સ્વાભાવિક છે. ફક્ત સાહિત્યક્ષેત્રમાં જ વિચરતા પ્રકાશકોની મુશ્કેલી વધારે છે. છતાં ધારવાડની 'મનોહર ગ્રંથમાળા' સરસ રીતે ચાલી રહી છે. આ માળાના એકાવનમા પુસ્તકના પ્રકાશન વખતે ગડગમાં એક મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. કાર્યક્રમમાં ભાષણો, કવિતાઓ તથા નાટક હતાં. પણ ખાસ બે બાબતોનો નિર્દેશ કરવો ઘટે છે. એક તો લેખકો તથા વાચકોના પ્રતિનિધિઓ વચ્ચે એકબીજાની મુશ્કેલીઓની ચર્ચા થઇ હતી. અને બીજું, પી. ઇ. એન. ની કક્ષાએ કાનડા લેખક મંડળ સ્થાપવાની સૂચના કરવામાં આવી હતી,

વાર્ષિક સાડાત્રણ રૂપીઆના લવાજમમાં ' મનોહર ગ્રંથમાળા ' છેલ્લાં નવ વર્ષથી ૬ પુસ્તકો આપે છે. અત્યાર સુધી પ્રગટ થયેલાં પચાસ પુસ્તકોમાં નવલકથા, નવલિકા, કાવ્ય, નિબંધ, એકાંકી તથા લાંબાં નાટકો–એમ સાહિત્યનાં બધાં અંગોનો સમાવેશ થાય છે. સલાહકાર મંડળના સભ્યોના ફાળે તે માટે ઘણું માન જાય છે, પણ મંત્રી અને સામાન્ય તંત્રી શ્રી. જી. બી. જોશી ( પોતે પણ લેખક છે ) તેના અથાગ પરિશ્રમ તથા ધૈર્ય વિના, માળા આજની સ્થિતિએ પહોંચી ન હોત.

× × ×

૧૯૩૪ ની શરૂઆતમાં નીકળેલું મરાઠી માસિક ' મનોહર ' દિનપ્રતિદિન લોકપ્રિય થતું જાય છે. તેના જુનના ' શતાંક 'માં છેલ્લા આઠ વર્ષમાં માસિકે કરેલ કાર્યની તંત્રીએ નોંધ લીધી છે. તે સમય દરમિયાન માસિકમાં ત્રણ સંપૂર્ણ પુસ્તકો–બે આત્મકથા અને એક નવલકથા–ઉપરાંત ઘણા અગત્યના લેખો આવ્યા છે.

× × ×

ઑકસફર્ડ યુનિવર્સિટી પ્રેસની હિંદની શાખાએ ' આજનું રાજકારણ ' શીર્ષક હેઠળ, ચાલુ બનાવો વિષે મરાઠીમાં ચોવીસ પાનાંની પુસ્તિકાઓ કાઢવાનું શરૂ કર્યું છે. આ પુસ્તિકાઓ ' જગતના રાજકારણ ' પરની આ પ્રેસની પુસ્તિકાઓ જેવી જ છે. અત્યાર સુધીમાં ચાર પુસ્તિકાઓ બહાર પડી છે. શ્રી. ડી. જી. કર્વેકૃત ' હિંદી કારખાના', શ્રી. આર. કે. ટટનિસકૃત ' વર્તમાન યુદ્ધ ' તથા ' રશિયા ' ઉપરની શ્રી. પી. જી. ાનેકરની પુસ્તિકા.

છોટાલાલ માનસિંગ કામદાર

## જ્ઞાનનું સર્વસ્વ

જ્ઞાનનો સબંધ હૃદયે સાથે, શ્રદ્ધા સાથે છે એટલું કહેવું બસ નથી. એ મળવાનું સાધન પણ જાણવું જોઇએ. ઉપનિષદકાર કહે છે, જ્ઞાન મેળવવાનું સાધન છે તપ. तपसा ब्रह्म विजिज्ञासस्व । ' તપ વડે બ્રહ્મ જાણવાની ઇચ્છા કર. ' ઉપનિષદ જેને તપ કહે છે તેને જ ગીતા સેવા કહે છે. જેમ આપણે ખૂબ ખાઇએ તો તેટલેથી કાંઇ પુષ્ટ થતાં નથી, ઊલટો અપચો થઇ રોગ લાગુ પડવાનો સંભવ રહે છે. પુષ્ટિ તો વ્યાયામ કરી ભૂખ પેદા કરી ખાધેલું અન્ન પચાવીએ તો જ પ્રાપ્ત થાય છે, તેમ જ્ઞાનની ભૂખ પેદા કરી જ્ઞાન ખાઇએ તો જ તે પચે છે. નહિ તો જ્ઞાનનો પણ અપચો થાય છે. અને જ્ઞાનની ભૂખ તપશ્ચર્યારૂપ વ્યાયામ સિવાય ઉત્પન્ન થતી નથી. તેથી તપશ્ચર્યા એ જ્ઞાનનું અત્યંત આવશ્યક સાધન, તત્ત્વજ્ઞાનના અભ્યાસનો પહેલો પાઠ, પહેલું પગથિયું છે. તપશ્ચર્યા એ જ જ્ઞાનનું પહેલું પગથિયું છે એટલું જ નહિ પણ તે જ્ઞાનનું સર્વસ્વ છે.

विनोबा भावे

# સોવિયેટ રશિયાનાં અખબારો

**ગયા અંકે અમે "રશિયાનાં સામયિકો"ને લગતી ઊડતી હકીકત આપતો શ્રી. છો. મા. કામદારે લખેલો લેખ આપ્યો હતો. આ અંકે રશિયાનાં વર્તમાનપત્રોને લગતી વિસ્તૃત માહિતી આપતો લેખ "નવસૌરાષ્ટ્ર"માં પ્રકટ થયેલો તે આ નીચે આપ્યો છે. —તંત્રી.**

સોવિયેટ રૂસ કોઇ અજબ આકર્ષણ છે. નાઝી ગરુડે એને પીંખી નાખવા આરંભેલી ચાલબાજીનો એ કોઇ અજબ તાકાતથી સામનો કરી રહ્યું છે. એના તાકાતભર્યા કલેવરને ઘડવામાં જે શક્તિએ અગત્યનો ફાળો આપ્યો છે એ તો ગમે તેવા પ્રગતિશીલ વ્યક્તિ-રાષ્ટ્રની પ્રશંસાને પાત્ર છે. એ શક્તિ તે રૂસનાં વર્તમાનપત્રો છે.

સોવિયેટ રૂસની એ અખબારી આલમે સોવિયેટ ક્રાન્તિ પછી પુનર્જીવન પામતી જનતાને પ્રગતિસાધક માર્ગો ચીંધ્યા છે. રૂસી જનતાનું ઉન્નત અને સુસંસ્કૃત કલેવર ઘડવામાં આ અખબારો માનાં ધાવણસમાં બન્યાં છે.

## વર્તમાનપત્રો અને દીવાલપત્રકો

આજના નૂતન રશીઆનું કલેવર આ વર્તમાનપત્રોએ ઘડ્યું છે. સર્વાંગ ઉન્નતિ સાધવામાં, અને જગતની કોઇ પણ પ્રજા કરતાં જરાય કનિષ્ઠ નહિ એવો દરજ્જો પ્રાપ્ત કરવામાં પત્રોએ જ અજબ ફાળો આપ્યો છે.

અખબારના સફાઓ કરતાં ય જે લાંબાંચોડાં રંગબેરંગી, સચિત્ર કે સાદાં પત્રકોએ જનતાને સદાય પ્રગતિને માર્ગે ધપાવે રાખી છે, તેવાં દીવાલપત્રકોનું મહત્ત્વ પણ કોઇ રીતે ઓછું અગત્યનું નથી.

આજના રશિયાનું નાનામાં નાનું ગામડું જુઓ, નાઝી બોમ્બમારા કે લશ્કરે મચાવેલા કેરથી તારાજ થયેલા એના લત્તા અને શેરીઓ જુઓ, આવા સર્વભક્ષી વિનાશનો સબળ મને સામનો કરવાની પ્રેરણા પાઇ જનારાં દીવાલપત્રકો અચૂક નજરે પડવાનાં જ. પ્રજાને તૈયાર કરવામાં એ ભીંતપત્રકોએ ખૂબ સરળતા કરી આપી છે.

## એ કરોડ નકલનો ફેલાવો

ઝારના સમયમાં સારાય રશિયામાં ફક્ત ૮૫૯ અખબારો હતાં, આજે ૯ હજાર પત્રો જુદી જુદી ૭૦ પ્રાંતિક ભાષાઓમાં પ્રકટ થાય છે. લાખથી પણ વધુ નકલો આજે રૂસની પ્રજાને પહોંચે છે.

મોસ્કો ઉપરાંત વિવિધ પ્રાંતોની ૧૫ રાજ્યધાનીઓમાંથી મોટાં અને પ્રભાવશાળી પત્રો પ્રકટ થાય છે, જેનો ફેલાવો ૧ કરોડ ૯૦ લાખનો છે. આ ઉપરાંત પણ બીજાં મોટાં શહેરોમાંથી પ્રસિદ્ધ થતાં પત્રોનો ફેલાવો ૧ કરોડ ૨૦ લાખ છે. ખેતરો અને કારખાનાઓ માટે પ્રસિદ્ધ થતાં પત્રો તો જુદાં જ. તેનો ફેલાવો ૧ કરોડ નકલોથી ઓછો નથી. પ્રકટ થતાં અખબારોની આ જમાતે સોવીએટ યુનીઅનના પછાત પ્રાંતોને, અને ઝારના સમયમાં વસાહત જેવા વિસ્તારોને રાજ્યકર્તા રશીઅનોની હરોળમાં મૂકી દેવા માટે પ્રયાસો કર્યા છે. "પ્રજાહિત" એ જ તેમનું સર્વપ્રથમ ધ્યેય રહ્યું છે.

**હિંદમાં વર્તમાનપત્રો કેટલાં ?**

**હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાંથી નીચે પ્રમાણે વર્તમાનપત્રો પ્રકટ થાય છેઃ—**

**મદ્રાસમાં ૨૯૫, મુંબઇમાં ૨૯૦, બંગાળમાં ૭૦૪, સંયુક્ત પ્રાંતમાં ૬૩૨, પંજાબમાં ૪૩૯, બિહાર ઓરિસ્સામાં ૧૩૯, મધ્યપ્રાંત અને વરાડમાં ૫૮, આસામમાં ૪૬, દિલ્હી ૧૦૪, અને સરહદ પ્રાંતમાં ૧૮, મળી કુલ ૨૯૧૫ વર્તમાનપત્રો આજે હિંદમાં પ્રકટ થાય છે.**

રશિયામાં બીનરશિયન ભાષામાં પ્રકટ થતાં પત્રોમાં પણ ઘણો વધારો થયો છે. આજે તેની સંખ્યા ૨૧૮૮ ની છે. સોવીએટ પત્રોએ છેલ્લાં ૨૫ વર્ષોમાં અજબ પ્રગતિ સાધી છે. પરિણામે રૂસની અખબારી આલમમાં છાપવાના કાગળોની હંમેશાં ખેંચ રહી હતી, જો કે કાગળનો ઉદ્યોગ ખીલ્યા બાદ આ આલમનો ઓર વિકાસ થયો છે.

સોવીએટમાં કોઇપણ પત્ર ખાનગી વ્યક્તિ કે વ્યાપારી સંસ્થાની માલિકીનું નથી. એકેએક અખબાર રાજકીય, સામાજિક, સામ્યવાદી, ખેડૂત, કામદાર, રાષ્ટ્રીય એવા જુદા જુદા પક્ષોની માલિકીનાં છે.

આ બધાં પત્રોએ સોવિયેટની પ્રગતિ સાધતાં જે કોઇ અંતરાયો અથવા સમસ્યાઓ ઉત્પન્ન થાય, તેનું નિરાકરણ કરવામાં શ્રેષ્ઠ ફાળો આપ્યો છે.

## સંગઠનો અને પંચાયતોનાં પત્રો

મોસ્કોમાંથી પ્રસિદ્ધ થતાં પત્રો કાં તો સરકારી ખાતાઓ અથવા તો ટ્રેડ યુનીઅનોની માલિકીનાં છે. તે બધાં ખેડૂતો, કામદારો, લાલ લશ્કર, લાલ નૌકાદળ અથવા ખુદ સરકાર સાથે સંબંધ ધરાવે છે.

મોસ્કોમાંથી પ્રસિદ્ધ થતા પત્ર "ઇઝવેસ્ટીઆ"નો ફેલાવો ૧૫ લાખનો છે, કોમ્યુનિસ્ટ પક્ષના મુખપત્ર "પ્રવદા"નો ફેલાવો બાવીસ લાખનો છે. જુવાનોના અખબાર "કોમ્સોમોલસ્કાયા પ્રવદા"નો ફેલાવો ૭ લાખનો છે. બાળકોના રોજીંદા પત્ર "પયોનીઅરસ્કાયા પ્રવદા"નો ફેલાવો ૮ થી ૫૦ હજારનો છે અને "ટ્રૂડ" પત્ર ટ્રેડ યુનીઅનની માલિકીનું છે.

## નિષ્પક્ષપાત માર્ગદર્શન

મોસ્કો સિવાયનાં બીજાં મોટાં શહેરોમાંથી પ્રસિદ્ધ થતાં દૈનિક પત્રોની સંખ્યા ૪૦૦ ની છે. ગામ અને જિલ્લા સોવીએટ (પંચાયત)નાં ૩૫૦૦ પત્રો છે, જ્યારે ૪૬૦૦ પત્રો ખેડૂત અને કામદાર સમિતિઓનાં છે.

સોવીએટનાં આ પત્રો હંમેશાં રાજકીય, આર્થિક અને સામાજિક ક્ષેત્રોમાં પ્રજાપક્ષ માટે સખ્ત લડત ચલાવનાર યોદ્ધા બની રહ્યાં છે. છેલ્લાં ૨૫ વર્ષોમાં ઝારના સમયની નિર્બળતા બાગલા, અજ્ઞાનતા, ગરીબાઇ વગેરે દૂષણો અને પ્રાંતિક પૂર્વગ્રહ નાબૂદ થવા પાછળ આ વર્તમાનપત્રોનો ફાળો ઓછો નથી.

ખેતીવિષયક, કારખાનાઓવિષયક, લશ્કર અને નૌકાદળ વિષયક અથવા કોઈ પક્ષ વિષેનો કોઈપણ પ્રશ્ન ઊભો થાય, આ પત્રો એકદમ સ્વતંત્ર માર્ગ ગ્રહણ કરે છે. એઓ કોઇની શેહમાં તણાતાં નથી. પ્રજા પણ પત્રો પાસેથી સ્વતંત્ર દર્શનની જ આશા રાખે છે. આથી દરેક સમસ્યાનો સારી રીતે નિકાલ થઇ શકે છે. રશીઆ યુદ્ધમાં સંડોવાયું તે પછીથી

આ પત્રોએ આશ્રિતો માટે મકાનો તેમ જ બીજી વ્યવસ્થાનો પ્રશ્ન ચર્ચ્યો છે. ખેતી અંગેનો કાર્યક્રમ પૂરો કરવા સૂચનો આપ્યાં છે, યુદ્ધ ઉત્પાદનના પ્રશ્નો પર પોતાની કલમ ચલાવી છે અને રાહ બતાવ્યો છે.

**સોવિયેટ અખબારો**

**દેશપરદેશના સમાચારોનું સંપાદન કરી દુનિયાભરની અખબારાતને તે પૂરા પાડનારી સોવિયેટ સમાચાર સંસ્થા 'ટાસ' એજન્સી નામથી જાણીતી છે.**

*

બ્રિટન ખાતેના એ એજન્સીના સંવાદદાતા એંડ્રુ રોથસ્ટેઇન સોવિયેટ અખબારાતનો અહીં પરિચય આપે છે.

*

**સોવિયેટ સંસ્થાનોમાં આજે નવહજાર પત્રોનું સંપાદન થાય છે. આ પત્રો સંસ્થાનોની ૭૦ ભાષાઓમાં છપાઇ પ્રકટ થાય છે. આ પત્રોની કુલ ૩ કરોડ ૮૦ લાખ નકલો છપાય છે.**

## સ્વયંસેવક બાતમીદારો

રૂસના વિશાળ દેહને આટલી ઝડપથી જાગ્રત કરનાર આ અખબારી આલમની વસતિ જુઓ તો ૫૦ હજાર પત્રકારોની. એમણે રશીઅન પત્રકારિત્વને આટલી ઉચ્ચ કક્ષાએ આણ્યું છે. તેઓ રશીઅન સમાજમાં નિઃશંક આગળપડતું સ્થાન ધરાવે છે.

હજારો માણસો યુદ્ધમોરચા પર લડે છે. અને લાખો ઇસમ યુદ્ધ ઉત્પાદનને કામે લાગી ગયા છે, ત્યારે પ્રજામાં શાંતિ વ્યવસ્થા અને હિમ્મત જાળવી રાખવામાં આ આલમના માનવોએ પ્રશંસનીય કામગીરી બજાવી છે—પ્રજાની મહાન સેવા કરી છે.

આ પત્રોને સહાય કરનારા અવૈતનિક પત્રકારોનું જૂથ પણ નાનું નથી. કામદાર ખબરપત્રીઓ, ખાણ ખબરપત્રીઓ, સૈનિક બાતમીદારો, નાવિક બાતમીદારો વગેરે જૂઓ તો આ વિશાળ આલમને ખૂંદી વળતી જમાતો છે.

## છાપાંએ આપેલી તાલીમ

બધા ખબરપત્રીઓ જે જે સ્થળે વસે છે ત્યાંના લાભાલાભ સમજીને, કશાં જ વેતન વિના આ પત્રોને સમાચારો પૂરા પાડે છે.

આવા કેટલાક ખબરપત્રીઓને કારખાનાઓના વ્યવસ્થાપકો કે વડાઓ દ્વારા કેટલીય મુસીબતો વેઠવી પડે છે, પણ તેઓ પોતાનું કાર્ય ચાલુ રાખે છે. તેઓ માત્ર ખબરપત્રીઓ જ નથી, તેઓ તો પોતાના આવા કાર્ય દ્વારા પોતાના સોવીએટની ઉન્નતિના સાધકો બની રહ્યા છે.

**૧૯૨૪**માં આવા બાતમીદારોની સંખ્યા ૧૦ હજારની હતી. **૧૭૩૯**માં તે વધીને લાખની બની હતી.

સોવિયેટ રૂસના આ આજના ઘડવૈયાઓએ પોતાની તાલીમ કોઇ નિશાળ કે પાઠશાળામાંથી મેળવી નથી હોતી. ઘણાખરાએ તો પોતાનાં ગામોની અનેક દીવાલો પર ઠેરઠેર ચોડાયેલી પત્રિકાઓમાંથી પત્રકારિત્વની પ્રેરણા મેળવેલી હોય છે.

નૂતન રશિયાનું દરેક ગામ જુઓ તો તેની મોટી દીવાલો પર દેશભરની ખબરો, સ્થાનિક ખબરો, ટીકાઓ, સૂચનાઓ, કાર્ટૂનો, અને બીજા રાષ્ટ્રીય પત્રોની કાપલીઓ પત્રના ઢંગમાં ગોઠવવામાં આવેલી હોય છે. આ કાર્ય સૌ સ્વેચ્છાએ જ કરે છે.

ફુરસદના સમયે ગામમાંથી કેટલીક ખબરો એકઠી કરે છે અને ભીંત પર તેને વ્યવસ્થિત રીતે ગોઠવે છે.

[ અનુસંધાન પૃ. ૪૭૦ને છેડે ]

# પુસ્તક પરિચય

૧. **આરસીની ભીતરમાં**—લેખિકા: શ્રી. વિનોદિની નીલકંઠ; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૫૦, આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૪-૦, ૧૯૪૨.

શ્રી. વિનોદિની નીલકંઠ આપણા સાહિત્યમાં એક સરસ લેખિકા છે. આ પુસ્તક, અગાઉ તેમણે લખેલું "રસદ્વાર" બહાર પડી ગયા પછી ઘણે વખતે લખ્યું છે. આરસીને તડકામાં મૂકતાં જેમ મેઘધનુષના વિવિધ રંગો જોવા મળે છે, તેમ લેખિકા બહેને જગત-આરસીમાં જોયેલાં વિવિધ દશ્યોનાં હૂબહૂ ચિત્રો રજૂ કર્યાં છે. એમની રમતિયાળ છતાં એકધારું આકર્ષણ જમાવી રાખતી વાર્તાકથનની શૈલી પુસ્તક પૂરું વાંચ્યા સિવાય નીચે મૂકવા દે તેવી નથી. એમની આ શૈલિમાં કવિત્વ છે, કલાની રજુઆત પણ છે. લેખિકા બહેન આવું સારું લખી શકે છે, પરંતુ તેમના એ લેખનનો લાભ આમ કવચિત જ જનતા પામી શકે છે; કારણ, તેઓ કોઈના કહેવાથી કલમ ચલાવતાં જ નથી; માત્ર લખવાની પ્રેરણા જાગતાં હજારો કામ પડતાં મૂકી તેઓ લખવા બેસી જાય છે. એટલે ઘણે વખતે એમને લખવાની જાગેલી પ્રેરણાના ફળસ્વરૂપ આ કવિત્વભર્યાં વિવિધ ચિત્રાત્મક વાર્તાકથનો સૌ પુસ્તકાલયો પોતાને ત્યાં જરૂર વસાવી લે.

૨. **મારી કચ્છયાત્રા**—લેખક: મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી; પ્રકાશક: દીપચંદજી બાંઠિયા, છોટા સરાફા ઉજ્જૈન, (માળવા) ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૩૦૭, સચિત્ર કવર આચ્છાદન સહિત બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂ. ૦-૮-૦.

મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજીએ અગાઉ "સિંધયાત્રા" અને એવા બીજા પ્રવાસને લગતા વર્ણનાત્મક ગ્રંથો લખ્યા છે. મુનિશ્રીએ પાદપ્રવાસ દરમિયાન તે તે સ્થળોને લગતી માહિતીઓ એ ગ્રંથોમાં આપી હતી. આ પુસ્તકમાં પણ તેઓશ્રીના કચ્છના પ્રવાસનું

---

[ સાંધણ પૃ. ૪૬૯નું ]

### ચેતાવાયેલી ચીનગારી

આવી ભીંતપત્રિકાઓએ તો એક મહાન શક્તિ તરીકે ભાગ ભજવ્યો છે. આજના મહાપ્રાણ રશીઆને ઘડવામાં અને તે માટે લડત ચલાવવામાં ભીંતપત્રિકાઓએ સૌથી વિશેષ અને શક્તિશાળી ભાગ ભજવ્યો છે. અખબારો કરતાં પણ આ દિવાલપત્રોએ ગામોમાં સારી અસર ઉપજાવી છે. ૧૯૨૪માં ફક્ત પાંચ હજાર ભીંતપત્રિકાઓ આલેખાતી હતી, આજે ૧૦ લાખથી પણ વધુ ભીંતપત્રિકાઓ લખાય છે. તેનો દેહ ઘડવા રોકાયેલા તંત્રી, સંપાદક, ખબરપત્રી અને લેખકો વગેરે મળીને લાખો માણસોની એક અનોખી આલમ બની રહે છે.

વર્ણન છે. માત્ર વર્ણન જ નહિ પરંતુ ત્યાંની ભૌગોલિક અને ઐતિહાસિક વિગતો વર્ણવવાનું પણ તેઓ ચૂક્યા નથી. ઉપરાંત, કચ્છની નામાંકિત વ્યક્તિઓની ઓળખ પણ તેમણે આપી છે. એટલે કચ્છને લગતી પ્રાચીન-અર્વાચીન ઐતિહાસિક ભૌગોલિક તેમ જ સામાજિક માહિતી જાણવા માગનારને તે આમાંથી મળશે. લેખક સર્વધર્મ સમન્વયની દૃષ્ટિએ સર્વ વિગતો જોતા હોવાથી આ ગ્રંથમાં ધાર્મિક તટસ્થતા પણ જોવા મળે છે. પ્રવાસમાં ઉપયોગી થાય તેવો પ્રવાસમાર્ગ દર્શાવતો એક નકશો પણ આપવામાં આવ્યો છે.

૩. **કુમકુમ**—લેખકઃ શ્રી. કિસનસિંહ ચાવડા, પ્રકાશકઃ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઇ-૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪+૩૧૧, સુંદર સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂંઠું, મૂલ્ય રૂા. અઢી. ૧૯૪૨

પુસ્તકનો પ્રવેશક આપનાર શ્રી. ગુલાબદાસ બ્રોકરના શબ્દોમાં કહીએ તો, શ્રી. કિશનસિંહ ચાવડાને નામે ચડેલ અનેક અનુવાદગ્રંથોમાંનો આ કંઇ એમનો એક અનુવાદગ્રંથ નથી, પરંતુ એમણે લખેલી અને પ્રથમ જ પ્રકટ થયેલી સોળ ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ છે. શ્રી. કિશનસિંહની આ સઘળી મૌલિક વાર્તાઓ વાંચી જતાં સહેજે કહી જવાય છે કે, શ્રી. ચાવડા એક સિદ્ધહસ્ત અનુવાદક તો છે જ એટલું જ નહિ પણ એક સિદ્ધહસ્ત નવલિકાકાર પણ છે. એમની વાર્તા રજૂ કરવાની શૈલી એકધારી હોઇને તેના વાચન દરમિયાન જરાય વિક્ષેપ પડતાં ગુસ્સે થઇ જવાય તેવી એકજ બેઠકે પૂરી કરવાનું મન થાય તેવી છે. એમની આ વાર્તાઓમાં કળા અને સૌંદર્યનો એમણે એવો સરસ સુમેળ સાધ્યો છે કે એમને આપણા સાહિત્યના એક અચ્છા કલાવિદ્ અને સૌંદર્યપારખુ લેખક તરીકે ઓળખાવાતાં ભાગ્યેજ કોઇ વિવેચક સંકોચ અનુભવશે. અને એમની વાર્તાની ખરી ખુબી તો એ છે કે, એ કલા અને સૌંદર્યદર્શનને પંથે આગળ ને આગળ વધતાં શૃંગાર રસ વહાવતાં છતાં, વાચકને કદાચ લાગે કે હમણાં જ બીભત્સતા આવી જશે; પરંતુ એ માટેની એમની કાળજી કોઇ અજબ રીતે એને ટાળી દે છે. કુરૂપતાને જોતાં જ તેના પ્રત્યે નાક સીકોડનારાઓને એમાં એમણે કલાનું દર્શન કરાવ્યું છે, રામજણીઓમાં પણ માતૃત્વની ભાવના ભુંસાઇ ગયેલી નથી હોતી એની અજબ પ્રતીતિ એમણે વાચકને એમની 'ભિખારણની દુવા'માં દર્શાવી છે. અને સમાજ જેના પ્રત્યે હમેશાં તિરસ્કારની નજરે જુએ છે અને જેના મરણની પણ કોઇ પરવા કરતું નથી તેવા વ્યંડળો માટે પણ દર્દભરી લાગણી વ્યક્ત કરવાનો અવસર વાચકને "મૌનનો અવાજ"માં આપ્યો છે.




આમાંની એકેએક વાર્તા રુચિપૂર્વક વાંચવી ગમે તેવી છે. પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવવા પ્રયત્ન કરે.

૪. **શ્રી ભજનસાગર**—ભા. ૧ લો, પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૮+૬૪૦, કવરં આચ્છાદન સહિત બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. ૨. ૧૯૪૨.

ઉપર્યુક્ત સંસ્થા તરફથી જુદાંજુદા ભક્તોનાં રચેલાં ભક્તિપ્રેરક ભજનોનું નાના કદનું "ભજનસાગર" બહાર પડેલું. તેની સં. ૧૯૮૨ ની સાલમાં તેરમી આવૃત્તિ પ્રકટ થયેલી. ત્યારપછી લાંબા ગાળે એમાં વધુ સંખ્યાબંધ ભજનો ઉમેરીને દળદાર ગ્રંથમાં આ પહેલો ભાગ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

સદ્‌. સ્વામીજીની ઉત્તરાવસ્થા મુખ્યત્વે પ્રભુભજન અને કથાશ્રવણમાં વ્યતીત થઈ હતી. અને તે સમય દરમિયાન તેઓશ્રીએ આપણા પ્રાચીન અર્વાચીન ભક્તકવિઓનાં ભજનો સંગ્રહિત કરેલાં. જુદા જુદા ભજનસંગ્રહોમાંથી વીણી વીણીને એકત્ર કરેલાં ભજનો આ સંગ્રહમાં અપાયાં છે. ભક્તિરસિક જનતાને એ ભજનો આંતર આનંદ આપે તેવાં છે. કેટલાંક તો મોઢે ચઢી જાય તેવાં તેમ જ લોકભોગ્ય પણ થઈ ચૂકેલાં છે. એટલે ગામડે વસતી ભક્ત-પ્રજાને એ વાંચવાં ગમે તેવાં છે.

૫. **સુબોધ કથાસાગર**—પ્રયોજકઃ સ્વામી ગણેશાનંદ. પ્રકાશક અને કદ ઉપર મુજબ. મૂલ્ય રૂા. ૧-૧૦-૦.

આ પુસ્તકની પહેલી આવૃત્તિનો પરિચય અમે "પુસ્તકાલય"ના એપ્રિલ-૧૯૪૦ ના અંકમાં પૃષ્ઠ ૧૭૪ પર આપ્યો છે. એ આવૃત્તિ સદ્‌. સ્વામીશ્રી અખંડાનંદજીએ પાછળથી ખરીદી લીધાનું જાણમાં આવ્યું હતું. એ જ પુસ્તકની આ નવી આવૃત્તિ છે. છપાઈ-સફાઈ અને શુદ્ધિ આ આવૃત્તિમાં ઠીક જળવાયાં છે.

**મણિલાલ પ્ર. વ્યાસ**

૬. **વડોદરા રાજ્યની વસતિગણતરી** (સન ૧૯૪૧)—૧૯૪૧ની સાલમાં રાજ્યમાં થયેલી વસતિ ગણતરીના માહિતીભર્યા આંકડા આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. એ આંકડાઓ પરથી રાજ્યની વસતીની શું સ્થિતિ છે તે જાણવા મળે છે. ઉપરાંત પાછલી વસતીગણતરી અને તત્કાલીન સ્થિતિની તુલનાનું પણ સારું સાધન મળી રહે છે. આ ઉપરાંત રાજ્યમાં અત્યારની પ્રજાશિક્ષણની, રહેઠાણની તેમ જ સાંસારિક અને ગુજરાતનાં સાધન વગેરે રાજ્યનાં કસ્બા અને ગામોની સ્થિતિનો અભ્યાસ કરનારને કિંમતી માહિતી મળે તેમ છે. પુસ્તકાલયોમાં, માહિતીગ્રંથ તરીકે આ પુસ્તક અવશ્ય હોવું ઘટે.

૭. **અણહિલવાડનો યુવરાજ** (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ)—લેખકઃ શ્રી નીતમકાન્ત સાહિત્યવિલાસી; પ્રકાશકઃ જીવનલાલ એન્ડ સન્સ, પીરમશા રોડ, અમદાવાદ; સન ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ પહેલા ભાગનાં ૧૯૬ અને બીજા ભાગનાં ૨૩૨; બંને ભાગનાં સચિત્ર આચ્છાદન સહિત પાકાં પૂઠાં, મૂલ્ય અનુક્રમે રૂ. ૨ અને રૂ. ૨ાા.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના પુસ્તક ૧૦૨ તથા ૧૦૩ રૂપે પ્રસિદ્ધ થતી, ગુજરાતના ચાવડા રાજા યોગરાજના સમયની આ એક ઐતિહાસિક નવલકથા છે. યોગરાજ કેટલો ન્યાયી, બુદ્ધિશાળી, પરાક્રમી અને ચાવડા રાજાઓના કુળની કીર્તિને વધારનારો હતો તે આ વાર્તા ખાસ દર્શાવે છે. ચાવડા રાજ્યની વધતી જતી કીર્તિનો નાશ કરવા સોલંકીઓ કંઈ ને કંઈ

પ્રયત્નો કરે છે; રાજ્યમાં વસતી જુદી જુદી કોમોને અંદરોઅંદર અથડાવી કલહ ઉપજાવે છે; પ્રજાના નેતાઓને અનેક જાતનાં પ્રલોભનો બતાવી, યોગરાજ સામે જુદા જુદા આક્ષેપો મુકાવે છે અને ઉશ્કેરે છે. છેવટમાં બળવો જાગે છે. અને એમાં યોગરાજને કાને 'પોતાના પુત્ર ક્ષેમે વેપારીઓનાં વહાણ લૂંટયાં છે' એ હકીકત આવતાં, યોગરાજ, પોતાના ચાવડા કુળને લાગેલા લાંછનથી બચાવવા પોતાની જાતે ચિતા ખડકી બળી મરે છે.

આ વાર્તા, વાચકને, યોગરાજના સમયની રાજનીતિ, યુદ્ધનીતિ તથા ગુપ્તચર્યા કેવાં હતાં તે બતાવી, સાચા રાજવીઓ કેવા હોઇ શકે તેનો ખ્યાલ સામાન્યપણે ઠીક આપે છે. વાર્તા એકંદરે સારી છે. અને વસ્તુગૂંથણી પણ ઠીક છે.,

અ-'દ્રષ્ટા'

૮. **શંખેશ્વર મહાતીર્થ**—પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં જૈન લેખકોએ ફાળો આપેલો છે તે સર્વને સુવિદિત છે. અર્વાચીન ગુર્જર સાહિત્યમાં પણ તેમણે પોતાની યશસ્વી પ્રણાલિકા જાળવી રાખી છે. મુનિરાજ જયન્તવિજયજીનું સ્થાન અર્વાચીન સાક્ષરસમાજમાં જાણીતું છે. તેઓ ઇતિહાસ અને શિલાલેખોમાં ખૂબ રસ ધરાવે છે. તેમની પ્રૌઢ લેખિની દ્વારા અત્યાર સુધીમાં વિહારવર્ણન, આબૂ, બ્રાહ્મણવાડા, હેમચંદ્ર-વચનામૃત, અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ વગેરે ઉપયોગી ગ્રંથો રચાયા છે. 'શંખેશ્વર મહાતીર્થ'ના પ્રકાશનથી તેમના કીર્તિસ્થંભોમાં એકનો ઉમેરો થયો છે.

શંખેશ્વર તીર્થ એ જૈનોનું પ્રાચીન, પ્રભાવક અને મહત્ત્વનું તીર્થ છે. ભૂતકાળના ઉંડાણમાં ડોકિયું કરી લેખકની સંશોધનવૃત્તિએ આ તીર્થના એક સળંગ ઇતિહાસની કડીઓ મેળવી છે. તીર્થની ઉત્પત્તિ, પ્રતિમાની ઉત્પત્તિ, તેના પ્રભાવ-માહાત્મ્ય-ચમત્કારો, શંખેશ્વર ગામનો ઇતિહાસ, તેની પ્રાચીન જાહોજલાલી, તેનું વર્તમાન સ્વરૂપ, મંદિરની રચના વગેરેનું સર્વાંગ સુંદર વર્ણન એક સાચા ઇતિહાસકારની અદાથી પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યું છે. શિલાલેખોવાળો ભાગ પુરાતત્ત્વરસિકોને અત્યંત ઉપયોગી નીવડવા સંભવ છે. ગુજરાતના 'પઢિયાર' નામથી સુપ્રસિદ્ધ દેશના ઇતિહાસમાં અને ગુજરાતના શૃંખલાબદ્ધ ઇતિહાસની સંકલનામાં આ શિલાલેખો અતિ ઉપયોગી થાય તેમ છે. લેખકે આ શિલાલેખો પાછળ પોતાના કિંમતી સમયનો ભોગ આપી ઇતિહાસસર્જનમાં અમૂલ્ય ફાળો આપેલો છે.

આ ગ્રંથના બે વિભાગ પાડવામાં આવ્યા છેઃ પહેલામાં આ તીર્થનું ઐતિહાસિક અને વર્તમાનકાલિક વર્ણન આપવામાં આવ્યું છે, અને તે સોળ પ્રકરણોમાં વહેંચી નાખવામાં આવ્યું છે. તે ઉપરાંત શિલાલેખોનું ગુજરાતી ભાષાંતર, શંખેશ્વર જતાં માર્ગમાં આવતાં ગામોની હકીકત અને બીજી ઉપયોગી હકીકતો પરિશિષ્ટરૂપે આપવામાં આવેલ છે. બીજા વિભાગમાં ૧ પ્રાકૃત-સંસ્કૃત વિભાગ, ૨ પ્રાકૃત-સંસ્કૃત ઉદ્ધૃત વિભાગ, ૩ ગુજરાતી-હિંદી વિભાગ, અને ગુજરાતી-હિન્દી ઉદ્ધૃત વિભાગ ઉપરાંત તીર્થ સંબંધી કલ્પો, સ્તોત્રો, સ્તુતિ, શ્લોક છંદ, સ્તવનાદિ પ્રચૂર માહિતી પીરસવામાં આવી છે.

પ્રાચીન સ્થાપત્યના નમૂનારૂપ મંદિર જેટલું મનોહર છે તેટલું જ તેનાં પંદર ચિત્રો આપી પુસ્તકને મનોહર બનાવવામાં આવ્યું છે. તીર્થ પર શ્રદ્ધા અને ભક્તિ રાખનાર સજ્જનોને આ ગ્રંથ જેટલો ઉપયોગી છે તેના કરતાં પ્રાચીન ભાષા, રીતરિવાજો, શિલાલેખો, કૃતિઓ

અને પ્રાચ્ય વિદ્યા શોખીનોને આ ગ્રંથ વધુ ઉપયોગી નીવડવા સંભવ છે. ટૂંકમાં 'શંખેશ્વર' સર્વસંગ્રહ જેવો આ ગ્રંથ બન્યો છે. તેમાં શંખેશ્વરની ભવ્યતા, પ્રાચીનતા અને અદ્યતનતાને મૂર્ત સ્વરૂપ આપવામાં આવ્યું છે, અને આરામખુરશીમાં બેઠાં બેઠાં પરિશીલન કરવાથી શંખેશ્વરની ભવ્ય યાત્રાનો લાભ વાચક મેળવી શકે તેમ છે.

**૯. પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ**—આ પુસ્તક ઉપર લેખકનું નામ છાપવામાં ન આવ્યું હોત તો પણ અંદરનાં થોડાં પાનાં ઉથલાવનાર લેખકની શૈલીથી પરિચિત હરકોઈ વાચક કહી શકત કે તેના લેખક પંડિત લાલચંદજી હોવા જોઈએ. પંડિતજીની વિદ્વત્તા, તેમની ઇતિહાસઅન્વેષણશક્તિ, અને તેમનો પ્રાચીનતાપ્રેમ પાને પાને દૃષ્ટિગોચર થાય છે. ગુર્જર સાક્ષર સમાજમાં ભાગ્યે જ કોઈ પંડિતજીની લેખિનીને નહિ પીછાનતું હોય. તેમની સાહિત્યસેવા વિપુલ અને વિવિધતાભરી છે અને તેમની સાક્ષરતા ઉંડા અભ્યાસ, વિશાળ વાચન અને નક્કર હકીકતો ઉપર નિર્ભર થયેલી છે.

આ પુસ્તક, તેનું નામ સૂચવે છે તેમ, ફક્ત જીરાવલા પાર્શ્વનાથ સંબંધી હકીકતો કે ઘટનાઓ આપીને અટકતું નથી. પરંતુ તેમાં કેટલાંયે મહત્ત્વનાં સ્થળો, પુસ્તકો અને વ્યક્તિઓ વિષે સપ્રમાણ ઇતિહાસ રજૂ કરવામાં આવેલો છે. પાવાગઢની કાલિકા, વડોદરાના રાજ્યકર્તાઓ, જૈનમંદિરો–મૂર્તિઓ, પાવાપતિના પૂર્વજ વીર પૃથ્વીરાજ ચૌહાણ અને અન્ય ચૌહાણ મહારાજાઓ, જૈનમંત્રીશ્વરો આદિનો પ્રમાણિક ઇતિહાસ આ ગ્રંથમાં નજરે પડે છે. સંખ્યાબંધ પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રંથોના અન્વેષણ અને અથાગ જહેમતથી અહીં કડીબંધ ઇતિહાસ રજૂ કરવામાં આવ્યો છે. પુરાતત્ત્વના અભ્યાસીઓને, ઇતિહાસના સંશોધકોને, તીર્થપ્રેમીઓને અને કાવ્યશોખીનોને આ ગ્રંથમાંથી કંઇ ને કંઇ નવીન જાણવાનું મળે તેમ છે. ઇતિહાસ અને પુરાતત્ત્વના જ્ઞાનના નિચોડરૂપ આ ગ્રંથમાં પ્રત્યેક હકીકતના પુરાવા, પાઠાંતરો, મતાંતરો અને ટિપ્પણીઓ આપી લેખકે પોતાની ઉચ્ચ સંશોધન અને સંસ્કરણશક્તિનો સહજ પરિચય કરાવ્યો છે. તીર્થના મહિમા, સ્મરણો, સ્તોત્રો, યાત્રા–સંઘો, મંદિર, મંડપ, દેવકુલિકાઓ, ઉપદ્રવો, ઉદ્ધારો વગેરેનો ક્રમબદ્ધ ઇતિહાસ અહીં રજૂ થયો છે. ગુજરાતના ઇતિહાસ સાહિત્યમાં આ વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ એક મહત્ત્વનો અને આવકારદાયક ઉમેરો કરે છે અને પંડિતજીની યશસ્વી કીર્તિને વધુ દેદીપ્યમાન બનાવે છે.

નાગકુમાર મકાતી

**૧૦. ઇન્ડો આર્યન એન્ડ હિન્દી (અંગ્રેજી)**—લેખકઃ શ્રી. સુનીતિકુમાર ચેટરજી, પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ. મૂલ્ય. ૩–૮–૦

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના અનુસ્નાતક સંશોધન વિભાગના ઉપક્રમથી ભાષાશાસ્ત્રના વિષયમાં નિષ્ણાત એવા પ્રોફેસર સુનીતિકુમાર ચેટરજી તરફથી અંગ્રેજીમાં અપાયેલાં આઠ વ્યાખ્યાનો હિંદુસ્તાનમાં આર્ય ભાષાનો વિકાસ કેવી રીતે થયો તેના પર કેટલોક નવો જ પ્રકાશ ફેંકે છે. આર્યોના પ્રાગૈતિહાસિક પૂર્વજો યુરોપ અને એશિયામાં ફેલાઈ ગયા તે પૂર્વે તેમની ભાષા એક હતી, ઘણા પ્રાચીનકાળ પૂર્વે તેઓ યુરોપ અને એશિયાના જુદા જુદા પ્રદેશોમાં જુદાં જુદાં ટોળાંમાં જઇ પ્રવેસ્યા અને તે તે પ્રદેશોની ભાષા અને સંસ્કૃતિની તેમના પર કેવી અસર થઇ વગેરેની રસપ્રદ વિગતો અભ્યાસીઓને આનંદ આપે તેવી છે.

બીજો વિભાગ હિંદી ભાષાના વિકાસને અંગેનો છે જે તે ભાષાના કેટલાક પ્રશ્નોની નવેસરની વિચારણા રજૂ કરે છે.

ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં આ પુસ્તક એક મૂલ્યવાન ઉમેરો છે. ગુજરાતીમાં એનું ભાષાંતર આવકારક થઈ પડશે અને અભ્યાસીઓ એ વિષયને વધારે સારી રીતે સમજી શકશે. આવી વ્યાખ્યાનમાળા યોજવાની પરિપાટી સ્થાપવા માટે સોસાયટી અભિનંદનને પાત્ર છે. આવી જ વ્યાખ્યાનમાળા ગુજરાતી ભાષાના વિકાસને અંગે યોજાય એ ઇચ્છવા જેવું છે. નરસિંહરાવ પછી એ પ્રદેશમાં કોઇએ ખાસ પ્રયત્ન કર્યાનું જાણ્યામાં નથી.

**૧૧. બુદ્ધિપ્રકાશ : લેખસંગ્રહ ભા. ૨ જો** - સંપાદકો: શ્રી. નવલરામ જ. ત્રિવેદી, એમ. એ. તથા શ્રી. અનંતરાય મ. રાવળ, એમ. એ., પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. પૃષ્ઠસંખ્યા ૩૫૮, કિં. રૂ. ૧–૮–૦. ૧૯૪૨.

બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ ભાગ પહેલાની જેમ આ સંગ્રહ પણ યોગ્ય પ્રતિનિધિ લેખોની ચૂંટણીથી ઉપકારક બન્યો છે. પ્રથમ ભાગમાં લેખસામગ્રીના જે વિભાગો હતા તે સૌ ઉપરાંત બીજા ભાગમાં ' શિક્ષણ વિચાર 'નો વિભાગ ઉમેરવામાં આવ્યો છે. ' બુદ્ધિપ્રકાશ ' પોતાની નીતિ અનુસાર સાહિત્ય–જગતની અને સમાજની જે એકધારી સેવા કરી રહ્યું છે તેની યાદીરૂપે આ બંને લેખસંગ્રહો તેમની પોતાની રીતે ઉપયોગી બની રહેશે એમાં શંકા નથી. આમાંના ઘણા લેખો અનુસ્નાતક વિદ્યાર્થીઓને કેટલાક અપ્રાપ્ય લેખો મેળવવા માટે સાનુકૂળ બનવા ઉપરાંત જિજ્ઞાસુઓને પણ ' બુદ્ધિપ્રકાશ 'ની પ્રગતિના માર્ગસૂચક સ્તંભો જેવા લાગશે.

**૧૨. આપણા કવિઓ—ખંડ ૧ :** (નરસિંહ યુગની પહેલાં)—લેખક શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, પ્રકાશકઃ ઉપર પ્રમાણે, ક્રાઉન કદનાં, પૃષ્ઠ સંખ્યા ૪૦+૪૩૬, કિં. રૂ. ૧–૦–૦. ૧૯૪૨

શ્રી. કેશવરામ શાસ્ત્રીનું નામ હવે ગુજરાતી સાહિત્યજગતમાં અજાણ્યું રહ્યું નથી. પ્રસ્તુત પુસ્તકની પ્રસિદ્ધિ તેમને તેમની સાહિત્યિક પ્રગતિના સોપાનમાર્ગનાં કેટલાંય પગલાં આગળ લઈ જાય છે. વિષયનો તલસ્પર્શી અભ્યાસ, પ્રાકૃત અપભ્રંશ વગેરેનો નિકટ પરિચય, રસનિષ્ઠ ઔચિત્યદૃષ્ટિ અને સિદ્ધહસ્ત લેખનકલાનાં અહીં દર્શન થાય છે.

ઇ. સ. ૧૨૯૭ થી ઇ. સ. ૧૪૦૦ સુધીનો લગભગ સો વર્ષનો સમય જેને શ્રી. ક. મા. મુનશી પોતાના " Gujarat and its Literature "માં A Century of chaos–અર્થાત્ અંધકારયુગ કહે છે તે વિધાનનો સફળ રીતે પ્રતીકાર કરવા ઉપરાંત લેખકે ગૌર્જર અપભ્રંશ ( પ્રાચીન ગુજરાતી )થી માંડીને નરસિંહ મહેતાના કવનકાળ સુધીના સમયનો સાહિત્યઇતિહાસ ઉપલબ્ધ સાહિત્યકૃતિઓનાં સાધનો દ્વારા રજૂ કર્યો છે. આમ ઇસવી સનના છઠ્ઠા સૈકાથી માંડીને પંદરમા સૈકા સુધીની સાહિત્યકૃતિઓનો સળંગ પરિચય થવાથી ભાષાનાં સ્વરૂપોમાં જે ફેરફારો થયા છે તેના પર નવો જ પ્રકાશ પડી સમગ્ર ભાષાસ્વરૂપનો વિકાસ યોગ્ય રીતે સમજવામાં જે અનુકૂળતા થઇ છે તેને માટે સાહિત્ય-

જનતા લેખકની ઋણી રહેશે. ગુજરાતી સાહિત્યમાં જૈન લેખકોનો જે ફાળો છે તે વિષે ઘણા ઉલ્લેખો ઉહાપોહો થવા છતાંય તે તરફ અત્યાર સુધી જે દુર્લક્ષ સેવાતું હતું તે સ્થિતિ પ્રસ્તુત ગ્રંથના પ્રકાશનથી ઘણે અંશે દૂર થઈ છે એટલું જ નહિ પણ તેણે સાહિત્યના અભ્યાસીઓને એ વિષે એક નવી દષ્ટિ પણ આપી છે.

મરાઠી સાહિત્યમાં મરાઠી ભાષાને નવમા સૈકાથી અને સાહિત્યને બારમા સૈકાથી સ્વીકારવામાં આવ્યાં છે. મુકુંદરાજ, જ્ઞાનેશ્વર, નામદેવ વગેરે જે કાળમાં થયા તેને મરાઠી સાહિત્યના પ્રથમ યુગ તરીકે ઓળખવામાં આવે છે. આ યુગ એટલે ઇ. સ. ૧૨૦૦ થી માંડીને ઇ. સ. ૧૩૫૦ સુધીનો યુગ. ગુજરાતી સાહિત્યમાં લગભગ આ જ ગાળામાં કશી જ સાહિત્યપ્રવૃત્તિ ન થઇ હોય એમ માની શકાતું ન હતું. શ્રી. શાસ્ત્રીના પ્રયત્ને સાહિત્ય ઇતિહાસના એ અંકોડા જે કાંઇ ઉપલબ્ધ સાહિત્યની સામગ્રી દ્વારા સાંધી શકાયા છે એથી ગુજરાતી સાહિત્યજગતને સાહિત્યનો સળંગ ઇતિહાસ મેળવી આપવાનું માન લેખક જરૂર લઇ શકે. પુસ્તકના આરંભમાં કરેલી ભાષાની ચર્ચા અભ્યાસયોગ્ય છે.

આવા કાળમાં પણ પાંચસો પાનાંનું આ અભ્યાસ યોગ્ય પુસ્તક એક રૂપિયામાં મેળવી અભ્યાસીઓ પોતાનો પુસ્તકસંગ્રહ સમૃદ્ધ બનાવવાની આ તક જતી નહિ કરે એમ આશા રાખીએ. —કો.

**૧૩. કેસૂડો અને સોનેરુ તથા ફોજાગ્નિ ?**—લેખકઃ હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ; પ્રકાશકઃ ધી આર્કિક પ્રેસ, ૨૨, કલ્યાણદાસ બિલ્ડિંગ, ગોવાળિયા ટેંક રોડ, મુંબઇ; મુખ્ય વિક્રેતાઃ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ; પૃષ્ઠ ૧૦૯, પૂઠું કાચું; કિંમત ૧-૦-૦.

આ ચોપડીમાં ગુજરાતના ઊગતા કવિ શ્રી. હરિશ્ચંદ્ર ભટ્ટની સ્વતંત્ર રચેલી કવિતાઓ તથા એક લાંબી પોલિશ ભાષા ઉપરથી રચેલી કવિતાનો સમાવેશ થાય છે. સ્વતંત્ર કવિતાઓમાં પહેલી કવિતા ' કેસૂડો અને સોનેરુ ' નામની છે, અને પોલિશ ઉપરથી રચેલી કવિતાનું મથાળું ' ફોજાગ્નિ ' છે. આમ આ ચોપડીનું નામ આ બે કવિતાનાં નામ ભેગાં કરી પાડેલું છે. આ નામ ક્લિષ્ટ લાગે છે, તથા તેના ઉપરથી ચોપડી સંબંધી ખ્યાલ કંઇ આવતો નથી.

સ્વતંત્ર કવિતાઓ જુદા જુદા વિષયો સંબંધી છે. એમાં ' એ નેનમાં ', ' હેવે છુપાઇ ' ' અલકલટની શોભા ', ' સફેદ ચંપાનાં ફૂલોને ' વગેરે સુંદર છે.

પોલિશ ઉપરથી રચેલી કવિતા લાંબી છે. એમાં એક માણસને અગમ્ય નાદ સંભળાય છે. એ નાદ સંભળાવાને લીધે એની શાંતિ નાશ પામે છે, એ શાંતિ કાયમ રહે તથા પોતે કુટુંબસુખ પૂર્વવત્ ભોગવી શકે તે માટે તે તથા તેની પત્ની પ્રયત્ન કરે છે. પરંતુ આખરે તેનાથી એ નાદને વશ થયા વગર રહેવાતું નથી, અને તેથી એ ગૃહત્યાગ કરે છે. પાછળ એની સ્ત્રી દુઃખી થાય છે. આ વસ્તુમાં રાગ અને ત્યાગ વચ્ચેનું ઘર્ષણ અને છેવટે ત્યાગનો વિજય દેખાય છે.

આ ચોપડી કવિતાપ્રેમીઓને એકંદરે ગમશે, એની કિંમત કંઈક વધારે લાગે છે. સામાન્ય ભણેલાંને આ ચોપડી ખાસ આકર્ષી શકશે નહિ.

**શં. સો. પટેલ**

## સામયિકો

**૧ બાલમિત્ર**—તંત્રીઓ: શ્રી. પુરુષોત્તમ શાહ અને શ્રી. નટવરલાલ દવે; પ્રકાશક: ચરોતર એજ્યુકેશન સોસાઇટિ, આણંદ. વાર્ષિક લવાજમ રૂા. ૩—૮—૦.

ચરોતર એજ્યુકેશન સોસાઇટિ તરફથી છેલ્લાં એકવીસ વર્ષ થયાં આ બાલમાસિક પ્રકટ થાય છે. સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબે ચરોતરમાં શિક્ષણપ્રચારનો ભેખ લીધો તેમ બાલશિક્ષણ માટે પણ તેમના પ્રયત્નો ઓછા નહોતા. એમણે વસો ખાતે ભરેલો બાલ-શિક્ષણ તાલીમવર્ગ તો જાણે તાજો જ હોય તેમ ઘણાય શિક્ષકોને જાણીતો છે. તેવું જ બાળકોના શિક્ષણમાં સાથ આપે તેવું, બાલવાચનપ્રચાર માટે જ્યારે ગુજરાતી ભાષામાં માત્ર એકાદ આંગળીને વેઢે ગણાય તેટલાં જ બાલમાસિકો હતાં ત્યારે, બાળકો માટેનું ઉમદા વાચન આપવું આ માસિક શરૂ કરેલું અને એણે સદ્દગતના અવસાનકાળપર્યંત તો એનું એ ધ્યેય જાળવી રાખ્યું હતું. પરંતુ પાછળથી એ ધ્યેય પૂરતા પ્રમાણમાં જળવાયેલું જોઇ શકાયું નહોતું; તે સખેદ નોંધવું પડે છે.

ગયા માસથી એના નવા તંત્રીઓએ એને નવી જ સજાવટ સાથે પ્રકટ કરવા માંડ્યું છે. અને આ સપ્ટેમ્બર અંકમાં એક પણ લેખ એવો અપાયો નથી કે જે બાળકોને વાંચવો ગમે તેવો ન હોય; એટલું જ નહિ પરંતુ ઉપયોગિતાની દૃષ્ટિએ પણ એના લેખો ખાસ વાચનપાત્ર છે. દરેક લેખ બાળકને કંઇ ને કંઇ નવું જ જાણવાનું આપે છે. કાવ્યો કેટલાંક ખાસ બાલભોગ્ય હોઇને બાળકોને ગાવાં—મોઢે કરવાં ગમે તેવાં છે.

તંત્રીઓ ભવિષ્યમાં બાળકોને આવું ને આવું ઉપયોગી અને બાળકોની જિજ્ઞાસા તૃપ્ત કરે તેવું વાચન આપતા રહે એજ અભીપ્સા.

**૨ નવચેતન** ( રંગભૂમિ અંક )—તંત્રી અને પ્રકાશક : શ્રી. ચાંપશી વિ. ઉદેશી; કોઠી રોડ, વડોદરા. વાર્ષિક લવાજમ રૂા. ૬—૬—૦

આપણે ત્યાં જ્યારથી સિનેમાનો પ્રચાર શરૂ થયો ત્યારથી કેમ જાણે રંગભૂમિની કફણાઇ શરૂ થઇ છે અને એનાં કલાવૈવિધ્ય જાણે હવે જવા બેઠાં હોય તેમ લાગે છે. એને અનુલક્ષીને મુંબઇ રેડીઓ સ્ટેશનના ગુ. ડિરેક્ટર શ્રી. ચંદ્રવદન મહેતાએ તેમ જ ગુજરાત સાહિત્ય સભાએ રંગભૂમિ-નટઘર સ્થાપવાના પ્રયત્નો કરેલા. તેનાં પણ કંઇ પરિણામ જણાયાં નથી; જ્યારે "નવચેતન" વર્ષે એકાદ રંગભૂમિ અંક પ્રકટ કરી આપણને એની યાદ તાજી કરાવે છે. આ અંકમાં રંગભૂમિના વ્યવસાયમાં સક્રિય કાર્ય કરતા જાણીતા નટો અને સંચાલકોના આપણી રંગભૂમિની હાલની પરિસ્થિતિ દર્શાવતા લેખો છે. રંગભૂમિ, અને નાટ્યકલાના શોખીનોને આ અંક જરૂર ગમશે.

---

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| કિશોર | ૭ | ૫-૬ | મે-જુન | ૨૯-૮-૪૨ |
| કુમાર | ૧૯ | ૮ | ઑગસ્ટ | ૨૫-૮-૪૨ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૩૦ | ૯ | સપ્ટેમ્બર | ૨-૯-૪૨ |
| ગુણસુન્દરી | ૩૮ | ૧ | સપ્ટેમ્બર | ૧-૯-૪૨ |
| ગ્રામજીવન | ૧૨ | ૧૦ | ઑગસ્ટ | ૧-૮-૪૨ |
| ઘરશાળા | ૨ | ૧૦ | ઑગસ્ટ | ૧૧-૮-૪૨ |
| ચરોતર | ૧૨ | ૮ | ઑગસ્ટ | ૧૬-૮-૪૨ |
| ચિત્રમય જગત | ૨૮ | ૬ | સપ્ટેમ્બર | ૩-૯-૪૨ |
| નવચેતન | ૩૮ | ૫ | સપ્ટેમ્બર | ૧-૯-૪૨ |
| ઊર્મિ અને નવરચના | ૭ | ૫ | ઑગસ્ટ | ૨-૯-૪૨ |
| નૂતન શિક્ષણ | ૮ | ૧ | સપ્ટેમ્બર | ૨-૯-૪૨ |
| પાટીદાર | ૨૦ | ૮ | શ્રાવણ | ૨૬-૮-૪૨ |
| પ્રસ્થાન | ૧૭ | ૨ | જેઠ | ૩-૯-૪૨ |
| બાલજગત | ૪ | ૯ | સપ્ટેમ્બર | ૨-૯-૪૨ |
| બાલજીવન | ૨૨ | ૮ | ઑગસ્ટ | ૯-૮-૪૨ |
| બાલમિત્ર | ૨૨ | ૨ | સપ્ટેમ્બર | ૨-૯-૪૨ |
| બાલસખા | ૬ | ૨ | જુલાઈ | ૧-૭-૪૨ |
| બાળક | ૨૦ | ૯ | સપ્ટેમ્બર | ૧-૯-૪૨ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૪ | એપ્રિલ-જુન | ૩૦-૭-૪૨ |
| યુવક | ૧૨ | ૮ | સપ્ટેમ્બર | ૬-૯-૪૨ |
| રેખા | ૪ | ૧ | ઑગસ્ટ | ૩૦-૭-૪૨ |
| વૈદ્યકલ્પતરુ | ૪૭ | ૮ | ઑગસ્ટ | ૬-૮-૪૨ |
| વ્યાયામ | ૨૭ | ૮ | ઑગસ્ટ | ૧૫-૮-૪૨ |
| શારદા | ૩૭ | ૫ | ઑગસ્ટ | ૧૫-૮-૪૨ |
| શિક્ષણ અને સાહિત્ય | ૩ | ૧૧ | ઑગસ્ટ | ૧-૮-૪૨ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૫ | ૨ | જાન્યુ.-માર્ચ | ૩-૬-૪૨ |
| સ્ત્રીજીવન | ૩ | ૧૦ | ઑગસ્ટ | ૧૦-૮-૪૨ |
| સ્ત્રીબોધ | ૮૬ | ૮ | ઑગસ્ટ | ૯-૮-૪૨ |
| સ્કાઉટવીર | ૧૧ | ૧ | જુન | ૧૫-૬-૪૨ |

**ઊર્મિ અને નવરચના : ઑગસ્ટ : ૧૯૪૨**

**માતૃમંદિર :** હિંદુ મુસ્લીમ ઐક્યપ્રેરક "રક્ષાબંધન" પુસ્તકના લેખક શ્રી. હરિકૃષ્ણ પ્રેમીની લખેલી આ નાટિકામાં એ જ હિંદુમુસ્લીમ એકતાનો ઉપદેશ અપાયો છે. કોમી ઝગડાની આગ લગાડતા લોકોને એ ખાસ વંચાવવા જેવો છે.

**સંસારચક્ર :** આપણા સામાજિક કોયડાનાં ગૂંચળાં આ લેખમાં છે. પહેલા પ્રસંગમાં પતિને અણગમતી પત્નીનો. બીજા પ્રસંગમાં આબરૂને નામે આપણા સમાજમાં ચાલતાં આંધળિયાં, ત્રીજામાં ન પરણવા ઈચ્છતા યુવાનની વિધવિધ મૂંઝવણો અને ચોથામાં સ્ત્રીઓની ખુશામતખોરીને લગતી વિચાર ભૂમિકા આપેલી છે.

**મારું શરીર મેં શી રીતે બગાડ્યું ?** એક બહેન ઉપરનો પ્રશ્ન પૂછે છે. તેમાં પોતે ક્યાં ક્યાં કારણે શરીરવ્યાધિને વહોરી લીધો તેનું વર્ણન આપ્યું છે. અને તેના ઉત્તરમાં જાણીતા નિસર્ગોપચારક શ્રી. રમણલાલ એન્જીનિયરે સુધારવાના સાચા રસ્તા સૂચવ્યા છે.

**કિશોર : મે-જુન : ૧૯૪૨**

**મૈસુરની ઔદ્યોગિક પ્રગતિ :** ત્યાંની સરકારે પોતાનાં સંસ્થાનોનો ઔદ્યોગિક વિકાસ સાધવાનો આરંભ કર્યો. સરકાર અને પ્રજાના



સહકારયુક્ત પ્રયત્નોને પરિણામે ત્યાંની ઔદ્યોગિક પ્રવૃત્તિ ઠીક ઠીક ફાલી ફૂલી છે. ત્યાં જંગલની તેમ જ ખનીજની પેદાશ ખૂબ જ છે. ઉપરાંત અન્ય કુદરતી ઉત્પાદનો પણ સારા પ્રમાણમાં છે. પરિણામે સરકાર તરફથી પણ નીચે પ્રમાણે કારખાનાં તેમ જ પ્રજાના પોતાના ભંડોળ વડે પણ સંખ્યાબંધ કારખાનાં ત્યાં સ્થપાયાં છે. અને તે ધમધોકાર કામ કરી રહ્યાં છે.

**ભારતવાસી ભીરુ નથી :** એક સબમરીનના આપત્તિકાળે મરજીવા બની મરણની પણ પરવા ન કરનાર એક ભારતીય એન્જીનિયરની બહાદુરીની કથા આ લેખમાં છે.

**વક્તા કેમ થવાય ?** વકતા થવા માટેની જુદી જુદી જાણવા જોગ વિગતો આ લેખમાં છે. ઊગતા વક્તાઓને એ ઠીક ઉપયોગી થાય તેમ છે.

### " કુમાર " : ઑગસ્ટ : '૪૨

**સ્વ. મહાદેવભાઇ :** ગઇ તા. ૧૫–૮–૪૨ ના રોજ મહાત્મા ગાંધીજીના જમણા હાથ અને રહસ્યમંત્રી શ્રી. મહાદેવભાઇનું અવસાન થયું તેમની સંક્ષિપ્ત જીવનરેખા આ લેખમાં આપી છે. એમણે ' મીરાંની ભક્તિ ' જેવી અનન્ય ગાંધીજી પ્રત્યેની ભક્તિથી એમનું જીવનસર્વસ્વ એમને ધરી દીધું હતું ને પોતે એમનામાં જ જાણે સમાઇ ગયા હતા. જીવિતની ક્ષણેક્ષણ સ્વરાજસાધનાના તપમાં વિલીન કરીને દેશકાર્યના ઓરસિયા ઉપર સુખડની માફક ઘસાઇ ગયેલા એમના જીવનની માત્ર મહેક જ હવે રહી છે.

**વી. શ્રીનિવાસ શાસ્ત્રી :** હિંદના રાજદ્વારી ક્ષેત્રમાં વર્ષો થયાં કામ કરતા શ્રી. વી. શ્રીનિવાસ શાસ્ત્રીનું આ જીવનચરિત્ર છે. એઓ સાચે જ સર્વન્ટસ ઑફ ઇન્ડીઆ સોસાઇટિમાં સ્વ. ગોખલેનું સ્થાન સાચવે છે. ગોખલેની પેઠે જ એમનામાં બૌદ્ધિક પ્રમાણિકપણા સાથે ઉચ્ચ આદર્શવાદિતા છે; ચાહે તેવા વિરોધનો સામનો કરવાની તૈયારી અને ઊર્મિના વેગમાં તણાઈ ન જવાની એમનામાં મક્કમતા છે.

**વર્ધા આશ્રમ :** ' વર્ધા આશ્રમ ' એટલે કોઇએક આશ્રમ ન સમજશો. એમાં તો મહાત્માજીની દેખરેખ નીચે અથવા એમની પ્રેરણાથી વર્ધા કસ્બામાં અથવા તેની આજુબાજુ જે રચનાત્મક પ્રવૃત્તિઓ ચાલે છે તે બધીનો સમાવેશ થાય છે. એને લગતી વિવિધ વિગતો આ લેખમાં છે.

### ગુણસુન્દરી : સપ્ટેમ્બર : '૪૨

**યુગરેખા :** આ કાવ્યમાં સાસુવહુના સંવાદરૂપે બન્ને વહેલી સવારે શું કરે છે તે માર્મિક રીતે જણાવ્યું છે.

**માનવતાના મહેરામણમાં આ ખારાશ કયાંથી ?** આપણા સામાજિક અનિષ્ટોભર્યા ખારા સંસારમાં મીઠી વીરડીઓ પણ હોય છે તેના ત્રણ કથાપ્રસંગો આ લેખમાં છે.

**મારી વીતકકથા :** એક ત્યજાયેલી તરુણી પોતાના પતિનું માનસપરિવર્તન થતાં અને ઘરબાર છોડી જતાં આખરે એકાદ શુભેચ્છકના સમજાવવાથી એ પતિએ ત્યકતાનો કેવો સ્વીકાર કર્યો છે એ ઘટના એનાં અથઇતિ વીતકો સાથે વર્ણવવામાં આવી છે.

**ચાલતી ગાડીએ :** આ એક હળવી નિબંધિકા છે. નાનેથી મોટાં સૌ આ જગતમાં

સવારથી માંડી સાંજ સુધીમાં કેટલીય વાર ચાલતી ગાડીએ વળગી પડે છે તેનું સુંદર હળવું બ્યાન આ લેખમાં છે.

ચિત્રમય જગત : સપ્ટેમ્બર : ૧૯૪૨

**એશિયાખંડનું રાજકારણ** : આજે એશિયામાં જાપાન જોર પર આવ્યું છે. તે વખતે એશિયાનાં જુદાં જુદાં રાષ્ટ્રોનાં રાજકારણ–તેમાં પણ ખાસ કરીને-ચીન-જાપાનનાં રાજકારણના પૂર્વેતિહાસથી માંડી આજ સુધીના એના રાજદ્વારી બનાવોનું વિહંગાવલોકન આ લેખમાં આપવામાં આવ્યું છે.

**પ્રાર્થનાનું સામર્થ્ય** : એક મહાન વિજ્ઞાનવેત્તાને પ્રાર્થનાના બળ પર ભાર મૂકતો સાંભળીએ ત્યારે આપણને સહેજે આશ્ચર્ય ઉપજે. અહીં એવા જ એક વિજ્ઞાનવેત્તા જેણે ૩૩ વર્ષ સુધી વિજ્ઞાન વિષયમાં સંશોધનકાર્ય કર્યું હતું અને જેને કેન્સરના વિષય બાબત નોબેલ જંગનો મેડલ મળ્યો હતો તે કહે છે, કે બીજા કોઇ પણ ઇલાજથી ન મળે એવા કેન્સરનો વ્રણ માત્ર પ્રાર્થના વડે સુકાઇને રૂઝાઇ જતો જોયો છે. એ વૈજ્ઞાનિક અહીં પ્રાર્થનાનું બળ શું છે તે જણાવે છે. એ લેખ " સામાયિક દોહન " વિભાગમાં આ અંકમાં અન્યત્ર ખાસ વાંચો.

**નાઝીપંથની હરોક્તિઓ** : જર્મનીના નાઝી પક્ષના આગેવાનોએ અનેક વાર ઉચ્ચારેલાં આ અભિમાની વચનો તેમના માનસનું સાચું પ્રતિબિંબ પૂરું પાડે છે. જગત નાઝીવાદનું વિરોધી કેમ છે તે આ લેખમાં આપેલી ૩૫ ઉક્તિઓ પરથી સહેજે જણાઇ આવે તેમ છે.

પ્રસ્થાન : જેઠ : ૧૯૯૮

**કળામાં વ્યક્તિતા, રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતા** : વિખ્યાત કલાકાર પ્રૉ. જેમ્સ એચ. કઝિન્સની સિત્તેરમી જન્મજયંતિ ગઇ તા. ૨૨–૭–૪૨ ના રોજ હિંદનાં કલાકેન્દ્રોમાં ઉજવાયેલી. તદનુસાર અમદાવાદ મુકામે પણ ઉજવાઇ હતીઃ તે પ્રસંગે જાણીતા કવિ શ્રી. સુન્દરમ્ ( ત્રિભુવનદાસ લુહાર ) એ કલાકારના ઉપરના વિષયને લગતા દર્શાવેલા વિચારો આ લેખમાં આપ્યા છે.

**અલ્પાત્માનું આત્મપુરાણ** : આપણા જાણીતા હાસ્યસમ્રાટ શ્રી. જ્યોતીન્દ્ર દવે એમની લાક્ષણિક હાસ્યકટાક્ષભરી શૈલીએ અર્ધદશાબ્દીના અનુભવો આપે છે.

**વ્યાયામ મીમાંસા અથવા આપણો વ્યાયામ** : આ લેખમાં વ્યાયામના પ્રકારો–જેવા કે, નૈસર્ગિક વ્યાયામ, શસ્ત્ર આદિ દ્વારા વ્યાયામ, દેહસૌંદર્ય અને દેહસૌષ્ઠવ માટેનો વ્યાયામ, સરકસિયા વ્યાયામ વગેરે વ્યાયામની પ્રક્રિયાઓની મીમાંસા આપવામાં આવી છે.

શારદા : ઑગસ્ટ '૪૨

**આત્મનિરીક્ષણ** : દર માસે, સાક્ષર શ્રી. રમણલાલની વિવિધ વિચારશ્રેણી "શારદા"ના પહેલા પાને આપવાની તંત્રીએ કરેલી યોજના મુજબ આ અંકે લેખકે, વ્યક્તિ અને સામુદાયિક પાપની અણઆવડમાંથી નીપજતી તકરારો ને યુદ્ધોની તુલના આપી છે. ઉપરાંત આખો ય અંક જાણીતા પ્રૉફેસરોની કલમે તૈયાર થયેલો હોઇ બધા જ લેખો વાચન માગી જ લે છે.

---




**શ્રી. મહાદેવ દેસાઈનું ખેદજનક અવસાન :**

ગુજરાતી સાહિત્યને માટે હમણાં હમણાં વારાફરતી શોકના પ્રસંગો જ આવતા જાય છે. થોડાક વખત પર એના અઠંગ અભ્યાસી અને બહુશ્રુત અને જૂની પેઢીના સાક્ષરો શ્રી. આનંદશંકર ધ્રુવ અને શ્રી. અંબાલાલ બુ. જાની સરખા પ્રખર સાક્ષરોના અવસાનથી ન પુરાય તેવી ખોટ સાહિત્યજગતને પડી. થોડોક વખત વીત્યો ત્યાં, દેશમાં રાજદ્વારી આંદોલનો શરૂ થયાં, અનેક દેશનેતાઓ જેલ ભેગા થયા; અને એ જેલ ગયેલા નેતાઓમાં આપણા એક સિદ્ધહસ્ત લેખક અને અચ્છા કલમબાજ શ્રી. મહાદેવ દેસાઇનું તો હમેશને માટે ત્યાં જ બલિદાન દેવાઇ ગયું.

સ્વ. મહાદેવભાઇની ગુજરાતી સાહિત્ય જગતમાં ભાગ્યે જ ઓળખ આપવાપણું હશે. સાહિત્યમાં રસ લેનાર તમામ વ્યક્તિ તેમનાથી–તેમની લેખિનશૈલીથી સુપરિચિત છે. તેઓ એક અચ્છા મૌલિક લેખક હતા; તેમની વર્ણનશક્તિ અજબ હતી. હરકોઇ બનાવનું હુબહુ બ્યાન–તાદશ ચિત્ર તેમની કલમ દોરી શકતી; અને મહાત્માજી સરખાનું લેખનરહસ્ય જનતાને સમજવામાં તેઓ એક સફળ સમજાવનાર તરીકે તેઓ આપણી સમક્ષ હતા. તેઓનાં અનુવાદપુસ્તકો વાંચતાં, એ પુસ્તકો પરભાષાના અનુવાદ જ નહિ, પરંતુ જાણે કોઇ મૌલિક પુસ્તક જ વાંચતા હોઇએ તેવી તેમની લેખનશૈલી સરળ અને એકધારી હતી.

આજે એ સાહિત્યકાર આપણી પાસેથી અદશ્ય થયા છે. પરંતુ એમની પુસ્તકોની ફોરમ આપણી સમક્ષ છે, તેટલાથી જ હવે તો સંતોષ માનવો રહ્યો. પ્રભુ સદ્દગતના સેવાભાવી આત્માને શાંતિ જ અર્પશે.

---

**સાહિત્યજગતને પણ શોષવું પડશે**—આજે દેશભરમાં-દુનિયાભરમાં ઝંઝાવાત વાઇ રહ્યો છે. દરિયાપારના દેશો યુદ્ધદાવાનળમાં સળગી રહ્યા છે ત્યારે ત્યાંની બળ–બળતી વરાળો આપણે ત્યાં આવતાં તેનાં સીધાં કે આડકતરાં પરિણામો બરદાસ્ત કરવાનો વખત આપણને પણ આપ્યો છે. સાહિત્યજગતને પણ એને માટે શોષવા વારો ક્યાં ઓછો છે ?

આજે કાગળની મોંઘવારી અનહદ વધી ગઇ છે. દોઢ આને રતલ મળતા કાગળના આજે રતલના બાર આના સુધી બજારમાં બોલાય છે. સરકાર નિયમનના હુકમો કરે છે, પરંતુ તેની કેટલી અસર થાય છે તે તો જાતે જોવા આવે ત્યારે જ સમજાય. પરિણામે પ્રકાશકો નવું સાહિત્ય પ્રકટ કરતાં અટકી ગયા છે. આથી પુસ્તકાલયો માટે નવીન ખોરાક આવતો

ઓછો થયો છે. સામયિકો જેમ તેમ જીવી જવા માટે તરફડિયાં મારી રહ્યાં છે જ્યારે કેટલીક પગભર સંસ્થાઓ–આપણા ગુજરાતની નવજીવન પ્રકાશન મંદિર જેવી ચિંતનશીલ અને નક્કર સાહિત્ય આપતી—સિદ્ધહસ્ત અને સુનંદા લેખકોનાં પુસ્તકો અલ્પ મૂલ્યે જનતા સમક્ષ લઈ જતી સંસ્થા પર, બ્રિ. સરકારે સીલ લગાવી તેના નિર્દોષ સાહિત્યપ્રચારને પણ રૂંધ્યો છે.

"હરિજન" પત્રો રાજદ્વારી વિચારો પ્રસરાવનારાં ગણી તેના પ્રકાશન અને પ્રસિદ્ધિ પર અંકુશ મૂકવામાં આવે એ સહ્ય લેખાય; પરંતુ એ સંસ્થા દ્વારા પ્રસિદ્ધ થયેલાં સાહિત્ય-વિષય પુસ્તકો–જનતાની નૈતિક, સામાજિક અને આર્થિક ઉન્નતિપ્રેરક પુસ્તકો–ને પણ કેદ કરવામાં આવે એ ખરે જ ખેદજનક લેખાય. એથી તો શિષ્ટ સાહિત્યનાં અને અનેક નિર્દોષ પ્રચારપાત્ર પુસ્તકોથી અનેક વાચકો–બીનરાજદ્વારી વાચકો ના મનનો ખોરાક પણ અટકી જશે.

આ તો એ પ્રકાશનસંસ્થાઓની વાત થઈ. આજે તો આપણા સંખ્યાબંધ ગણ્ય–માન્ય લેખકો પણ જેલના સળિયા પાછળ પુરાઈ ગયા છે. એમની લેખનસૌરભથી પણ હાલ તો ગુર્જર સાહિત્ય વંચિત બન્યું છે.

ઈશ્વરને પ્રાર્થીએ અમારા સાહિત્યક્ષેત્રના ઝળકતા સિતારાઓ એમની સાહિત્યપ્રસાદી જનતાને આપવા જેવો સમય સત્વર આવે.

---

## પુસ્તકાલયોને મદદ

**સા. પુ. ઉમરાખ** ( તા. પલસાણાને ) રૂા. ૨૩)નું એક ઘડિયાળ એ જ ગામના રહીશ પટેલ છગનલાલ હરિભાઈ તરફથી.

**સા. પુ. ચાવંડ** ( તા. દામનગર )ને રૂ. ૨૧) ચાવંડ ( હાલ મુંબઈ )ના શેઠ દ્વારકાદાસ કેશવજી તરફથી.

**સા. પુ. પાટણને** રૂા. ૪૦)નું કબાટ નંગ ૧ શ્રી. મહેન્દ્રરાય કલ્યાણરાય વહિયા તરફથી તેમના સ્વ. પુત્ર અનિલકુમારના સ્મરણાર્થે.

**સા. પુ. ખાવડ** ( તા. કડી )ને ૧૯) પટેલ લાલભાઈ ઝવેરદાસ, ૧૦) પટેલ નારણભાઈ મગનદાસ, ૧૦) પટેલ જોઈતાભાઈ કિશોરદાસ, ૧૦) અંબારામ જેઠીદાસ, ૨) ડૉ. ઓચ્છવલાલ માણેકલાલ શાહ તરફથી.

**સા. પુ. સામપુરા** ( તા. કામરેજને રૂા. ૧૫૦) દોઢસો પા. કલ્યાણજી નથુભાઈ તરફથી તેમના કાકા પા. લલ્લુભાઈ જયરામના સ્મરણાર્થે.

## પ્રકાશન બંધ

"યુવક" માસિકના કાર્યકર્તાઓ જેલ ગયા હોવાથી તેનું પ્રકાશન હાલ મોકુફ રહ્યું છે.

"સુવાસ" હાલના સંજોગોને કારણે બંધ થશે કહે છે.

**વડોદરાની જનતાને**—આપણા રાજ્યમાં હમણાં ચાલતી રાજદ્વારી પ્રવૃત્તિ સંબંધે ઉપર મુજબનું એક ચોપનિયું પ્રકટ કરવામાં આવ્યું છે. તેમાં સરકાર અને પ્રજામંડળના સંબંધો દર્શાવી જનતાએ કેવી રીતે વર્તવું તેને લગતાં સૂચનો આપ્યાં છે. એ આખુંય એક વાર " સયાજીવિજય "ના તા. ૨૪–૮–'૪૨ ના અંક સાથે વધારા તરીકે વહેંચાયું હતું.

**પુસ્તકો ભસ્મીભૂત**—પાટણ હાઇસ્કૂલના મકાનને લાગેલી આગના પરિણામે કહે છે કે, એ શાળાના પુસ્તકાલયનાં રૂા. સાત હજારની કિંમતનાં પુસ્તકો પણ ભસ્મીભૂત થયાં છે.

**રાજ્ય બહાર**

ભાવનગર રાજ્યમાં પ્રૌઢ શિક્ષણ યોજનાનો અમલ કરવા એક સંઘ સ્થપાયો છે. યોજના મુજબ કહે છે કે, અભણ પ્રૌઢો માત્ર ૧ાા માસમાં લખતાં વાંચતાં શીખે છે. એ માટે જાહેર જનતાનો સંઘે સાથ-સહકાર માગ્યો છે. એ યોજનામાં સક્રિય ઉપયોગી કામ કરનારને અમુક મહેનતાણું આપવાની પણ જોગવાઇ કરવામાં આવી છે.

**પરદેશ**

યુક્રેઇન પ્રદેશના ગોગોલ ખાતે રહેતા એક પ્રતિષ્ઠિત લેખકના મકાનને પાયમાલ કરતાં નાઝીઓએ તેનાં કિંમતી પુસ્તકો તથા આખાં તેમ જ અર્ધાં પૂતળાંઓનો પણ ના કર્યો છે. તે પહેલાં થોડા જ વખત પર જાણીતા રશિયન લેખક ટૉલ્સ્ટૉયના "યસ્ના પોલ્યાના" નામનું ઐતિહાસિક રહેઠાણ પણ નાઝીઓની વિનાશક પ્રવૃત્તિનું ભોગ બન્યું હતુ

---

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

# જાહેરાત નં. ૧

રાજ્યનાં ગ્રા. પુ. નાં બજેટમાં લાકડીસામાન ખાતે જે રકમ સાધવામાં આવે છે તેમાં ચાલુ યુદ્ધની મોંઘવારીના કારણે ભાવમાં વધારો થયેલો હોઇ મંડળ મારફતે જેમને લાકડી સામાન તૈયાર કરાવવો હોય તે પુસ્તકાલયના મંત્રીભાઇઓએ કબાટ ખાતે રૂા. ૩૮-૦-૦ પેપર સ્ટેન્ડ ખાતે રૂા. ૪-૮-૦, અને હાથાવાળી ખુરશી ખાતે રૂા. ૫-૮-૦ સને ૧૯૪૨-૪૩ના વર્ષના બજેટ ખાતે સાધવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

આ જાહેરાત પુસ્તકાલય ખાતાના મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપક સા. ની સંમતિપૂર્વક પ્રસિદ્ધ કરવામાં આવી છે.

વા. ના. અમીન
મંત્રી

---

# જાહેરાત નં. ૨

રાજ્યનાં કસ્બા તેમજ ગ્રા. પુસ્તકાલયોને આથી જણાવવામાં આવે છે કે હાલની રાજકીય પ્રવૃત્તિને લઇને સરકારે પત્રો ઉપર મૂકેલા પ્રતિબંધ અંગે કેટલાંક રાષ્ટ્રીય પત્રો તથા માસિકોનાં પ્રકાશનો અચોક્કસ મુદત સુધી બંધ પડેલાં હોવાથી એવાં પત્રો મંગાવનાર પુસ્તકાલયો તરફથી તેનું વાચન ન મળવાના કારણે વારંવાર લવાજમ પરત મંગાવી બીજા પત્રોનાં લવાજમ ભરવા અનેક માગણીઓ આવે છે. આવી માગણીઓવાળાં પુસ્તકાલયોને વ્યક્તિગત જવાબો આપવા અશક્ય હોવાથી આ જાહેરાત દ્વારા જણાવવામાં આવે છે કે બંધ પડેલાં પત્રો માસિકો સરકારી અંકુશો દૂર થતાં ફરીથી પોતાનું પ્રકાશન ચાલુ કરેથી બંધ રહેલી મુદત પૂરતી લવાજમની મુદતમાં વધારો કરી આપશે. તેમ છતાં તેવાં પત્રોનું પ્રકાશન ફરીથી ચાલુ નહિ થાય તો તેમનું લવાજમ પરત મેળવવા મંડળ બનતા તમામ પ્રયત્નો કરશે. ને પરત મળેલું લવાજમ જે તે પુસ્તકાલયને મજરે આપવામાં આવશે. માટે હાલ તુરત એ બાબત કોઇએ ઉઘરાણી નહિ કરવા વિનંતિ છે.

વડોદરા
તા. ૮-૯-'૪૨

વા. ના. અમીન
મંત્રી

# ચર્ચાપત્રનો સાર

ગયા અંકે "બજેટ" શીર્ષક જે લેખ છપાયેલો તેમાંની કેટલીક બાબતો "બાલજીવન"ને ઉદ્દેશીને લખાઇ હોવાનું માની તેના તંત્રી શ્રી. રમણલાલ ના. શાહે અમારા પર એક ચર્ચાપત્ર મોકલી આપ્યું છે. "પુસ્તકાલય" માસિકમાં ચર્ચાપત્રો ક્વચિત જ લેવાનું ધોરણ હોઇને તેમાં પણ આજના વખતમાં ચર્ચાપત્રોના વાદ ઇષ્ટ નહિ જણાતાં એ પત્રનો સાર આ નીચે આપ્યો છે:

સાહિત્યના પ્રવાહના વહેણના સાક્ષાત પરિચય માટે હંમેશાં નવી ચોપડીઓ પ્રકટ થાય ત્યારે તેના ફકરા, વાર્તાનો ઉતારો કે ચિત્રો અમુક અમુક માસિકોમાં આપવામાં આવે જ છે. ગુજરાતનાં અત્યંત સમર્થ અને સુંદર માસિકો "કુમાર", "શારદા", "નવચેતન" વગેરેમાંથી આવા અનેક દાખલા હું બતાવી શકું એમ છું. બાલસાહિત્યનાં જે જે નવાં પુસ્તકો પ્રકટ થાય તેમાંથી જે વિશેષ ધ્યાનપાત્ર મને લાગે તેની વાનગી અર્થે એ પુસ્તકોમાંથી અમુક ભાગ સો ટકા બાલોપયોગી હોય તો તે 'બાલજીવન'માં ચિત્રો સાથે છાપવામાં " વ્યાપારી કાવાદાવા "ની કોઇ વાત છે એ તો કોઇક × × × એકપક્ષી × × × સિવાય કોઇ કબૂલ નહિ જ કરે. × × ×

વળી આ જ રીતે અંગ્રેજી ભાષાના Childrens Encyclopedia, My Magazine, Childrens Magazine, Childrens Treasure House વગેરેનાં ચિત્રો વપરાયલાના દાખલા બતાવી શકાય એમ છે. ચિત્રો આ રીતે માસિકમાં ખુશીથી આપી શકાય એના સમર્થનમાં અનેક દલીલો રજૂ થઇ શકે એમ છે. હાલ એ વિશે લંબાણ કરવા જરૂર જોતા નથી. × × × ×

માસિકમાંથી અમુક નફો કરવો જ એવી કોઇ પણ યોજના મારી પાસે કદી હતી નહિ અને છે પણ નહિ. × × × અમે જે ચિત્રો નવાં બહાર પડતાં પુસ્તકોમાંથી ( આપણી અને બીજી ભાષાનાં શિષ્ટ માસિકો અને પત્રોમાં આપવાનું ધોરણ છે તે મુજબ ) આપીએ છીએ. એ બધાં ચિત્રો અને એવા બધા લેખોમાં રોકાયેલાં પાનાં 'બાલજીવન'નાં કુલ પાનાં બાર મહિને અપાય છે તેમાંથી બાદ કરીએ તો પણ જે ચિત્રો અને જે પૃષ્ઠો અમે આપી શકીએ છીએ તે × × × × પત્રોના કરતાં તો ખચીત જ વધારે છે. × × ×

ભેટ ચોપડી આપીએ છીએ તે પણ માસિકનાં પાનાં કે ચિત્રો ઓછાં કરીને બિલકુલ નહિ. બીજાં બાળકોનાં પત્રો કરતાં—વધુ વાચન, વધુ પાનાં અને વધુ ચિત્રો 'બાલજીવન' માસિકમાં આપ્યા પછી જ ભેટ ચોપડી આપવામાં આવે છે, અને તે પણ અમારા જ ટપાલખર્ચથી ગ્રાહકને મોકલીએ છીએ.

[ "બજેટ" શીર્ષક લેખ છાપતી વખતે આવું અંગત માની લેવાશે એવો અમને ખ્યાલ જ નહોતો. કદાચ બીજા પણ કોઇને એવું લાગે તો તે ભાઇ આવી કોઇ ચર્ચામાં હાલના સંજોગોમાં તો ન જ ઉતરે એમ ઇચ્છીએ છીએ. આજે ચર્ચાઓનો વખત જ ક્યાં છે ?—તંત્રી ]

# શિષ્ટ વાચનની ૨૨ મી પરીક્ષા

## ' સ્વર્ગોનું દોહન 'નું પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા, જાહેર થયા પ્રમાણે તા. ૨૬–૭-૪૨ ના રોજ જે તે સ્થળે લેવાઇ ગયેલી. એને માટે ગુજરાત કાઠિયાવાડનાં ૪૩ ગામોનાં ૨૯૮ ઉમેદવારોની અરજીઓ આવેલી. તેમાંથી ૩૫ ગામોનાં ૧૧૯ ભાઇબેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૧૧૯ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાઇ આવે છે. પરીક્ષામાં બેઠેલાં ઉમેદવારોની ધંધાવાર સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

૩૬ શિક્ષક, ૬૨ વિદ્યાર્થી, ૧ વેપારી, ૩ ખેડૂત, ૧૪ ઘરકામવાળાં તથા ૩ પરચુરણ મળી કુલ ૧૧૯, જેમાં ૧૪ જેટલી બેનો છે.

ઉત્તરપત્રો તપાસતાં બેઠેલાં ઉમેદવારોમાંથી ૮૬ ઉત્તીર્ણ થાય છે. એટલે પરીક્ષાનું પરિણામ, આ વખતે, લગભગ ૭૨.૨૭ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારાંમાં ૩૬ શિક્ષકો, ૩૩ વિદ્યાર્થીઓ, ૧ વેપારી, ૩ ખેડૂતો, ૩ પરચુરણ, તથા ૧૦ ઘરકામ કરનારાં છે, પૈકી ૧૩ બેનો છે.

અગાઉ પ્રસિદ્ધ થયેલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામ-પત્રકના પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત * ચિહ્નવાળાં ટ્રે. કૉલેજનો લાભ સમૂળગો નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ, ખેડૂત વ ઇતર ધંધાદારી ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનાર ભાઇઓ તથા બહેનો ગુણાનુક્રમે ૦–૮–૦ નું ઉત્તેજનાર્થ ઇનામ મેળવવા પાત્ર ઠરે છે. જેને તેને મળતી ઇનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂ. ૪૨॥ નાં ૪૫ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે ને તે અત્રેની તેમ જ ઉમેદવારોની સગવડ ખાતર શિરસ્તા મુજબ રોકડ અપાશે. છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં પુસ્તક લેવાની હશે તેઓ પુસ્તક, અલબત, મંગાવી શકશે. તેથી ઇનામ મેળવવા ભાગ્યશાળી નીવડેલાં ભાઇબહેનોને વિનંતિ કે પોતાને ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઈની મારફત રૂબરૂથી મંગાવી લેવું છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અવશ્ય જણાવી દેવું. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઑર્ડરથી રવાના કરી દેવાની તજવીજ રહેશે.

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે તે બદલ એ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

સ્ત્રીઉમેદવારો પૈકી ૨ જણે પરસ્પરમાંથી ઉતારો કર્યો હોવાની ખાતરી થવાથી એ બે સિવાય બાકીના ઉત્તીર્ણ–અનુત્તીર્ણ ૧૧૭ ઉમેદવારોનાં પરિણામ નીચે પ્રમાણેઃ—

## પરિણામ

શેરો

| નંબર | નામ | ગામ | ધંધો અભ્યાસ | ગુણ | ઇનામ |
|---|---|---|---|---|---|
| ૧ | હીરાલાલ નરસિંહરામ વ્યાસ | પાટોદ | શિ. મે. સિ. | ૭૩ | ૫) |
| ૨ | ભીમજીભાઇ છગનલાલ પંડ્યા | ઝર | શિ. સિ. | ૭૧ | ૪) |
| ૩ | તુળસીભાઇ હાથીભાઇ પટેલ | કાસર | શિ. મે. સિ. | ૭૦ | ૩) |
| ૪ | ભાઇલાલભાઇ ભાવાજીભાઇ પટેલ | વિશ્નોલી | ,, | ૬૭ | ૨) |
| ૫ | ચંદુલાલ દામોદર દવે | કાસર | શિ. વ. ૭ | ૬૬ | ૧) |
| ૬ | ખુશાલભાઇ કાળીદાસ પટેલ | મોભારોડ | શિ. મે. | ૬૪ | ૧) |
| ૭ | ભાણુભાઇ દાનભાઇ જેબલિયા | શાહપુર | શિ. ઉ. | ૬૨ | ૧) |
| ૮ | પ્રેમશંકર ડાહ્યાભાઇ પંડયા | તરવડા | શિ. પૂ. | ૬૧ | ૧) |
| ૯ | શાંતિભાઇ આશાભાઇ પટેલ | વસો | વિ. અં. ૭ | ૬૧ | ૧) |
| ૧૦ | ડાહ્યાભાઇ જોરદાસ પટેલ | શેરથા | શિ. ગુ. ૬ | ૬૦ | ૧) |
| ૧૧ | રતિલાલ ગોવિંદજી મહેતા | દહીડા | શિ. મધ્યમ | ૬૦ | ૧) |
| ૧૨ | **ડોલી કેકોબાદ કરકરિયા** | નવસારી | ઘરકામ | ૬૦ | ૧) |
| ૧૩ | બાલકૃષ્ણ મણિશંકર પંડ્યા | અમરેલી | મેટ્રિક | ૬૮ | ૧) |
| ૧૪ | મોહનદાસ કહાનદાસ નિમાવત | અડવી | શિ. મધ્યમ | ૫૮ | ૧) |
| ૧૫ | **ધન અરદેશર મહેતા** | નવસારી | ઘરકામ | ૫૭ | ૧) |
| ૧૬ | પસ્તાની વ્રજલાલ ભવાનભાઇ | અમરેલી | વિ. અં. ૭ | ૫૭ | ૧) |
| ૧૭ | **સોનાબેન શંકરભાઇ પટેલ** | ગવાસદ | શિ. ઉ. | ૫૭ | ૧) |
| ૧૮ | ડાહ્યાભાઇ પુરુષોતમ પાઠક | પોઇચા | શિ. પૂ. | ૫૬ | ૧) |
| ૧૯ | જીવણલાલ મથુરદાસ શાહ | ,, | શિ. મે. પૂ. | ૫૬ | ૧) |
| ૨૦ | ચતુરભાઇ નારણભાઇ પટેલ | વણછરા | શિ. મે. સિ. | ૫૫ | ૧) |
| *૨૧ | ***નાજુ ગુસ્તાસ્પ કોટવાલ*** | નવસારી | ઘરકામ | ૫૪ | ૦॥ ઉ. |
| *૨૨ | **રતી ડોસાભાઇ કાંગા** | ,, | ,, | ૫૪ | ૦॥ ઉ. |
| ૨૩ | હરગોવિંદદાસ મોરારજી પંડ્યા | ચાડિયા | શિ. મે. સિ. | ૫૪ | |
| ૨૪ | જેઠાલાલ પ્રભુલાલ ઠક્કર | રામપુર | શિ. પૂ. | ૫૩ | |
| *૨૫ | ગિરજાશંકર ડાહ્યાભાઇ પંડયા | તરવડા | શિ. ગુ. ૬ | ૫૩ | ૦॥ ઉ. |
| ૨૬ | ચુનીલાલ દામોદર ભટ્ટ | મહુદરા | શિ. મે. સિ. | ૫૩ | |
| *૨૭ | ઇશ્વરભાઇ હીરાભાઇ પટેલ | પાટોદ | સુ. ઉ. ગુ. ૬ | ૫૨ | ૦॥ ઉ. |
| ૨૮ | દલપતરામ વિઠ્ઠલદાસ પટેલ મિસ્ત્રી | ભાવડા | શિ. મે. સિ. | ૫૧ | |
| ૨૯ | ભાઇશંકર મણિશંકર ભટ્ટ | દહીડા | શિ. પૂ. | ૫૦ | |
| ૩૦ | ગોસ્વામી ચંચળપુરી જેતપુરી | રીચાલ | શિ. પ્રથમ | ૫૦ | |
| ૩૧ | અંબાલાલ ઇશ્વરભાઈ પટેલ | ગાડા | વિ. અં. ૬ | ૫૦ | |
| ૩૨ | કેશવલાલ મરઘાભાઇ પટેલ | ધણુપ | શિ. ઉ. | ૫૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૩ રાઘવજી રવજી જાની | વાંકીઆ | શિ. પ્રથમ | ૪૯ | |
| ૩૪ ત્રિભુવન રામજી રાવળ | નાના માચીઆળા | ,, | ૪૮ | |
| *૩૫ જયંતિલાલ કરશનજી મહેતા | અમરેલી | વિ. અં. ૫ | ૪૮ | ાા ઉ. |
| *૩૬ નારાયણદાસ માધવદાસ આચાર્ય | તાંતોસણ | શિ. અં. ૪ | ૪૭ | ાા ઉ. |
| ૩૭ ભોગીલાલ ચુનીલાલ પટેલ | વસો | વિ. અં. ૬ | ૪૭ | |
| ૩૮ કાંતિલાલ મોનજી પંડ્યા | અમરેલી | વિ. અં. ૭ | ૪૭ | |
| *૩૯ **રૂક્ષ્મણીબેન પ્રાણજીવન ભટ્ટ** | ઝર | ઘરકામ ગુ. ૪ | ૪૬ | ાા ઉ. |
| *૪૦ **રૂક્ષ્મણી નારણજી ઉપાધ્યાય** | દહીડા | ,, ગુ. ૬ | ૪૬ | ાા ઉ. |
| *૪૧ **તરલાદેવી શિવકુમાર દવે** | વડોદરા | વિ. અ. પા. | ૪૫ | ાા ઉ. |
| ૪૨ વામનરાય એમ. ભટ્ટ | અમરેલી | વિ. અં. ૭ | ૪૫ | |
| *૪૩ આશાભાઇ ત્રિકમભાઇ પટેલ | કાસર | વિ. અં. ૪ | ૪૫ | ાા ઉ. |
| ૪૪ કુંદનલાલ ગિરધરલાલ ત્રિવેદી | ધમીજ | એ. મેટ્રિક | ૪૫ | |
| ૪૫ જીવરાજ નાનજીભાઇ રામાણી , | સણોસરા | શિ. ઉ. | ૪૫ | |
| *૪૬ **નાજુ અરદેશ કરકરિયા** | નવસારી | ઘરકામ | ૪૫ | ાા ઉ. |
| ૪૭ હીરાલાલ કાશીરામ દવે | સેલાવી | શિ. મે. સિ. | ૪૫ | |
| ૪૮ આપાભાઇ કાશીભાઇ પટેલ | વસો | વિ. અં. ૭ | ૪૫ | |
| *૪૯ **ભુરીબેન લલ્લુભાઈ** | વડોદરા | વિ. સ્રી. અ. પા. | ૪૪ | ાા ઉ. |
| ૫૦ નાનાલાલ રણછોડભાઇ જોશી | મોટાઆંકડીઆ | શિ. | ૪૪ | |
| ૫૧ રાવજીભાઇ પુરુષોત્તમ પટેલ | વસો | વિ. અં. ૭ | ૪૪ | |
| *૫૨ સવજી ગોવિંદભાઇ ભુવા | અમરેલી | વિ. અં. ૫ | ૪૩ | ાા ઉ. |
| *૫૩ દયાશંકર ગૌરીશંકર વ્યાસ | મેવાસા | શિ. ગુ. ૬ | ૪૩ | ાા ઉ. |
| ૫૪ નરભેરામ ત્રિકમદાસ | મોટાઆંકડીઆ | શિ. ઉ. | ૪૩ | |
| *૫૫ **શાંતાબેન નરસિંહરામ વ્યાસ** | પારોદ | ઘરકામ ગુ. ૬ | ૪૩ | ાા ઉ. |
| ૫૬ પા. રામભાઇ ફુલાભાઇ | ગાડા | ખેતી મેટ્રિક | ૪૩ | |
| *૫૭ શાંતિલાલ ભુરાભાઇ દવે | મોટાઆંકડીઆ | પોસ્ટમેન ગુ. ૬ | ૪૩ | ાા ઉ. |
| ૫૮ સાણુમિયાં મોટામિયાં ચૌહાણ | વડાવલી | શિ. મધ્યમ | ૪૩ | |
| *૫૯ નરસિંહદાસ બળદેવદાસ ત્રિવેદી | નાના માચીઆળા | વિ. ગુ. ૫ | ૪૩ | ાા ઉ. |
| *૬૦ ગંગદાસ હરિભાઇ કાબરીઆ | અમરેલી | વિ. અં. ૫ | ૪૩ | ાા ઉ. |
| *૬૧ બારોટ મનુ સામત | ,, | ,, | ૪૨ | ાા ઉ. |
| *૬૨ હિંમતલાલ હરજીવન મસાણી | ,, | વિ. ગુ. ૭ | ૪૧ | ાા ઉ. |
| ૬૩ શંકરલાલ મોહનલાલ પટેલ | શેરથા | શિ. ગ્રં. પૂ. | ૪૧ | |
| *૬૪ ગોરધનભાઇ રણછોડભાઇ પટેલ | કાસર | ખેતી ગુ. ૬ | ૪૧ | ાા ઉ. |
| *૬૫ કાંતિલાલ મણિલાલ શુકલ | વસો | વિ. અં. ૫ | ૪૧ | ાા ઉ. |
| ૬૬ લાભશંકર ટીડાભાઇ ઠાકર | સિદ્ધપુર | વિ. બ્રાહ્મ. | ૪૧ | |
| ૬૭ ચિમનલાલ બેચરદાસ પંડ્યા | કાસર | શિ. પ્રથમ | ૪૦ | |
| ૬૮ અકબરી કેશવલાલ જાદવભાઇ | અમરેલી | વિ. અં. ૬ | ૩૯ | |

| | | | | |
|---|---|---|---|---|
| *૬૯ પા. રાવજીભાઇ પુરુષોત્તમભાઇ | કાસર | વિ. અં. ૩ | ૩૯ | ૦।। ઉ. |
| ૭૦ પટેલ ડાહ્યાભાઇ ચતુરભાઇ | ગાડા | વિ. અં. ૬ | ૩૯ | |
| *૭૧ વિજયાબહેન અંબાલાલભાઈ ક્ષત્રિય | વડોદરા | વિ. સ્ત્રી. અ. પા. | ૩૮ | ૦।। ઉ. |
| ૭૨ મજીઠીયા પ્રાણજીવન દુર્લભજી | અમરેલી | વિ. અં. ૬ | ૩૭ | |
| ૭૩ રામભાઇ દયાભાઇ પટેલ | મહુદરા | ખેતી. ગુ. ૬ | ૩૭ | |
| *૭૪ મણિબેન કાળીદાસ શાહ | કનીપુર | ઘરકામ ગુ. ૪ | ૩૫ | ૦।। ઉ. |
| ૭૫ મહેતા ચુનીલાલ માધવજી | નાના આંકડીઆ | વેપાર અં. ૨ | ૩૫ | |
| ૭૬ જયંતિલાલ મોહનદાસ | અડવી | વિ. ગુ. ૫ | ૩૫ | |
| ૭૭ ભાઇલાલ હેમરાજ | ડોલાસા | વિ. ગુ. ૬ | ૩૪ | |
| ૭૮ શંભુભાઇ માધવલાલ રાવળ યોગી | મણુંદ | શિ. પૂ. | ૩૪ | |
| ૭૯ ચંદુલાલ કેશવલાલ શાહ | વસો | વિ. અં. ૪ | ૩૪ | |
| ૮૦ નવલ લક્ષ્મીશંકર જોશી | અમરેલી | વિ. અં. ૪ | ૩૪ | |
| ૮૧ નાનાલાલ ત્રિભુવન રાવળ | નાના માચીઆળા | વિ. ગુ. ૫ | ૩૩ | |
| ૮૨ રતિલાલ ભોગીલાલ દવે | વસો | વિ. અં. ૬ | ૩૨+૨ | |
| ૮૩ નિમાવત હિંમતલાલ મોહનલાલ | અમરેલી | વિ. અં. ૨ | ૩૦+૩ | |
| ૮૪ નરભેરામ ભીમજી | મોટા આંકડીઆ | શિ. | ૩૦+૩ | |
| ૮૫ ગંગાદાસ અમૃતલાલ ભૂતા | અમરેલી | વિ. | ૩૦+૩ | |
| ૮૬ મધુસૂદન કલ્યાણજી | ,, | વિ. અં. ૬ | ૩૦+૩ | |
| ૮૭ કાંતાબેન જયકૃષ્ણ પંડયા | તરવડા | ઘરકામ ગુ. ૫ | ૨૫ | |
| ૮૮ સુખદેવ રૂપશંકર મહેતા | અમરેલી | વિ. અં. ૨ | ૨૫ | |
| ૮૯ દલ્લા એમ. એ. | ,, | વિ. અં. ૩ | ૨૪ | |
| ૯૦ મૈનાબાઇ હ્રા. વૈદ્ય | ,, | ઘરકામ ગુ. ૬ | ૨૧ | |
| ૯૧ પ્રેમસુખરાય અનંતરાય છાયા | ,, | વિ. અં. ૪ | ૨૧ | |
| ૯૨ મનહરલાલ હરિલાલ દોશી | ,, | વિ. અં. ૪ | ૨૦ | |
| ૯૩ છોટુભાઇ પુરુષોત્તમ ઘાટલિયા | ,, | ,, | ૨૦ | |
| ૯૪ ભૂપતરાય નાનાલાલ શાહ | ,, | વિ. અં. ૫ | ૨૦ | |
| ૯૫ દોશી શાંતિલાલ નરભેરામ | ,, | વિ. અં. ૧ | ૨૦ | |
| ૯૬ શામજી લખમણ રાઠોડ | ,, | વિ. અં. ૧ | ૧૯ | |
| ૯૭ ચિમનલાલ હરિલાલ દોશી | ,, | વિ. અં. ૬ | ૧૮ | |
| ૯૮ માળવી માધવલાલ પ્રેમજી | ,, | વિ. અં. ૩ | ૧૮ | |
| ૯૯ બાબુભાઇ નાનજી મહેતા | નાના માચીઆળા | વિ. ગુ. ૫ | ૧૮ | |
| ૧૦૦ ભદ્રેશ્વર મનુભાઇ હંસરાજ | અમરેલી | વિ. અં. ૪ | ૧૬ | |
| ૧૦૧ ચિમનલાલ ઠાકરશી પટેલ | ,, | વિ. | ૧૫ | |
| ૧૦૨ છગનલાલ નારણદાસ | ,, | વિ. | ૧૫ | |
| ૧૦૩ ભાઇચંદ મંગળજી ગોંડલિઆ | ,, | વિ. અં. ૨ | ૧૪ | |
| ૧૦૪ પ્રભુદાસ પ્રાણજીવન ભટ્ટ | નાના માચીઆળા | વિ. ગુ. ૬ | ૧૪ | |

| | | | |
|---|---|---|---|
| ૧૦૫ માર્કંડરાય વિઠ્ઠલરાય ભટ્ટ | અમરેલી | વિ. અં. ૨ | ૧૩ |
| ૧૦૬ કાંતિલાલ હરિલાલ દેસાઇ | ,, | વિ. અં. ૫ | ૧૩ |
| ૧૦૭ મજીઠિયા પ્રાણજીવન દુર્લભજી | ,, | વિ. અં. ૬ | ૧૨ |
| ૧૦૮ કોરડિયા કાંતિલાલ મગનલાલ | ,, | વિ. | ૧૨ |
| ૧૦૯ રવિન્દ્રકુમાર શ્રીપ્રસાદ ભટ્ટ | ,, | વિ. અં. ૭ | ૧૧ |
| ૧૧૦ શામળજી ભગવાન ભુવા | ,, | વિ. ગુ. ૫ | ૯ |
| ૧૧૧ શિવલાલ મણિશંકર | ,, | વિ. ગુ. ૬ | ૬ |
| ૧૧૨ ત્રિવેદી ચંદ્રશંકર દેવશંકર | ,, | વિ. ગુ. ૬ | ૫ |
| ૧૧૩ જોશી નટવરલાલ હરિદાસ | ,, | વિ. ગુ. ૭ | ૪ |
| ૧૧૪ વોરા શાંતિલાલ અમૃતલાલ | ,, | વિ. | ૪ |
| ૧૧૫ જોશી અમૃતલાલ નાગજી | ,, | વિ. અં. ૪ | ૨ |
| ૧૧૬ ભૂપતરાય ગોકળદાસ પરીખ | ,, | વિ. અં. ૪ | ૨ |
| ૧૧૭ મગનલાલ રણછોડદાસ | ,, | વિ. ગુ. ૬ | |

અનુત્તીર્ણોની સંખ્યામાં વિદ્યાર્થી વર્ગજ મોટે ભાગે હોઇ તેઓ પૂરતી તૈયારી વગર પરાણે પરાણે બેઠેલા લાગે છે. તૈયારી વગર વિદ્યાર્થીઓને આવી પરીક્ષામાં બેસવાને ઉત્તેજવા એ આ મોંઘવારીના સમયમાં કાગળના દુર્વ્યયને નાહકનું ઉત્તેજન આપવા બરાબર છે, એની લાગતાવળગતાઓએ નોંધ લેવી ઘટે.

ત્રેવીસમી પરીક્ષા માટે મ. ગાંધીજી કૃત ' **ત્યાગમૂર્તિ અને બીજા લેખો** ' એ પુસ્તક નમૂદ થયેલું હોઇ એની તારીખ વગેરે માટે આવતા અંકમાં જાહેરાત છપાશે તે જોઈ લેવા લાગતા વળગતાઓને વિનંતિ છે.

વડોદરા,<br>તા. ૫–૯–૪૨

**ના. નં. ચોકસી**<br>સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ

ગયા રવિવારની હડતાલ અને શોકસભાઓમાં જેઓએ ભાગ લીધો હશે તેમાંના અનેકને ખબર નહિ હોય કે કેવા સર્વસ્વત્યાગી વીરને, કેવા સંસ્કારમૂર્તિને અને કેવા પુષ્પથી મૃદુ છતાં વજ્રથી વધુ લોખંડી બાંધવના વીરમૃત્યુને તેમણે અંજલિ આપી છે.

રાષ્ટ્રના મહાલયના ઘુમ્મટો, સુવર્ણકળશો, પતાકાઓ, સ્થંભો અને ગભારાને તો સૌ કોઈ જોઈ શકશે અને વખાણશે. નહિ દેખાય એ મહાલયને ટકાવતા પાયાના પથ્થરો; નહિ ખ્યાલ રહે એ મહાલયમાં ચડવાના રંક પગથિયાના અસ્તિત્વનો.

## મહાલયનું પગથિયું

આરસના અનેક ટુકડાઓએ પોતાને પ્રતિમામાં કોરાવા ઇચ્છયું હશે, તો એક ટુકડાએ કહ્યું હશે કે ભાઈ શિલ્પી, મને તો પગથિયું જ બની અહીં પડયો રહેવા દેજે આ માટીમાં.

વકીલાત ખેડી હોત તો જે હિંદના સર્વોત્તમ ધારાશાસ્ત્રીઓની હરોળમાં શોભી ઊઠત, લેખિનીને ઉપાસી હોત તો અનેક ભાષાઓના વિરલ સાહિત્યકારમણિ લેખે વિખ્યાત થાત અને જાહેર જીવનના મેદાનમાં સ્વતંત્રપણે ઊભા હોત તો આજે હિન્દને બીજો જવાહર જડી રહેત, એવા એક ગુજરાતી યુવાને મહાલયનું પગથિયું જ બની જઈ સ્વાર્પણની અવધિ બતાવી.

## સૌને ખોટ પડી

મહાત્મા ગાંધીજીનું મંત્રી-કાર્ય એટલે અગ્નિ-કુંડના ખેર-અંગારામાં શયન અને ખાંડાની ધાર પરનાં પગલાં. એ શયન અને એ યાત્રાને પૂરાં પચીસ વર્ષો સુધી વેઠનાર મહાદેવભાઈ કેવળ મંત્રી નહોતા, ગાંધીજીની છાયા હતા, ગાંધી-પ્રતિમાનું આભામંડલ હતા, ગાંધીજીના મનોરાજ્યના જલતા દીપક હતા.

મોતીના દાણા જેવા અક્ષરો, વ્યાસમુખેથી મહાભારત ઝીલતા ગણપતિશી વેગવંતી કલમ, હજારો પત્રોના લહીઆ, સેંકડો વાર્તાલાપોના શિલ્પી, અને મહાત્માજીને મળવા આવતાં સેંકડો દેશી વિદેશી યાત્રિકોના વહાલસોયા થઈ પડેલા મહાદેવભાઈના અવસાને ગાંધીજીનો જમણો હાથ છેદ્યો છે, કલેજાનો કટકો કાપ્યો છે, તેમ જ દેશદેશાવરી કૈંક નર-નારીઓના મર્મબંધુને આંચકી લીધો છે.

## અગ્નિકુંડનું ગુલાબ

ગાંધીજીની સાથોસાથ એણે જેલો અને મહેલો સેવ્યાં. ગાંધીજીના ઉત્તરકાળના તપસ્વીજીવનના, એ યૌવનની પૂરબહારમાં અંતેવાસી બન્યા. બીજા કૈંકને સળગાવી શુષ્ક કરી મૂકતી, કેંકને દંભી બનાવતી તો કૈંકને અંધશ્રદ્ધાળુ વેદીઆ બનાવતી એ તપશ્ચર્યા

મહાદેવભાઇની રસિકતાને, દિલગુલાબીને, વિવેકબુદ્ધિને કે કવિતાને ન કરમાવી શકી એ એક અદ્ભુત વાત ગણાશે.

ટાગોર, મોતીલાલજી, દાસબાબુ વગેરે આજે હયાત હોત તો રડત. આજનાં અનેક નેતા–નયનો સજળ બનશે. અનેક આગેવાનોનાં કુટુંબોનાં નાનાંમોટાં સર્વ આંસુ સારશે. મહાદેવભાઇ તો ઘરઘરના વહાલસોયા ગુલાબ હતા.

## અજાતશત્રુ માનવપ્રેમી

અતિશયોક્તિ નથી. હિન્દના થોડાક વાઇસરોયો, કેટલાક ગોરા હાકેમો, અને સંખ્યાબંધ સરકારી અધિકારીઓ ય શોક કરશે. મહાદેવભાઇની સંસ્કારિતાનો અમી–સ્પર્શ તેમાંના ઘણાખરાને ખાનગી મંત્રણાઓ દરમ્યાન થયો હશે. કૈંક થીજેલાં હૈયાંને એનાં સૌજન્ય-કિરણે ઓગાળ્યાં હશે. ગાંધીવાદને ગાળો દેનારા પણ મહાદેવનું નામ લેવાતાં જીભ કચરશે.

## દોહ્યલા પંથ પર

ગાંધીજીના મનોરાજ્યની સીમ પલે પલે વિસ્તરતી રહી, એનાં મંથનો ક્ષણેક પણ વિરમ્યાં નહિ. એ ચતુર્દિશાના સીમાવિસ્તારની સાથોસાથ ધપતા મહાદેવભાઇના પંથ સોયલા નહિ હોય. ગુરુના કૈંક ઉર-પ્રદેશોની અગોચરતાનાં તાળાં દેખી પોતે થંભ્યા હશે, બાપુની મનોભોમનાં કેટલાંય ગહ્વરોને કાંઠે ઊભા એ કમ્પ્યા હશે, ઝંપલાવતાં ખચકાયા હશે, પાછા વળવાની વિચાર–પળોએ મૂંઝવ્યા હશે; એની કસોટીની કારમી પળો તો એણે પોતે પણ ટપકાવી નહિ હોય, એટલે કોઇ વાર મહાત્માજી વાચા ખોલશે ત્યારે જાણીશું.

## ઈશ્વરને વહાલા

કલ્પના ય જેની આવતી નથી, એવા અતિ દોહ્યલા એ પંથ પર મહાદેવ આગળ ને આગળ ચાલ્યા. પાછળ રહી જતા સોનેરી સંસાર માટે વલખાં એણે માર્યાં નહિ. એ તો આત્મવિલોપનની મહાકથા–અરે નહિ, મહાકાવ્ય મૂકી ગયા

ઇશ્વર ! મૃત્યુને તું વિશ્વના ઉકરડા વાળવા મોકલે છે, તેમાં તેણે ભૂલભૂલથી *આ ફુલ્લ તો નથી ઝાડી નાખ્યું ! પણ નહિ, તારી યોજના અકળ છે માટે અકારણ છે* એવું તો નહિ કહીએ. તું જેને ખતમ કરવા માગે છે તેને પાગલ બનાવી મૂકે છે અને જેને છાતીએ લેવા ચાહે છે તેને નિદ્રા આપે છે, એ વાત શું અત્યારે પ્રત્યક્ષ બતાવી રહ્યો છે પ્રભુ !

## જે તપસ્વિની એનું કંઈ જ ન પામી.

મહાદેવભાઇના ખોળીઆ પાસેથી પૂરી ચાકરી વસૂલ કરી લેનારી દુનિયાને એક જ શ્રદ્ધાથી ભરી દેજે હે વિશ્વજનની ! કે તેમને તમે પોતે જ ખોળામાં લીધા છે. આ શ્રદ્ધા જો તમે નહિ વરસાવો, તો નક્કી બે હૈયાં તો તૂટી પડશેઃ એક ગાંધીજીનું ને બીજું મહાદેવભાઇનાં સ્નેહગંગા શ્રી. દુર્ગાબહેનનું. એ અણપ્રીછી તપસ્વિની સ્વામીની કાયાની ચાકરી કરવા તો ન પામી, સ્વામીનું શબ સળગાવવા તો ન પામી, એ શબની રાખ પણ ન પામી. અરે એ ચિતાનો તો શું એ ચિતાસ્થાનનો ય પત્તો ન પામી !

( તા. ૨૧-૮-૪૨ ના " ફૂલછાબ "માંથી )

# મન જુવાન તો શરીર પણ જુવાન !

**સા**ઠ વરસની ઉંમરે મને લાગ્યું કે મૃત્યુ નજીક છે. લાગ્યું કે મનની સ્ફૂર્તિ ઓછી થઇ ગઇ છે. નવા વિચારોમાં એને રસ નથી રહ્યો. કામ કરવાની એની શક્તિ નાબુદ થઇ છે. લાગ્યું–અથવા લાગે છે એમ મેં ધારી લીધું–કે શરીરની અંતિમ થકાવટની એંધાણીઓ વરતાવા માંડી છે. જગતના તમામ રંગો અને રૂપો તથા મારી આંખો વચ્ચે જાણે એક પડદો ન પડી ગયો હોય !

આજે હું અઠોતેરે પહોંચ્યો છું. આજે શરીર અને મન વચ્ચે જે એકતાનતા હું અનુભવી રહ્યો છું તે સાઠ વરસની ઉંમરે મને અલભ્ય, ચમત્કારિક, લાગતી. અત્યારે હું જાણું છું કે એવી એકતાનતા તો સાવ સ્વાભાવિક છે. એમાં ચમત્કાર જેવું કશુંયે નથી. રહસ્ય ફક્ત આટલું છેઃ **મન જુવાન તો શરીર પણ જુવાન.**

આ રહસ્ય મને પોતાની મેળે નહોતું સમજાયું; કોઇ બીજાએ મને એનું ભાન કરાવ્યું. આજે હું જીવતો છું, તે કદાચ, મારા એ ' ગુરુને 'જ આભારી છે.

## એક હસમુખ નિવાસસ્થાન

એક સવારે હું સીમની કેડીએ કેડીએ ફરવા નીકળેલો. ખેતરોની પેલી પાર મેં એક ખેડૂતનું ઘર જોયું. વરેમાર્ગથી અવગણી ન શકાય એવું નિમંત્રણ પાઠવતું એક હસમુખ નિવાસસ્થાન. હું એ ઘરની નજીક પહોંચ્યો તેવો જ દશ વરસનો એક છોકરો એમાંથી દોડતો દોડતો નીકળ્યો. બહાર સુક્કનું એક પુરાણું ઝાડ હતું. ઝાડની નીચે એક બાંકડો હતો. બાંકડા ઉપર બેસીને મેં એ છોકરા સાથે વાતચીત શરૂ કરી.

અને થોડા જ વખતમાં એ છોકરાના થનગનતા અવાજથી જુદો તરી આવતો એક બીજો અવાજ મારે કાને પડ્યો. એક સ્ત્રીનો એ અવાજ હતો. પેલા ઘરમાંથી એ આવતો હતો. એ ગુસ્સાભર્યો હતો. મેં છોકરા સામે જોયું. એક વિમુક્ત સ્મિત કરીને એણે કહ્યું: " એ તો બા છે; દાદાને સમજાવી રહી છે. "

" શી બાબત ? " મેં પૂછ્યું.

" અરે એ તો એમ છે કે દાદા શહેરમાં જવા માગે છે. પેલો નવો બંબો આવ્યો છે ને, તે જોવા. બા કહે છે કે એ રસ્તો ભૂલી જશે અથવા કોઇ ગાડીગાડાંની અડફેટે આવી જશે. અથવા એવું જ કાંઇક થશે. બંબો જોવા શહેરમાં જવાનો વિચાર જ ખોટો છે એમ બા કહે છે. " ઉશ્કેરાટભરી રીતે છોકરો સહેજ ઉછળ્યોઃ " પણ મારે પોતાને પણ બંબો જોવા જવું છે. અને દાદા મને લઇ જ જવાના. તમે જોજો–જેવું હોય તો. "

## દાદા !

એ જ ક્ષણે, વાતચીતને અધવચ્ચે જ છોડીને, દાદા ઘરના બારણાંમાંથી બહાર પડ્યા. સાવ જ વૃદ્ધ માણસ. પરંતુ એમની આસમાની આંખો જુઓ તો પ્રાણથી છલછલતી. અને

સ્ફૂર્તિથી ચાલ. એમણે મારી સામે જોઇને આનંદભરી રીતે ડોકું ધુણાવ્યું. મેં કહ્યું: " તમને કાંઇ વાંધો ન હોય તો થોડીક વાર વિશ્રાન્તિ લેવા માટે અહીં થોભવાનો મારો ઇરાદો છે. "

" બેશક. આપની મરજી પડે તેટલી વાર. " એમણે જવાબ દીધો. બેસવા માટે આ સારી જગ્યા છે. અહીંથી પ્રકૃતિ–દર્શન પણ સારું થાય છે. તમને કેમ લાગે છે ? મન થાય છે કે થોડીક વાર અહીં આપની સાથે રહી આસપાસની કેટલીક રસદાયક વસ્તુઓ આપને દેખાડું. પણ આ છોકરો અને હું બન્ને શહેરમાં જવા ઉપડયા છીએ. જરાક ખોટી થઇએ તો કદાચ બસ ગુમાવી બેસીએ. "

છેટેના એક વળાંક સુધી તેમની સાથે સાથે જવાની મેં તેમની કનેથી રજા મેળવી લીધી. અને ચાલ્યા.

મેં પાછું વળી જોયું તો છોકરાની બા બારણામાં ઊભી હતી. એના ચહેરા ઉપર ગમગીનીની રેખાઓ અંકાઇ ગઇ હતી. બુઢ્ઢાજી આવી રીતે શહેર તરફ ચાલી નીકળ્યા છે તે હકીકત પ્રત્યેની અસંમતિ તેના મોં પર સાફ તરવરતી હતી. મને થયું કે મેં એવો જ ભાવ બીજે કયાંક પણ જોયો હતો. કયાં જોયો હશે ? એકાએક મને સાંભરી આવ્યું. અને હું ચમકી ઉઠયો ! હા, તે જ સવારે મેં એવો ભાવ જોયો હતો–મારા દર્પણમાં, મારા જ ચહેરા ઉપર !

## મિત્ર, સલાહકાર અને વૈદ્ય !

" બિચારી સ્ત્રી ! " વૃદ્ધે વાતની શરૂઆત કરી " એ તો માને છે કે મારે ગળે ગલપટો વીંટાળીને, પુરાણા ગધેડાની પેઠે તડકામાં પડયા રહેવું જોઇએ. એનું કહ્યું માનું તો તો એક વરસમાં જ ખલાસ થઇ જાઉં ! "

અમે જુદા પડયા ત્યારે એમણે મને ફરી વાર આવવાનું આમંત્રણ આપ્યું. હું ફરીવાર ગયો. અનેક વાર ગયો. કારણ કે મને લાગ્યું કે મને મારો મિત્ર ફક્ત મિત્ર જ નહિ, પરંતુ સલાહકાર અને વૈદ્ય પણ મળી ગયો છે ! એણે આખી જિંદગી ખેતર ઉપરના પોતાના એ ઝુંપડામાં વીતાડેલી; અને જે ' શહેર 'માં એ અવારનવાર જતો, તેમાં અને એક ગામડામાં ભાગ્યે જ ઝાઝો ફરક હતો. પરંતુ એને તો એ નાનું વર્તુલ વિશ્વ જેટલું જ વિશાળ ભાસતું; કારણ કે એ વર્તુલના અણુએ અણુથી એ પરિચિત હતો. એમાં રહેનાર નરનારી સાથે એને મમતાની ગાંઠ હતી. એક એકના જીવનમાં એ રસ લેતો. માર્ગમાં મળતાં ત્યારે થોભાવીને તેમનાં જીવનની ઝીણી ઝીણી વિગતો વિષે પણ દિલસોજીથી પૂછી લેતો. કોઇ દુકાનદારે પોતાની દુકાનમાં કોઇ નવા પ્રકારની સજાવટ કરી હોય અને એ એની નજરે પડે તો તે એની તારીફ કર્યા વગર રહે નહિ. કોઇપણ માણસના વેપારને કે કોઇપણ ગૃહિણીના ઘરકામને ફાયદાકારક નીવડે એવો કોઇ પણ વિચાર એને સૂઝે તો તે નિઃસ્વાર્થભાવે એને કહ્યા વગર રહે નહિ. દોસ્તીની બાબતમાં તો કહોને, કે તે તદ્દન ઉડાઉ જ હતો !

એટલે તે બુઢ્ઢો છે એવો વિચાર કોઇને આવે જ નહિ. પોતાના મનને કરમાવી મૂક-

વાની સગવડ એણે વૃદ્ધાવસ્થાને કદી આપેલી જ નહિ ! અને પરિણામે વૃદ્ધાવસ્થા એના શરીરને પણ કરમાવી નહોતી શકી.

## બે ચાવીઓ

એની અખંડ જુવાનીની ચાવીઓ બે હતીઃ એક તો, એને જીવનમાં રસ હતો—અજેય રસ હતો, અખૂટ રસ હતો. અને બીજું, એણે શૈશવ સાથેનો પોતાનો સંપર્ક કદી પણ છોડયો નહોતો. શહેરનાં પર્યટણો હોય કે ખેતરો સોંસરવી કેડીઓ ઉપર જવાનું હોય—પેલો નાનો છોકરો તો સદા એની સાથે ને સાથે.

બાઇબલ–કાળના બુઝર્ગો લાંબી અને તંદુરસ્ત જિંદગી માણતા. તેની પાછળ પણ મને તો આ જ રહસ્ય દેખાય છે. કુદરતને ખોળે જીવાતાં એ જીવનોમાં એકએક કુટુંબનાં અનેકાનેક કુટુંબીજનો અરસપરસ લાગણીની સાંકળોથી સંગઠિત રહેતાં—પછી ભલે તેમની સંખ્યા ચાહે તેટલી મોટી હોય. વૃદ્ધોની આસપાસ છોકરાં તો સદા હોય જ. એ છોકરાંની આંખો દ્વારા, મુરબ્બીઓ જૂના જગતી નિત્યનૂતન સુન્દરતા અને અજાયબીઓનું પાન કરતા. અને એ જ છોકરાંઓના સવાલો મારફત, પોતાના દૂર દૂર ઓસરી ગયેલ શૈશવના સંસ્કારો એક વાર ફરીથી જાગ્રત કરતા.

આ વૃદ્ધ તરુણ મિત્રની મુલાકાત પછી મેં મારા જીવનમાં સાફસૂફી કરી નાખી. મારી જૂની ટેવને પરિણામે મને સહજ થઇ ગયેલી કેટલીક નિરર્થક અગમચેતીઓને મારે છોડી દેવી જોઇએ, નિષ્ક્રિયતાનું અને ભયનું ઝેર મારે મારા જીવનમાંથી કાઢી નાખવું જોઇએ એમ મને લાગ્યું. પહેલાં તો પ્રવાસની વાત નીકળતાં વેંત હું ઢીલોઢફ થઇ જતો. ઘરના ધબૂચલામાંથી મારા જેવા વૃદ્ધ માણસથી હવે નીકળાય જ નહિ એમ હું માનતો. જુવાનિયાઓની દોસ્તીથી હું હંમેશાં દૂર રહેતો. અપરિચિતનો પરિચય કરતાં હું સદા થરથરતો—પછી તે અપરિચિત ચહેરા હોય, અપરિચિત દૃશ્યો હોય, કે અપરિચિત વિચારો હોય !

## જીવનની સાધના

હવે તો હું એ બધી વસ્તુઓને વધાવી લઉં છું. હવે મને ભાન થયું છે કે મારા જીવનનો આધાર જ આવા નિત્યનૂતન પરિચયો ઉપર છે. કોઈ અંધજન જેમ ઉપસેલા અક્ષરો ઉપર આંગળીનાં ટેરવાં ફેરવી ફેરવીને મનને પ્રકાશિત કરવા ચાહે, તેમ હું હવે મારી બધીએ ઇંદ્રિયો વડે જીવનસંપર્કની સાધના કરી રહ્યો છું.

આજે ઇતિહાસની ઘનઘોર ગર્જનાઓ વચ્ચે, જીવન ઉપરની આપણી શ્રદ્ધા ટકાવી રાખવાનું કામ કોઇ કોઇ વેળા અશક્ય બની જાય છે. પરંતુ જીવનનો આનંદ એટલી નજીકની વસ્તુઓમાંથી માણી શકાય છે કે કેટલીક વાર તો આપણે એ વસ્તુઓને જોઇ જ નથી શકતા. ઋતુએ ઋતુએ નવા નવા લેબાશ ધારણ કરતાં ખેતરો અને વૃક્ષો, ઉષા અને સંધ્યાના રંગો, પાડોશીને આંગણે રમતું બાળક, આસપાસના માણસો સાથે દોસ્તીભર્યો સંપર્ક, અને......

જીવનમાં શ્રદ્ધા એ જ જુવાનીની ગુરુચાવીઓ છે.

[ તા. ૨૭–૮–૪૨ ના "જન્મભૂમિ"માંથી ]

# કાળદૂતના સાદ વચ્ચે પણ સરસ્વતીની ઉપાસના

વીર અને જવાંમર્દ ચીનાઓ શિક્ષણના ઇતિહાસમાં સોનેરી યુગનું સર્જન કરી રહ્યા છે. કાળદૂતના સાદ વચ્ચે પણ તેઓ સરસ્વતીદેવીનુ પરમભકતની શ્રદ્ધાથી આરાધન કર રહ્યા છે. સર્વનાશ અને ફનાગીરી વચ્ચે પણ તેઓ સરસ્વતીદેવીનો ઉન્નત ધ્વજ દિગંતમ ફરકાવી રહ્યા છે.

જાપાની બૉમ્બરો અમરાપુરી જેવાં ચીનનાં શહેરો ઉપર અવિરત બૉમ્બમારો ચલાવે છે અને જોતજોતામાં અનેક શહેરો અને ગામો સ્મશાન જેવાં વેરાન બની જાય છે. ફનાગીરીને પંથે વિચરેલા દેશભક્ત ચીનાઓ પોતાના આ સર્વનાશને લાપરવાઈની નજરથી જોઇ રહે છે અને જાપાનીઓ સામે જીવનના છેલ્લા શ્વાસ સુધી ઝૂઝવાનો તેમનો નિશ્ચય વધુ અને વધુ દૃઢ બને છે.

## ગિરિમાળાઓની કંદરાઓમાં

જાપાની બૉમ્બરો ચિનાઓની સઘળી દુન્યવી વસ્તુઓ અને માલમતાઓનો નાશ કરી શકે છે પરંતુ તેમનાં સરસ્વતીમંદિરોનો નાશ કરી શકતાં નથી.

આજે એક શહેરમાં શાળાઓ અને કોલેજોનો અગ્નિ–બોમ્બોથી નાશ થાય છે.તો બીજેજ દિવસે તેઓ શહેરથી સેંકડો માઇલો દૂર નિર્જન ગિરિમાળાઓની કંદરાઓમાં ફરી પાછી ઊભી થઇ જાય છે. સાથે સાથે વિદ્યાર્થીઓ માટે રહેવાનાં ઝૂંપડાંઓ અને તેમને માટે ખાનાની વ્યવસ્થા પણ ઘોર વન વગડાઓમાં થઇ જાય છે અને જાણે કંઇ પણ બન્યું ન હોય તેમ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ, શિક્ષકો અને પ્રૉફેસરો તેમના શિક્ષણવ્યવસાયમાં ગુંથાઇ જાય છે.

ચીનમાં સુશિક્ષિત મનુષ્યોનું પ્રમાણ તેની વસ્તીની સરખામણીમાં ઘણું જ નજીવું છે. દર ૧૦,૦૦૦ શહેરીઓ દીઠ ફક્ત ત્યાં એક કોલેજ છે. ચીનના મહાસેનાધિપતિ માર્શલ ચીઆંગ–કઇ–શેક આ પરિસ્થિતિથી સુપરિચિત હોઇ તેઓએ વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય સેનામાં જોડાવાનું આહ્વાન આપ્યું નથી અને તેમનો અભ્યાસ ચાલુ રાખવાનો હુકમ ફરમાવ્યો છે.

ચીનની સંસ્કૃતિનો નાશ કરવા માટે જાપાનીઓ શાળા અને કોલેજોને 'લશ્કરી લક્ષ્યો' તરીકે તારાજ કરી નાખે છે. આ ઘૃણાત્મક નીતિ અખત્યાર કરીને જાપાનીઓએ ચીનની ૧૦૮ કોલેજોમાંથી લગભગ ૭૫ કોલેજોનો નાશ કરી નાખ્યો છે.

પરંતુ ચીનાઓની ધીરજ અને હિંમત આશ્ચર્યજનક છે. ઘોર આફત સમયે પણ તેઓ કદી પણ હિંમત હારતા નથી. રાષ્ટ્રની વિપત્તિ તેમના માનસને લોખંડી બનાવે છે અને નવા નવા માર્ગો શોધવાની તેમને પ્રેરણા આપે છે.

## નવું માળખું

જમીનદોસ્ત થયેલી શાળા અને કોલેજોના અવશેષોમાંથી જે કંઇ બચ્યું હોય છે તે બધું તેઓ શહેરોથી ૧૫૦૦ માઇલ દૂર પહાડી પ્રદેશો અને નિર્જન જંગલોમાં ઉપાડી જાય છે અને ત્યાં તેઓ એમાંથી શાળા અને કોલેજનું નવું માળખું ઊભું કરે છે.

ચીનાઓ ખુનખાર યુદ્ધના સર્વનાશ વચ્ચે પણ ગાયો અને વિદ્યાપીઠોને બહુ પવિત્ર સમજે છે અને તેમને બચાવવા માટે પોતાના જીવનનું બલિદાન પણ તુચ્છ સમજે છે.

જાપાની બોમ્બોથી નેનકીંગ શહેર જ્યારે ભસ્મીભૂત થયું ત્યારે નેનકીંગ કોલેજના એક પ્રોફેસરે વિદ્યાપીઠની એક આદર્શ ગાય બચાવવા માટે એક હજાર માઇલની મુસાફરી કરી હતી.

બોમ્બપ્રૂફ ચુંકીંગ શહેરનું અવલોકન કરવા માટે આવેલા એક અમેરિકન પત્રકાર જાપાની બોમ્બરોની સંહારલીલા વખતે શહેરનાં અનેક રોમાંચક દૃશ્યોનું વર્ણન કરતાં કહે છે કે શહેરથી થોડેક દૂર એક નાનકડી ટેકરીની ખીણો વચ્ચે ચુંકીંગ વિદ્યાપીઠનો "સાયન્સ હોલ" સૂરજના આછેરા પ્રકાશમાં ઝગમગી રહ્યો હતો. એનું નૈસર્ગિક સૌંદર્ય હૃદયને આલ્હાદ આપતું હતું. સર્વનાશ સમયે પણ ચુંકીંગમાં સરસ્વતીની જ્યોત જલતી રહી હતી એ વિચારે એનું હૈયું પુલકિત થતું હતું.

અચાનક જાપાની બોમ્બરોનો રાક્ષસી ધુધવાટ આકાશના અનંત પટમાંથી અવની ઉપર ઊતરી પડયો અને થોડીક જ ક્ષણોમાં અગ્નિ અને સ્ફોટક બોમ્બોની વૃષ્ટિથી એ ટેકરી ધમધમી રહી.

## કારમો કડાકો

શું થઇ રહ્યું છે એ જોવાનો હજુ બે આંખો પ્રયાસ કરે તે પહેલાં તો એક કારમો કડાકો કર્ણપટ ઉપર અથડાયો અને બીજી જ પળે એ સુંદર "સાયન્સ હોલ" ખીણો વચ્ચેથી અદૃશ્ય થયો. એ હૃદયંગમ મકાનના ખંડેરોમાંથી લાલધુમ જ્વાળાઓ આકાશ તરફ ભભૂકી રહી હતી.

બીજે દિવસે ૩૦૦ મનુષ્યો એ ખંડેરોમાં ખોદકામ કરી રહ્યા હતા અને અવશેષ વસ્તુઓને બચાવવા માટે ભગીરથ પ્રયત્નો આદરી રહ્યા હતા. એ અમાનુષી બોમ્બમારાથી ૧૯ વિદ્યાર્થીઓ મરણને શરણ થયા હતા. તેમની છિન્નભિન્ન થયેલી લાશોનો કમકમાટી-ભર્યો દેખાવ કાળનું પણ કાળજું કંપાવે એવો હતો.

સાયન્સનો પ્રોફેસર આ કરુણ દૃશ્ય ગંભીર વદને નીરખી રહ્યો હતો. એની આંખોમાં અશ્રુ ઉભરાયાં હતાં, એના વદન ઉપર ગ્લાનિ પથરાઇ ગઇ હતી. બીજી જ પળે તે સ્વસ્થ અને પાસે ઊભેલા વિદ્યાર્થીઓને સંબોધીને બોલ્યો: "આવતી કાલે બાજુના સ્થળે હંમેશ મુજબ વર્ગો ચાલશે. બધાં વખતસર હાજર થઇ જશો."

કીઆંગમાં મિ. ચાઉ નામના અધ્યાપકે પોતાની કોલેજનું સ્થળ છ વખત બદલ્યું છે. અત્યારે તે પોતાના વતનથી ૧૨૦૦ માઇલ દૂર આવ્યો અને એણે ૬૦ વિદ્યાર્થીઓ માટે નવી કોલેજ ઊભી કરી છે. અહીં પણ જાપાનીઓએ કાતીલ બોમ્બમારો ચલાવ્યો છે એટલે પોતાની કામચલાઉ કોલેજને વધુ દૂરના પ્રદેશમાં ખસેડવાની તે તૈયારી કરી રહ્યો છે.

બોમ્બમારાથી એની પત્ની, એનો પુત્ર, એના બે ભાઇ અને બહેન મરણ પામ્યાં છે અને જગતમાં એનું સ્વજન કહી શકાય એવું હવે કોઇ રહ્યું નથી. છતાં પણ પ્રોફેસર ચાઉ હિંમત હાર્યો નથી અને પોતાનું જીવનકાર્ય અડગ નિશ્ચયપૂર્વક આગળ ધપાવ્યે જાય છે,

# પુસ્તકપસંદગી

હાલમાં પુસ્તકાલયો બે રીતે લોકપ્રિય બને છેઃ (૧) વર્તમાનપત્રોથી (૨) પુસ્તકોથી. વર્તમાનપત્રો સંસ્કારી સાહિત્ય આપે છે, પણ અંશતઃ; જ્યારે પુસ્તકો વિશેષરૂપે સંસ્કાર-સિંચન કરે છે. તેમ છતાં વર્તમાનપત્રો ઇતિહાસ ઘડે છે ને પુસ્તકરૂપે ઇતિહાસ પ્રસરે છે. આમ એ બાબતમાં એકબીજાનું સહમિલન થયા સિવાય સમાજનું ઘડતર અધુરૂં રહે છે.

પરંતુ હાલના સમયમાં વિવિધ મંતવ્યો બળવત્તર બનતાં જાય છે. તેથી દરેક પોતાના મંતવ્યને આગળ લાવવા પ્રયત્ન કરે છે. આના પરિણામે તટસ્થતા સાચવી રાખનાર મતને ઘણું શોષવા વખત આવે છે. અને તેનો પ્રચાર ઓછો હોય છે. તેમ છતાં બાહ્યદૃષ્ટિએ પુસ્તકાલયને આદર્શ બનાવવા અનેક યોજનાઓ થઇ રહી છે.

આપણા રાજ્યનાં પુસ્તકાલયોને આદર્શ બનાવવા માટે સામાન્યતઃ નીચેનું ધોરણ અપનાવાયેલું છેઃ (૧) સારી લોકમદદ, (૨) પૂરતું કાયમ ફંડ, (૩) પુસ્તકાલયનું પોતાનું મકાન, (૪) વધુ પુસ્તકસંખ્યા, (૫) વધુ વાચકો, (૬) વંચાયલાં પુસ્તકોનો મોટો આંકડો, (૭) પુસ્તકસાચવણી ને સ્વચ્છતા અને (૮) સંચાલકો તરફથી વ્યવસ્થિત નિયમન. આદર્શ પુસ્તકાલયની આ પારાશીશી છે. પણ તેમાં કેટલું તથ્ય છે, તે તો યોગ્ય તપાસણીથી નક્કી થઇ શકે. તેમ છતાં ઉપરની જણાવાયેલી રીતો જનતાનું આકર્ષણ સચોટ રીતે કરે છે જ. હાલ તો આ રીત બીજો માર્ગ મળતાં સુધી જરૂર ઉપયોગી છે જ.

હમણાં હમણાં પ્રસિદ્ધ થતું સાહિત્ય સંસ્કૃતિને સાચવે છે ? જો સાચવી શકે તેવું હોય તો તેનો કસ કાઢતાં કેટલા ટકા આવે ? તે નક્કી કરવું જોઇએ. એ માટે પ્રાચીન સાહિત્ય તરફ પ્રથમ નજર કરવી પડશે. એ સાહિત્ય જે જમાનામાં લખાયું તે વખતે આર્યાવર્ત સંસ્કૃતિને શિખરે હતો. અને તેણે જ આપણા ઉચ્ચ અને સંસ્કૃતિના ગૌરવને

---

[ પૃ. ૫૪૬નું સાંધણ ]

ભોગવતા હતા ત્યારે તેમણે ' મુદ્રારાક્ષસ 'નું અંગ્રેજી ભાષાંતર તૈયાર કર્યું હતું. મુંબઇની ન્યુ બૂક કંપનીએ તે પ્રગટ કર્યું છે.

* * *

વિખ્યાત હિંદી લેખક ડૉ. મુલ્કરાજ આનંદ ' લેટર્સ ઓન ઇન્ડિયા ' ( હિંદ વિષે પત્રો ) તૈયાર કરી રહ્યા છે. તે થોડા વખતમાં રૂટલેજ તરફથી પ્રગટ થશે.

* * *

બહુ થોડાને ખબર હશે કે ' એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા 'નું સંપાદન તથા પ્રકાશન પહેલેથી હમણા સુધી સ્કોટીશ સંસ્થાના હાથમાં હતું. અત્યારે હવે તે પૂરેપૂરું અમેરિકનોના હાથમાં છે. દર દશ અગર પંદર વર્ષે તદ્દન નવી આવૃત્તિ કાઢવાની યોજના હવે પડતી મૂકવામાં આવી છે. તેને બદલે હવે વાર્ષિક સુધારા કરવાની યોજના અમલમાં મુકાવાથી આર્થિક સ્થિતિ પણ સભર બની છે.

છોટાલાલ માનસિંગ કામદાર

સાચવ્યું છે. હાલ કદાચ પ્રાચીન સાહિત્યને પચાવવું અઘરું પડે છે, કારણ કે પ્રાચીન સંસ્કૃતિને પચાવવા જેટલી શક્તિ આજે આપણે ગુમાવી છે. એટલે જ ગમે તેમ લખાતું, ગમે તે મતનો પ્રચાર કરતું છીછરું સાહિત્ય જોરશોરથી પ્રચાર પામી રહ્યું છે. આ શું સાચું દિગ્દર્શન છે ? જે પ્રાચીન સાહિત્યે સંસ્કૃતિને ચિરંજીવ રાખી છે, અને હાલ જે સાહિત્ય દેખાય છે તેમાં આટલો બધો તફાવત શાથી છે ? આટલું મોટું અંતર કેમ પડે છે ? આ એક મુખ્ય પ્રશ્ન છે.

અર્વાચીન સાહિત્ય, સમાજનાં ઉપર ઉપરનાં થરોને જ સ્પર્શે છે, જ્યારે પ્રાચીન સાહિત્ય અંતરતલ ભેદીને છેક ઉંડાણમાં સ્પર્શતું હતું. તે વખતના લેખકોને કીર્તિ કે ધનની પરવા ન હતી. હાલ તો સાહિત્યને નામે એક ધીકતો ધંધો ચાલે છે. અને તેથી જ પ્રાચીન સાહિત્ય જે ઠાંસી-ઠાંસીને ઘણું રેડતું હતું, તે હાલનું સાહિત્ય ઘણી રીતે લાંબું લાંબું લખાઇને પ્રચાર પામવા છતાં તેનું તારતમ્ય તો અલ્પ જ હોય છે. અને એક વર્ગ તો કલ્પના પણ કરે છે કે, આ રીતે જો સાહિત્યનું વહેણ નહિ બદલાય તો ઘણાં અનિષ્ટો ઉત્પન્ન થશે.

હાલના સાહિત્યનું આયુષ્ય કેટલું ? પ્રાચીન સાહિત્યની કોટિનું સાહિત્ય ચિરંજીવ કેમ રહી શક્યું ? એનું ગૌરવ કોણ લેઈ શકશે ? જો આધુનિક સાહિત્ય સાચા સુવર્ણસમ હોય તો તે આજથી પચાસ વર્ષ બાદ પણ તેના પ્રત્યે તેટલા જ માનથી જોવાવું જોઇએ. એટલે આનો અર્થ એ નથી કે હાલનું સાહિત્ય તદ્દન નિરર્થક છે. પણ તેમાં નક્કર સાહિત્યના ટકા ઓછા હોય છે.

આમ છતાં આજની જનતાની ગ્રાહક શક્તિ ક્ષીણ થવાથી તે પ્રાચીન સાહિત્ય પચાવી શકે તેમ નથી. તેથી જ હલકા બરનું સાહિત્ય પ્રચાર પામે છે. તેમાં ય ખાસ કરીને નાટક, નવલકથા, નવલિકા, વાર્તા, રમુજી કાવ્યો વગેરેને અગ્રસ્થાન મળેલું છે. અને આજ સાહિત્ય વંચાય છે. ખર્ચાતી રકમનો મોટો ભાગ વર્તમાનપત્રો અને ઉપરનું સાહિત્ય જ ખાઇ જાય છે અને નગદ સાહિત્ય માટે અલ્પ ભાગ જ ખર્ચાય છે. એવા સાહિત્યનો પ્રચાર તો તેથીય અલ્પ જ છે. હરકોઇને વિશાળ દૃષ્ટિથી જોતાં આ કથન સત્ય જ લાગશે.

આમ છતાં કંઇક જોવું તો જોઇએ જ. નગદ સાહિત્યનો પ્રચાર થવો જોઇએ. દા. ત. ઇતિહાસ, ભૂગોળ, ઉચ્ચ કક્ષાનાં સ્ત્રી અને બાલસાહિત્યો, સામાજિક ને વ્યાવહારિક બાબતોને ઊંડેથી સ્પર્શતું સાહિત્ય, કેળવણી ને માનસશાસ્ત્રનું સાહિત્ય અને છેવટે આધ્યાત્મિક સાહિત્ય. સદ્ભાગ્યે આ સાહિત્ય છે અને વધે છે; પણ બધું મર્યાદિત અવસ્થામાં. બાકી જન્મ તો થઇ ચૂક્યો છે. પણ શૈશવ અવસ્થામાંથી જો પચાવવા પ્રયત્ન કરાય તો જ આગળ જતાં ભુંસાતી સંસ્કૃતિનો વિકાસ થઈ આર્યાવર્ત ઉન્નતિને પામી શકે. એટલે આવા સાહિત્યને સ્થાન આપવું જ જોઇએ.

આપણા રાજ્યનાં પુસ્તકાલયોના મંત્રીઓ આ બાબત ખાસ લક્ષમાં લે તેવી વિનંતિ અહીં અસ્થાને નથી. આપણી ચીલે પડેલી પ્રવૃત્તિને ફક્ત સહેજ ફેરવવાની જરૂર છે. વાચકો ઘટી જવાનો, મદદ ઓછી મળવાનો ને આદર્શ પુસ્તકાલય હોવાનો કીર્તિકળશ નીચે ઊતરી જવા જેવાં ભયસ્થાનો ત્યજવાં જોઇએ. આમાં નૈતિક હિંમત જોઇશે. શરુઆતમાં અડચણો પડે તેમ છતાં જેની શરુઆત શુભ છે, તેનું છેવટ પણ શુભ આવશે. બાકી હાલ તો આપણે આંકડા-

ને સંખ્યાની ભ્રમજાળમાં ભટકીએ છીએ. અને તેથી જ હરિફાઈરૂપે યા તમન્નાથી તે તરફ દોટ મૂકીએ છીએ.

ઘણા શિક્ષક ભાઈઓ પુસ્તકાલયોના મંત્રી છે તેમને તો ખાસ વિચારવાનું છે. તમારે હસ્તક કુમળાં પુષ્પો વિકસવા આવે છે. તેમને ઉચ્ચ સાહિત્ય આપો અને સમાજને પણ પીરસો. પણ એ નગદ સાહિત્ય–તેમનો માનસિક વિકાસ સાધે તેવું સાહિત્ય–હોય તે ખાસ જોજો. રમતિયાળ અને છીછરૂં સાહિત્ય વસાવો નહિ. એવાં પુસ્તકો વસાવતી વખતે પ્રલોભનો આકર્ષે છે. પ્રલોભનો તરફ દુર્લક્ષ કરો. તેમ છતાં અન્યાય થાય નહિ તે વિચારો. અને બાળકો મોટેરાને અનુસરે છે માટે જો સાચું સાહિત્ય વસાવાશે તો બાળકો પણ તે મુજબ ભાવિ નાગરિકત્વને સાચવવા શક્તિમાન થશે.

**વણમાગ્યું મૂલ્યાંકન**

તમારું "પુસ્તકાલય" સરસ પ્રગતિ કરી રહ્યું છે. તેમાંના કેટલાક લેખો હું રસથી વાંચી ગયો. સાહિત્ય-ખાસ ગુજરાતી વાઙ્મય તેમ જ પરદેશી સાહિત્ય વિષે વિવિધ વાનગીઓ સમાચારને પ્રગતિ આપી × × × તેને અનેકવિધ વિસ્તારી રહ્યા છો.

(પ્રો.) શં. ગં. શાસ્ત્રી
(બહાઉદ્દીન કૉલેજ–જૂનાગઢ)

પણ ઉપરનું કથન વ્યક્તિત્વ ઉપર અવલંબે છે અને અવલંબશે. 'કાળને બનાવનાર રાજા છે' એ ન્યાયે પુસ્તકાલય ખાતું જરૂર કંઈક કરી શકે. પણ લોકશાહી સંસ્થાને સત્તાની ખૂંચ નડે. પણ એકંદર રીતે જોતાં જ્યાં જ્યાં સડો છે, તે કાઢવા સત્તા જરૂર કંઈક કરી શકે. બાકી હાલ તો પ્રજાનાં નાણાં, ને સરકારનાં નાણાં હાલના પ્રચારાત્મક સાહિત્યમાં વપરાય છે ખરાં, પણ નગદ સાહિત્ય માટે ઓછાં–ઘણાં ઓછાં.

'**राजा कालस्य कारणम्**' એ ન્યાયે, પુસ્તકાલય ખાતુ બીજી બાબતો માફક, પુસ્તકખરીદીમાં જરૂર ટકાવારી ઠરાવી ચુસ્તપણે અમલ કરાવી શકે તેમ છે. કારણ કે ઘણા મંત્રીઓ એક યા બીજા પ્રલોભનથી લલચાય છે. પણ સત્ય અંધારામાંય દેખાય છે, એ ન્યાયે સાચું સાહિત્ય ટકી રહે છે. વખતે ઊણપ લાગે પણ તે વધુ પ્રકાશ આપવા જ.

અંતમાં આશા રાખીએ કે, ખાતા તરફથી ટકાવારી ઠરે, ને વિમાસવું પડે તે કરતાં, સમજીને પ્રવાહને પિછાણી સાચું સાહિત્ય પીરસાય તો જ જનતાની સેવા કરી ગણાય. બાકી આજે થોકબંધ ઉભરાતા સાહિત્યમાં વીણવાની મહેનત કર્યા સિવાયનો પુસ્તક–પસંદગીનો તો પ્રવાહ ગાડરિયા જ છે અને રહેશે.

એક શિક્ષક

---

દુનિયાના અન્ય દેશોમાં લોકો જ્યારે પુસ્તકો અગ્નિમાં હોમી રહ્યા છે ત્યારે આપણે તો વિશાળ પ્રમાણમાં પુસ્તકો રચતાં કરવાં જોઈએ. કારણ કે હરકોઈ યુદ્ધકાળે પુસ્તકો એક મહાન મિત્રસત્તાની ગરજ સારે છે.

—જહોન કબ્દયુ સ્ટુડબેકર

## વાચનતરંગ ( છાયાનટ : એક અવલોકન )

" આ 'છાયાનટ' કોઇ રાંગ નથી, કોઇ નટ નથી. હા, એ એક એવા અદશ્ય નટની કલ્પના છે કે જેની છાયા આપણને છોડતી નથી અને જેનું નર્તન આપણને નીચે અને નીચે ઉતારે છે. કોઇ એવો ઓળો આ દેશ ઉપર ફરતોજ રહે છે કે જે રાષ્ટ્રીય પ્રગતિના માર્ગને રોધ્યાજ કરે છે, અને આપણા નિશ્ચયો અને સંકલ્પોને ફળીભૂત થવા દેતો જ નથી. એને નામ ગમે તે આપો; એનાં કારણો ગમે તે શોધો. અણધારી જગાએથી અણધારી વ્યક્તિઓમાં અણધાર્યાં કારણે એ ઓળો પ્રગટી ઉઠે છે "

પ્રસ્તાવનામાંથી લેખકના પોતાના ઊપરોક્ત ઉદ્ગારમાં જ 'છાયાનટ'નો પરિચય તો આપી જાય છે. છતાં જરા ઉંડાણમાં ઉતરીએ. શ્રી. દેસાઇએ ' ભારેલો અગ્નિ ' ' દગ ' વગેરે ઐતિહાસિક નવલો લખી છે. તે ઉપરાંત આ ' છાયાનટ ' પણ એક ઐતિહાસિક નવલ જ ગણી શકાય. જો કે તેઓ પોતે તો આ નવલને સામાજિક ગણાવે છે, છતાં એ સને ૧૯૪૧ના મુંબાઇ–અમદાવાદ જેવા જાણીતા શહેરોમાંનાં કોમી રમખાણોને તેમ જ છેલ્લાં દશેક વર્ષથી ઉભા થએલા રાષ્ટ્રીય પ્રગતિ અવરોધક ગૂંચવાડા, મુસ્લીમ લીગ, નિષ્ક્રિય ભણતર, સમાજની કાયરતા. વિચારોને આચારમાં મૂકવાની શિથિલતા સમયાનુસાર સમયસૂચકતા વાપરી હીટલરવાદ, શાહીવાદ કે ગાંધીવાદ-જે અનુકૂળ પડે તેમાં ભળી જઇ જાન બચાવવાની બીરુતા, ઉજળા જણાતા પ્રતિષ્ઠિત વર્ગની સભ્ય લુચ્ચાઇ અને એવા અનેક પ્રશ્નો કે જે વડે સમસ્ત હિંદની પ્રગતિનો અવરોધ થઇ રહ્યો છે તે સર્વેનું હુબહુ વર્ણન કરતી આ નવલકથા ઐતિહાસિક કહી શકાય. દેશમાં ઊભા થતા આવા વૈવિધ્યભર્યાં પ્રસંગોને લેખિનીમાં ઉતારી કેટલી પ્રબળ અસર કરી શકાય છે, તેનું આ આદર્શ દષ્ટાંત છે.

ગૌતમને મધ્યમાં પકડી રાખી તેની આસપાસ કોલેજોની હડતાલ; ક્રિકેટ મેચ, અને તેમાંથી ઊભી થએલી કોમી રમખાણની ભયભરી પરિસ્થિતિ; કેદખાનાંની પશુતા; પ્રત્યેક સુધારાને કેવળ શબ્દથી જ અપનાવતી પ્રજાની પોકળતા; અને શ્રીમંતાઇની રાક્ષસી દાઢ: આ સર્વ પ્રસંગો ગોઠવવામાં ખૂબ જ કલાચાતુરી રહેલાં છે. એક પ્રસંગમાંથી બીજા પ્રસંગમાં એમ છેવટ સુધી ગૌતમને લઇ લેખક ઘૂમે છે અને એ રીતે સાચા ક્રાન્તિચાહક-સુધારક-દેશસેવકનો માર્ગ હિંદમાં કેટલો બધો અશક્ય-કહો કે મુશ્કેલીની પરાકાષ્ટારૂપ હોય છે, તે સચોટ અને યથાર્થ બતાવ્યું છે. વર્તમાન ભણતર તેમ જ વેડફાઇ જતું વર્તમાન યૌવન પણ બતાવવું લેખક ભૂલ્યા નથી.

હિંદમાં કયો 'છાયાનટ' ઘૂમી રહ્યો છે તે નીચેના ફકરામાં લેખક જણાવે છે:

" હિંદુ ધર્મ ! અમને પશુસ્થાને મૂકનાર એ ધર્મ તજીશું તો મુસ્લીમ, બૌદ્ધ, ખ્રિસ્તી, કોઇપણ ધર્મ અમને ઝડપી લેશે. ઝડપથી અમને ગળે વળગાડો, નહી તો .. ...

" ન્યાત, જાત, કોમ, ધર્મ સહુને વચમાં ન લાવતાં રાષ્ટ્રીય ભાવના ખીલવી દેશને સ્વાતંત્ર્યનો મંત્ર આપી રહેલી મહાસભા મુસ્લીમોને પંપાળે છે એમ હિંદુ મહાસભાએ શોધી કાઢ્યું.

" રાષ્ટ્રીય મહાસભા અને હિંદુ મહાસભા બન્ને અંદરખાનેથી એક જ છે અને બન્ને મુસ્લીમદ્રોહી છે એમ મુસ્લીમ લીગે શોધી કાઢ્યું.

" રાષ્ટ્રીય મહાસભામાં વ્યવહારકુશળતા નથી એવી વિનીતપક્ષે શોધ કરી.

" સમાજવાદીઓએ જોયું કે મહાસભા તો અર્થવાદની-સામ્રાજ્યવાદની મિત્ર છે.

" પ્રધાનપદમાં ન સંગ્રહાયલા દેશનેતાઓને લાગ્યું કે મહાસભામાં હીટલરશાહી ચાલી રહી છે.

" અને કેંકને દેખાયું કે સઘળાં દૂષણોનું મૂળ ગાંધી છે.

" સનાતનીઓને લાગે છે કે અંત્યજોને હરિજન બનાવી ગાંધીએ ધર્મ બોળ્યો.

" અર્થશાસ્ત્રીઓને લાગે છે કે ખાદી ઉપર ભાર મૂકી ગાંધીએ વ્યાપાર ડુબાવ્યો.

" સુધારકો કહે છે કે ચારિત્ર્ય ઉપર ભાર મૂકી ગાંધીએ રાજકીય સંસ્થાને મઠ બનાવી દીધી.

" રાજસ્થાની પ્રજા કહે છે કે ગાંધીજીએ રાજકોટના ઉપવાસ આદરી છેદ દીધો.

" વિદ્વાનો બખંબથા ઉપર આવી ગયા. હિંદી અને ઉર્દૂની પટાબાજી ચાલી રહી.

" પશ્ચિમની સભ્ય હુલ્લાઈએ મહાયુદ્ધની જ્વાલા પ્રગટાવી.

" હિંદની પેઢી દર પેઢીની મૂર્ખાઈ ટોચે ચઢી અને હતા એટલા સઘળા દુર્ગુણો ફળીફાલીને વિસ્તૃત થયા.

" હિંદ પરાધીન છે એ સમૂળ વિસરાઈ ગયું. એનું દુઃખ નથી હિંદુને કે નથી મુસલમાનને: જેટલા માનવી એટલા વાડા, વાડા એટલા ઝઘડા.

" હિંદમાં રાવણ, દુર્યોધન, કંસ, આંભી, જયચંદ, અમીચંદ અને બાજીરાવના ઓળા પથરાઈ ગયા.

" હિંદની રંગભૂમિ ઉપર એ છાયા આજ નૃત્ય કરી રહી છે.

" આજ શયતાન શાસ્ત્ર પઢે છે.

" આખું હિંદ તાળી પાડી એમને વધાવી રહ્યું છે !

" છાયાનટને ફૂલહાર થાય છે.

" હિંદની પ્રગતિ !

" અને પ્રભુને નામે આ પ્રગતિ !

" દેશને નામે આ પગલાં !

" દેશાભિમાનના શપથ સાથે સર્વ કાર્ય !

" અને તે બહુ ગંભીરતાપૂર્વક !

" હસે છે ગોરું પશ્ચિમ ! પાંત્રીસમાંથી ચાળીસ કરોડ સંખ્યા વધારનાર હિંદમાં માનવીઓ જન્મે છે ? કે અર્ધમાનવી ? પશ્ચિમની આંખમાં પ્રશ્ન ચમકે છે. કાળી પ્રજાઓ કચરવા પાત્ર છે, એમ કહેતો હિટલર પશ્ચિમના માનસને વાણીમાં મૂકે છે

" હસે છે આપણો છાયાનટ !

" હજી જયચંદનો નિર્વંશ ગયો નથી.

" હિંદની વ્યક્તિ વ્યક્તિમાં તે હજી સજીવન છે.

' વહી રફતાર બેઢંગી જો પહલે થી વો અબ ભી હય '

આગળ વધતાં વળી લેખક બોલી ઉઠે છેઃ

" સૂર્યને ગ્રસનાર રાહુ અને કેતુ ! એક ધડ વગરનું મુખઃ બીજું મુખ વગરનું કબંધઃ

" હિંદના સૂર્યને ગ્રસી જનાર કોણ ? કોઈ પરદેશી નહિ ! કોઈ ગોરો નહિ ! હિંદવાસી જાતે રાહુ અને જાતે કેતુ છે. "

આમ લેખક પોતાના હૃદયમંથનમાંથી સરી પડતા, નગ્ન સત્ય બતાવતા છાયા-ઓળા આખાયે નવલમાં પ્રસરાવે છે.

જેમ પોતાના વિદ્યાર્થીઓ સમક્ષ થોડા સમય પર પ્રવચન કરતાં આચાર્ય કૃપલાની-

છએ તેમને માટીનાં પૂતળાં કર્યાં હતાં, તેમ જ શ્રી. દેસાઇએ પણ ખોટા આડંબરની પાછળ ઢંકાઈ રહેલી આપણી—સમસ્ત હિંદની અંધાધુંધીને આમ ખુલ્લી કરી બતાવી છે-અને તે પણ સહુ કોઇને ચકિત કરી નાખે તેવી વિચારશીલ સંકલના વડે, તેજસ્વી શૈલીથી અને નામર્દને પણ શરાતન ચઢાવે તેવી જોમદાર ભાષામાં. ગુજરાત નહિ પણ સમસ્ત હિંદ પોતાનું જગતમાં યોગ્ય સ્થાન નિહાળી લે. પોતાના માર્ગને રોધક ' અદૃશ્ય છાયાનટ 'ને ઓળખી-પિછાની લે, અને તેને દૂર કરવા મન, વાણી અને કર્તવ્યથી, સતત અને અવિરત શ્રમ તથા અડગ શ્રદ્ધા દ્વારા પ્રયત્ન આદરે, તો બીજે દશકે હિંદ કંઇ જુદું જ બની રહે, અને ત્યારે જ શ્રી. દેસાઇની આ નવલને આપણે-હિંદે સાચી પિછાની કહેવાય. અને ત્યારે જ આનંદથી પુલકિત બની જતું એ લેખકનું સ્નેહાળ હૃદય ' આદર્શ સિદ્ધિ 'ને મથાળે આ વાર્તાનો બીજો ભાગ લખી શકે. રવિ

# વાચકોની ચોકીદારી

આપણા સાક્ષરો અને મહાસાક્ષરોના પ્રયત્નો અત્યાર સુધી સંસ્કારવાંચ્છુ અને સાહિત્યવાંચ્છુ વર્ગ માટે હતા, જો કે તેમના પર તેની અસર પહોંચતી હતી કે કેમ તે પણ એક પ્રશ્ન છે. 'ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા'ના છેલ્લા અંકમાં શ્રી. અરદેશર ખબરદારે 'સાહિત્યના ઉકરડા'નો પ્રશ્ન ચર્ચી ગુજરાતી લેખકોને પોતાની ભાષાને વધુ નહિ અભડાવવાનો આગ્રહ કર્યો છે. તેઓ લખે છે કેઃ

" મારે બહુજ ખિન્નતાથી કહેવું પડે છે કે કેટલાંક વર્ષથી વાસ્તવવાદ, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્રવાદ, પ્રજાજનન શાસ્ત્રવાદ આદિ અનેક ખરાખોટા વાદના ખોટા સિદ્ધાંતોથી એક પાછળ એક એમ ગાડરિયા પ્રવાહથી આપણા કેટલાક સારા લેખકોએ પણ આપણા સાહિત્યમાં આવો ગંદવાડ આણ્યો છે અને હજી તે આણે છે. "

તેમની આ ફરિયાદ ખોટી નથી, પણ એવા લેખકો પોતાને મહાન પ્રગતિવાદી અને પ્રાણવાન તરીકે ઓળખાવે છે અને સુંવાળા સહચાર જેવા વિષયો ચર્ચી નાદાન યુવકો અને યુવતીઓની વિષયવાસના ઉશ્કેરી મૂકે છે. કવિશ્રી પણ કહે છે કેઃ

" આપણાં ઘણાં સામયિકો કેટલાંક વર્ષથી ચાલતા વાસ્તવવાદની ઓથે ગલીચ વાર્તાઓ પ્રગટ કરે છે, ગંદાં ચિત્રો આપે છે અને એ રીતે સમાજના નીચલા વર્ગને તેમ જ ઊગતી પ્રજાને તેના અધમ વિકારો પોષીને વધારે ઉંડા ગર્તમાં ધકેલે છે. "

આ ફરિયાદ ખોટી નથી, પણ ખરી રીતે વાચકે એ ચોકીદારનું કામ કરવું ઘટે છે. થોડાં વર્ષ પર મુંબઇના એક પત્રમાં ' ગોરા યુરોપનું ગંદું દાસ્તાન 'ના મથાળા નીચે યુરોપનો ' ઉકરડો ' પ્રગટ થતાં તે સામે એક વાચકે વાંધો ઉઠાવી સરકારનું લક્ષ ખેંચતાં વિષય આગળ પ્રગટ થતો બંધ પડ્યો હતો. વર્તમાનપત્રોના તંત્રીઓએ આવા વિષયો અને વાર્તાઓ પ્રગટ ન કરવી જોઇએ એ ખરું છે, પણ વાચકો વાંધો ન ઉઠાવે તો વાચકોને તેવું જ સાહિત્ય જોઇએ છે એમ માની લેવામાં આવે છે. આપણા અનેક સાક્ષરો અને સાહિત્ય પરિષદના એક વારના સ્થંભોને શ્રી. ખબરદાર જેને ' સાહિત્યનો ઉકરડો ' કહે છે તેમાં રસિકતા અને કળા જણાઇ હતી અને અશિષ્ટ અને ભાઇબ્હેન સાથે બેસીને વાંચી ન શકે તેવું સાહિત્ય લખવામાં તેઓ ગૌરવ લેતા હતા. એ ઉકરડો વધુ ને વધુ ધૂંસતો ગયો છે અને હવે તો તે એટલો દુર્ગંધ મારે છે કે માથું ફાટી જાય છે. પણ શ્રી. ખબરદારે હવે કલમ ઉપાડી છે એટલે તેની શુભ અસર થવી જોઇએ.

[ મુંબઇ સમાચાર ]

# અક્ષરજ્ઞાન પછીની લોકકેળવણી

**સા**માન્ય જનસમૂહને અક્ષરજ્ઞાન મળવું જ જોઇએ, એ સૂત્રને આજે લોકશાહી સિદ્ધાંત પર ચાલતાં તમામ રાષ્ટ્રોએ રાષ્ટ્રસંચાલન માટેનો એક મૂળભૂત સિદ્ધાંત સ્વીકાર્યો છે. આ સિદ્ધાંતનો હેતુ એ છે કે રાષ્ટ્રની તમામ વ્યક્તિઓ તેના સંચાલનમાં પોતાનો વ્યક્તિ તરીકેનો યોગ્ય ફાળો આપે અને સમાજની એકંદર પ્રગતિમાં પોતાની જવાબદારી સાથે રાષ્ટ્રીય જવાબદારીનો સુમેળ સાધે. તાત્પર્ય કે, રાષ્ટ્રીય જીવનને સમાન કક્ષાએ લાવી આખાય સમૂહનો સર્વોદય સાધવાનો છે. આ હેતુ પાર પાડવા માટે પ્રજાને ફરજીઆત પ્રાથમિક શિક્ષણની સવલત તમામ લોકશાહી રાષ્ટ્રોએ કરી આપી છે, એટલું જ નહિ પણ પ્રાથમિક શિક્ષણ મળ્યા બાદ તે પછીના પુખ્ત ઉંમરે પહોંચતા સુધીના પૂરક વર્ગો ધંધાદારી શાળાઓ ઉપરાંત ચાલુ રાખી પ્રજાના માનસનો વિકાસ સાધવા દરેક દેશમાં યથોચિત પ્રયાસો થાય છે.

ઉપરના જ હેતુઓને અનુસરી આપણા સ્વ. શ્રીમંત સયાજીરાવ મહારાજે ફરજીઆત પ્રાથમિક કેળવણી દાખલ કરી. અને તેનું શુભ પરિણામ આપણે આજે સાક્ષરતાના વધેલા પરિણામ ઉપરથી સહેલાઇથી જોઇ શકીએ છીએ. પ્રાથમિક શિક્ષણ મેળવ્યા બાદ વાચનનો શોખ ચાલુ રહી દરેક વ્યક્તિ પોતાનો વ્યક્તિગત વિકાસ સાધી શકે તેમ જ સામાજિક વિકાસ સાથે સાથે તે પોતે આગેકદમ ભરે તે માટે પ્રાથમિક શિક્ષણનાં પૂરકો તરીકે ગામડે ગામડે પ્રજાને મફત વાચન માટે પુસ્તકાલયો પૂરાં પાડવાની યોજના કરી. આ યોજનાઓના પરિણામે ગામડાંઓનો સામાન્ય વર્ગ પોતાની વ્યક્તિગત અને સામાજિક જવાબદારી બરાબર સમજતો થયો છે, એ આપણને તેના રોજના જીવન પરથી સહજ સમજાય છે, પરંતુ હજીએ રાજ્યે સામાજિક વિકાસ માટે કરેલા કેટલાક કાયદાઓનો લાભ લોકો સારી રીતે ઉઠાવી શકયા નથી તેનું કારણ કેળવણીનો પૂરતા પ્રમાણમાં ફેલાવો નથી તે છે. વળી અક્ષરજ્ઞાન પામ્યા છતાં આ ગામડાંઓમાં રહેલાં હજીયે હજારો નિરક્ષરો પોતાની વ્યક્તિગત જવાબદારી તેમ જ સામાજિક જવાબદારી નથી સમજતાં, એ આપણને તેમના વ્યાવહારિક જીવન ઉપરથી સમજાય છે. આ બાબતોને લક્ષમાં લેવાઈ પુનઃ પ્રૌઢ નિરક્ષરો માટે શિક્ષણવર્ગો ઉઘાડાયા છે અને કેટલાંક ભાઇબહેનોને તાલીમ અપાય છે. વળી લોકકેળવણીના માર્ગમાં મદદરૂપ થાય તેવી રીતે રાજ્યે ભાષાન્તર શાખા દ્વારા પરદેશી સાહિત્યમાંથી દેશી ભાષાઓમાં કેટલાંય ઉત્તમ પુસ્તકોના અનુવાદો આપ્યા છે. તેમ જ રાજ્યના પ્રકાશન ખાતા મારફત રાજ્યની કેટલીય પ્રવૃત્તિઓની વિવિધ માહિતી પ્રજા સમક્ષ મૂકી છે. પરંતુ આ બધું સાહિત્ય રાજ્યના તમામ વર્ગોને આકર્ષતું નથી. ગામડાંની રૈયતને રૂચે તેવા સાહિત્યની હજી જરૂર ઊભી છે, એમ ગામડામાં ફરતાં વાર જ આપણને માલૂમ પડે છે. ગામડાનાં પુસ્તકાલયોમાં ગિરધરકૃત રામાયણ કે બીજાં આખ્યાનો, ધાર્મિક સાહિત્ય તરીકે સસ્તા સાહિત્યનાં બોધક પદો અને ભજનોના સંગ્રહો, તથા થોડીક સ્ત્રીઓપયોગી વાર્તાઓએ સામાન્ય જનતાને આકર્ષી છે; બે ચાર ચોપડી ભણેલાં ભાઈબહેનો જે લગભગ ભણેલા પૈકીનાં ૮૦ ટકા જેટલાં છે તેમના ખરેખું સાહિત્ય બહુ જ ન્યૂન છે. એટલે આવાં ભણેલાં ભાઇબહેનોને પુસ્તકાલયમાં પ્રીતિપૂર્વક આકર્ષવાં કઠિન છે;

તેમ જ ગામડામાં જતાં દૈનિકો અને સામયિકો હજી આ વર્ગના લોકોને પૂરતા પ્રમાણમાં વાંચવા મળતાં નથી અગર વાંચીને તેનો વિચારપૂર્વક નિર્ણય બાંધવાની તક તેમને મળતી નથી.

વસેલા વર્ગના અગર વ્યાપારિક અને રાજકીય જીવન ગાળનાર કે શહેરી જીવનને સ્પર્શ કરનાર વ્યક્તિઓ સિવાય ખેતી અને તેના આનુષંગિક ધંધામાં રોકાયલા શ્રમજીવીઓએ આપણાં વાચનાલયો અને પુસ્તકાલયોનો વિનિયોગ થોડા પ્રમાણમાં કર્યો છે. વળી પુસ્તકાલયોના વાચકોની સંખ્યા પૈકી ઘણો મોટો ભાગ શાળામાં ભણતા વિદ્યાર્થીઓનો છે અને તેમને ઉપયોગી સાહિત્ય હવે પુસ્તકાલયો ધીમે ધીમે વસાવતાં થયાં છે. એટલે બાળોપયોગી સાહિત્ય જે કંઇ થોડું પુસ્તકાલયોમાં છે તેનો ઉપયોગ થાય છે. પરંતુ નવીન પ્રૌઢ શિક્ષિતો માટે તો ઉપર જણાવ્યા પ્રમાણેના થોડા ધાર્મિક કે નૈતિક ગ્રંથો સિવાય તેમને આકર્ષનાર વિશેષ કશું નથી.

પ્રૌઢ શિક્ષણના જે વર્ગો ચાલે છે અગર એ કાર્યમાં જે ભાઇઓ રસ લે છે તે ભાઇઓએ તેમને વાંચવા માટે પૂરતું સાહિત્ય પણ ઉપજાવવું જોઇએ એ અનિવાર્ય છે. આ ઉદ્દેશથી મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબે એક સમિતિ નીમી છે અને તે પોતાનું કાર્ય કરવાની યોજનાની પ્રાથમિક શરૂઆત માટે શબ્દભંડોળ અને પ્રસંગો નક્કી કરવા માટે વડોદરા પ્રાંતમાં અખતરારૂપે કામ શરૂ કર્યું છે. તે આ જ માસિકમાં છેવટના ભાગમાં છપાયલી સૂચના પરથી જોઈ શકાશે. આ સમિતિ એમ માને છે કે ગામડામાં આજે આપણે સર્વદેશીય વિકાસની દૃષ્ટિથી લોકસમૂહની કેળવણી હાથ ધરવી જોઇએ. આપણે જેને પ્રૌઢ શિક્ષણ કહીએ છીએ તે એકલું અક્ષરજ્ઞાન આપવાથી પૂરતું થતું નથી, પરંતુ મેળવેલું જ્ઞાન તેને ઉપયોગમાં લેવાની તકો કયી કયી છે ને કેટલી છે તેનો વિચાર કરી નવા સાહિત્યનું સર્જન કરવું રહ્યું.

અક્ષરજ્ઞાન અપાતું હતું તેવા પ્રસંગે આ પ્રૌઢ અશિક્ષિતોની મુલાકાત લેખકે લીધી છે. તેમનામાં અક્ષરજ્ઞાન મેળવવાની વૃત્તિ કેળવવામાં કેટલી મુશ્કેલી છે તેનો પણ અનુભવ કરેલો છે. કારણ, તેઓ પોતે એમ કહે છે કે અમારે ભણવાની કંઇ જરૂર નથી; અમે તો ખેતરની મજૂરી કરીએ, અગર પટેલ કે શેઠ શાહુકારની મજૂરી કરી ગુજરાન ચલાવીશું; અમને અભણ હોવાથી કંઇ મજૂરી મળતી નથી એવું નથી. તેમને જ્યારે વધુ સમજાવીએ છીએ અને જણાવીએ છીએ કે જ્યાં કાયદાઓ પુષ્કળ હોય ત્યાં દરેક પ્રજાજનની ફરજ છે કે તેને કાયદાઓની સામાન્ય સમજ હોવી જોઇએ, લેવડદેવડના હિસાબોની પોતાના ખપ પૂરતી નોંધ રાખવી જોઇએ. આપણા વિદ્વાનોના આદેશો બીજા પાસેથી સાંભળવા કરતાં પોતે જ વાંચી અને સમજે તો કેટલો સંતોષ થાય ! વ્યવહારમાં, મુસાફરી કરતી વખતે, ધંધાર્થે શહેરોમાં જતી વખતે ભણતરની કેટલી કિંમત છે તે સમજી શકાય તેમ છે. વળી જ્યારે આપણામાં કંઇ શારીરિક વિકાર કે ગામમાં અસ્વચ્છતાના કારણે કોઇ રોગચાળો થયો હોય તો ભણતરવાળા માણસો લોકોને કેવી રીતે સમજ આપી પોતાની આરોગ્યતા સાચવવામાં મદદ કરે છે તે જાણી શકાય તેમ છે. આ ઉપરાંત ગામડામાં ચાલતા નાનાં નાનાં ઉદ્યોગો અને ખેતીવાડીને કેટલો સંબંધ છે, આપણી ગરીબ પ્રજાને ત્યાં યોગ્ય

વીઘાંમાં કુટુમ્બનો નિર્વાહ ચલાવવાનો હોય ત્યાં ખેતી અને બીજા ખેતીને લગતા નાના ઉદ્યોગો જાણવાની આવશ્યક્તા માટે શિક્ષણની જરૂર છે.

આ બધું સમજાવતાં એ અભણ ભાઇઓ કહે છે કે અમે એ બધું અમારી આવડત પ્રમાણે કરીએ છીએ અને અડચણ આવે ત્યારે વેઠી લઇએ; પણ આ મોટી ઉંમરે અમારે ભણવાની ઉપાધિ જોઇતી નથી. સમજુ નિરક્ષરો કેટલીક બાબતો ગળે ઊતરે તો તે ભણવાની હા પાડે છે અને શિક્ષક પોતાનું કાર્ય કરે છે. કહેવાનો હેતુ એ છે કે મહામુશીબતે શિક્ષકો પ્રચાર કરી અભણ લોકોને શીખવે; પણ પછી તેને જે આશ્વાસન આપ્યું હોય તેવી જાતનાં પુસ્તકો તેને વાંચવા ન મળે તો તે કેવળ નિરાશ થાય છે, એટલું જ નહિ પણ બીજા નિરક્ષરો ભણવા તૈયાર થતા અટકે છે. એટલે આજે આપણે જે સાહિત્ય વિપુલ પ્રમાણમાં જોઇએ છીએ તે એ ગામડામાં જે હેતુથી આપણે નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપ્યું છે તે હેતુઓ પાર પાડવા તેને પોતાના ઓછા બુદ્ધિવિકાસ છતાં સહજમાં સમજાય અને વાંચવા મન લલચાય તેવી ભાષામાં લખાયલાં વૃત્તપત્રો ચિત્રપોથીઓ, પત્રિકાઓ, પુસ્તકો વગેરેની જરૂર છે. હમણાં હમણાં યુદ્ધને લગતી પ્રચારપત્રિકાઓ, રાષ્ટ્રીય યુદ્ધમોરચાને લગતાં ખેડૂતોને સંબોધાઇને તૈયાર થયેલાં પોસ્ટરોએ મુસાફરીમાં જતાં આવતાં તેમનું ધ્યાન ખેંચ્યું છે, એ તેમની વાતો ઉપરથી સહજ સમજાય છે. નિરક્ષરતાનિવારણના કાર્યમાં અને તે પછીના વાચન માટે પણ આવા જ પ્રયાસોની જરૂર છે. ગામડાના ખેડૂત કે મજૂરને પોતાનું જીવન કેમ ચલાવવું તે દર્શાવનારી ચિત્રપોથીઓ, વાર્તાઓ, તેમ જ ધાર્મિક સંમેલનોને લગતી કથાઓ, રાજ્યના કાયદા કાનુનોની સમજાય તેવી પુસ્તિકાઓ, બહેનો માટે સામાજિક કાયદાઓ, ગૃહઉદ્યોગો, ધાર્મિક વાતો, તેમ જ જીવનચરિત્રો તથા ગામડાના સમાચારો આપતી પત્રિકાઓ તેમને આકર્ષશે.

ગુજરાતભરમાં આ પ્રકારની પત્રિકાઓ સ્થાનિક કેળવણીના નિષ્ણાતો અને સામાજિક કાર્યકરોના સહકારથી તૈયાર થઇ સમૂહમાં વહેંચવામાં આવે અગર કોઇ પ્રકાશનસંસ્થા પાસે બહોળા પ્રમાણમાં તૈયાર કરાવી બહુ જૂજ કિંમતે વેચવામાં આવે અને ગામડામાં ફેલાવો થાય તો અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પોતાની જવાબદારી બરાબર અદા કરવા માટે દરેક ભણેલો માણસ પોતાનો મત બદલશે અને રાષ્ટ્રીય જીવનમાં લોકો જે નીચલા થરમાં છે તેઓ પોતે પોતાના પર નિરક્ષરતાનું પડ છે તે દૂર થવાથી થતા લાભો વિચારતો થશે.

આપણાં સ્થાપિત થયેલાં સાર્વજનિક પુસ્તકાલયોનો આ હેતુ છે. ઇચ્છીએ કે આપણાં પુસ્તકાલયોમાં આપણી ગામડાની ગરીબ જનતાને જોઇતું સાહિત્ય આપણને વહેલી તકે મળે.

ઉમેદભાઇ મો. પટેલ

# વાર્ષિક સામાન્ય સભામાં પસાર થયેલા ઠરાવો

તા. ૧૧ મી ઑકટોબર ૧૯૪૨ ના રોજ શ્રી. નાનાલાલ નાથાલાલ શાહના પ્રમુખપણા નીચે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ વડોદરાની ઑફિસમાં બપોરના સાડાબાર વાગે વાર્ષિક સાધારણ સભા મળી હતી તેમાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

૧. તા. ૧-૮-૪૧ થી તા. ૩૧-૭-૪૨ સુધીના બાર માસનો ઑડિટરે તપાસેલો હિસાબ તથા વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ મંજૂર કરવામાં આવે છે.

૨. વ્યવસ્થાપક મંડળે નક્કી કરેલી વહેંચણીની ભલામણમાં થોડાક ફેરફાર કરીને નીચે પ્રમાણે વહેંચણી કરવાનું નક્કી કરવામાં આવે છેઃ—

રૂ. ૩૦૪૦-૦-૮ ની વહેંચણીઃ

| | |
|---|---|
| ૧. રિઝર્વફંડ ખાતે | ૭૬૦-૦-૦ |
| ૨. સભાસદોને શેરનું ચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૫૧૨-૨-૦ |
| ૩. નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે | ૩૪૪-૦-૦ |
| ૪. મંડળના નવ નોકરોને માસિક રૂ. ૨-૦-૦ પ્રમાણે મોંઘવારી ભથ્થુ આપવા | ૨૧૬-૦-૦ |
| ૫. ઈન્વેસ્ટમેન્ટ રિઝર્વ ફંડ ખાતે લઈ જવા | ૧૯૮-૧૦-૦ |
| ૬. આવતા વર્ષના નફાતોટા ખાતે લઈ જવા | ૯-૪-૮ |
| | ૩૦૪૦-૦-૮ |

"પુસ્તકાલય" માસિકના તંત્રીને માસિક ખાતેની વર્ષ દરમિયાન થયેલી બચતમાંથી રૂ. ૫૦-૦-૦ બોનસના અને રૂ. ૨૪-૦-૦ (માસિક રૂ. ૨-૦-૦) પ્રમાણે મોંઘવારી ભથ્થુ આપવાનાં મંજૂર કરવામાં આવે છે.

૩ સને ૧૯૪૨-૪૩ માટે સાધારણ સભાના પ્રમુખ તરીકે શ્રી. રા. રા. મગનભાઈ શંકરભાઇ પટેલ અને ઉપપ્રમુખ તરીકે શ્રી. રા. રા. નાનાલાલ નાથાલાલ શાહને નીમવામાં આવે છે.

મંડળના ઑડિટર્સ તરીકે મેસર્સ આપાજી અમીન ઍન્ડ કું. ને રૂ. ૫૦-૦-૦ ના મહેનતાણાથી નીમવામાં આવે છે.

વ્યવસ્થાપક મંડળના સભાસદો પૈકી શ્રી. રા. રા. ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ-વડોદરા, શ્રી. રા. રા. રાવજીભાઇ જોરાભાઇ પટેલ-ઇટોલા, અને શ્રી. રા. રા. વલ્લભભાઈ મૂળજીભાઇ પટેલ પ્રતિનિધિ સા. પુ. સાધી, એ ત્રણ વ્યવસ્થાપકો ચાલુ સાલે નિયમ મુજબ નિવૃત્ત થતા હતા પણ તેમની જગાએ બીજા કોઇ હરીફ ઉમેદવાર નહિ હોવાથી વ્યવસ્થાપક મંડળના સભ્યો તરીકે તેમણે ચાલુ રહેવાનું ઠરાવવામાં આવે છે.

૪. સન ૧૯૪૨-૪૩નું અંદાજપત્ર નીચે પ્રમાણે મંજૂર કરવામાં આવે છેઃ

ઉત્પન્ન

| | |
|---|---|
| પત્રોનું કમીશન | ૨૦૦૦–૦–૦ |
| પુસ્તકોનું કમીશન | ૪૦૦૦–૦–૦ |
| વ્યાજનું ઉત્પન્ન | ૨૯૦૦–૦–૦ |
| | રૂ. ૮૯૦૦–૦–૦ |

ખર્ચ

| | | | |
|---|---|---|---|
| પગાર | ૪૪૦૦–૦–૦ | વીમાનું પ્રીમિયમ | ૨૦૦–૦–૦ |
| પોસ્ટેજ | ૪૦૦–૦–૦ | મુસાફરી ખર્ચ | ૫૦–૦–૦ |
| છપામણ | ૩૫૦–૦–૦ | ઑડીટ ફી | ૫૦–૦–૦ |
| કંટીજન્ટ | ૩૫૦–૦–૦ | પ્રોવિડન્ટ ફંડમાં મંડળનો ફાળો | ૨૭૫–૦–૦ |
| મકાનભાડું | ૫૦૦–૦–૦ | આકસ્મિક ખર્ચ | ૧૨૫–૦–૦ |
| ઇલેકટ્રીક ખર્ચ | ૧૭૫–૦–૦ | | ૬૮૭૫–૦–૦ |

ઉપર પ્રમાણે મંજૂર કરેલા ખર્ચની હદમાં રહીને એક હેડ નીચેથી બીજા હેડ નીચે ખર્ચ કરવાની સત્તા વ્યવસ્થાપક મંડળને આપવામાં આવે છે.

૫. વ્યવસ્થાપક મંડળે ઠરાવ નં. ૭૪ તા. ૫–૪–૪૨ થી મંડળના સ્ટાફ માટે જે પ્રોવિડન્ટ ફંડની યોજના નક્કી કરી છે તેને આ સભા બહાલી આપે છે.

૬. પેટા નિયમોની કલમ ૭ માં સુધારા વધારા કરીને નીચે પ્રમાણેની કલમ નં. ૭ મંજૂર કરવામાં આવે છે:

કલમ નં. ૭. મંડળને નોંધવાની અરજી કરનાર મૂળ સભાસદો ગણાશે, અને તે સિવાય સભાસદ થનાર ઇસમ

ક. વડોદરા રાજ્યનો રહીશ હોવો જોઇએ.

ખ. તે અઢાર વર્ષનો અગર તેથી વધારે ઉંમરનો હોવો જોઇએ.

ગ. તેણે ઠરાવેલા નમુના પ્રમાણે દાખલ થવા અરજ કરવી જોઇશે; તે અરજી વ્યવસ્થાપક મંડળે બહુમતીથી સ્વીકારેલી હોવી જોઇશે; અને

ઘ. તેણે ઓછામાં ઓછો એક શેર લેવો જોઇશે.

ક. વડોદરા રાજ્યમાં આવેલું દરકોઇ પુસ્તકાલય, સહકારી મંડળી વા કેળવણીની સંસ્થા પોતાના નામે શેર ધારણ કરી શકશે અને જે તે સંસ્થાના મંત્રી વા વ્યવસ્થાપક મંડળના અન્ય સભ્ય પોતાના વ્યવસ્થાપક મંડળના ઠરાવથી જે તે સંસ્થા માટે સભાસદના સઘળા હક્ક ભોગવશે.

ખ. કોઇપણ સભાસદ આ મંડળના ૪૦ કરતાં વધારે શેર ખરીદ કરી શકશે નહિ.

ઉપરના ૭ ઠરાવ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૧૧–૧૦–૪૨

નાનાલાલ નાથાલાલ શાહ
પ્રમુખ

# વડોદરા રાજ્ય પુ. મંડળના વ્ય. મં. ની વાર્ષિક સભા

( વ્ય. મં. ના સભ્યો ઉપર સરક્યુલર ફેરવીને કરવામાં આવેલું કામકાજ )

વડોદરા રાજ્ય પુ. મંડળની કારોબારીની સંન ૪૨–૪૩ ની વાર્ષિક સભાનું કામ, સાલાનુબાદ બેઠક ભરીને ન કરતાં, પરિપત્રથી કરી લેવાનું ફરમાન, મંડળના પ્રમુખ સાહેબનું થવાથી, કાર્યક્રમનો પરિપત્ર ફેરવતાં, ૧ શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ. ૨ શ્રી. રામભાઇ કા. પટેલ, ૩ શ્રી. નટવરલાલ ગિ. શાહ, ૪ શ્રી. ચુનીલાલ મ. દેસાઇ, ૫ શ્રી. કાવસજી એ. ગણદેવીઆ, ૬ શ્રી. કલ્યાણરાય ન. જોશી, ૭ શ્રી. જયવતીબહેન ન. દેસાઈ અને ૮ શ્રી. જેઠાભાઇ લા. પટેલ એ સભ્યોના લેખી અભિપ્રાય મળેલા. તેમાં પહેલા છ સભાસદોએ સૂચવેલા કાર્યક્રમને સર્વાંગી સંમતિ આપી છે. અને છેલ્લા બેએ આંશિક સંમતિ આપી છે. આ પ્રમાણે આવેલા લેખી અભિપ્રાયો તા. ૨૭–૯–૪૨ ના રોજ મંડળના પ્રમુખ રા. બ. શ્રી. ગોવિંદભાઈ હા. દેસાઇ સાહેબ રૂબરૂ રજુ કરાતાં બહુમતીના ધોરણે નીચેનાં કામો બહાલ કરવામાં આવ્યાં છેઃ—

૧ તા. ૧–૩–૪૨ની કારોબારી સભાએ પગારવધારો તથા પ્રો. ફંડની યોજનાનો અમલ મંજૂર કરેલો તે અન્વયે અ સહમંત્રી રા. નાજુકલાલ નં. ચોકસીના પગાર ખાતે વધુ ખર્ચાયલા રૂ. ૩૫), બ રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલના પગારવધારા ખાતે ખર્ચાયલા રૂ. ૨૮) તથા ક શ્રી. નાજુકલાલ નં. ચોકસી અને શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલના પ્રો. ફંડ ખાતે ખર્ચાયલા રૂ. ૩૫–૧૧–૦ ના બજેટ ઉપરાંતના ખર્ચને બહાલી આપવામાં આવે છે.

૨ સન ૧૯૪૧–૪૨ ના ઉત્પન્ન ખર્ચનો હિસાબ તથા અહેવાલ મંજુર રાખવામાં આવે છે.

૩ સન ૧૯૪૨–૪૩ નું રૂ. ૪૭૫૦)ના ખર્ચનું અંદાજ મંજૂર કરવામાં આવે છે અને તે પ્રમાણે ખર્ચ કરવાની મંત્રીને સત્તા આપવામાં આવે છે.

૪ તા. ૧–૩–૪૨ ની કારોબારી સભામાં સ્વીકારાયલી પ્રો. ફં. ની યોજનાની કલમ ૫ જે નીચે પ્રમાણે છે તે, બરોડા બેંકે, દ્રવ્યસંચય નામનું સ્વતંત્ર ખાતું ખોલવાની ના પાડવાથી રદ કરવામાં આવે છે. " કલમ ૩ પ્રમાણે સર્વ નોકરોની દર માસે એકઠી થતી રકમ, બરોડા બેંકમાં દ્રવ્યસંચય નામના ખાતાથી, રાજ્ય પુ. મંડળના નામે એકસહા જમા મૂકવી અને તેનું જે વ્યાજ મળે તે જે તે નોકરના ખાતામાં એકઠી થયેલી રકમના વરાડે વર્ષ આખરે જમા આપવું. "

૫ બરોડા બેંકે દ્રવ્યસંચય ખાતું ખોલવાની ના પાડવાથી, મંડળના જે તે નોકરના પ્રોવિડંટ ફંડની રકમ, રાજ્ય પુ. મંડળના ચોપડે જમા રાખવી અને તેનું વ્યાજ બરોડા બેંકના સેવિંગ ખાતાના જે તે વખતના ધોરણ મુજબ વર્ષ આખર ગણી જે તે નોકરના ખાતામાં જમા આપવું.

૬ બે પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારકની યોજના હાલના ચાલુ ધોરણે જારી રાખવી.

વસો, 1–૧૦–૪૨

રામભાઈ કા. પટેલ
મંત્રી, વ. રા. પુ. મંડળ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સને ૧૯૪૧-૪૨ ની સાલનો

# અહેવાલ

સુજ્ઞ મહાશયો,

આનંદ થાય છે. — ૧. પૂરી થયેલી સન ૧૯૪૧-૪૨ની સાલનો રાજ્ય પુસ્તકાલય મંડળનો વિગતવાર અહેવાલ આપની સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે.

ઉદ્ભવ — ૨. વડોદરા રાજ્યની જ નહિ, પણ હિંદભરની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજ સાહેબે સન ૧૯૧૨ માં સેન્ટ્રલ લાઇબ્રેરી ક્લબના સભ્યો સમક્ષના પ્રવચનમાં જાહેર કરેલું કે—

**" પુસ્તકાલયનો લાભ થોડાં અંગ્રેજી ભણેલાં જ લે એવી મર્યાદા ( આંટ ) ન રાખવી જોઈએ; પરંતુ તે લાભ વધારેમાં વધારે કેવી રીતે લઈ શકે એ જ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. એ જ હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. મહેનત કર્યા વગર કાંઇ પણ કામ બનતું નથી. સ્વાર્થત્યાગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી. "**

શ્રીમંત સરકારની એ મહત્ ભાવનાની સિદ્ધિ અર્થે અને તેઓશ્રીના આદેશનું યથાશક્ય પાલન કરી દેખાડવાની પ્રજાને તક મળે એટલા ખાતર સન ૧૯૨૫ માં રાજ્યનાં મોટાં પુસ્તકાલયોની પ્રથમ પરિષદ ગણદેવી મુકામે ભરાઈ. તે વખતથી જ આ મંડળનો ઉદ્ભવ વાસ્તવિક રીતે થયો ગણી શકાય. સન ૧૯૨૫ થી ૧૯૨૯-૩૦ લગી મંડળની પ્રવૃત્તિ વર્ષે બે વર્ષે પરિષદ ભરવા પૂરતી જ હતી: પણ તે પછી સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના સરકારી ધોરણે મંડળને રૂ. ૧૦૦૦) નો વાર્ષિક મદદ આપવાની યોજના મંજૂર કરવાની શ્રીમંત સરકારે કૃપા કરી અને પાટણમાં મળેલી પાંચમી પરિષદે મંડળનું બંધારણ ઘડયું ત્યારથી મંડળની વિવિધ પ્રવૃત્તિઓ ક્રમે ક્રમે અસ્તિત્વમાં આવી છે.

૩. મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—

ઉદ્દેશ — (૧) રાજ્યના ચારે પ્રાંતમાં વિખરાયલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં; (૨) પુસ્તકાલય વિહોણાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો; (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો; (૪) પ્રજામાં વાચનનો શોખ

ફેલાવવો; (૫) પુસ્તકાલય પ્રવૃતિપોષક સાહિત્ય-પ્રકટ કરવું; (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો; (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી; (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો અને તપાસણીનું કામ કરવું.

૪. ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ અને જૂથ મંડળો રચવામાં આવ્યાં છે. આ મંડળો રાજ્ય પુ. મંડળની સલાહ ને દોરવણી મુજબ પોતાના ક્ષેત્રમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન વડોદરા, નવસારી, મહેસાણા અને અમરેલી એ ચારે પ્રાંતમંડળોની વાર્ષિક સભાઓ મળી હતી. તેમના અહેવાલનો સારભાગ પુસ્તકાલય માસિકના ૧૯૪૧ ના નવેમ્બર અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. મહાલમંડળો તથા જૂથમંડળો પણ બધા જ મહાલોમાં યોજાયાં છે, પણ તે બધાં હજુ પૂરાં જાગતાં બન્યાં નથી. જેઓ જાગતાં છે, યાને જેમની વાર્ષિક સભાઓ અહેવાલના વર્ષે ભરાઈ છે, તેવાં જૂથ તથા મહાલમંડળોનાં નામ નીચે પ્રમાણે છે:—

**પેટા મંડળો**

### ( ૧ ) જાગતાં જૂથમંડળો

**વડોદરા પ્રાંતઃ**—(૧) ડેસર (૨) બચાર (૩) વેમાર (૪) સોખડા રાઘુ (૫) ભાદરણ (૬) આસોજ (૭) દરાપુરા (૮) વેજપુર (૯) રણું (૧૦) કોસીન્દ્રા તા. સંખેડા (૧૧) વસો (૧૨) મકરપુરા (૧૩) સોખડા (૧૪) દશરથ (૧૫) શિનોર (૧૬) પેટલાદ (૧૭) સોજીત્રા (૧૮) વરણામા. **મહેસાણા પ્રાંતઃ**—(૧૯) વેણુપુરા (૨૦) વાલમ (૨૧) પલીયડ (૨૨) ઉનાઉ (૨૩) કંબોઇ (૨૪) કમાણા (૨૫) બોકરવાડા (૨૬) દેલુપ (૨૭) સંડેર (૨૮) વામેજ (૨૯) કડી (૩૦) નારદીપુર (૩૧) કંડ (૩૨) ડાંગરવા (૩૩) વડુ (૩૪) ખાવડ (૩૫) ડરણ (૩૬) સુરજ (૩૭) રાજપુર. **નવસારી પ્રાંતઃ**—(૩૮) ગણદેવી (૩૯) ગડત (૪૦) અંભેટા (૪૧) ધમડાછા (૪૨) પલસાણા (૪૩) નવસારી. ( ગઇ સાલ ૩૯ ).

### ( ૨ ) જાગતાં મહાલમંડળો

**વડોદરા પ્રાંતઃ**—(૧) વડોદરા (૨) શિનોર (૩) સાવલી (૪) ડભોઇ (૫) વાઘોડીયા (૬) પેટલાદ (૭) ભાદરણ (૮) કરજણ (૯) પાદરા (૧૦) સંખેડા (૧૧) તિલકવાડા; **મહેસાણા પ્રાંતઃ**—(૧૨) ચાણસ્મા (૧૩) કડી (૧૪) વિજાપુર (૧૫) કલોલ (૧૬) સિદ્ધપુર (૧૭) વિસનગર (૧૮) ખેરાળુ (૧૯) આતરસુંબા (૨૦) હારીજ (૨૧) પાટણ (૨૨) મહેસાણા; **નવસારી પ્રાંતઃ** (૨૩) ગણદેવી (૨૪) પલસાણા (૨૫) માંગરોળ (૨૬) નવસારી (૨૭) મહુવા; **અમરેલી પ્રાંતઃ** (૨૮) દામનગર (૨૯) અમરેલી (૩૦) ખાંભા (૩૧) કોડીનાર. (ગઇ સાલ ૩૨).

જે મહાલ મંડળોની સભા ભરાયાનાં નિવેદનો તેમ હિસાબ અમારા તરફ આવ્યાં છે, તેમની જ ગણતરી કરેલી છે.

જૂથ મંડળો તથા મહાલ મંડળોમાં છેલ્લાં ચાર વર્ષો દરમ્યાન આવેલી જાગૃતિ અહેવાલવાળા વર્ષમાં એકંદરે ટકી રહેલી જણાય છે. છતાં મહેસાણા અને અમરેલી પ્રાંતની

જૂથ મંડળની તથા નવસારી અને અમરેલી પ્રાંતની મહાલ મંડળોની પ્રવૃત્તિ મોળી પડેલી દીસી આવે છે, જેની નોંધ સદરહુ બન્ને પ્રાંતનાં જવાબદાર મંડળોએ લેવી ઘટે. ઇચ્છીએ છીએ કે એકવાર કામ કરતાં છતાં હાલમાં શિથિલ બનેલાં તેમજ મૂળથી જ ઊંઘતાં રહેલાં મંડળો નવીન વર્ષ દરમ્યાન ઊંઘ ઉડાડી દઇને પોતપોતાની ફરજો બજાવવા મંડી પડશે. વાર્ષિક અહેવાલ તો વર્ષ પૂરું થતાં જ મોકલી આપવાનો વહીવટ રાખવાની મહાલ મંડળોના મંત્રી મહાશયોને અમારી હંમેશાની માફક આગ્રહભરી વિનંતિ છે, જેથી વસ્તુતઃ જાગતાં ને કામ કરતાં મંડળોની ગણના પણ ઊંઘતાંની કોટિમાં થવાનો સંભવ ન રહે. વળી એકલો હિસાબ માત્ર ન આવે પણ વર્ષ દરમ્યાન કરેલી કામગીરીનો અહેવાલ પણ આવે એ ખાસ ઇચ્છવાયોગ્ય ગણીએ છીએ. જે તે પ્રાંતમાં આવેલાં તમામ મહાલ મંડળોએ આમ કર્યું છે કે નહિ તે જોવાની જે તે પ્રાંત મંડળની ફરજ હોઈ જે તે સાલે ભરાતી વાર્ષિક સભા વખતે મંડળના અહેવાલમાં આ બાબતની ખાસ નોંધ લઇ શિથિલ મહાલ મંડળોને ટકોરવાની પદ્ધત અખત્યાર કરવા પ્રાંત મંડળને ખાસ ભલામણ કરીએ છીએ એ જ પદ્ધત જૂથ મંડળો પરત્વે મહાલ મંડળોએ પણ સ્વીકારવી રહી.

**પરિષદ પ્રવૃત્તિ**

૫. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજૂ કરવાના આશયથી સને ૧૯૨૪–૨૫ થી શરૂ થયેલી પરિષદ પ્રવૃત્તિને મંડળે જારી રાખી છે, એટલું જ નહિ પણ સમસ્ત રાજ્યની પરિષદો ઉપરાંત પ્રાંત વ મહાલ પરિષદો ભરવાનું ધોરણ સન ૧૯૩૦ થી સ્વીકાર્યું છે. દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ, ત્રણ વર્ષે પ્રાંત પરિષદ અને બાકીનાં દર વર્ષે મહાલ પરિષદ ભરવાની નીતિ જાહેર કરાઇ છે. તે મુજબ અહેવાલવાળું વર્ષ પ્રાંત પરિષદ માટેનું હતું. છતાં રાજ્ય પરિષદ ભરાયા પછી ત્રીજે વર્ષે પ્રાંત પરિષદ ભરાય ને તે પછી પાંચમે વર્ષે રાજ્ય પરિષદ ભરાય તે પહેલાં ચોથે વર્ષે પાછું મહાલ પરિષદ ભરવાનું રહે એ ક્રમ વ્યવહારિક દૃષ્ટિએ બરાબર નહિ લાગવાથી, તેમજ મહાલ પરિષદોએ લાગટ ત્રણ વર્ષ વિચારેલા પ્રશ્નો ચોથા વર્ષે પ્રાંત પરિષદોમાં વિચારાયા બાદ પાંચમે વર્ષે સીધાં રાજ્ય પરિષદમાં વિચારાય એ પદ્ધત વધારે આવકારલાયક હોવાથી અહેવાલવાળા વર્ષે મહાલ પરિષદો ભરવાની જ ભલામણ કરવામાં આવેલી. પણ લડાઇના તેમજ મોંઘવારીના સંજોગોને લઇ માત્ર ૭ જ મહાલ પરિષદો અહેવાલવાળા વર્ષે ભરાઇ શકેલી. મહેસાણા પ્રાંતના ધીણોજ ગામે પ્રાંત પરિષદ નોતરવાનો પણ ઉત્સાહ અહેવાલવાળા વર્ષે દેખાડેલો. અહેવાલના વર્ષ દરમ્યાન ભરાયલી પરિષદોની સ્થળ, તારીખ વગેરેની હકીકત પરિશિષ્ટ ૪ થામાં સામેલ રાખી છે.

**અમલી કાર્ય**

૬. મંડળની ચાલુ કામગીરી ઉપરાંત (૧) ગ્રામ પુસ્તકાલયો માટે સસ્તી કિંમતનાં મકાનોની યોજના તૈયાર કરવા માટે નીમાયેલી સમિતિ પાસે ૬૦૦ x ૩ = ૧૮૦૦] ની યોજના (પ્લાન સાથે) મેળવી લેવાનું; તેમજ મંડળની કારોબારીની ગઇ સાલની વાર્ષિક સભાએ

ઠરાવ્યા પ્રમાણે (૨) બંધારણ સમિતિએ સુધારેલા બંધારણના મુસદ્દાને "પુસ્તકાલય" માસિકમાં પ્રસિદ્ધ કરાવી તેની છૂટી નકલો કારોબારીના સભ્યો ઉપરાંત પ્રાંત પુસ્તકાલય મંડળો તરફ મોકલી આપી તેમના અભિપ્રાયો મંગાવવાનું (૩) મંડળના મહેકમની ગ્રેડ તથા પ્રોવિડંટ ફંડની યોજના માટે નીમાયેલી સમિતિનો નિર્ણય મેળવી કારોબારી પાસે બહાલ કરાવી લેવાનું (૪) સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડની રકમનું ટ્રસ્ટ કરી પુ. સ. સ. મંડળને રકમ સોંપી આપવાનું (૫) ગ્રામ વાચક મંડળો સ્થાપવા માટે જરૂરી પ્રચાર કરવાનું, તથા (૬) પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણની મૂળ યોજના ચાલુ રાખવી કે કેમ તે પ્રશ્નની વિચારણા માટે નીમાયલી સમિતિનો નિર્ણય મેળવવાનું અમલી કાર્ય અહેવાલવાળા વર્ષ દરમ્યાન મંડળના મહેકમે કર્યું છે.

**શિક્ષણ વર્ગ**

૭. ઉપરોક્ત પ્રાંત, મહાલ અને જૂથ મંડળોની પ્રવૃત્તિ ઉપરાંત રાજ્ય મંડળે સમગ્ર રાજ્ય માટે જે કેટલીક પ્રવૃત્તિઓ ઉપાડી છે, તેમાંની એક પ્રવૃત્તિ શિક્ષણવર્ગોની છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં સારી સંગીનતા સાધવા માટે તાલીમ લીધેલા ગ્રંથપાલોની સંખ્યા વધારવાના આશયથી પ્રાંતવાર શિક્ષણવર્ગો યોજવાની પ્રથા મંડળે પુસ્તકાલય ખાતાની ફરમાશથી સન ૧૯૩૧ થી આગ્રહપૂર્વક ચાલુ કરી છે. તે મુજબ અહેવાલના વર્ષ દરમ્યાન મહેસાણા પ્રાંત માટે દેહગામ કસ્બામાં સન ૧૯૪૨ ના મે માસની તા. ૪–૫–૬ ના દિવસોએ, અને વડોદરા પ્રાંત માટે શિનોર મહાલના બરકાલ ગામે એ જ માસની તા. ૧૮-૧૯-૨૦ મી તારીખોએ એમ બે વર્ગો ભરવામાં આવ્યા હતા, અને તેનો લાભ અનુક્રમે ૨૩ અને ૫૪ જણે લીધો હતો. અહેવાલના વર્ષે એ રીતે કુલ ૭૭ જણને પુસ્તકાલયના વહિવટી તથા પુસ્તકવિધિ અને વર્ગીકરણ કામની આવશ્યક તાલીમ આપવામાં આવી હતી. આર્થિક તેમજ અન્ય વ્યવહાર કારણોને લઇ સન ૧૯૩૯–૪૦ ની સાલથી મંડળે દરસાલ ચારે પ્રાંતના વર્ગ ભરવાને બદલે બબ્બે પ્રાંતના વર્ગો ભરવાની નીતિ સ્વીકારી હોવાથી મહેસાણા તથા વડોદરા એ બે જ પ્રાંતોના વર્ગો અહેવાલના વર્ષે ભરવામાં આવ્યા હતા. શરૂ થયેલા નવા વર્ષમાં એ જ ધોરણે નવસારી અને અમરેલી પ્રાંતોના વર્ગો ભરવાની ગોઠવણ છે. શિક્ષણ વર્ગોને અંગે મંડળના નિવેદનના વર્ષે રૂ. ૨૩૬–૦–૯ નો ખર્ચ થયો છે. વર્ગમાં અપાતી તાલીમના પ્રતાપે પુસ્તકાલયોનું વર્ગીકરણ વગેરે કરી નાખી પુસ્તકાલયને વ્યવસ્થિત કરી નાખવાનો ઉત્સાહ તો લગભગ બધાને પ્રગટે છે, પણ તેને આચારમાં મૂકી બતાવવાનું બધા તરફથી નથી બનતું એ ખેદનો વિષય છે. આશા રાખીશું કે નવીન વર્ષ દરમ્યાન એ ઉત્સાહ સર્વત્ર મૂર્ત સ્વરૂપ લેશે. મુશ્કેલી જણાય ત્યાં પ્રાંત પ્રચારકનું આગમન પોતાને ત્યાં થાય ત્યારે તેની મદદથી વર્ગીકરણની કામગીરી નિયમસર પૂરી કરી લેવાની કાળજી તાલીમ લીધેલા મંત્રી ભાઇઓ તો ખસૂસ રાખે.

**તપાસણી**

૮. પુસ્તકાલય સંસ્થાનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે તેમની તપાસણી થતી રહેવાની અને સ્થાનિક કાર્યકર્તાઓને પડતી ને નડતી મુશ્કેલીઓનું નિવારણ કરી યોગ્ય તે દોરવણી ને સમજૂત વખતોવખત આપતા રહેવાની જરૂર છે. આ કાર્યની જવાબદારી શ્રીમંત સરકારે મહાલ શાળાધિકારીઓને શિર રાખી છે, તેમના એ કાર્યની પૂર્તિમાં

પુસ્તકાલય પ્રવૃત્તિના રસિયા, શોખિયા ને સેવાભાવી શિક્ષકો જે જે મહાલે મળી આવે તે તે મહાલે તેઓને માનદ પ્રચારક તરીકે નીમવામાં આવે છે. અહેવાલના વર્ષે એવા ૧૨ માનદ મહાલ પ્રચારકોએ ૬૩ પુસ્તકાલયોની ભેટ લીધી હોવાનું જણાયું છે. માનદ મહાલ પ્રચારકો ઉપરાંત પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ સન ૧૯૩૫–૩૬ થી મંડળે સ્વીકારી છે. આર્થિક તેમજ વ્યવહારૂ કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ સન ૧૯૩૯–૪૦ થી સ્વીકારવામાં આવ્યું છે ને પ્રચારકોની નિમણૂક તથા દોરવણીની જવાબદારી, પ્રાંત મંડળોની સમ્મતિપૂર્વક, રાજ્ય મંડળે સંભાળી લીધી છે. તદનુસાર નિવેદનના વર્ષે વડોદરા અને નવસારી પ્રાંતોના પ્રચારક તરીકે રા. છગનભાઇ મથુરભાઈ પટેલની, તથા મહેસાણા ને અમરેલી પ્રાંતો માટે રા. ભાઇશંકર ટીડાભાઇ ઠાકરની નીમણૂક ચાલુ રાખવામાં આવી હતી.

પૂરા થયેલા વર્ષ દરમ્યાન રા. છગનભાઇએ ૧૬૯ વડોદરા પ્રાંતનાં તથા ૭૭ નવસારી પ્રાંતનાં મળી કુલ ૨૪૬ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૨૭૫ દિવસની થઈ છે. ત્યારે રા. ભાઇશંકરે ૨૩૦ મહેસાણા પ્રાંતનાં અને ૫૩ અમરેલી પ્રાંતનાં મળી કુલ ૨૮૩ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૨૯૩ દિવસની થઇ છે. પૂરાં થયેલા વર્ષ દરમ્યાન પગારદાર પ્રાંત પ્રચારકો દ્વારા નીચે પ્રમાણે કુલ ૫૨૯ પુસ્તકાલયોની તપાસણી સુવ્યવસ્થા પુસ્તકવિધિ અને વર્ગીકરણને લગતી કામગીરી થઇ શકી છેઃ—

| વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|
| ૧૬૯ | ૨૩૦ | ૭૭ | ૫૩ | ૫૨૯ |

આ સંખ્યામાં વર્ષ દરમ્યાન રાજ્ય પ્રચારકની ફેરણીની ૫૩ અને માનદ મહાલ પ્રચારકોની કામગીરીની ૬૩ સંસ્થાઓ ઉમેરતાં અહેવાલના વર્ષે કુલ ૬૪૫ પુસ્તકાલયોની તપાસણી પ્રચારક સંસ્થા દ્વારા મંડળે કરી છે. આ સંખ્યા ગઈ સાલ કરતાં ૯૪ જેટલી વધારે છે, તેની સસંતોષ નોંધ લઇએ છીએ. આ પ્રચારક સંસ્થા શરૂ થયેલા નવા વર્ષમાં પણ ચાલુ રાખવાની મંડળની નેમ છે. આશા રાખવામાં આવે છે કે પુસ્તકાલયોના મંત્રીઓ અને વ્યવસ્થાપકો પ્રચારકોના આગમનને વધાવી લઇ તેમની મદદથી પોતપોતાના પુસ્તકાલયને સુવ્યવસ્થિત બનાવવાની તથા જણાવેલી ત્રુટિઓ તત્કાળ દૂર કરવાની પોતાની ફરજ યોગ્ય રીતે અદા કરતા રહેશે. પ્રાંત પ્રચારકોએ તપાસેલાં ૫૨૯ પુસ્તકાલયોમાંથી જેમનું પુસ્તકવિધિ તથા વર્ગીકરણનું કામ ઠરેલા ધોરણ પ્રમાણે પૂરું થયેલું છે, તેમની સંખ્યા પ્રાંતવાર નીચે પ્રમાણે છેઃ—

| વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|
| ૧૬૩ | ૧૫૮ | ૭૬ | ૩૬ | ૪૩૩ |

ઉપર પ્રમાણે ૪૩૩ પુસ્તકાલયોનું કામ પૂરેપુરું થયેલું હોવાનું અહેવાલના વર્ષની તપાસણીમાં જણાયું છે; બાકીનાનું એ કામ ફોર્મને અભાવે શરૂ કરાવી શકાયું નથી કે થોડુંક શરૂ કરી આપી બાકીનું પૂરું કરી લેવાની આવશ્યક બધી સમજૂત પ્રચારકોએ આપી છે. આ આંકડો ગઇ સાલ આ ખાતે નોંધાયલી ૪૭૨ ની સંખ્યામાં ઉમેરતાં એકંદર ૯૦૫

પુસ્તકાલયોનું વર્ગીકરણનું કામ, ખાતાએ ઠરાવેલા ધોરણે, પૂરું થયું હોવાનો આશરો નીકળે છે. પ્રચારકોનાં નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા પરિશિષ્ટ ૫ મું જોવા વિનંતિ છે. માનદ પ્રચારક ભાઇઓની નિઃસ્વાર્થ સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

અહેવાલના વર્ષમાં માનદ પ્રચારકોની સેવામાં કંઇક મંદતા આવેલી જણાય છે, તે પ્રાંત પ્રચારકોની કામગીરી વધારે વ્યવસ્થિત અને કારગત બની છે એટલે માનદ પ્રચારકોને કરવાની ખાસ જરૂર નથી એવી માન્યતાને લીધે હોય એ બનવાજોગ છે. પરંતુ સ્થાનિક મુશ્કેલીઓના નિવારણ માટે તેમજ પ્રાંત પ્રચારકોએ કરેલી સૂચનાઓનાં અમલ માટે જરૂરી માર્ગદર્શન ને સહાય આપવાનું કામ તો માનદ પ્રચારકો દ્વારા જ સિદ્ધ થઇ શકે. એટલા માટે આશા રાખીશું કે જે મહાલોમાં માનદ પ્રચારકોની નિમણૂક જ ન થઇ હોય તેવા મહાલોમાં એ કાર્ય કરવાને ઉત્સાહી શિક્ષક આગળ આવશે ને જે મહાલોમાં માનદ પ્રચારકો નિમાયા હોય છતાં શાંત હોય તેઓ સ્વીકારેલી એ સ્વયંસેવા યથાશક્તિ બજાવવા માંડશે.

**નવીન પુસ્તકાલયો**

૯. તપાસણી ઉપરાંત, દર સાલ ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની શ્રીમંત સરકારની નીતિને બર લાવવામાં પણ આ મંડળ પુસ્તકાલય ખાતાને પોતાના પ્રચારકો દ્વારા પૂરતો સાથ આપે છે. અહેવાલના વર્ષે સરકારી બજેટની કાપકુપને કારણે ૩૦ જ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું ઠરેલું. તે બાબતમાં પત્રવ્યવહાર, રૂબરૂ મુલાકાત વગેરે દ્વારા મંડળે પુસ્તકાલય ખાતાને સંપૂર્ણ સહકાર આપ્યો હતો. શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય વિનાનું ન હોય એવી સ્પૃહણીય સ્થિતિ પ્રાપ્ત કરવાનું માન, આ સાલ, મહેસાણા પ્રાંતના વિસનગર તથા હારીજ મહાલોને મેળવી આપવા બદલ એ મહાલોના કાર્યકર્તાઓને ધન્યવાદ !

**પુસ્તકાલય પર્વણી**

૧૦. અજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ જનસમૂહને સમજાવવા કાજે દર વર્ષે વસંતપંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી તરીકે ઉજવવાનું ધોરણ છેલ્લાં અગિયારેક વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. તે મુજબ એ મંગળ પર્વ દર વર્ષે અનેક સ્થળે ઉજવાય છે; અને સરઘસ, પુસ્તકવાચન, પુસ્તક–પ્રદર્શન, વાર્તાકથન, રમતગમત, સભા–સંમેલનો, સંભાષણો, સ્થાનિક પુસ્તકાલય સંસ્થાના કાર્ય ને હિસાબની રજુઆત, ભજનમંડળીઓ વગેરે વિવિધ કાર્યક્રમ રખાય છે. નિવેદનના વર્ષે આ પર્વણી ઉત્સવ ચારે પ્રાંતમાં અનેક સ્થળે ઉજવાયો હતો. એમાંથી છત્રીસ સ્થળોના અહેવાલ મંડળ તરફ આવેલા તેનો સાર 'પુસ્તકાલય' માસિકના સન ૧૯૪૨ ના ફેબ્રુઆરી–માર્ચના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. આ નવીન વર્ષે પર્વણી ઉત્સવ વધુ સ્થળે ઉત્સાહભેર ઉજવાય એવા સાનુકૂળ સંજોગો પ્રાપ્ત થાય તે માટે પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના ગુજારીએ છીએ.

**શિષ્ટવાચન પ્રચાર**

૧૧. જનતા શિષ્ટ વાચન તરફ આકર્ષાય અને એકલા વાર્તાસાહિત્યને બદલે જીવનચરિત્ર કે જીવનવિકાસમાં ઉપયોગી થઇ પડે એવા અન્ય વિષયોના વાચન તરફ વળે એ સદ્દહેતુથી મંડળે શિષ્ટવાચનની

પરીક્ષાની યોજના છેલ્લાં અગિયારેક વર્ષથી હાથ ધરી છે. નિવેદનના વર્ષે પણ એ યોજના ચાલુ રખાઇ હતી.

નિવેદનના વર્ષ દરમ્યાન બે પરીક્ષાઓ યોજાઇ હતી. ૨૧મી પરીક્ષા કાકાસાહેબ કાલેલકર કૃત **સ્મરણ યાત્રા**ના પ્રેરણાત્મક જીવનપ્રસંગોની રખાઇ હતી, જેમાં ૧૪૧ ભાઇ બહેનો બેઠાં હતાં ને ૧૧૯ ઉત્તીર્ણ થયાં હતાં; ત્યારે ૨૨મી પરીક્ષા સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પ્રસિદ્ધ કરાયેલ **"સ્વર્ગોનું દોહન"** એ નામના પુસ્તકની જુલાઇ માસની ૨૬મી તારીખે લેવાઇ હોઇ તેનો લાભ ૧૧૯ જણે લીધો છે. આ યોજના અંગેની ઇનામવહેંચણી ખાતે રૂા. ૯૦–૬–૦ નો ખર્ચ નિવેદનના વર્ષમાં થયો છે; અને અગાઉની સભામાં ઠર્યા પ્રમાણે ઘણાંખરાં ઇનામો જે તે મહાલની પરિષદોમાં પ્રમુખશ્રીને હસ્તે વહેંચવાની તક સાધવામાં આવી છે. રાજ્ય મંડળની આ યોજનાનું અનુકરણ કેટલાંક ઉત્સાહી મહાલમંડળોએ પણ હવે કરવા માંડ્યું છે. એજ આ યોજનાની ઇષ્ટતા અને ઉપકારકતાની સાબિતી લેખાશે. અહેવાલના વર્ષ દરમ્યાન પાદરા, વડોદરા, ભાદરણ, શિનોર, કડી, ચાણસ્મા, સિદ્ધપુર, વિસનગર, ખેરાળુ અને અમરેલી એ ૧૦ મહાલોએ એવી પરીક્ષા યોજાઇ હતી. તે બદલ એ મહાલમંડળોના ઉત્સાહી કાર્યકર્તાઓને ધન્યવાદ આપી એ ધોરણ દર વર્ષે ચાલુ રાખવાની તેમને તેમ જ તેમનું અનુકરણ કરવાની બીજા મહાલોના કાર્યકર્તાઓને ભલામણ કરીએ છીએ. **શિષ્ટસાહિત્યનો પ્રચાર વધે એમાં જ ગણાવી જોઇએ પુસ્તકાલય પ્રવૃત્તિની ખરી સાર્થકતા !**

**વાચક મંડળ**

૧૨. હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના સુભાશયથી મંડળે વડોદરા વાચક મંડળની જે યોજના સન ૧૯૩૩–૩૪માં શરૂ કરેલી, તેનું કામ જોઇએ તેવું સંતોષકારક નહિ જણાયાથી મંડળની કારોબારીએ ગઇ સાલની વાર્ષિક સભામાં મૂળના ધોરણની એ યોજના આરોપ લઇને તેને સ્થાને ગ્રામ વાચકમંડળોની પ્રવૃત્તિનો અખતરો હાથ ધરવાનું ઠરાવેલું. ગ્રામ વાચક મંડળની સ્વીકૃત યોજના નીચે મુજબ છે: —

### ગ્રામવાચક મંડળની યોજના

(૧) અઠવાડિયામાં નિદાન એક ચોપડી વા ૨૦૦ પૃષ્ઠો જેટલું વાચન કરવાની ટેક લેનાર શિક્ષકો, વિદ્યાર્થીઓ અને અન્ય વાચકોનું આ મંડળ બને.

(૨) મંડળના સભાસદો દર અઠવાડિયે વા પખવાડિયે ભેગા મળે અને તે મુદત દરમ્યાન પોતે શું વાંચ્યું, કેટલું વાંચ્યું, શું સમજાયું, શું ગમ્યું, શું ન ગમ્યું, એ બાબતો વિષે છૂટથી વિવરણ અને ચર્ચા કરેઃ ઉપયોગી વિષય પર નિબંધ વાચન પણ કરી શકાય.

(૩) રાત્રે રાત્રે પ્રચારપાત્ર ઉપયોગી પુસ્તકોના વાચનવર્ગો પણ ફળિયાવારે ઉત્સાહી વાચકો દ્વારા યોજી શકાય.

(૪) સ્ત્રીઓ, બાળકો, તેમજ વૃદ્ધ જનોનો વાચનરસ જાગૃત કરી તેમને વાચનસાહિત્ય ઘેર બેઠાં પૂરું પાડવાના માર્ગ યોજાય.

ઉપરોક્ત યોજનાના અમલ માટે અહેવાલવાળા વર્ષ દરમ્યાન મંડળે પત્રવ્યવહારથી, પરિષદોમાં તેમજ શિક્ષણવર્ગોમાં ઠરાવ તથા વિવેચનો દ્વારા તેમજ પ્રાંત પ્રચારકો દ્વારા યથાશક્ય પ્રયત્નો કરેલા, જેને પરિણામે અનેક સ્થળે ગ્રામ વાચકમંડળો સ્થપાવાની આશા બંધાઇ છે. વડોદરા પ્રાંતમાં ઝારોળા તા. ભાદરણ, અવાખલ તા. શિનોર અને ગાડાં તા. પેટલાદ ગામોએ આવાં વાચકમંડળો ચાલતાં થયાં હોવાની ખબરો મળી છે. જે તે સ્થળોના ઉત્સાહી કાર્યકર્તાઓને તેમજ વાચક વર્ગને ઉપર નિર્દિષ્ટ બાબતો પૈકી બની શકે તેટલીનો અમલ કરવાનું ઠરાવી વાચકમંડળ સ્થાપી દઇને તેની ખબર અત્રે રા. પુ. મંડળને તેમજ પોતાના મહાલ પુ. મંડળને આપી દેવાની ખાસ ભલામણ કરીએ છીએ. અને પ્રાંત પ્રચારકોને તેમ માનદ મહાલ પ્રચારકોને, શરૂ થયેલી આ નવી સાલમાં, આ માટે ખાસ પ્રચાર કરી સ્થાનિક ગ્રામ વાચકમંડળો ઠેર ઠેર સ્થાપન કરાવી, તેની લેખી ખબરો આ તરફ મોકલાવી આપવાની ખાસ નોંધ લેવા સૂચવીએ છીએ.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**

૧૩. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં સુલભ કરી આપવા ખાતર પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની યોજના મંડળે સને ૧૯૩૪–૩૫ થી હાથ ધરેલી. સન ૧૯૪૦–૪૧ સુધી ચાલુ રહેલા તેના અમલ દરમ્યાન મળેલા અનુભવ પરથી તેમાં જરૂરી ફેરફાર કરવાનું ઇષ્ટ જણાયેલું. આથી મંડળની કારોબારીની ગઇસાલની વાર્ષિક સભાએ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક અને મંડળના સહમંત્રીની સમિતિ નીમેલી. તે સમિતિએ આ બાબત યોગ્ય વિચારણા કરી ઠરાવ્યું છે કે "પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં મેળવીને ગ્રંથપાલત્વની પરીક્ષા પસાર કરવા માગનારાંઓ માટે શ્રી ઉ. મો. પટેલ સંપાદિત '**સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ**' એ પુસ્તકનો અભ્યાસ આવશ્યક ઠરાવવો, અને તેમાં પુસ્તકોના વર્ગીકરણ કામની આવડતને ખાસ મહત્વ આપવું. સદર પુસ્તકના અભ્યાસમાં તેમજ વર્ગીકરણવિધિના શિક્ષણમાં પડતી મુશ્કેલીઓનું નિવારણ મંડળના સહમંત્રી પાસેથી જે તે ઉમેદવારે પત્રવ્યવહારથી મેળવી લેવું: વર્ષમાં બે વાર પરીક્ષા લેવાનું રાખવું."

અહેવાલવાળા વર્ષમાં જુની યોજના મુજબ તૈયાર થયેલા ૧૫ ઉમેદવારોની પરીક્ષા માર્ચ માસમાં લેવામાં આવેલ ને તેમાંથી ઉત્તીર્ણ થયેલા ૧૪ ઉમેદવારોને પુ. ખાતાના વ્યવસ્થાપક સાહેબ તથા મંડળના મંત્રીની સંયુક્ત સહીવાળાં પ્રમાણપત્રો આપવામાં આવ્યાં છે. પ્રમાણપત્રોની બીજી પરીક્ષા આ ઓક્ટોબર માસમાં જાહેર કરવામાં આવી છે. એનો લાભ ઉત્સાહી ઉમેદવારો જરૂર લે એમ ઇચ્છીએ છીએ.

**સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ**

૧૪. પુસ્તકાલય પ્રવૃત્તિના અઠંગ સેવક સ્વ. શ્રી. મોતીભાઇ અમીનની યાદગીરી અર્થે યોજાયેલા સ્મારક ફંડમાં સન ૧૯૪૦–૪૧ ની સાલ આખર સુધીમાં એકત્ર થયેલા રૂા. ૪૨૬૧–૬–૦ નું ટ્રસ્ટ ડીડ કરી પુ. સ. સ. મંડળને વહીવટ માટે સોંપી દેવામાં આવ્યું છે, ને તે પુ. સ. સ. મંડળની વ્યવસ્થાપક સભાએ ઠરાવ

નં. ૨૨ તા. ૧૧–૧૧–૪૧ થી સ્વીકાર્યું છે. આ ટ્રસ્ટ પછી નિવેદનના વર્ષની આખર સુધીમાં રૂા. ૨૦૯) સદરહુ ફંડ ખાતે વસુલ આવેલા તે પણ પુ. સ. સ. મંડળને, ટ્રસ્ટની શરત મુજબ, સુપ્રત કરી દેવામાં આવ્યા છે.

**સ્મારક ગ્રંથમાળા**

૧૫. સ્મારક ગ્રંથમાળાના પહેલા પુષ્પ તરીકે સ્વ. અમૃતલાલ સું. પઢિયારનાં સ્વર્ગમાળાનાં પ્રાપ્ય પુસ્તકોમાંથી ચુનંદા લેખોનો સંગ્રહ ' સ્વર્ગોનું દોહન ' નામે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. એ પુસ્તકની વેચાણ માટે ૧૫૦૦ નકલો છપાવી છે, જેમાંથી ૯૦૦ જેટલી નકલો ખપી ગઇ છે. ગ્રંથમાળાના કાયમના ગ્રાહક તરીકે ૨૫૦ પુસ્તકાલયોનાં નામ નોંધાયાં છે. રાજ્યનાં બાકીનાં પુસ્તકાલયો ગ્રંથમાળાના કાયમના ગ્રાહક તરીકે પોતાનાં નામ નોંધાવી દઈ સ્વ. અમીન સાહેબ પ્રત્યે પોતાની ભકિત પુરવાર કરે એ ઇચ્છવાયોગ્ય. બીજા પુષ્પ તરીકે જાણીતા ગ્રામસેવક શ્રી. બબલભાઇ મહેતાપ્રણીત " ભીંતપત્રો "નું પુસ્તક પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે.

**સિનેમા**

૧૬. વેચી નાખવા ઠરેલા સિનેમા મશીનનો નિકાલ ગ્રાહકના અભાવે થઇ શકયો નથી. કોઇપણ હિસાબે એનો નિકાલ કરી નાખવાનું કારોબારી સભાએ ગઇ સાલે ઠરાવ્યું છે. તેના અમલ માટે તજવીજ ચાલે છે.

**રાજ્ય પ્રચારક**

૧૭. ઉપરોકત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત મંડળ તરફથી નિમાયલા પગારદાર રાજ્ય પ્રચારક ભાઈ વલ્લભભાઇની સેવા પણ અહેવાલની સાલે ચાલુ રહી છે. તેમણે નવીન પુસ્તકાલયો ઉઘાડવાના, પ્રાંત મંડળની વાર્ષિક સભાના, રાજ્ય પુ. મંડળ તરફે યોજાતાં પુસ્તકાલય શિક્ષણવર્ગોના, પરિષદોમાં હાજર રહી તેની કાર્યવાહીને દોરવાના તેમજ કેટલાંક ગ્રામ પુસ્તકાલયોની તપાસણીના વગેરે વગેરે કામે કુલ ૫૩ ગામોની ૭૬ દિવસમાં ફેરણી કરી છે. પ્રચાર તથા તપાસણીની કામગીરી ઉપરાંત મંડળના હિસાબ કિતાબ અને ઑફિસના દફતરી કામની જવાબદારી પણ રાજ્ય પ્રચારકને માથે મુકાયેલી છે. એ જવાબદારી સંતોષકારક રીતે સંભાળવા ઉપરાંત ગ્રામ પુસ્તકાલયોનાં બજેટમંજૂરીના કામે ખાતાને પૂરતો સહકાર આપવાની, નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા માટે પ્રાંતો અને મહાલોના કાર્યકર્તાઓ સાથે પત્રવ્યવહાર કરી બજેટો તથા રકમો મંગાવી આપવાની, તેમજ જૂથ અને મહાલ મંડળોને જાગતાં રાખવાની ફરજો એમણે બજાવી છે. એ સિવાય મંડળના બંધારણમાં સુધારા વધારા કરવા માટે નિમાયેલી સમિતિએ રજુ કરેલા મુસદ્દાને છપાવી તેની નકલો લાગતાવળગતાંઓને મોકલી છે. તદુપરાંત સ્મારક ફંડનો હિસાબ રાખવા, વસૂલ આવતી રકમોની પાવતીઓ ભરવા વગેરેની કામગીરી પણ એમણે કરી છે.

**સહમંત્રી**

૧૮. સહમંત્રી તરીકે શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીની સેવા પણ ચાલુ રખાઇ છે. નિવેદનની સાલે એમણે શિષ્ટ વાચનની પરીક્ષાઓ અંગેનું પરીક્ષાની જાહેરાતથી માંડીને તે અરજીઓ મંગાવી; પ્રશ્નપત્રો કાઢી છપાવી પહોંચતા કરવા તથા ઉત્તરપત્રો તપાસી પરિણામ

પ્રસિદ્ધ કરવા લગીનું તમામ કામ, ગ્રામ વાચક મંડળો ઉભાં કરાવવા અંગે જરૂરી પત્ર-વ્યવહાર તેમ પ્રચાર કરવાનું કામ, મૂળ યોજના મુજબ તૈયાર થતી જુની ટૂકડીનો અભ્યાસ પૂરો કરાવવાનું તથા પ્રમાણપત્ર માટેની પરીક્ષા ગોઠવી તદંગેનું તમામ કામ કરવા ઉપરાંત ઉપરોક્ત બધા જ શિક્ષણ વર્ગોમાં હાજર રહી તથા ગોધરા સ્ટુઅર્ટ લાયબ્રેરીના ગ્રંથપાલને, કચેરીના સમય દરમ્યાન, વર્ગીકરણ પદ્ધતિનું ક્રિયાત્મક શિક્ષણ આપવાની તથા ધીણોજ મુકામે ભરાયેલી મહેસાણા પ્રાંત પરિષદમાં હાજર રહી તેની કાર્યવાહીને દોરવાની કામગીરી બજાવી છે. મંડળને લગતો પત્રવ્યવહાર તથા પ્રાંત તેમજ મહાલ પ્રચારકોની માસિક ડાયરીઓ તપાસી તેમની તાલીમ, દોરવણી તથા દેખરેખની કામગીરી, તેમજ સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારકમાળા અંગે જરૂરી પત્રવ્યવહાર કરવાની તથા હસ્તલિખિતો મંગાવી, વાંચી વંચાવડાવી સમિતિ પાસે બહાલ કરાવવાની તમામ કામગીરી પણ સહમંત્રીએ જ બજાવી છે. સહમંત્રીની બહારગામની કામગીરી કુલ ૧૮ દિવસની થઈ છે.

**માનદ મંત્રીઓ**

૧૯. પરિષદ પ્રવૃત્તિની શરૂઆતથી મંડળનું મંત્રીપદ સંભાળતાં રહેલા શ્રી મણિલાલ મંગળજી કાશીવાળા, અહેવાલના વર્ષે, રાજીનામું આપી મંત્રી-પદેથી છૂટા થયા છે. એમના રાજીનામાનો સ્વીકાર કરતાં, મંડળની વ્યવસ્થાપક સભાએ તેમની એકધારી સારી સેવાની નોંધ લીધી છે. શ્રી. કાશીવાળા મુખ્ય મંત્રીપદેથી છૂટા થતાં જોડીયા માનદ મંત્રી તરીકે કામ કરતા શ્રી રામભાઈ કા. પટેલે મુખ્ય મંત્રી તરીકેની જવાબદારી ઉઠાવી લીધી છે. અહેવાલવાળા વર્ષ દરમ્યાન એમણે મંડળના મહેકમની ચાલુ કામગીરી પર દેખરેખ રાખવા ઉપરાંત પેટલાદ મહાલ મંડળની સભા તથા પરિષદમાં તેમજ મુંબાઈમાં ભરાયેલી અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી.

**પ્રમુખપદ**

૨૦. મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે, સમાજહિતનાં કાર્યોમાં ઘણો ઉત્સાહ ધરાવનાર વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ સાહેબની સેવા નિવેદનના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. તે બદલ તેઓશ્રીનો આભાર માનીએ છીએ, ને તેમની ઇચ્છા હવે નિવૃત્ત થવાની છે, પણ મંડળના હિતની ખાતર હજી નવીન વર્ષે પણ તેમની સેવાનો લાભ જારી રાખવાની તેઓશ્રીને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

**રાજ્યાશ્રય અને પ્રાંત પંચાયતોની મદદ**

૨૧. મંડળના ઉદ્દેશને માન્ય રાખી તેની સિદ્ધિ અર્થે વાર્ષિક રૂ. ૧૨૦૦) ની મદદ આપવાનું નવું ધોરણ શ્રીમંત સરકારે સન ૧૯૩૮-૩૯ થી પાંચ વર્ષ માટે મંજુર કરવાની કૃપા કરી છે. તે મુજબ નિવે-દનની સાલે રૂ. ૧૨૦૦) સરકાર મદદના મળ્યા છે. ચારે પ્રાંત પંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી પંચાયત પક્ષની એટલી જ રકમ પૂરી પાડી છે. આ બદલ શ્રીમંત સરકાર તથા પ્રાંત પંચાયતોનો સહૃદય અહેશાન માનીએ છીએ.

૨૨. રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા અહેવાલના વર્ષે ૧૪૪૧ છે, જેમાંથી ૧૨૩૮ સંસ્થાઓ બંધારણમાં ઠરેલી ફી (લવાજમ) ભરીને મંડળના સભ્ય તરીકે ચાલુ રહી છે. પ્રાંતવાર સંસ્થાઓ તથા તેમાંથી લવાજમ આપનારાંની સંખ્યા માટે પરિશિષ્ટ જુઓ જોઈ લેવા વિનંતિ છે. સંસ્થાઓ ઉપરાંત વ્યક્તિગત સભાસદો કરવાનું પણ આપણું ધોરણ છે, ને તેને માટે આજીવન સભ્યનું લવાજમ રૂ. ૨૫) અને વાર્ષિક સમાસદનું લવાજમ રૂ. ૩) છે. એ બન્ને વર્ગોના સભ્યો મંડળના ચોપડે નોંધાવ એ બહુ ઇચ્છવાજોગ હોઇ તે માટે બનતો પ્રયાસ કરવા મંડળની કારોબારી સમિતિના સભ્યોને વિનંતિ કરીએ છીએ.

**મંડળના સભ્યો, કાર્ય-પદ્ધતિ અને હિસાબ.**

મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ સન ૧૯૩૯–૪૦ માં ઝારોળા મુકામે ભરાયેલી ૭ મી રાજ્ય પુ. પરિષદની બેઠકમાં ચુંટવામાં આવેલું. તેમાં અવસાન તથા રાજીનામાના કારણે કારોબારીએ કરેલા સુધારાવાળું વ્યવસ્થાપક મંડળ હાલ કામ કરી રહ્યું છે. એના સભ્યોનાં નામ પરિશિષ્ટ ૩ જામાં આપેલાં છે.

વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા, દર સાલ પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ, સપ્ટેમ્બર માસમાં ભરાય છે, ને તેમાં પૂરા થયેલા વર્ષનો અહેવાલ–હિસાબ ને નવી સાલનું બજેટ રજૂ કરી બહાલ કરાવી લેવામાં આવે છે. તે પછી પણ વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોની વિચારણા ને નિર્ણય વ્યવસ્થાપક મંડળે કરવાના પ્રસંગ પડે છે. પણ તેવે વખતે વ્ય. મં. ના સભ્યો આખા રાજ્યમાંથી ચુંટાયલા અને પોતપોતાના વ્યવસાયોમાં રોકાયલા હોવાથી વખતોવખત ભથ્થાભાડાનો ખર્ચ કરી અને કિંમતી વખતનો ભોગ આપી બધા સભ્યોની સભા બોલાવવાનું શકય તેમ ઉચિત નહિ લાગતું હોવાથી વડોદરા પ્રાંતમાંથી ચુંટાઇ આવેલા સભ્યો સાથે માનદ-મંત્રી રાજ્ય પુ. મંડળે વિચારવાના સામાન્ય પ્રશ્નોની ચર્ચા કરી લઇ તે પર દરેક સભાસદના અભિપ્રાય ટપાલ દ્વારા મેળવીને નિર્ણય કરી લેવાનો સામાન્ય વહીવટ મંડળે સ્વીકાર્યો છે. છતાં અહેવાલવાળા વર્ષમાં મંડળના મુખ્ય મંત્રીના રાજીનામાનો તથા મંડળના મહેકમના પગારની ગ્રેડ તથા પ્રોવિડન્ટ ફંડની યોજના જેવા મહત્ત્વના પ્રશ્નોનો નિકાલ કરવાનું પ્રાપ્ત થવાથી માર્ચ મહિનામાં વ્યવસ્થાપક મંડળની ખાસ બેઠક મળી હતી. ઓડિટ થયેલો મંડળનો ઉપજ–ખર્ચનો વિગતવાર હિસાબ પરિશિષ્ટ ૧ માં સામેલ છે.

**ઑફીસ**

૨૩. મંડળની ઑફીસ સેન્ટ્રલ લાયબ્રેરીમાં સાર્વજનિક પુસ્તકાલય શાખાની કચેરીમાં ચાલુ રહી છે.

**આભાર**

૨૪. આ મંડળને વખતોવખત જોઇતી સગવડ અને સહાય આપી મંડળના કાર્ય પરત્વે સહાનુભૂતિ ધરાવવા બદલ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. વાકનીસ સાહેબનો તથા મદદનીશ વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઇ સાહેબનો, મંડળના રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મંત્રીમંડળનો

અને પંચાયત પક્ષની મદદ પૂરી કરી આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, શિક્ષણવર્ગમાં તેમ પરિષદમાં હાજરી આપવા પૂરતી શિક્ષકોની કામગીરી ગણવા માટે મંજુરી આપવા બદલ મે. રા. રા. રાજ્ય વિદ્યાધિકારી સાહેબનો; સભાસદ સંસ્થાઓના લવાજમ વસુલ કરી આપવા બદલ પુસ્તકાલય સ. સ. મંડળ લિ.નો અને મંડળનો હિસાબ ને સરવૈયું વગર ફીએ ઑડિટ કરી આપવા બદલ રાજ્યમાન્ય એકાઉન્ટન્ટસ મેસર્સ આપાજી અમીન ઍન્ડ કો. નો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા, તા. ૧૫-૯-૪૨

રામભાઇ કા. પટેલ
માનદ મંત્રી
વ. રા. પુ. મંડળ

---

# તમને પોતાને પૂછો—

દશ ગાઉ ચાલવાની તાકાત મ્હારામાં આવી છે ?

ત્રણ ગાઉ દોડતા સુધી મ્હારો શ્વાસ અતૂટ રહી શકે છે ?

કુસ્તી, જ્યુજુત્સુ કે બૉક્સીંગ-બજરમુષ્ટિ વડે હું મ્હારો પોતાનો બચાવ કરી શકું એમ છે ?

મ્હને લાઠી કે લાકડીના દાવ આવડે છે ?

જમૈયો કે ભાલાનું ચમકતું ફળ જોઇ મને ચમક તો નથી થતી ને ?

મ્હારા ચાર સોબતીઓ ભેગા ઉભા રહેતાં મને આવડે છે ? એમની સાથે સાથે હું પગ ઉપાડી શકું છું ? એમની સાથે સાથે હું હાથ ઉપાડી શકું છું ? કે પછી ઉભા રહેતાં, ચાલતાં, હાથ ઉપાડતાં હું એવી અવ્યવસ્થા કરી મૂકું છું કે જેથી મ્હારા જ સોબતીઓને હું ભારે થઇ પડું છું ?

મ્હને તરતાં આવડે છે ?—પછી બીજાને તારવાની વાત.

મ્હને ઝાડ ઉપર ચઢતાં કે ભીંત ઠેકતાં ભય તો લાગતો નથી ને ?

હું ભણેલો હોવાથી ભૂત પ્રેતમાં ન માનું પણ મને ભણેલાને અંધારામાં એકલા જતાં ભયની ભમરીઓ તો કરડતી નથી ?

આ બધાનો સંતોષકારક જવાબ હું આપું નહીં ત્યાં સુધી હું નિર્બળ જ છું.

અને નિર્બળનું બળ ' રામ ' માની હાથપગ જોડી બેસી રહી હું બધા જ બળધારીઓ આગળ નાકલીંટી ખેંચતો બેસી જ રહેવાનો ?

હાથમાં લાઠી પકડયા સિવાય લાઠી ખાતાં આપણને આવડે ખરી ?

દર વર્ષે મુંબાઇ યુનિવર્સિટી વીસ વીસ હજાર મેટ્રીક્યુલેટસને બહાર પાડે છે. પાંચ વર્ષમાં લાખની સંખ્યાએ પહોંચનાર એ પેઢીમાં દેહની નિર્બળતા દૂર કરનાર કેટલા તૈયાર થયા ?

—સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇ

## પરિશિષ્ટ ૧ લું

### સન ૧૯૪૧-૪૨ ના ઉત્પન્ન-ખર્ચનો હિસાબ

( તા. ૧-૮-૪૧ થી તા. ૩૧-૭-૪૨ સુધીનો )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૭૬૬-૧૨-૦ | સાર્વજનિક પુસ્તકાલયો તરફથી લવાજમ અને મદદના | ૧૩૦૭-૪-૦ | મહાલ તથા પ્રાંત મંડળોને ફાળવણીના |
| ૧૨૦૦-૦-૦ | સરકાર મદદ | ૭૩૩-૧૫-૭ | પ્રાંત મંડળોને પ્રાંત પ્રચારક ખાતે મદદના |
| ૧૨૮૦-૮-૦ | પ્રાંત પંચાયત મદદ | ૭૮૫-૩-૩ | સહમંત્રીનો પગાર તથા મુસાફરી ખર્ચ |
| ૬૭-૮-૪ | વ્યાજ | ૬૮૯-૧૧-૬ | રાજ્ય પ્રચારકનો પગાર તથા મુસાફરી ખર્ચ |
| ૫૩-૨-૬ | પરચુરણ ઉત્પન્ન | ૨૩૬-૦-૯ | શિક્ષણ વર્ગોનો ખર્ચ |
| | ૨૨-૯-૦ પાટણ પુ. તરફથી પ્રાંત પ્રચારકની ખાસ કામગીરી બદલ પગારના | ૯૦-૬-૦ | શિ. વા. ની પરીક્ષાઓનાં ઇનામ તથા પુસ્તક ખર્ચ |
| | ૩૦-૨-૦ મહેસાણા પ્રાંત પુ. મં. ને પાછલી સાલે વધુ અપાયલી મદદ પરત જમા લીધી તેના | ૬૮-૫-૯ | કંટીજંટ તથા પોસ્ટેજ ખર્ચ |
| | ૦-૭-૬ ' પુ. પ્રવૃત્તિની માહિતી 'ની પત્રિકાના વેચાણના | ૬૨-૮-૦ | છપામણી ખર્ચ |
| | ૫૩-૨-૬ | ૪૧-૬-૯ | મંત્રીઓ તથા વ્ય. મં. ના સભ્યોના મુસાફરી ખર્ચના |
| | | ૩૫-૧૦-૦ | સ્ટાફના પ્રોવિડંટ ફંડ ખાતે |
| | | ૪૦૫૦-૭-૭ | |
| | | ૨૩૬-૭-૩ | સાલ આખર બચત રહી તે |
| ૪૨૮૬-૧૪-૧૦ | | ૪૨૮૬-૧૪-૧૦ | |

વડોદરા તા. ૪ થી સપ્ટેમ્બર ૧૯૪૨

અમે ઉપરનો ઉપજ-ખર્ચનો હિસાબ તપાસ્યો છે ને તે બરાબર છે.

(Sd). Apaji Amin & Co.
Registered Accountants
Auditors.

### તા. ૩૧-૭-૪૨ આખરનું સરવાયું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૬૨૧૪-૨-૭ | ચાલુ ફંડ (રાજ્ય પુ. મં. નું) | ૧૮૯-૨-૩ | પુસ્તકોનો સ્ટૉક ( વેચાણ બાદ જતાંનો ખર્ચ ) |
| | ૫૯૭૭-૧૧-૪ સન ૧૯૪૦-૪૧ આખરનું | | ૧૨૨-૯-૩ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧ લા ખાતે ( સ્ટૉક નં. ૧૮૪ ) |
| | ૨૩૬-૭-૩ સન ૧૯૪૧-૪૨ ની બચત | | ૬૬-૯-૦ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨ જા ખાતે ( સ્ટૉક નં. ૨૨૩ ) |
| ૩૫૧-૧૫-૬ | અનામત દેવા | | |
| | ૧૩૫-૦-૦ શ્રી સ. બા. દ. ફંડના વ્યાજના. | | |
| | ૧૧૦-૦-૦ સન ૪૦-૪૧ આખરના | | |

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫–૦–૦ | સન ૪૧–૪૨ માં આવ્યા | ૧૧૦૩-૧-૫ | લ્હેણું |
| ૭૬-૧૦-૩ | શ્રી દત્ત સ્મા. ફં. ના વ્યાજના | ૧–૯–૦ | નવસારી પ્રાંત પુ. મંડળ |
| ૫૧-૧૦-૩ | સન ૪૦–૪૧ આખરના | ૧૦૭૪–૧–૦ | પુસ્તકાલય સ. સ. મંડળ |
| ૨૫–૦–૦ | સન ૪૧–૪૨ માં આવ્યા | ૨૧–૨–૫ | મહેસાણા પ્રાંત પુ. મંડળ |
| ૧૦–૦–૦ | કામરેજ–માંગરોળ મહાલની શિ. વા. ની પરીક્ષા માટેના | ૬–૫–૦ | અમરેલી પ્રાંત પુ. મંડળ |
| ૪૦–૫–૩ | બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨જાની પૂરવણી ખાતે ખર્ચ જતાં વધુ આવ્યા તે | ૫૨૭૩-૧૪-૫ | રોકડ શિલક |
| | | ૫૪૬–૯ ૯ | બરોડા બેંકના ચાલુ ખાતામાં |
| | (હવે સ્ટૉક. નં. ૫૭૩) | ૪૬૬૧–૪–૮ | બરોડા બેંકના સેવિંગ ખાતામાં |
| ૯૦–૦–૦ | સ્ટાફના પ્રોવિડંટ ફંડના | ૬૬–૧–૦ | હાથ ઉપર શિલક |
| ૬૫૬૬–૨–૧ | | ૬૫૬૬–૨–૧ | |

વડોદરા તા. ૪ થી સપ્ટેમ્બર ૧૯૪૨

અમે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું તા. ૩૧–૭–૪૨ નું ઉપર જણાવેલું સરવાયું તપાસ્યું છે અને તે બરાબર છે.

(Sd). **Apaji Amin & Co.**
Registered Accountants
Auditors.

## પરિશિષ્ટ ૨ જું

### આજીવન સભ્ય

૧ રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત | | મહેસાણા પ્રાંત | | નવસારી પ્રાંત | | અમરેલી પ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુસ્તકાલય. | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુસ્તકાલય | ૧૭ | ૧૬ | ૧૪ | ૧૪ | ૬ | ૬ | ૫ | ૫ |
| ગ્રા. પુ; મ. પુ; બા. પુ; કસ્બા તથા ગ્રામ વા. | ૫૪૪ | ૪૭૪ | ૪૮૭ | ૪૧૯ | ૨૨૫ | ૧૮૬ | ૧૩૯ | ૧૧૫ |
| | ૫૬૨ | ૪૯૦ | ૫૦૨ | ૪૩૪ | ૨૩૨ | ૧૯૩ | ૧૪૫ | ૧૨૧ |

કુલ : ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૪; કસ્બા પુસ્તકાલય ૪૨; મહિલા પુસ્તકાલય ૨૧; બાલ પુસ્તકાલય ૧૨; ગ્રામ પુસ્તકાલય ૧૩૦૧; ગ્રામ વાચનાલય ૫૯; કસ્બા વાચનાલય ૨ મળી કુલ ૧૪૪૧ માંથી લવાજમ આપનારની કુલ સંખ્યા ૧૨૩૮.

## પરિશિષ્ટ ૩ જું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ :

રાવ બહાદુર શ્રી. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ

માનદ મંત્રી :

શ્રી રામભાઈ કાશીભાઈ પટેલ-વસો

સભાસદો :

૧ રાજપ્રિય શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઇ, વડોદરા
૨ શ્રી મગનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા
૩ શ્રી નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૪ શ્રી ચીમનભાઇ હરીભાઇ અમીન, વરણામા
૫ શ્રી જયવતીબેન ન. દેસાઈ, વડોદરા
૬ શ્રી ચુનીલાલ પુરૂષોત્તમદાસ શાહ, વડોદરા
૭ શ્રી હરિવલ્લભદાસ ચુ. શાહ, પેટલાદ
૮ શ્રી મહાસુખભાઇ ચુ, શેઠ, વિસનગર
૯ શ્રી ચુનીલાલ મગનલાલ દેસાઇ, વડોદરા
૧૦ શ્રી મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ
૧૧ શ્રી બાપુલાલ વિઠ્ઠલદાસ ગામી, કડી
૧૨ શ્રી જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા
૧૩ શ્રી નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ધીણોજ
૧૪ શ્રી કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૧૫ શ્રી કનૈયાલાલ જમનાદાસ મજમુદાર, નવસારી
૧૬ શ્રી કસનજી દયાળજી દેસાઇ, નવસારી
૧૭ શ્રી પ્રતાપરાય ગીરધરલાલ મહેતા, અમરેલી
૧૮ શ્રી મોહનલાલ વીરજીભાઇ પટેલ, „
૧૯ શ્રી કલ્યાણરાય નથ્થુભાઇ જોશી, દ્વારકા

## પરિશિષ્ટ ૪ થું

### પરિષદોની હકીકત

| કઈ પરિષદ | | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|---|
| ૧ કડી મહાલ પાંચમી પરિષદ | | ૫-૧૦-૪૧ | કડી | કલોલ વિભાગ શાળાધિકારી શ્રી દા. ગો. માલસે |
| ૨ વિજાપુર મહાલ ૨જી | ,, | ૨૫-૧-૪૨ | બીલોદરા | ,, |
| ૩ પેટલાદ મહાલ ૬ઠ્ઠી | ,, | ૧૫-૩-૪૨ | સિહોલ | શ્રી ગો. દા. રાયપુરા |
| ૪ કોડીનાર મહાલ ૨જી | ,, | ૨૨-૩-૪૨ | ઘાંટવડ | પ્રાંત સુબા શ્રી ઠાકોરલાલ મો. દેસાઈ સાહેબ |
| ૫ મહેસાણા પ્રાંત ૪થી | ,, | ૧૨/૧૩-૪-૪૨ | ધીણોજ | શ્રી મહાસુખભાઈ ચુનીલાલ શેઠ |
| ૬ વિસનગર મહાલ ૬ઠ્ઠી | ,, | ૨-૫-૪૨ | ગોઠવા | ,, |
| ૭ સાવલી મહાલ ૨જી | ,, | ૧૭-૫-૪૨ | વેમાર | શ્રી રમણલાલ વ. દેસાઈ |

---

## પરિશિષ્ટ ૫ મું

### પ્રાંત તથા માનદ પ્રચારકોએ કરેલી પુસ્તકાલય તપાસણી

| નામ | કયા પ્રાંત વ મહાલના પ્રચારક | કેટલાં ગામ તપાસ્યાં |
|---|---|---|
| ૧ શ્રી છગનભાઇ મથુરભાઇ પટેલ | વડોદરા તથા નવસારી પ્રાંત | ૧૬૯+૭૭ |
| ૨ શ્રી ભાઇશંકર ટી. ઠાકર | મહેસાણા તથા અમરેલી પ્રાંત | ૨૩૦+૫૩ |
| ૩ શ્રી છોટાભાઇ રાયજીભાઇ પટેલ | વડોદરા મહાલ માનદ | ૭ |
| ૪ શ્રી છગનલાલ સોમેશ્વર જોશી | સાવલી મહાલ માનદ | ૧૧ |
| ૫ શ્રી સોમાભાઇ ગરબડભાઇ | ,, | ૫ |
| ૬ શ્રી ચતુરભાઇ નારણભાઇ પટેલ | પાદરા મહાલ માનદ | ૬ |
| ૭ શ્રી અંબાલાલ દ્વારકાદાસ પટેલ | ભાદરણ મહાલ માનદ | ૪ |
| ૮ શ્રી છોટાલાલ મોતીલાલ રાવળ | સિદ્ધપુર મહાલ માનદ | ૧ |
| ૯ શ્રી નાનજીભાઇ જેઠીદાસ પટેલ | ચાણસ્મા મહાલ માનદ | ૬ |
| ૧૦ શ્રી સીતારામ સોમનાથ શુક્લ | કડી મહાલ માનદ | ૯ |
| ૧૧ શ્રી જયશંકર જી. ભટ્ટ | આતરસુંબા મહાલ માનદ | ૩ |
| ૧૨ શ્રી ઉમિયાશંકર લ. દવે | વિસનગર મહાલ માનદ | ૫ |
| ૧૩ શ્રી નંદલાલ પુરૂષોત્તમ ત્રિવેદી તથા | દામનગર મહાલ માનદ | ૭ |
| ૧૪ શ્રી પ્રાણજીવન ભવાનીશંકર જોશી | ,, મહાલ પુ. મં. ના મંત્રી | |





૧. રસપાન—લેખકઃ પ્રૉ. મોહનલાલ પાર્વતીશંકર દવે; પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮ + ૨૧૪, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

પ્રૉ. દવે આપણા સાહિત્યના એક ઊંડા અભ્યાસી લેખક છે. એઓએ અવારનવાર પ્રસંગોપાત્ત આપણા કેટલાક સાહિત્યકારો અને એમની કૃતિઓનો પરિચય આપતાં જે વ્યાખ્યાનો આપેલાં તેનો આમાં સંગ્રહ કરેલો છે. એમાં આપણા રસકવિ દયારામને તેમ જ વીર નર્મદને લગતાં ૨ વ્યાખ્યાનો અપાયાં હોઈને બીજાં જાણીતા જૂના વિવેચક નવલરામ, સાક્ષરશ્રી નરસિંહરાવ, ગુજરાતી સાહિત્યને નક્કર એવો સમૃદ્ધ ફાળો આપનાર સ્વ. સાક્ષરશ્રી કમળાશંકર ત્રિવેદીનો તેમ જ તેમની કૃતિઓનો પરિચય પણ આપ્યો છે; જ્યારે છેલ્લા બેમાં અર્વાચીન યુગનું કાવ્યસાહિત્ય અને સંસ્કૃત સાહિત્યના અણમૂલ રત્ન સરખી ગણાતી સાહિત્યકૃતિ–શકુન્તલાનું અવલોકન રસભરી રીતે કરાવ્યું છે.

સાહિત્યમાં રસ લેતા અને એ સાહિત્યકારોના જીવન વિષે જાણવા ઇચ્છનારને સાહિત્ય–રસયુક્ત સાહિત્યપાન આમાંથી મળશે. સાહિત્યના અભ્યાસીઓને આ પુસ્તક ઠીક ઉપયોગી નીવડે તેવું છે.

૨. સર્વોદયની જીવનકળા—અનુવાદકઃ શ્રી. ગોપાલદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશકઃ નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮+૩૪૦, બોર્ડ પૂઠીનું પાકું પૂઠું, મૂલ્ય રૂા. બે.

જાણીતા વિદેશી વિદ્વાન વિચારક શ્રી. એલ. પી. જેક્સના " Constructive citizenship"ના સ્વતંત્ર અનુવાદરૂપ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. એમાંના સિદ્ધાંતોને આપણા દેશ–કાળને અનુરૂપ બનાવવાની અનુવાદકે ઠીક કુશળતા દાખવી છે.

પુસ્તકનો પ્રવેશક–પરિચય–લખનાર શ્રી. મગનભાઈ દેસાઈએ એને કર્મયોગના સામાજિક ભાષ્ય તરીકે ઓળખાવ્યું છે તે યથાર્થ જ છે. ગીતામાં જેમ એક વ્યક્તિને સંબોધી કર્મયોગ સદ્બોધવામાં આવ્યો છે તેમ, આ પાશ્ચાત્ય લેખકે, આ પુસ્તકમાં સમાજ–સામુદાયિક સમષ્ટિ–ને ઉદ્દેશી સામાજિક કર્મયોગનું દિગ્દર્શન કરાવ્યું છે. એમાં આપણા સામાજિક એવા અનેક પ્રશ્નોની ઝીણવટભરી છણાવટ કરવામાં આવી છે. અને તેને લગતા નીતિનિયમો પણ સમજાવવામાં આવ્યા છે. આમાં–આ સામાજિક કર્મયોગમાં વ્યક્તિહિત પણ કેવું સાધી શકાય છે તે પણ યથાર્થ રીતે બતાવ્યું છે.

અને એને અનુરૂપ પુસ્તકના નામ પ્રમાણે " સર્વોદયની જીવનકળા "–સૌ કોઈની

ઉન્નતિ માટેનું જીવન જીવવાના શાસ્ત્રરૂપ આ પુસ્તકને સહજે લેખી શકાય. પુસ્તકાલયો આ પુસ્તક ખુશીથી વસાવી લે.

**૩. સંસ્કારલક્ષ્મી**—( સચિત્ર ) લેખકઃ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ; પ્રકાશકઃ મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. સુંદર આકર્ષક પૂઠાની પેટી સાથે ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૫૫, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૫

આપણે ત્યાં સ્ત્રીઓને લગતા જુદા જુદા વિષયો પર જુદા જુદા લેખકોએ કલમો ચલાવી છે અને જે તે વિષયને લગતું જ્ઞાન આપવા પ્રયત્નો થયા છે; જ્યારે સ્ત્રીઓના પ્રશ્નોને લગતો ભાગ્યે જ કોઈ વિષય આ પુસ્તકમાં ઉતારવો રહી ગયો હશે. એટલે, આ પુસ્તક ખરી રીતે કહીએ તો " સ્ત્રી સર્વસંગ્રહ " સરખો થયો છે. એનો પરિચય આપવા જતાં–એમાં અપાયેલા વિષયો ગણાવવા જતાં–લંબાણ થાય. એટલે ટૂંકમાં એટલું જ કહીએ કે સ્ત્રીસમાજના પ્રશ્નોમાંનો ભાગ્યે જ કોઇ આ પુસ્તકમાં રહી જવા પામ્યો હશે. શ્રી. સંપટ ખરે જ, આપણા સર્વસંગ્રહરૂપ છે. તેમની લેખિની દ્વારા ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકારણના વિષયો આપણને જાણવા મળે છે; ત્યારે સ્ત્રીસમાજનું એક સર્વાંગ પુસ્તક મળે એ પણ સ્વાભાવિક જ છે.

સ્ત્રીસર્વસંગ્રહ સરખું આ પુસ્તક સઘળી ગુર્જર ગૃહિણીઓ અપનાવે એટલી આશા લેખક–પ્રકાશક રાખે તો તે વધારે પડતી નહિ લેખાય. સ્થિતિવાળાં પુસ્તકાલયો અવશ્ય ખરીદે.

**૪. પંચતંત્રની વાર્તાઓ**—ભા. ૧–૨; લેખકઃ શ્રી. ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ; પ્રકાશકઃ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, રાવપુરા વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૧૨ (ભા. ૧) ૮+૧૦૪ (ભા. ૨). બોર્ડપટીનું સચિત્ર પૂઠું, મૂલ્ય બન્ને ભાગનો રૂા. ૧) ૧૯૪૧

આપણે ત્યાં જુદાં જુદાં દૃષ્ટાંતોને આડે રાખી હિતોપદેશ આપવાની જૂની પ્રથા પ્રચલિત છે. તદનુસાર સંસ્કૃત સાહિત્યમાં આ પંચતંત્રની વાર્તાઓ કોઈ અજ્ઞાત પંડિતની લખેલી હોવાની કહેવાય છે. એમાં વાર્તારૂપે બોધ સમાયેલો છે. આમાં ખાસ કરીને બાળોને ઉપયોગી વાર્તાઓ પ્રાણીઓને મુખ્ય પાત્રોરૂપે રાખી રચાયેલી છે. આવી વિદેશી સાહિત્યમાં ઇસપ નીતિકથાઓ પણ જાણીતી છે.

આ પંચતંત્રની વાર્તાઓ સરળ બાલભોગ્ય શૈલીએ જાણીતા બાલશિક્ષક શ્રી. ચંદ્રશંકરે તૈયાર કરેલી હોઇને ગુજરાતી ત્રીજા–ચોથા ધોરણનાં વિદ્યાર્થીઓને વાંચવી સુગમ પડે તેવી છે. ઉપરાંત વાર્તારૂપે બોધ હોવાથી બાળકોને તેમાંથી ઠીક સદ્બોધ પણ મળશે. એક રૂપિયાની કિંમતમાં પંચતંત્રની વાર્તાઓના આ બે ભાગ દરેક પુસ્તકાલયે વસાવવા જેવા છે. બાળકોને એ જરૂર ગમશે.

મણિલાલ મો. વ્યાસ

**૫. ऊर्दू लिपिशिक्षिका**—લેખકો હંસરાજ જૈન; गिरिराज किशोर. પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. ૦–૭–૦ પૃ. ૭૬. પૂઠું દેશી કાગળનું.

નામ પ્રમાણે ગુણ ધરાવતી આ પુસ્તિકા ખરેખર ઉર્દૂ - શીખનાર માટે આશીર્વાદ સરખી છે. અત્યાર સુધીમાં જે છૂટા છવાયા પ્રયત્નો થયેલા તેમાં આ પુસ્તિકા અગ્રસ્થાને છે.

આમાં રાષ્ટ્રભાષા સાથે ઉર્દૂ લિપિમાં છાપકામ થયેલું છે. સમજૂતી સચોટ અને શિક્ષકની ગરજ સારે તેવી છે. ઉર્દૂ પ્રચારપ્રેમી અને શીખનાર જેમ બને તેમ વેળાસર ખરીદે.

૬. ऊर्दू लिपिपरिचय—લેખકઃ याज्ञवल्क्य अग्निहोत्री–ગવર્મેન્ટ ટ્રેનિંગ કૉલેજ, સૂરત. પ્રકાશકઃ શ્રી હરિહર પુસ્તકાલય ટાવરરોડ, સુરત. પૃ. ૧૦+૧૬, કિં. ૦–૮–૦. પૂંઠું કાગળનું.

આ પુસ્તક પણ ઉર્દૂ શીખનારને મદદરૂપ થઈ પડે તેવું છે. ભાઈ અગ્નિહોત્રી સુરત ગવર્મેંટ ટ્રેનિંગ કૉલેજના હિંદીના અધ્યાપક હોઇ બેઝિક ટ્રેનિંગ સેન્ટર કતારગામમાં પણ કામ કરે છે.

એમણે પ્રથમ ૭ અક્ષરો લઇને ઉર્દૂ શિક્ષણની રીત આપી છે. આથી શિખાઉ નવા ઉમેદવારને ઝાઝું મુશ્કેલ પડતું નથી, પણ શીખનારે ખૂબ કાળજી રાખી પાછલું શિક્ષણ પાકું કરવાની જરૂર રહે છે.

સમજૂતી ગુજરાતી લિપિમાં આપી છે, એ એમની વિશેષતા છે. છેલ્લે ઉર્દૂ લિપિમાં પુનરાવર્તનના પાઠો પણ લીધા છે.

એકંદરે આ ચોપડી પણ વાપરવા જેવી ખરી.

ઉર્દૂ શિક્ષણમાં જોમ આપે એવી આ બે જુદી જુદી પ્રતો સહેજે ધ્યાન ખેંચે એવી છે.

ફુરસદના વખતે ઘેર બેઠા નાના મોટા વિદ્યાર્થીઓ આ પુસ્તિકાઓને અપનાવી ઉર્દૂ શીખવા જરૂર પ્રયત્ન કરે. 'દ્રષ્ટા'

**ટપાલપેટી**—(નવલિકા સંગ્રહ) પ્રકાશકઃ શ્રી. જદુભાઇ મહેતા, પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૮+૧૬૭, સચિત્ર સાદું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

શ્રી. 'નિરંજન', શ્રી. મોહનલાલ ધામી, શ્રી. બાવચંદ વડેરા, શ્રી. વજુભાઇ ટાંક, શ્રી. રસિકલાલ જોશી, શ્રી. 'પરાગ', અને શ્રી. 'ચિરંતન' એ સાત લેખકોએ લખેલી બબ્બે વાર્તાઓ મળી કુલ ૧૪ વાર્તાઓનો આમાં સંગ્રહ કરાયો છે. સમાજના ઉપલા અને નીચલા થરના માનવીઓના જીવનનાં કરુણ અને ગંભીર દશ્યો દર્શાવતી આ વાર્તાઓ વાચકને ખરેખર બોધક અને પ્રેરક થઇ પડે તેવી છે. આ સંગ્રહમાં દેશની આઝાદી ઇચ્છતા યુવકોનું પણ એક દશ્ય 'બોલ્શેવિક' નામની વાર્તામાં રજૂ કરાયું છે. આ વાર્તા તથા 'વિલાસને પંથે', 'આંસુની દુનિયા', 'કાદમ્બિની', 'નિર્ધનનું હૈયું', 'પટાવાળો', 'ભક્તિ', 'ખાડીના ખૂંદનારા', અને 'ઉભયાન્વયી અવ્યય' એ વાતો ઠીક ધ્યાન ખેંચે તેવી છે.

આ પુસ્તકનું નામ દર્શાવતી 'ટપાલપેટી' એ પણ આ સંગ્રહમાં અપાયલી એક ટૂંકી વાર્તા જ છે.

**બાતાસી**—અનુવાદકઃ શ્રી રમણલાલ સોની; પ્રકાશકઃ શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર-રોડ, સુરત; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૪૮; સચિત્ર આચ્છાદન સહિત બૉર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮–૦.

બંગાળી સાહિત્યમાં પ્રસિદ્ધ થયેલ, ટૂંકી વાર્તાઓનાં પુસ્તકોમાંથી ચુંટાયલી ૧૫ વાર્તાઓનો આ અનુવાદ છે. આમાંની ૧૫ વાર્તાઓમાં, બંગાળી લેખક શ્રી. હેમેન્દ્ર રાયની ૧,-

શ્રી જલધર સેનની ૨, શ્રી. હેમલતા દેવીની ૩, શ્રી સુધીન્દ્રનાથ ઠાકુરની ૨, શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાયની ૭ અને શ્રી મનોજ બુચની ૧ છે.

વાચકને, આ વાર્તાઓ, સમાજમાં પતિત થયેલી સ્ત્રીનું સ્થાન ક્યાં હોય છે, માછી જેવી હલકી કોમની સ્ત્રીઓમાં પણ સ્વાભિમાન કેવું હોય છે, સાચા પતિપ્રેમમાં વિયોગ કેવો અસહ્ય હોય, છે હિંદુ સમાજમાં પુત્રીઓનો જન્મ કેટલો ભારરૂપ હોય છે, સમાજનાં અવધૂત માનવીઓ કેવા જીવનમાં આનંદ અને સંતોષ માને છે, યોગી સંન્યાસી કેવો હોય વગેરે વગેરે સમાજજીવનનાં કંઇક કંઇક દૃશ્યો આ પુસ્તકમાં દેખાડયાં છે. તે ઉપરાંત અત્યારની રાષ્ટ્રીય હીલચાલ અંગેનાં પણ બે દૃશ્યો તથા વિલાયત અભ્યાસાર્થે જતા વિદ્યાર્થીઓનાં જીવન વિલાયતમાં કેવા પ્રકારે વ્યતીત થાય છે તે બતાવતાં પણ ત્રણ દૃશ્યો આ સંગ્રહમાં અપાયાં છે. વાતો બધી જ સરસ છે અને તે સમાજને બોધ અને પ્રેરણા પણ આપે તેવી છે.

'બાતાસી' પણ એક વાર્તા છે. અને તેના નામ પરથી આ પુસ્તકનું નામ રખાયું છે.

## સામયિકો

**ગુણસુન્દરી**—( નવરાત્ર અંક ) સંપાદકઃ શ્રી. મૂળજીભાઇ પી. શાહ, લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, રાવપુરા, વડોદરા.

"ગુણસુન્દરી" માસિક છેલ્લા કેટલાક વખતથી નવરાત્રના દિવસોમાં ગુર્જરીઓની ગરબા–પ્રિયતાને સંતોષવા અને તેને લગતું સાહિત્ય આપવા માટે નવરાત્ર અંકો પ્રકટ કરે છે. આ વર્ષે પણ, જાણીતા રાસસર્જક શ્રી. મૂળજીભાઇ શાહના સંપાદકત્વ હેઠળ આ અંક તૈયાર કરાવ્યો છે. સંપાદકે, અંકને નીચેના ૫ વિભાગોમાં તૈયાર કર્યો છેઃ–૧ પ્રાચીન રાસ, ૨ લોકરાસ, ૩ શક્તિના રાસ, ૪ રંગભૂમિના રાસ અને ૫ અર્વાચીન રાસ.

શરૂઆતમાં જ સંપાદકે આપણા રાસ સાહિત્યને લગતો એક અભ્યસનીય નિબંધ આપ્યો છે અને તે જ પ્રમાણે જે તે વિભાગને લગતા નિબંધો પણ તે તે વિભાગ સાથે અપાયા છે. પ્રાચીન રાસમાં આપણાં પ્રાચીન કવિ–કવયિત્રીઓના રાસો અપાયા હોઇને તે પછીના વિભાગોમાં લોકરાસમાં લોકમુખે ચઢી ગયેલા, તેમ જ તે પછી રંગભૂમિના રાસમાં આપણાં નાટકોમાં આવતા રાસો આપ્યા છે. અને અર્વાચીન રાસોમાં આપણા કવિશ્રી ખબરદારથી લઇને ઠેઠ આજે રાસ લખતાં નાનાં મોટાં અનેક રાસસર્જકોના રાસ આપ્યા છે. રાસ સાહિત્યમાં આ અંક ખાસ ભાત પાડે છે. અને જો એને પુસ્તકાકારે તૈયાર કરવામાં આવે તો પ્રાચીન–અર્વાચીન યુગનો સમન્વય સાધે લેવા ચિરંજીવ રાસસાહિત્યનું એક સરસ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં સુલભ થાય.

એકંદરે સંપાદક અને સંચાલકોએ લીધેલો શ્રમ સફળ થયો લાગે છે.

**મોઢ મહોદય**—રજત મહોત્સવ અંક—સંયોજકઃ શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજાઃ

હિંદુ સમાજમાં જ્ઞાતિઓ અગત્યનો ભાગ ભજવે છે અને જેટલે દરજ્જે જ્ઞાતિઓની ઉન્નતિ થાય તેટલે દરજ્જે સમાજ ઉચ્ચકક્ષ બને. આ દિશામાં કેટલાંક જ્ઞાતિમાસિકો

પ્રયત્ન કરે છે; તેમાંનાં કેટલાંક ઊગી અકાળે આથમે છે, જ્યારે કેટલાંક પોતાની ધગશ અને સેવાપરાયણતાથી સમાજમાં પોતાનું ખાસ સ્થાન મેળવી લે છે. એવો જ પ્રયાસ છેલ્લાં પચીસ વર્ષ થયાં આ માસિકે કરેલો. તેની પચ્ચીસીના ઉત્સવપ્રસંગે આ ખાસ અંક જાણીતા લેખક શ્રી. તારાચંદ્ર અડાલજાએ તૈયાર કર્યો છે. તેમાં, સંપાદકે લીધેલી મહેનત ખાસ તરી આવે છે. અંકમાં જ્ઞાતિના આગેવાનોનાં ચરિત્રો અપાયા ઉપરાંત, કેટલાક વાચનીય લેખો પણ આપ્યા છે. સાથે સંખ્યાબંધ જ્ઞાતિજનોની તસવીરો પણ અપાઈ છે. એકંદરે આખોય અંક મોઢ જ્ઞાતિજનતાને લગતું ઠીક સાહિત્ય આપે છે.

**કલ્યાણ** ( હિંદી ) મહાભારતાંક—સંપાદકઃ શ્રી. હનુમાનપ્રસાદજી પોદ્દાર; પ્રકાશકઃ ગીતા પ્રેસ, ગોરખપુર.

છેલ્લાં સોળ વર્ષ થયાં આધ્યાત્મિક સાહિત્ય આપતું "કલ્યાણ" માસિક હિંદી ભાષામાં પ્રકટ થાય છે. એ માસિકના દર વર્ષનો પ્રથમાંક ખાસ અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવે છે. એના આ અગાઉ પ્રસિદ્ધ થઈ ગયેલા ગીતાંક, ગીતાતત્ત્વાંક, માનસાંક, ભાગવતાંક વગેરે વિવિધ ધાર્મિક અને આધ્યાત્મિક વિષયોને સ્પર્શતા ઊંડા અભ્યાસયુક્ત ખાસ અંકો બહાર પડેલા છે.

ચાલુ સત્તરમા વર્ષમાં એનો આ મહાભારત અંક ખાસ અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. મહાભારત એ તો આપણા આર્ય સાહિત્યની નક્ષત્રમાળાનો અતિઉજ્જ્વલ તારક છે. એટલે જ એને માટે કહેવાય છે કે **यन्न भारते, तन्न भारते ।** અર્થાત્ જે ભારત—(મહાભારત)માં નથી તે ભારત (ભારતવર્ષ)માં નથી. એટલે કે મહાભારતમાં સર્વ કંઈ છે. એવા આ મહાભારતપ્રકાશનનું મહાન મુશ્કેલીભર્યું કાર્ય આવી વિરલ સંસ્થા જ હાથ ધરી શકે.

આપણે ત્યાં ગુજરાતીમાં એ પ્રસિદ્ધ કરવાના ગુજરાતી પ્રેસ તરફથી અને તે અગાઉ છૂટાછવાયા પ્રયત્નો થયા હતા. અને તે પછી એની પ્રસિદ્ધિનું મહાભારત કાર્ય સ્વ. સ્વામી શ્રી અખંડાનંદજીએ ઉઠાવી પાર પાડી આવા મોટા ગ્રંથના મોટા મોટા સાત ભાગો બનતા ઓછા મૂલ્યે બહાર પાડયા હતા. અને કેટલાંક પુસ્તકાલયોને તો તેમના કૃપાપ્રસાદે અર્ધા મૂલ્યે મળ્યા હતા.

આજે હિંદી ભાષા જ્યારે રાષ્ટ્રભાષા થઈ છે અને આખા હિંદભરમાં તેનો પ્રચાર થઈ રહ્યો છે ત્યારે, ગુજરાત આ મહાભારતના સરળ ભાવવાહી હિંદી અનુવાદને જરૂર અપનાવશે. જેઓ "કલ્યાણ" માસિકના ગ્રાહકો હશે તેમને તો એ મળશે જ. ઉપરાંત, જેઓ એના ગ્રાહક ન હોય તેઓ થઈ જશે તો બે વર્ષના એના લવાજમમાં સો-સો રૂપિયા ખર્ચતાં પણ અપ્રાપ્ય ગણાય તેવો આ ગ્રંથ સહજ સુલભ થશે.

આ અંકમાં મહાભારતનાં શરૂઆતનાં સાત પર્વો તે તે પ્રસંગને અનુરૂપ સંખ્યાબંધ ત્રિરંગી તેમ જ સાદાં ચિત્રો સહિત આપ્યાં છે. અને બાકીનાં પર્વો આ વર્ષમાં પૂરાં પાડવાની સંચાલકોની યોજના છે. ગુજરાતી જનતા અને તમામ પુસ્તકાલયો "કલ્યાણ"ના બે વર્ષના ગ્રાહક તરીકે નોંધાઈ જઈ ક્વચિત જ મળતી આવી તક તત્કાળ ઝડપી લે. અને આ અમર ગ્રંથને પોતાને ત્યાં વસાવી લે.

આવું મહાભારત સાહસ ઉઠાવી જનતામાં ઉચ્ચ જ્ઞાનપ્રચાર કરવા માટે ગીતા પ્રેસના સંચાલકોને અમારાં હાર્દિક અભિનંદન.

મણિલાલ પ્ર. વ્યાસ

---



**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

૧ **હુએનસંગ**—લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય ૦–૩–૦
૨ **વેવિશાળ**—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૮–૦
૩ **સૌરાષ્ટ્રની રસધાર–ભા. ૧ લો**—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૨–૧–૦

**હરિહર પુસ્તકાલય–સૂરતનાં પુસ્તકો**

૪ **સનમની શોધમાં**—લેખકઃ શ્રી. બેકાર; મૂલ્ય રૂા. ૨–૮–૦
૫ **ઊર્દૂલિપિ પરિચય**—લેખકઃ શ્રી યાજ્ઞવલ્કય; મૂલ્ય ૦–૮–૦

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૬ **અકકલના ખાં**—લેખકઃ શ્રી. બેકાર; પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ભ: અમદાવાદ, તથા મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની મુંબઈ, મૂલ્ય ૨–૮–૦
૭ **સામ્રાજ્યવાદ**—( એનાં ભયંકર સ્વરૂપો ) લેખક તથા પ્રકાશકઃ રાવત ખુમાણ પાડરશિંગા, પો. દામનગર. (કાઠિયાવાડ) મૂલ્ય રૂા. બે
૮ **ટપાલપેટી**—સંપાદકઃ જટુભાઈ મહેતા; પ્રકાશકઃ પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ મૂલ્ય રૂા. ૧–૮–૦
૯ **કલ્યાણી**—લેખકઃ શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ; પ્રકાશકઃ ભીડભંજન કાર્યાલય, રતન પોળ, અમદાવાદ; મૂલ્ય રૂા. બે
૧૦ **બાતાસી**—અનુવાદકઃ શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂા. ૨–૮–૦

---

## સ્વીકાર

શેઠ બો. ચ. વિદ્યાવર્ધક પુસ્તકાલય ( મહિલા અને બાલ સહિત ) વડનગરઃ સન ૧૯૪૧–૪૨ નું વાર્ષિક નિવેદન. સા. પુ. વેળાછાનો ૧૯૩૦–૩૧ થી ૧૯૪૦–૪ સુધીનો ૧૧ વર્ષનો રિપોર્ટ તથા નિયમો. મહારાણી શાન્તાદેવી મહિલા અને બાલ પુસ્તકાલય–નવસારીનો ૧૯૪૧–૪૨ નો વાર્ષિક રિપોર્ટ અને હિસાબ. હિ. ના. માને સા. પુસ્તકાલય–વાઘોડીઆનો સન ૧૯૪૧–૪૨નો વાર્ષિક અહેવાલ. વ. હે. સા. પુસ્તકાલય–વીસનગરનું ૧૯૪૧–૪૨ નું વાર્ષિક નિવેદન; સા. પુ. કરજણનું સન ૧૯૪૧-૪૨ નું નિવેદન.




" કુમાર "નું પ્રકાશન - " કુમાર " માસિકના ગયા સપ્ટેમ્બર અંકમાં તેના સંચાલક તરફથી તેના ગ્રાહકો–વાચકોજોગ એક નિવેદન પ્રકટ થયું છે. તેમાં, આજના અસહ્ય મોંઘવારીના વખતમાં " કુમાર "નું પ્રકાશન ચાલુ રાખવું કે બંધ કરવું અને ચાલુ રાખવું હોય તો તે માટે ગ્રાહકોની ચાલુ રહેવાની ખાતરી માગવામાં આવી છે.

આપણે ત્યાં " કુમાર " એક જ એવું માસિક છે જે આપણા જુવાનોને,–ઉછરતા જુવાનોને સંતોષે તેવું વાચન આપે છે " કિશોર " માસિક તેવો કંઈક પ્રયત્ન કરવા મથતું હતું; પરંતુ તેના એ પ્રયત્નોમાં એ ફાવ્યું નથી. અને આ રહ્યુંસહ્યું એ કક્ષાનું માત્ર એક જ સર્વાંગ માસિક રહ્યું છે. તેનું પ્રકાશન જો બંધ થાય તો આપણા કિશોરો-કુમારોને તેમના ખરતું સાહિત્ય મેળવવામાં નિરાશ જ થવું પડે.

એટલે આવા આપણા આવતી કાલના નાગરિકોનું ઘડતર ઘડતું આ માસિક હરકોઈ સંજોગોમાં એવું હમેશનું રૂપ–રંગ અને સજાવટ તેમ જ લેખસમૃદ્ધ પ્રકટ થાય તે આપણે જોવું જોઈએ. એની અત્યારની મુશ્કેલીમાં કંઈ નહિ તો એના ગ્રાહક ચાલુ રહેવાની ખાતરી અપાય તો પણ તેના સંચાલકો તેમના " કુમાર "ના પ્રકાશનમાં પ્રોત્સાહિત રહી શકે.

આથી પુસ્તકાલયો જેઓ એ સામયિકના ગ્રાહક હોય તેઓ ચાલુ રહીને તેમ જ પોતાનાં ગામનાં કુમારો–કિશોરોની આ કક્ષાની વાચનભૂખ સંતોષવા માટે બને તો નવા ગ્રાહક તરીકે નોંધવાનું જણાવે.

**નવજીવન કાર્યાલયનાં પુસ્તકો** હવેથી મળી શકશે. મુંબઈ સરકારે સદર કાર્યાલયનાં પુસ્તકો કબજે રાખેલાં તે પરથી હવે કબજો ઉઠાવી લેવામાં આવ્યો છે. એટલે એ કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો હવે મળી શકશે. જે પુસ્તકાલયોને પોતાનાં બજેટમાં ઉપર્યુક્ત સંસ્થાનાં પુસ્તકોનો સમાસ કરવો હશે તેમને હવે એ તક સુલભ થશે.

**" મોતીભાઈ અમીનઃ જીવન અને કાર્ય "** સ્વ. શ્રી. મોતીભાઈ સાહેબના જીવનચરિત્રના ઉપર્યુક્ત પુસ્તકને મુંબઈ સરકારના ઉત્તર વિભાગના કેળવણી ખાતા તરફથી માધ્યમિક શાળાઓના તેમ જ ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થીઓનાં પુસ્તકાલયો માટે ખરીદવા મંજૂર કર્યું છે.

**" બાલમિત્ર "ના ઑકટોબર અંક** પ્રકટ થનાર નથી. તેનો હવે પછીનો અંક નવેમ્બરની પહેલી તારીખે પ્રસિદ્ધ થશે, એમ તે કાર્યાલય તરફથી જાહેર કરવામાં આવ્યું છે.

## પુસ્તકાલયોને મળેલી મદદ

**સા. પુ. માંત્રોજ** ( તા. કરજણ )ને ૧) નું મહાભારત પટેલ પુરુષોત્તમ સંપતરામ તરફથી.

સા. પુ. હરિપુરા ( તા. પલસાણા ) ને ૭) નીછાભાઇ દલપતભાઈ મહેતા તરફથી.

શ્રી. ઈંદુમતી સા. પુ. મેથી ( તા. કરજણ ) ને બાંકડા ૨ દરેકની કિંમત ૧૫) તે શેઠ બાપુલાલ દલસુખભાઈ તરફથી. ખુરસી ૧ દરેકની કિંમત ૭) તે બામણગામના શેઠ અંબાલાલ માણેકલાલ તરફથી. ૧૦) મજૂસર તા. વડોદરાના પા. ખુશાલભાઇ જોઈતાભાઇ, ૫) શેઠ શાન્તિલાલ વીરચંદભાઈ, ૫) શેઠ સાંકરચંદ મગનલાલ, ૩) શેઠ સેવકલાલ મગનલાલ, ૩) કસ્તુરચંદ મગનલાલ, ૩) શેઠ નેમચંદ મોહોલાલના દુ. વ. ક. ચંદુલાલ નેમચંદ, ૩) શેઠ બેચરલાલ વીરચંદ, ૨) પા. પરસોતમ ઈશ્વરભાઇ, ૨) પુરોહિત બાલકૃષ્ણ નાથાલાલ, ૩) ડૉકટર શાંતિલાલ મોહનલાલ જાની, ૨) પા. છગનભાઈ મીઠાભાઇ, ૨) પા. દેસાઇભાઇ ખુશાલભાઇ.

સા. પુ. વાગડોદ ( તા. પાટણ ) ને ૨) શા. ચંદુલાલ ભાઇચંદ, ૫) શા. કેશરલાલ નાનચંદ, ૨) રા. કેશવરાવ ગણેશરાવ આપ્ટે તરફથી.

સા પુ. લુણાસણ ( તા. કડી ) ને ૧૦) દવે ચિમનલાલ જેઠાલાલ, ૬) ચાપેર તા. દહેગામના ઠાકોર મકતાજી ધીરાજી.

સા. પુ. ઓરણા ( તા. કામરેજ ) ને શ્રી. મણિભાઇ દ્વિવેદી તરફથી રૂ. ૧૫૦) ની કિંમતનાં ૨૧૪ પુસ્તકો, ૨-૦-૦ ડાહ્યાભાઇ નારણજી દેસાઇ દીગસ, ૨-૦-૦ હરિભાઇ ભાણાભાઇ ભક્ત દીગસ. ૨-૦-૦ નરોત્તમભાઇ હરિભાઇ વાંઝ, ૨-૦-૦ ખુશાલભાઇ મોરારજી સ્યાદલા, ૨-૦-૦ ભગાભાઇ ફકીરા ધોરણપારડી, ૨-૦-૦ ફકીરભાઇ ભગાભાઇ વાવ, ૧-૨-૦ મગનભાઇ નાથુભાઇ ટેઇલર-ઓરણા, ૨-૦-૦ કાલીદાસ લાલભાઇ-દોલતપુર, ૨-૦-૦ જીવણભાઇ કસનજી-નનસાડ, ૨-૦-૦ મોરારભાઇ રણછોડજી દેરોદ, ૨-૦-૦ ખુશાલભાઇ કાળીદાસ દેરોદ, ૧૨-૦-૦ ભક્તિભાઈ રણછોડજી-ઓરણા, ૬-૧૦-૦ રણછોડભાઈ ખુશાલભાઇ ઓરણા, ૩-૧૦-૦ ભક્તિભાઇ રણછોડભાઇ-ઓરણા, ૫-૦-૦ દયારામભાઇ સીતારામ શુરા-ઓરણા, ૨-૦-૦ પરશુભાઇ બહેચરભાઇ ખાનપારા, ૨-૦-૦ નાગરજી પ્રાણભાઇ કઠોદરા, ૬૫-૦-૦ હરિભાઇ માધવભાઇ ભકત-ઓરણા, ૩૪-૦-૦ કસનજી કાલીદાસ ભક્ત-ઓરણા, ૭૫-૦-૦ નારણદાસ લક્ષ્મીદાસ ટેઇલર-બારડોલી, ૬-૮-૦ મોરારજી ગોપાલજી-ઓરણા, ૬૮-૪-૦ પરશુભાઇ કલ્યાણજી ઓરણા.

સા. પુ. શીહી ( તા. સિદ્ધપુર ) ને શ્રી. નારણભાઇ સેંધીદાસ પટેલ તરફથી રૂ. ૪૦) નાં પુસ્તકો.

સા. પુ. સુઠરડા ( તા. મહેસાણા ) ને ૬) શેઠ અમથારામ ઉગેદરામ, ૫) પોલિસ પટેલ મૂળરાજખાં, ૨) લાલખાં સુજાતખાં, ૨) મિસ્ત્રી મૂળચંદ.

## વ. રા. પુ. મંડળ

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા જાનેવારીમાં લેવાશે:**—પ્રમાણપત્ર માટેની પરીક્ષા ૨૫ મી તારીખે લેવાશે એમ આ પહેલાં જાહેર કરાયું છે. પરંતુ રાજ્યના દરેક વ પ્રાંત પુસ્તકાલયોના બીનતાલીમી ગ્રંથપાલો આ પરીક્ષાનો લાભ લે એ ખાસ ઇચ્છવા જોગ છે, એમ પુસ્તકાલય ખાતું માનતું હોવાથી અને તે માટે જરૂરી ફરમાન બહાર પાડવાનો ઈરાદો

રાખવું હોવાથી સદર પરીક્ષા ચાલુ માસને બદલે જાનેવારીમાં લેવાનું ઠરાવ્યું છે. લાગતા વળગતાંઓએ આ ફેરફારની યોગ્ય નોંધ લેવી ઘટે.

**જાગતાં જૂથ મંડળો**

**વડોદરા પ્રાંતઃ**—(૧) બીલ, (૨) ડેસર, (૩) વેમાર તા. સાવલી, (૪) પેટલાદ, (૫) વસો, (૬) આસોજ, (૭) વેજપુર, (૮) સોખડારાઘુ, (૯) શિનોર, (૧૦) કોસીન્દ્રા (૧૧) ભાદરણ, (૧૨) દરાપુરા, (૧૩) સોજીત્રા; **મહેસાણા પ્રાંત :** (૧૪) વાલમ, (૧૫) કંડ, (૧૬) ઉનાઉ, (૧૭) વેણુપુરા, (૧૮) ખાવડ, (૧૯) કડી, (૨૦) નંદાસણ, (૨૧) વડુ તા. કડી, (૨૨) સુરજ, (૨૩) વામજ, (૨૪) રાજપુર, (૨૫) ડરણ, (૨૬) થોળ, (૨૭) ચારોલ, (૨૮) મેડા આદરજ, (૨૯) ડાંગરવા, (૩૦) ગુલાસણ, (૩૧) કલ્યાણપુર, (૩૨) સંડેર, (૩૩) કંબોઈ, (૩૪) મોટપ, (૩૫) ધીણોજ; **નવસારી પ્રાંતઃ** (૩૬) નવસારી, (૩૭) આમચક, (૩૮) ગણદેવી, (૩૯) ધમડાછા, (૪૦) ગડત, (૪૧) અંભેટા, (૪૨) વેસ્મા.

**જાગતાં મહાલ મંડળો**—(૧) વડોદરા, (૨) કરજણ, (૩) ડભોઈ, (૪) શિનોર, (૫) સંખેડા, (૬) તિલકવાડા, (૭) સાવલી, (૮) વાઘોડિયા, (૯) પેટલાદ, (૧૦) ભાદરણ, (૧૧) પાદરા, (૧૨) કડી, (૧૩) ચાણસ્મા, (૧૪) વિજાપુર, (૧૫) આતરસુંબા, (૧૬) પાટણ, (૧૭) હારીજ, (૧૮) સિદ્ધપુર, (૧૯) વિસનગર, (૨૦) ખેરાળુ, (૨૧) નવસારી, (૨૨) ગણદેવી, (૨૩) પલસાણા (૨૪) કામરેજ, (૨૫) અમરેલી, (૨૬) કોડીનાર, (૨૭) ઓખામંડળ.

જેમણે સંભા ન ભરી હોય ને ભરી હોય છતાં અહેવાલ હિસાબ હજી ન મોકલી આપ્યાં હોય તેમને તેમ કરી દેવાની ખાસ ભલામણ. **પૂરા થયેલા વર્ષમાં થયેલા કામકાજના અહેવાલ તથા હિસાબ તો નિદાન દરેક મોકલી આપે જ.**

**શિષ્ટ વાચનની ૨૩ મી પરીક્ષાઃ**—સદરહુ બાબતની જાહેરાત ચાલુ અંકમાં અન્યત્ર છપાઇ છે તે જોઇ લેવા શિષ્ટ વાચનનાં રસિયાંઓને વિજ્ઞપ્તિ.

---

—અનુભવનો એક કાંટો શિખામણના સો ગુલાબો જેટલો કિંમતી છે.
—જેની પાસે પૈસા નહિ હોય એવા જ મિત્રો તમને પૈસા ધીરવા ઉત્સાહી જણાશે.
—પોતાને ભારે માનતા માણસને બીજાઓ બહુ હળવી રીતે સ્વીકારે છે.
—કેટલાક માણસો એવા અસહિષ્ણુ હોય છે કે પોતાના વિચારોને પણ સહન નથી કરી શકતા.
—લોકોને સહાય કરવાનો એક રસ્તો તેમને શિખામણ આપવા ન નીકળવાનો પણ છે.
—એક માણસની મહત્તા પાછળ અનેક નાના માણસોની મદદ રહેલી હોય છે.
—સુએઝની પૂર્વમાં તો બાઈબલનાં દશ ફરમાનોની હયાતી જ નથી, એમ એક રાષ્ટ્રકવિએ નથી કહ્યું ?
—પ્રેમ પુરુષની જીભને ગતિ આપે છે, જ્યારે સ્ત્રીના હૃદય ને દુઃખનું સ્મિત હમેશાં શીતળ હોય છે.
—પોતાને સાચો મનાવવાને માણસ જેટલો આતુર હોય છે એટલો સાચો બનવાને નથી હોતો.
—કીર્તિ માટે બહુ મથવાનું પરિણામ ઘણાઓ માટે અપકીર્તિમાં જ આવે છે.
—ઘણાં માણસો ફેફસાંમાં જ પોતાનું મગજ રહ્યું હોવાનું માનતા હોય છે.

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

**૧ વડોદરા નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે ઑગસ્ટમાં કરજણ મહાલનાં:**—(૧) સાંદરણા, (૨) સામરા, (૩) હાણા, (૪) ફતેપુર, (૫) દેરોલી, (૬) સણિયાદ, (૭) કરણ, (૮) જૂની છીપરડી, (૯) ધાવટ, (૧૦) ભરથાણા, (૧૧) ભરથાલી, (૧૨) કાસમપુર, (૧૩) નવી છીપરડી.

—**માહે સપ્ટેમ્બરમાં: વાઘોડીઆ મહાલ**—(૧) બણિયારા, (૨) ગણેશપુરા, (૩) કામરોલ, (૪) કોટંબી, (૫) જરોદ, (૬) લીલોરા, (૭) આસોજ, (૮) સંકરપુરા, (૯) રવાલ, (૧૦) રસુલાબાદ; **સાવલી મહાલનું** (૧૧) ગરધીઆ.

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે જુલાઇમાં, અમરેલી મહાલનાં**—(૧) મોટા માચીઆળા, (૨) નાના માચીઆળા, (૩) નાના આંકડીઆ, (૪) ઇશ્વરીઆ, (૫) કેરિયા નાગસ, (૬) લાલાવદર, (૭) અમરેલી બાળ પુ., (૮) અમરેલી મહિલા પુ., (૯) ચકરગઢ, (૧૦) દેવળીઆ, (૧૧) ખીજડીઆ રાંદીઆ; **દામનગર મહાલનાં** (૧૨) આંબરડી, (૧૩) નારણગઢ, (૧૪) કાંચરડી, (૧૫) હીરાણા, (૧૬) કરોકોલીઆ, (૧૭) વીરપુર, (૧૮) નાના રાજકોટ, (૧૯) ચાવંડ, (૨૦) છભારીઆ.

—**માહે ઑગસ્ટમાં રતનપુર મહાલનાં**—(૧) નવાગામ, (૨) રતનપુર, (૩) શાહપુર, (૪) મોણપુર, (૫) મેવાસા, (૬) શિવાનગર; **દામનગર મહાલનાં** (૭) ખીજડીઆ; **કડી મહાલનાં** (૮) ડાંગરવા, (૯) કરજીસણ, (૧૦) કૈયલ, (૧૧) નંદાસણ, (૧૨) માથાસુળ, (૧૩) ભટાસણ, (૧૪) સુરજ, (૧૫) ચાલાસણ, (૧૬) જસલપુર, (૧૭) ગોલાસણ, (૧૮) સરસાવ, (૧૯) ઉટવા, (૨૦) ઇરાણા, (૨૧) ઇંદ્રાડ, (૨૨) રાજપુર; **મહેસાણા મહાલનાં** (૨૩) હાડવી, (૨૪) વડસમા, (૨૫) નવી શેઢાવી વા.

—**માહે સપ્ટેમ્બરમાં: કડી મહાલનાં**—(૧) ધુમાસણ, (૨) ઝુલાસણ, (૩) આણંદપુરા, (૪) ચડાસણ, (૫) લુણાસણ, (૬) વામજ, (૭) વડાવી, (૮) કુલેત્રા, (૯) ઇંદ્રડ; **કલોલ મહાલનાં:** (૧૦) છત્રાલ, (૧૧) બિલેશ્વરપુરા; **સિદ્ધપુર મહાલનાં** (૧૨) ઉનાવા, (૧૩) ઐઠોર, (૧૪) ધીણોજ, (૧૫) રામપુરા (ઉંઝા) વાચનાલય, (૧૬) વણાગઢ, (૧૭) બિલીઆ, (૧૮) જગન્નાથપુરા, (૧૯) કહોડા, (૨૦) મક્તુપુરવાડા, (૨૧) ઉપેરા.

ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૨/૧૯૪૨–૪૩

## શિષ્ટ વાચનની ૨૩ મી પરીક્ષા

**શિષ્ટ** વાચનની ૨૩ મી પરીક્ષા સન ૧૯૪૩ ના જાનેવારી માસની ૨૪ મી તારીખ ને રવિવારે સવારના ૭ાા થી ૧૦ાા ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે મહાત્મા ગાંધીજી કૃત "ત્યાગમૂર્તિ અને બીજા લેખો" એ પુસ્તક મુકરર કરવામાં આવ્યું છે. એ પુસ્તકની કિંમત રૂ. ૦–૧૨–૦ હોઈ પુ. સ. સ. મંડળમાંથી મળી શકશે. જે પુસ્તકાલયોમાં એ પુસ્તક ન હોય તેમણે વહેલામાં વહેલી તકે મંગાવી લઈને તેનો છૂટથી પ્રચાર કરવો જોઈએ, તેમ પરીક્ષામાં બેસવાની પ્રેરણા પણ કરવી ઘટે. પુસ્તકને અભાવે પરીક્ષા લેવાનો વિચાર માંડી વાળવાપણું કોઈને ન રહે એ જે તે સ્થાનનાં પુસ્તકાલયોએ જોવું જોઈએ.

ઈચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવશ્ય જણાવી રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૧૫ મી જાનેવારી સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઈશે. શિષ્ટ વાચનની આવી પરીક્ષાનો લાભ સમજનાર અને એનો સુસ્વાદ ચાખેલાં ભાઈબહેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે એમ ઇચ્છીએ છીએ.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની નોંધ લેવા ભલામણ કરીએ છીએ.

**ઈનામઃ**—પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫), રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨) નું તથા નં. ૫ થી ૨૦ સુધીનાં દરેકને રૂ. ૧) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રીઉમેદવારો પૈકી ગુણાનુક્રમે પ્રથમ આવતી ૧૦ને તેમ જ ટ્રેનિંગ કોલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારીવર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને દરેકને રૂ. ૦ાા નું ઉત્તેજનાર્થ ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે. છતાં જેમની ઇચ્છા હશે તેમને તેમની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/o. સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા
તા. ૧૦–૧૦–૪૨

રામભાઇ કા. પટેલ
મંત્રી, વ. રા. પુ. મંડળ

# સામયિક ચિંતન

## સાહિત્યનો એઠવાડ

દરેક દેશનું સાહિત્ય તે દેશની મોંઘી મીરાસ છે, તેનું પવિત્ર ધન છે. એ મીરાસને જાળવવાનો, તેમાંથી પ્રેરણા લેવાનો, તથા તેની વૃદ્ધિ કરવાનો તે દેશના પ્રત્યેક ઊગતા કે ઊગેલા લેખકનો પવિત્ર ધર્મ છે. અક્ષરબદ્ધ વાણી એ માનવજાતિનું અમોઘ શસ્ત્ર છે. એ જ શસ્ત્રના ડહાપણભર્યા ઉપયોગથી દરેક પ્રજા પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરે છે. એ શસ્ત્ર બે ધારવાળું છે: એટલે એનો ગેરઉપયોગ કરતાં તે વાપરનારનું જ ગળું તે કાપે છે. સાહિત્યની શક્તિનું જેને યથાયોગ્ય ભાન નથી તે એનો દુરુપયોગ કરી પોતાના સમાજનું તેમ જ માનવજાતિનું ભારે નુકસાન કરે છે.

ગત સંમેલન વેળાના ભાષણમાં મેં આ વિષય પર કંઇક લંબાણથી ભાર મૂકીને કહ્યું હતું, પણ હું બહુ દિલગીર છું કે આપણા કેટલાક સાહિત્યકારો હજી પણ આ વિષય સંબંધે બેપરવાઇ પોષે છે અને પોતાનું તથા સમાજનું હૃદય, ગંદું સાહિત્ય પ્રગટ કરીને કલુષિત કરે છે. આપણા સાહિત્યની શિષ્ટતા જાળવવા ખાતર એવા ગંદા સાહિત્ય પ્રત્યે મારે મારો દૃઢ વિરોધ દર્શાવ્યા વગર છૂટકો નથી, અને એમ કહીને હું મારો તેમ જ ગુજરાતના સાહિત્ય અને સંસ્કૃતિની પ્રતિનિધિરૂપ સંસ્થા " ગુજરાતી સાહિત્ય પરિષદ " નો ધર્મ જ બજાવું છું એવી મારી દૃઢ પ્રતીતિ છે.

સાહિત્ય એ પ્રજાના સમગ્ર ભૂતજીવનની તેમ જ વર્તમાન અને ભાવિ જીવનની વિસ્તૃતતા તથા ઉન્નતિ માટેના પ્રજાના મુખ સમાન બનેલા વિદ્વાનોના અને ભક્તજનોના વિચારોની શિષ્ટ નોંધ છે. જે બોલાયું, જે લખાયું કે જે ગવાયું, તે બધું જ સાહિત્ય નથી, અને એમાં સાહિત્યના કેટલોક અંશ હોવા છતાં તે શિષ્ટ સાહિત્ય બનતું નથી. કોઇ પણ વિચારશીલ માતપિતા પોતાનાં બચ્ચાં આગળ તે બાળકનું ચારિત્ર્ય બગાડે કે તેના મનમાં મેલા વિચાર ઉત્પન્ન કરે તેવું સાહિત્ય–પછી તે સંભાષણરૂપે, લેખરૂપે, ગીતરૂપે કે ચિત્ર–શિલ્પ જેવી કળાઓના કોઇ રૂપે–મૂકવા ઇચ્છે નહિ. એ જ બતાવે છે કે માનવજાતની સ્વાભાવિક વલણ શિષ્ટતા અને પુણ્યાચરણ તરફ જ રહે છે. એ વલણમાં સારામાઠા સંસર્ગથી ફેર પડી જાય છે, અને તેને સન્માર્ગ તરફ નહિ વળાય તો તે સંયમ ખોઇ બેસી અધોગતિને પંથે ચડે છે. માનસશાસ્ત્રની આ મુખ્ય વાત આપણા પ્રત્યેક લેખકે ધ્યાનમાં રાખવી જોઇએ.

વિચારની, વાણીની કે કર્મની વિલાસિતા માનવપ્રજાની ખરી મર્દાની શક્તિને હરી લઇ તેની અધોગતિ કરીને તેને ગુલામગીરીમાં નીચે પાડી દે છે. દુનિયાની પ્રજાઓનો ઇતિહાસ એ સ્પષ્ટ રીતે બતાવે છે, ભરતખંડની મર્દાની આર્ય પ્રજાના સંસ્કૃત સાહિત્યમાં રમતે

નામે અતિવિલાસિતા પ્રગટ થઇ અને મોષાઇ ત્યારે આર્ય પ્રજાની અધોગતિ થઇ અને તેને એક પછી એક લુમકો લઇ આવતી અનેક પ્રજાઓની ગુલામગીરીમાં બે હજાર વર્ષથી આજ સુધી સબડવું પડયું છે. ગ્રીસ અને રોમની પ્રજાઓના ઇતિહાસ પણ એવા જ છે. આપણી નજર આગળ એ જ વિલાસિતાએ ફ્રેંચ જેવી મહા ચતુર, બુદ્ધિશાળી અને એક વેળા જગતને ધ્રુજાવનારી પ્રજા આજે જર્મનોની નિર્દય ગુલામગીરીમાં આવી પડી છે. આપણા આજના સુશિક્ષિત લેખકો શું આ ઇતિહાસ જાણતા નથી ? કે જાણ્યા છતાં આપણી ગુલામી દશામાં અંગ્રેજીના તથા તેની મારફતે યુરોપના સાહિત્યના સંસર્ગમાં આવતાં તે તે સાહિત્યમાંનાં ગંદાં સાહિત્યે જ આપણાં હૃદય અને મનને કબજે એવો લઇ લીધો છે કે તે આપણે છતી આંખે જોઇ શકતા નથી ? અને તે દેશોમાંની ગંદકીથી આપણાં પવિત્ર મંદિરને કલુષિત કરીએ છીએ ? આપણે જ્યારે આપણી ગુલામગીરી દફનાવી દેવા કમ્મર કસીને ઊઠયા છીએ ત્યારે શું એ યુરોપનો ઓહવાડ આપણે આંગણે એકઠો કરીને આપણી પ્રજાની તન્દુરસ્તી અને મનદુરસ્તી બન્નેનો બગાડ કરશું ? મારા લેખક બંધુઓ, જરા શાંતિથી વિચાર કરો કે આપણા સમગ્ર જીવનને છાઇ દેતો આ પ્રશ્ન શું વિસારે પાડવા કે હસીને હડસેલી કાઢવા જેવો છે ?

ગઇ સદીથી યુરોપ અમેરિકામાં માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, પ્રજનનશાસ્ત્ર આદિ અનેક શાસ્ત્રોનાં નામે સમાજના અશિક્ષિત, અર્ધશિક્ષિત, કુશિક્ષિત કે શિક્ષિત છતાં હીનવૃત્તિઓને પોષી તેમાંથી માનસિક વિલાસિતા ભોગવવા ઇચ્છતા લોક પાસેથી ધનસંચય કરી લેવાના અભિલાષ સેવતા કેટલાક લેખકોએ નવલકથા, નવલિકા, નિબંધ, કવિતા, ગીત આદિથી અધમ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. આ અધમ સાહિત્યનો તેની કહેવાતી 'રસિકતા' ને લીધે મોટો ઉઠાવ થાય છે. એવો ઉઠાવ જોઇને તેના અનુવાદો પણ બીજી ભાષાઓમાં તેવી જ વૃત્તિના બીજા લેખકો મારફતે થાય છે, અને એમ આ અધમ સાહિત્યે પોતાનું દુષ્ચક્ર ઊભું કરીને આખી દુનિયાની પ્રજામાં કળા અને વાસ્તવવાદને નામે ભારે વિષમય વાતાવરણ પ્રસરાવ્યું છે. એ વાતાવરણે જ આધ્યાત્મિકતા, ધર્માચરણ, સન્નીતિપરાયણતા, સંયમ, સ્નેહ વગેરે માનવજાતના ઉચ્ચ ગુણોને દાબી દેવા માંડયા, અને પરિણામે આજે યુરોપ, અમેરિકા, જાપાન વગેરેની સાથે આપણા જૂના સદ્દધર્મપરાયણ દેશો પણ મહાયુદ્ધમાં પડીને પોતાનું નિકંદન લાવી રહ્યા છે. વિચાર અને વાણીને આપણે કલુષિત કરીએ, પછી કર્મ કલુષિત થતાં વાર લાગતી નથી, અને પછી કલુષોને ધોવા પ્રકૃતિ પોતાનું મહાશસ્ત્ર ઉપાડે છે, અને તેમાં માઠા સાથે સારાનો સંહાર પણ થાય છે. આપણે નિશાળમાં શીખી ગયા કે " For the want of a nail the Kingdom was lost "— એક ખીલીને ખાતર આખું રાજ્ય ખોવાયું, એ કહેવત વિચારવાણીની કલુષિતતાને પણ સંપૂર્ણપણે લાગુ પડે છે, અને એને લીધે આપણા જીવનનો સર્વત્ર નાશ થાય છે.

મારે બહુ જ ખિન્નતાથી કહેવું પડે છે કે કેટલાંક વર્ષથી આ વાસ્તવવાદ, માનસશાસ્ત્રવાદ, સમાજશાસ્ત્રવાદ, પ્રજનનશાસ્ત્રવાદ આદિ અનેક ખરાખોટા વાદના ખોટા સિદ્ધાંતોથી એક પાછળ એક એમ ગાડરિયા પ્રવાહથી આપણા કેટલાક સારા લેખકોએ પણ આપણા સાહિત્યમાં આવો ગંદવાડ આણ્યો છે અને હજી સે આણે છે. કોઇનાં નામ દેવાની જરૂર નથી. આપણા સમાજનો

ડાહ્યો અને અનુભવી વર્ગ આવાં ઉચ્છ્રંખલ, અનીતિમય અને ગંદા સાહિત્યથી વાકેફ છે અને તે તરફ તેમણે જાહેરમાં પણ વખતોવખત પોતાનો અણગમો તથા વિરોધ જાહેર કર્યો છે. આપણી ગુલામગીરી અને પરવશતામાંથી આપણે જ્યારે સ્વતંત્રતાની, સમાનતાની કે બંધુતાની ઉચ્ચ પાયરીએ ચઢવા પ્રયત્ન કરી રહ્યા છીએ ત્યારે આપણી ઉન્નત ગતિને પાછી નીચે તોડી પાડતી તમામ અધમ સાહિત્યપ્રવૃત્તિને આપણે સખત હાથે દાબી દેવી જોઇએ. શાસનમાં તો માત્ર આપણી નિર્મળ બુદ્ધિશક્તિ જ છે ને હોવી જોઇએ. સમાજની હલકી કુતૂહલવૃત્તિને પોષવાથી તેને કદી ઊંચે લાવી શકાતો નથી, અને સમાજ પોતે જ જો ઊંચે નહિ આવે તો ગમે તેવી સ્વતંત્રતા નભી શકતી નથી. પ્રજાની નીતિ એ પ્રજાશરીરનો કાંઠો છે. એ કાંઠાની દૃઢતા વિના એ શરીર તૂટી જ પડે છે.

પ્રાણીમાત્રને પોતાની ગંદકી ઢાંકવાની ઓછીવત્તી સમજ રહે છે, એ તો આપણે ઘણાં પ્રાણીઓને પોતે મેલું કર્યા પછી તેની ઉપર પોતાના પાછલા પગે ધૂળ ઉડાડીને તેને ઢાંકી દેવાની ટેવ હોય છે તે પરથી જોઇએ છીએ. એ વૃત્તિમાંથી જ માનવજાતે ધીમે ધીમે ધર્માધર્મ, નીતિઅનીતિ, સ્વચ્છાસ્વચ્છતા વગેરેની વ્યવસ્થા કીધી છે. પોતાના શરીરધર્મને લગતી કેટલીક ક્રિયાઓને માનવજાતે ખાનગી અને ગુપ્ત રાખવામાં ડહાપણ વિચાર્યું છે. એ ક્રિયા વ્યક્તિને પોતાને માટે આવશ્યક અને સ્થૂલ આનંદજનક પણ હોય; પણ તે બીજી વ્યક્તિની સંસ્કાર પામેલી દૃષ્ટિને તો ક્ષોભજનક જ હોય છે. વળી સમાજની તેના અનુભવથી બાંધેલી નીતિમર્યાદાથી કોઇ વ્યક્તિ પર જાય તો તેણે નીતિભંગ કરેલો જ ગણાય. સમાજના અશિક્ષિત અને અધમ વર્ગમાં ચાલતી ગંદી કથાઓ, વાર્તાઓ, ગીતો વગેરે એવું બધું કાંઇ શિષ્ટ સાહિત્ય નથી; બલ્કે તે ગંદું, અશિષ્ટ અને અધર્મનીતિપોષક હોઇ સાહિત્ય જ નથી.

આપણાં ઘણાં સામયિકો કેટલાંક વર્ષથી ચાલતા વાસ્તવવાદની ઓથે ઘણી જ ગંદી વાર્તાઓ પ્રગટ કરે છે, ગંદાં ચિત્રો આપે છે અને એ રીતે સમાજના નીચલા વર્ગને તેમ જ ઊગતી પ્રજાને તેના અધમ વિકારો પોષીને વધારે ઊંડા ગર્તમાં ધકેલે છે. આપણા કેટલાક નવીન લેખકોએ આવી ઘણી વાંધાભરેલી વાર્તાઓ લખીને પ્રગટ કીધી છે. અને તેની સામે સમાજના સમજુ વર્ગનો વિરોધ નોંધાયા છતાં એ સમજુ વર્ગને જનવાણી, પ્રત્યાઘાતી વગેરે વિશેષણોથી નવાજીને પોતાને મોટા માનસશાસ્ત્રી યા સમાજશાસ્ત્રી લેખે ગણવાનો દંભ પણ તેમણે કર્યો છે. વાર્તાઓમાંથી કે ગંદાં ચિત્રોમાંથી હવે કવિતાઓનું અને ગીતોનું સાહિત્ય પણ કલુષિત થવા માંડ્યું છે. × × × એક જાણીતા લોકસાહિત્યકારે હમણાં × × × લોકગીતનો ચોથો સંગ્રહ બહાર પાડ્યો છે, તેમાં કાઠિયાવાડમાં પ્રવર્તેલાં ને પ્રવર્તતાં કેટલાંક ઉઘાડાં અનીતિમય, હલકાં અને ગંદાં ગીતોનો સંગ્રહ "સમાજશાસ્ત્ર"ના દંભી ઓઠાં હેઠળ પ્રગટ થયો છે, અને તેનો બચાવ પણ 'પ્રસ્તાવના'માં કરવામાં આવ્યો છે. અમદાવાદના સાપ્તાહિક "પ્રજાબંધુ"એ તેના અઈ તા. ૩૦ મી ઑગસ્ટ, ૧૯૪૨ના અંકમાં એ સંગ્રહમાંનાં આ ગીતો પ્રત્યે પોતાનો સાચો વિરોધ પ્રગટ કીધો છે, તે જોઇ અમને સંતોષ થાય છે. આપણાં બીજાં સામયિકો પણ આવાં હીન ગીતોના સંગ્રહની યોગ્ય રીતે "ખબર" લેશે તો તે

સાહિત્યને ઉપકારક જ થશે. ગમે તેવા મોટા કે લોકપ્રિય લેખકને સમાજનો એઠવાડ સંગ્રહ કરવાનો પરવાનો મળી જતો નથી. એવા સંગ્રહથી કે એવા ગંદા લેખોથી કે વાર્તાથી સમાજની ઘણી કુસેવા જ થાય છે. એવો એઠવાડો તે જ્યાં હોય ત્યાં જ સળગવા દઈ તેને વધારે પ્રસરતો અટકાવવો જોઈએ. આપણા શરીરની, કુટુંબની કે સમાજની શરમ તો ગુપ્ત રાખવામાં અને તેને ત્યાં જ દાબી દેવામાં આપણું શ્રેય છે. લોકરિવાજ, લોકગીત કે લોકવાર્તાનું ચોક્કસ મર્યાદામાં જ સાહિત્યમાં સ્થાન હોઈ શકે છે. કોઈ પણ વાદને કે શાસ્ત્રને નામે એવું પ્રકાશન અનિચ્છિત, અરુચિકર અને મહા હાનિકારક જ બને છે. એ તો આપણા સમાજની શરમ છે, તેનો એઠવાડ છે, અને એવા એઠવાડને સાહિત્યમાં લાવવો એ નિર્મળ માનસનું કાર્ય નથી; વિચાર ને વાણીની કલુષિતતામાં પરિણમે છે. આ જાતની ફરિયાદ હમણાં પાશ્ચાત્ય દેશોનાં સાહિત્ય વિષે પણ ત્યાં ખૂબ થાય છે.

ગુજરાતી સાહિત્યની શુદ્ધિ ને સ્વચ્છતા જાળવવાના શુભ હેતુથી જ હું આ લખું છું. ધન કમાવાના માર્ગ ઘણા છે, પણ એક **આખી પ્રજાના મનને ને આત્માને બગાડી તેને અધોગતિ પર લઈ જવાનું પાપ મહાભયંકર** છે. મારા લેખક બંધુઓને અને ખાસ કરીને સામયિકોમાંના લેખકોને ને તેનાં તંત્રીઓને મારી આગ્રહભરી વિનંતિ છે કે આપણી સૌની વિશુદ્ધિ અને ઉન્નતિને ખાતર એવા લેખો લખવાથી, લખાવવાથી ને પ્રગટ કરવાથી બાધ આવવું, અને સમયને અનુસરીને આપણી ઉન્નતિ કેમ જલદી થાય તેના નિર્મળ વિચારોથી જ સાહિત્યને વિભૂષિત કરવું. પ્રભુ સૌ લેખકબંધુઓને સમ્મતિ આપે !*

અરદેશર ફ. ખબરદાર

---

# નૈતિક વિશ્વવ્યવસ્થા ને અર્વાચીન દષ્ટિસ્વરૂપ

સંસદનો વાર્ષિક ઉત્સવ આપણી કરુણ પરિસ્થિતિમાં પણ ઉજવવાનો જે સંકલ્પ આપણે રાખ્યો છે તે એક જ હેતુથી કે આપણી આ એક વાર્ષિક પ્રવૃત્તિમાં સ્ખલન ન થાય. હંમેશની માફક આજે આપણે નૃત્ય–ગાન મ્હાણી શકીએ એવી મનોદશા આપણી નથી. ચારે તરફ પાશવબળ સત્તા જમાવીને બેઠું છે; કાલે શું થશે એ કોઈ કહી શકતું નથી. દેશ દેશનાં કુમળાં બાળકોને આપણે રીબાતાં જોઈએ છીએ, અને આપણી આંતરડી કકળી ઉઠે છે. જગતભરમાં જુવાનો મૃત્યુના મોંમાં ધસે છે. વિનાશના તરંગો પ્રલયના તરંગોની માફક ચારે તરફ ફરી વળ્યા છે. જગતનો નરોત્તમ કારાવાસમાં સડે છે.

આ બધી વિનાશકતા, આ બધું દુઃખ, આ બધી અશાન્તિનું મૂળ પાશ્ચાત્ય સંસ્કૃતિની પાછળ રહેલા દષ્ટિસ્વરૂપમાં મને દેખાય છે.

રેલ, તાર, ટપાલ ને રેડીઓ વડે જગત સાંકડું થઈ ગયું છે. આ બધાં સાધનો દ્વારા અર્વાચીન યુરોપે આખા જગત પર આક્રમણ કર્યું છેઃ જગતની સ્વતંત્રતા પર નહિ, સારા જગતના સંસ્કાર પર. સાણસામાં ઝલાયેલા નિર્દોષ કુરકુરિયાની જેમ આપણે તરફડીએ છીએ, ચીસ પાડીએ છીએ, પણ સાણસામાંથી નીકળવાનો માર્ગ આપણને મળતો નથી. એમાંથી

* "ગુજરાતી સાહિત્ય પત્રિકા"ના સપ્ટેમ્બર '૪૨ના અંકમાંથી.

જ્યાં સુધી આપણે મુક્ત ન થઇએ, કોઇ અજાણ્યુ અંધકારમાં આપણે ઘસડાઇ રહ્યાં છીએ-જ્યાં સુધી એ દષ્ટિસ્વરૂપના ભયાનક બળો પર પ્રકાશ ન પડે ત્યાં સુધી આપણે મરવું જ રહ્યું.

યુરોપ પહેલેથી જ પ્રચંડ પશુત્વની ભૂમિ થતી આવી છે. રોમન સામ્રાજ્યના વખતથી એણે વિનાશકતા પસારવાની વૃત્તિ પર ભાગ્યે જ અંકુશ મૂક્યો છે.

અર્વાચીન યુરોપ શરૂ થયું તે પહેલાં ત્યાં રોમન કેથોલિક ખ્રિસ્તી સંપ્રદાયનું પ્રાબલ્ય પ્રસર્યું હતું. ઇશ્વરના નિયમોની સર્વોપરિતા મનુષ્યની મહત્ત્વાકાંક્ષા ઉપર સ્વીકારાતી. ધર્મ, નીતિ, નિયમન, એ માનવશક્તિથી પર અને વધારે બલીષ્ઠ મનાતાં આ માન્યતાથી પશુતા કંઇક અંશે કાબુમાં રહેતી. ત્યારે નીતિ એ સગવડની વાત ન હતી; રાજા અને પ્રજા, દેવ ને દાનવો બધાને યોગ્ય આચાર અને વ્યવહારમાં રાખનાર વિશ્વવ્યવસ્થા હતી.

યુદ્ધો થતાં વિનાશ પ્રસરતો, દુઃખ દેનાર દુઃખ દેતા, સહન કરનારને સહેવું પડતું; છતાં સર્વવ્યાપી અને અનિયંત્રિત વિનાશકતાની આડે આ વિશ્વવ્યવસ્થાની ભાવના આવીને ઊભી રહેતી અને નિરોધ બની જતા.

## નૈતિક વિશ્વવ્યવસ્થા

આ વિશ્વવ્યવસ્થા કંઇક અંશ હિન્દુસ્તાનમાં પ્રવર્તતી દશાની પ્રતિકૃતિ હતી. આપણે ત્યાં રાજાઓ લડતા, પણ ગામની બહાર. ન તેઓ બ્રાહ્મણને સ્પર્શતા, ન મંદિર તોડતા, ન ગાય કે સ્ત્રીનો વાળ વાંકો કરતા. સ્વચ્છંદી લોકો પણ હતા; છતાં આચાર પર નીતિનો અંકુશ હતો. નૈતિક વિશ્વવ્યવસ્થા સનાતન મનાતી. એ વ્યવસ્થામાંથી ઘણા ભલે છટકી જાય, પણ છટકવામાં સુખ કે મોક્ષ છે એમ કોઇ માનતું નહિ. દુષ્ટમાં દુષ્ટ રાજાઓને પણ ધર્મે રચેલી વ્યવસ્થામાં સ્થાન પામવું રહ્યું. નિષ્ઠુરતા હતી, મહત્ત્વાકાંક્ષા હતી, પણ તેને કોઇ મોક્ષનું સાધન માનતા નહિ.

ઇ. સ. ૧૫૦૦ ની આસપાસ આ વિશ્વવ્યવસ્થાની મૂર્તિ સમાન ખ્રિસ્તી સંપ્રદાયનો પ્રભાવ ઘટ્યો અને અર્વાચીન યુરોપનું દષ્ટિસ્વરૂપ પહેલી વાર વ્યક્ત થયું. આ પરિવર્તનને પરિણામે આ નૈતિક વિશ્વવ્યવસ્થામાંથી શ્રદ્ધા ચળવા લાગી. પાશવ શક્તિ જ ખરા અને ખોટાની તુલના કરનાર બની.

## નવા દષ્ટિસ્વરૂપના બે પ્રતિનિધિ

આ નવા દષ્ટિસ્વરૂપના બે પ્રતિનિધિનો ઉલ્લેખ કરે છેઃ એક મેકિયાવેલી, બીજો ફ્રાન્સીસ બેકન.

મેકિયાવેલીએ રાજ્યશક્તિના પશુબળને જીવનવ્યવસ્થાનું અંતિમ ધોરણ માન્યું. રાજાની ઇચ્છા એ સર્વ શક્તિનું મૂળ; અનિયંત્રિત શક્તિ એ જ ન્યાયાસન; રોમન કેથોલિક સંપ્રદાયમાં એણે અધર્મ જોયો; નીતિમાં માત્ર સગવડતા જોઇ.

'જૂના જમાનામાં મોટા તેમ જ નાના ઇશ્વરને આધીન હતા. અર્વાચીન યુરોપમાં થોડા માણસોએ ઇન્દ્રના વજ્રની પ્રાપ્ત કરી. બીજા માણસોને પોતાનાં ગુલામ કરવાનું આરંભ્યું.

રાજાએ નૈતિક વ્યવસ્થા સ્વીકારે ખરા પણ એક રાજવીને બીજા રાજવી વચ્ચે નહિ, પોતાની અને પોતાની પ્રજા વચ્ચે નહિ, માત્ર લોકોને કાબુમાં રાખવાની એક ઈંદ્રજાલ તરીકે.

નીતિ એક વિશ્વવ્યવસ્થાને બદલે પાશવ શક્તિનું એકમાત્ર શસ્ત્ર બની રહી અને આમ અર્વાચીન યુરોપનો આરંભ થયો.

ફ્રાન્સીસ બેકન પણ અર્વાચીન યુરોપનો એક સૂત્રધાર; તે અર્વાચીન યુગનો અધિષ્ઠાતા છે, એમ અમને કોલેજમાં શીખવવામાં આવતું. આ યુગના મોટામાં મોટા પ્રતિભાશાળી મહાપુરુષ તરીકે એની પૂજા આજે ૪૦૦ વર્ષથી ચાલુ છે.

એણે સંયમવાદ એ બીકણુનો વાદ છે, એમ પ્રતિપાદન કર્યું. એની માન્યતા હતી કે શરીરને સ્વચ્છંદ અને સંયમ બન્નેનો સરખો અનુભવ કરાવવો. સત્ય અને અસત્ય બન્નેનું ડહાપણભર્યું મિશ્રણ કર્યા કરવું; અર્વાચીન વિજ્ઞાનના પયગમ્બરે ઉચ્ચારલું કે હું સંપ્રદાય સ્થાપવાનો નથી; મારે તો ઉપયોગિતા અને શક્તિ પ્રાપ્ત કરવાનાં સાધનો મેળવવાનાં છે.

વિજ્ઞાનને માનવીના ઉપયોગમાં આણવું કે જેથી પ્રકૃતિ ઉપર વિજય મળે અને મનુષ્યનું બળ વધે એ એનું જીવનભરનું સ્વપ્ન હતું. વિજ્ઞાનિક પ્રયોગ પદ્ધતિ એ સત્યશોધનનો એક જ સીધો માર્ગ છે એ એણે જગતને શીખવ્યું; એટલે જે વસ્તુને પ્રયોગશાળામાં હું આણી શકું, જેના પર હું ત્યાં પ્રયોગ કરી શકું, બીજાને સ્પષ્ટ રીતે પ્રતીતિ કરાવી શકું એમાં જ સત્ય રહ્યું છે એમ તેણે માન્યું.

એણે મેકિયાવેલીનાં સૂત્રો પોતાનાં કર્યાં; એ ઉપરાંત એણે તો બહારના જગત પર પ્રભુત્વ મેળવવામાં જ માનવશક્તિની આત્મસિદ્ધિ જોઈ. માણસ પોતે ગમે તે હોય, પણ એ જો પ્રકૃતિના નિયમોને કાબુમાં લાવી તેનો ઉપયોગ કરી શકે તો તે ખરેખરો સશક્ત થાય; એ સિદ્ધાંતને એણે વેગ આપ્યો.

ઇસુ ખ્રિસ્તે કહ્યું કે જગતનું રાજ્ય મળે ને આત્મા જાય એ શા ખપનું ? જિંદગીમાં ખ્રિસ્તને જુડાએ દગો દીધો. ચારસે વર્ષે તેને બેકને ફરી દગો દીધો. આત્મા જાય તો ભલે; જગતનું રાજ્ય જીતવું એજ ખપનું. બીજું.

## જીંદગીનું સાર્થક

જીંદગીનું સાર્થક આત્મસિદ્ધિમાં નથી પણ સાધનપ્રાપ્તિમાં છે, એ દષ્ટિસ્વરૂપ એણે અને એના જેવા નવા વિચારકોએ આપ્યું. આ દષ્ટિસ્વરૂપનો ભેદ જોઈએ. જ્યાં સુધી નૈતિક વિશ્વવ્યવસ્થામાં શ્રદ્ધા હતી ત્યાં સુધી વિનાશકતા તે એક નછૂટકે સહેવાની વિપત્તિ હતી. જ્યારે બળ વ્યવસ્થાનું અંતિમ ધોરણ થયું ત્યારે વિનાશકતા એ સત્યાસત્યનું અંતિમ ધોરણ બની ગઈ.

આમ અર્વાચીન યુરોપનો વૈજ્ઞાનિક યુગ શરૂ થયો. હું જુઠો હોઉં, હું પાપાચારી હોઉં તો પરવા નહિ. હું મારો રાગદ્વેષ પોષવા કંઇ પણ કરું તો તેમાં કોઈ વિશ્વનિયમ આડે ન આવે. મારે તો આ નવી દષ્ટિએ એક જ જોવાનું રહ્યું કે હું વિજ્ઞાનની મદદથી એટલી શક્તિ મેળવી શકું કે જેથી હું મારી ઇચ્છાની ધુંસરી સકલ જગત પર બેસાડી શકું.

## નિયમને બદલે સ્વેચ્છા

નિયમને બદલે આમ સ્વેચ્છા પ્રગટી. નૈતિક વિશ્વવ્યવસ્થામાંથી પાશવ પ્રભુતાનાં ધોરણ બહાર પડયાં. એને પરિણામે બે માન્યતા ઉદ્ભવી: (૧) રાજ્યસત્તાની ઇચ્છા એ જ જીવનવ્યવહારનું ધોરણ (૨) જે રાજ્યસત્તા પાસે વિનાશકતાનાં સાધન વધારે તેની ઇચ્છા તે જ અંતિમ વિશ્વનિયમ.

આત્માની સિદ્ધિ છોડી મનુષ્ય વિજ્ઞાનબળે પ્રકૃતિને શસ્ત્ર બનાવવા લાગ્યો. દારૂની શોધ થઇ, તોપગોળાઓ બન્યા, બંદુકો થઈ, તોપોનાં માપ વધ્યાં, વિનાશતકાનાં વર્તુલો વધ્યાં; જલ, સ્થળ ને વાયુ વશ કરવાનાં સાધનોની શોધ થઇ રહી; વિમાને અંતરો કાપ્યાં; ટૅન્ક અને બૉમ્બ ફ્રાઇવરે સહસ્રાર્જુનથીએ વધારે વિનાશકતા પ્રસારવાની શક્તિ પ્રાપ્ત કરી. પરિણામે આજે ૪૦૦ વરસમાં યુરોપની પ્રજા નથી ઝંપીને બેઠી, નથી જગતને ઝંપવા દીધું. વિનાશનાં સાધન લઇ એણે યાદવાસ્થળી કરી છે. નિર્દોષોનો કચ્ચરઘાણ વાળ્યો છે, નૈતિક વિશ્વવ્યવસ્થાની વિડંબના કરતાં શીખવ્યું છે, મનુષ્યના આત્માની હરરાજી કરી છે અને કરવાની છે.

આ દૃષ્ટિસ્વરૂપનું એક અંગ એ જડવાદ: ખાવું, પીવું; મોજ કરવી: એમાં જ જીવનની પણ સિદ્ધિ મનાઇ; ઇતિહાસનો પણ જડવાદાત્મક અર્થ થવા લાગ્યો. વર્ગ અને વર્ગ વચ્ચે વિગ્રહ છે એમાં જ જીવનનું રહસ્ય જણાયું; કોણ કોનાથી વધારે સારું ખાય અને પીએ તેમાં જ શ્રેષ્ઠતા સમજાઈ.

મનુષ્ય પોતે શું થયો ને તેના કરતાં શું કરી જાય છે, શું ભોગવી જાય છે તેમાં જ તેની મહત્તા મનાવા લાગી. ખૂબ કમાવું, ખૂબ ખરચવું, ખૂબ દારૂ પીવો, બહુ ઘોડા દોડાવવા, મોટો જુગાર રમવો, પૈસા વડે જગતને ખરીદવું, એમાં જીવનની સિદ્ધિ જણાવા લાગી. દેશો–દેશોને ખાવા લાગ્યા. કરારો તોડવામાં નીતિ, સ્વતંત્રતા લૂંટવી લેવામાં મુત્સદ્દીગીરી ને જુઠા પ્રચારમાં કુશળતા દેખાયાં.

મોન્ટે કાર્લો એ તો અર્વાચીન યુરોપનું પુન્યધામ, અમરાપુરી સમું સુંદર. ત્યાં રોજ કરોડોનો જુગાર રમાય, રૂપાળી સ્ત્રીઓની હરાજી થાય.

વિષય–લાલસા વધારવામાં અને વધતી જતી લાલસાને સંતૃપ્ત–રાખવામાં જીવનનું સાફલ્ય શોધવું, એ અર્વાચીન યુરોપનો ધર્મ થઇ પડયો.

રાજ્ય સ્થાપવાં, રાજ્યસત્તાની વિનાશકતા વધારવી, તે વડે સામ્રાજ્યો સ્થાપવાં, જગતમાં નિર્દોષ અને નિર્બળ માણસોની શાંતિ લૂંટવી, જગત બધાની સમૃદ્ધિ દોહી પોતાની અતૃપ્ય ક્ષુધાને સંતોષવી કે તે વડે વિનાશકતા પ્રસરાવવાનાં સાધનો ભેગાં કરવાં એમાં જ યુરોપીય મુત્સદ્દીઓએ કર્તવ્ય માન્યું.

૪૦ વર્ષના આ દૃષ્ટિસ્વરૂપે આજે આખા જગતનું નખ્ખોદ કાઢ્યું છે.

આ અર્વાચીન દૃષ્ટિનું નવું સ્વરૂપ આજે આપણને નવું લાગતું નથી, કારણ કે આપણે એજ દૃષ્ટિ ખરી છે એમ બાળપણથી માનતા આવ્યા છીએ. પણ આ દૃષ્ટિમાં રહેલો ભ્રમ આપણને ધીમે ધીમે આજે સમજાય છે; વધારે સ્પષ્ટતાથી હવે સમજાશે.

| ગામનું નામ | તાલુકાનું નામ | પુસ્તક ભંડોળ | વંચાયલાં પુસ્તકો | વસ્તી | વાચકો |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| પીપળોઇ | તા. ભાદરણ | ૬૪૨ | ૧૯૮૧ | ૧૫૭૦ | ૨૫૮ |
| પિસાઇ | તા. ડભોઇ | ૩૮૧ | ૫૫૮ | ૬૨૭ | ૧૮૬ |
| સાઠોદ | ,, | ૫૮૨ | ૯૧૦ | ૧૮૨૭ | ૨૯૧ |
| ભુજેહા | તિલકવાડા | ૩૧૬ | ૪૯૨ | ૫૧૫ | ૧૧૨ |
| વડુ | પાદર | ૧૮૦૪ | ૨૪૧૩ | ૨૯૧૫ | ૬૦૦ |
| ચાંગા | પેટલાદ | ૨૧૧૧ | ૨૫૧૬ | ૩૦૮૮ | ૯૨૦ |
| બાકરોલ | ,, | ૨૫૦૮ | ૩૪૭૬ | ૩૪૯૪ | ૫૮૨ |
| છાણી | તા. વડોદરા | ૪૬૯૨ | ૫૪૫૩ | ૪૬૪૮ | ૬૯૨ |
| બીલ | ,, | ૨૨૫૫ | ૨૦૧૪ | ૧૩૨૧ | ૨૮૭ |
| સમસાબાદ | ,, | ૨૫૬ | ૩૭૧ | ૪૩૭ | ૧૧૫ |
| જરોદ | વાઘોડીઆ | ૧૪૦૩ | ૨૦૧૫ | ૧૯૦૦ | ૨૬૨ |
| રવાલ | ,, | ૧૦૭૩ | ૧૪૪૫ | ૯૮૧ | ૧૭૯ |
| તેનતલાવ | શિનોર | ૧૧૩૨ | ૧૬૦૯ | ૧૪૪૮ | ૨૨૫ |
| સાઢલી | ,, | ૧૦૯૪ | ૧૪૦૯ | ૨૭૩૬ | ૨૯૬ |
| વાસણા | સંખેડા | ૯૫૨ | ૧૨૩૪ | ૧૬૬૬ | ૨૫૦ |
| હરેશ્વર | ,, | ૨૪૧ | ૪૦૭ | ૫૭૩ | ૧૧૨ |
| પોઇચા | તા. સાવલી | ૪૩૨ | ૮૬૪ | ૧૦૧૭ | ૧૫૩ |
| ડેસર | ,, | ૧૧૬૩ | ૧૩૭૨ | ૨૨૭૦ | ૩૪૪ |

ઉપરનાં પુસ્તકાલયો પણ પોતે વાચકો વધારવા તથા બાળકોથી ભણેલું ભૂલી ન જવાય તે માટે પોતાનું બનતું કરતા રહી આ સંસ્કારિક પ્રવૃત્તિને વેગ આપવા પૂરતા પ્રયાસો કરશે એવી આશા છે. બીજાં ગ્રામ પુસ્તકાલયો પૈકી વરણામા તા. વડોદરા અને રણોલી તા. ભાદરણમાં પુસ્તકસંગ્રહો ઘણા મોટા છે. પરંતુ વંચાયલાં પુસ્તકો અને વાચકોની સંખ્યા જોતાં તે ખાસ નોંધપાત્ર થતા નથી. ૫૧૧ પુસ્તકાલયોમાંથી માત્ર આટલાં જ પુસ્તકાલયો પોતે કંઇક ઠીક કામ કરતાં પોતાના વાર્ષિક નિવેદનમાં જણાય છે તેનું મૂળ કારણ તો વર્તમાનપત્રો પાછળ અઢળક ખર્ચ અને "સામાન્ય ગરીબ" વર્ગમાં સારા ધાર્મિક, નીતિ અને વાર્તાનાં તેમ જ બીજા ધંધાનાં ઉપયોગી પુસ્તકોનો ઓછો પ્રચાર તથા મકાનવાળાં કે સ્વતંત્ર રીતે ચાલતાં પુસ્તકાલયોની બાળકો તરફ નિષ્કાળજી છે. મને ખાતરી છે કે આ આખો લેખ વાંચ્યા પછી મારા મિત્રો પોતાના આ નિઃસ્વાર્થ સેવાકાર્યમાં ખરા ઉદ્દેશને તે બર લાવવા માટે જ સાર્વજનિક નાણાંનો સદુપયોગ કરવા પ્રેરાશે.

ઉમેદભાઇ મોતીભાઈ પટેલ

# પ્રાંત પુ૦ મંડળોની સભાઓ ને હેવાલો

## ૧. વડોદરા પ્રાંત પુ૦ મંડળની વાર્ષિક સભા

વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૨૭–૯–૪૨ ના રોજ બપોરના એક વાગે, સેન્ટ્રલ લાઇબ્રેરીમાં, મંડળના પ્રમુખ શ્રી. જયવતીબહેન ન. દેસાઇ હાજર નહિ રહી શકવાના કારણે, પેટલાદની રાજરત્ન મિલ્સના મેનેજર શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહના પ્રમુખપણા નીચે ભરાઇ હતી. તે પ્રસંગે કરજણ મહાલમાંથી મહાલ શાળાધિકારી શ્રી. શાન્તિલાલ પી. શાહ, તથા ઉરદના શ્રી. પુરુષોત્તમ કા. પટેલ; વડોદરા મહાલમાંથી માણેજા-ના શ્રી. છોટાભાઇ રા. પટેલ; શિનોર મહાલમાંથી છાણભોઇના શ્રી. હરિભાઇ શંકરભાઈ; પેટલાદ મહાલમાંથી માણજના શ્રી. જયશંકર મ. પાઠક; પાદરા મહાલમાંથી વણછરાના શ્રી. ચતુરભાઇ ના. પટેલ તથા રા. પુ. મં. ના વ્ય. સભ્યોમાંથી પેટલાદના શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ; વસોના શ્રી રામભાઇ કા. પટેલ અને શિનોરના શ્રી. નટવરલાલ ગિ. શાહ અને તે ઉપરાંત પુ. સ. સ. મંડળના મંત્રી શ્રી. વાઘજીભાઇ ના. અમીન; 'પુસ્તકાલય' માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસ તથા રા. પુ. મં. ના સહમંત્રી શ્રી. ચોકસી; રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઈ અને પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ વગેરે પણ હાજર હતા.

આ સભામાં થયેલા ઠરાવો નીચે મુજબ છે:—

**ઠરાવ ૧**—તા. ૨૮-૯-૪૧ ની વાર્ષિક સભામાં થયેલા કામકાજની મિનિટબુક જે વાંચવામાં આવી તેને બહાલી આપવામાં આવી છે.

**ઠરાવ ૨**—પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મ. પટેલના પ્રોવિડંટ ફંડ ખાતે જે રૂ. ૧-૧૪-૦ નો ખર્ચ થયો છે તે મંજૂર કરવામાં આવે છે.

**ઠરાવ ૩**—સન ૪૧-૪૨ નો વાર્ષિક અહેવાલ અને હિસાબ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

**ઠરાવ ૪**—સન ૪૨-૪૩ ના વર્ષ માટે નીચે પ્રમાણે પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, ઉપમંત્રી તથા વ્ય. મં. ના સભ્યો ચૂંટવામાં આવે છે.

**પ્રમુખ**—શ્રી. જયવતીબહેન ન. દેસાઇ, **મંત્રી**—શ્રી. ચિમનભાઇ હ. અમીન
**ઉપપ્રમુખ**—શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ **ઉપમંત્રી**—શ્રી. છોટાભાઇ રા. પટેલ
**વ્ય. મં. ના સભ્યો**—શ્રી. શાન્તિલાલ પી. શાહ, શ્રી. ચતુરભાઇ ના. પટેલ, શ્રી. જયશંકર મ. પાઠક, શ્રી. પુરુષોત્તમ કાશીભાઇ, શ્રી. હરિભાઇ શંકરભાઇ ઉપરાંત વડોદરા પ્રાંતના, રા. પુ. મં. ના વ્ય. મં. ના સભ્યો.

**ઠરાવ ૫**—સન ૪૨-૪૩ નું નીચે પ્રમાણે અંદાજ મંજૂર કરવામાં આવે છે:

| જમા | | ઉધાર | |
|---|---|---|---|
| ૧૩-૦-૦ | શિલક | ૧૪-૦-૦ | છપામણી |
| ૧૩૦-૦-૦ | ફાળવણી | ૧૦-૦-૦ | કંટીજંટ-પોસ્ટેજ |
| ૨૪૫-૦-૦ | રા. પુ. મં. ની મદદ | ૧૪-૦-૦ | મંત્રીનો પ્રવાસખર્ચ |
| | | ૩૫૦-૦-૦ | પ્રાંત પ્રચારકનો માસ ૮ નો પગાર, પ્રો. ફંડ, કંટીજંટ અને પોસ્ટેજ |
| ૩૮૮-૦-૦ | | ૩૮૮-૦-૦ | |

ઠરાવ ૬—હાલના પ્રસંગો જોતાં, પ્રાંત૦ પરિષદ ભરવાનું મોકુફ રાખવાનું ઠરાવવામાં આવે છે. અને સંજોગો સુધર્યે પ્રાંત પરિષદ અંગેનું તમામ કાર્ય કરી લેવા પ્રમુખ, ઉપ-પ્રમુખ, મંત્રી અને ઉપમંત્રીને સત્તા આપવામાં આવે છે.

ઠરાવ ૭—સ્વ. શ્રી. મો. ન. અમીન સાહેબના જીવનચરિત્રનું મોટું પુસ્તક, વડોદરા પ્રાંતનું એકએક પુસ્તકાલય અપનાવે એવું વડોદરા પ્રાંત પુ. મંડળની આ સભા ઇચ્છે છે.

ઠરાવ ૮—પુસ્તકોની ગોઠવણી બાબતમાં, પુસ્તકાલય ખાતાએ પ્રસિદ્ધ કરેલ સૂ. નં. ૧૩ નું ધોરણ, ૧૦૦૦ ની અંદરની પુસ્તકસંખ્યાવાળાં પુસ્તકાલયો માટે મરજિયાત ઠરાવવું, એમ આ સભા પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

ઠરાવ ૯—પ્રાંત પ્રચારક એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જાય ત્યારે વિશેષ ભથ્થુ જે રૂ. ૫) આપવામાં આવે છે તે ચાલુ રાખવાને આ સભા રા. પુ. મં. ને ભલામણ કરે છે.

ઠરાવ ૧૦—સન ૪૨-૪૩ માં રાજ્ય પુ. મંડળ તરફથી આવનારી ફાળવણી, જે તે મહાલ મંડળોને, તેમના તરફથી પાછલી સાલનો હિસાબ-નિવેદન આવે અદા કરવા મંત્રીઓને સત્તા આપવામાં આવે છે.

## સન ૧૯૪૧–૪૨ નો હેવાલ તથા હિસાબ

### સ્થાપના અને ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને, સન ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુ. મંડળના જે ઉદ્દેશો છે તેને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે.

## મંડળનું કાર્ય

### મહાલ પુસ્તકાલય મંડળો

રાજ્ય પુ. મંડળના ઉદ્દેશ પ્રમાણે, વડોદરા પ્રાંતના અગિયારે મહાલોમાં, મહાલ પુ. મંડળ સ્થપાઇ ચૂક્યાં છે. અને તે દરેક નીચે જણાવેલાં કંઇ ને કંઇ કાર્ય કરતાં પણ થઇ ગયાં છે. આ વર્ષમાં તિલકવાડા અને સંખેડા મહાલ પુ. મંડળ સિવાયના તમામ મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરી હતી તથા તમામ મહાલ મંડળોએ પોતાનું નિવેદન અને હિસાબ પણ અત્રે મોકલવી આપ્યાં હતાં.

મહાલ-મંડળોનું સામાન્ય કાર્ય નીચે પ્રમાણે છેઃ—

(૧) જે વર્ષે રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરવી;

(૨) દર વર્ષે વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની એક પરીક્ષા લેવી;

(૩) રાજ્ય પુ. મંડળ તરફથી મોટાંઓ માટે લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો, દરેક જૂથ મંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરવો તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવતાં તે પૂરી પાડવાની તજવીજ કરવી;

(૪) શાળાવાળા પુસ્તકાલય વિનાના ગામે પુસ્તકાલય ઉઘાડવા પ્રયત્ન કરવો;

(૫) જૂથ મંડળોને જાગ્રત કરવાં, તેમની વાર્ષિક સભાઓ ભરાવવી, જૂથમાં આવેલાં

પુસ્તકાલયો પાસે સહકારના ધોરણે બજેટ બનાવડાવવાં તથા જૂથ મંડળોને જે કાર્ય કરવાનાં જણાવ્યાં છે તેનો અમલ કરાવવો;

(૬) જ્યાં શકય હોય ત્યાં ' ગ્રામ વાચક મંડળ ' સ્થાપવા યત્ન કરવો.

## ૨. જૂથ પુ. મંડળો

કેળવણી ખાતાએ શાળાઓ માટેનાં જે સેન્ટરો ગોઠવ્યાં છે તે જ સેન્ટરોને રાજ્ય પુ. મંડળની ભલામણથી પુસ્તકાલય ખાતાએ જૂથ મંડળ તરીકે સ્વીકાર્યાં છે. આવાં જૂથ મંડળો વડોદરા પ્રાંતમાં ૧૫૫ છે. આમાંથી સાવલી મહાલમાં ડેસર, વેજપુર, વેમાર; પાદરા મહાલમાં સોખડા રાઘુ, દરાપુરા અને રણુ; કરજણ મહાલમાં બચાર; ભાદરણ મહાલમાં ભાદરણ; વડોદરા મહાલમાં અંસોજ, મકરપુરા, સોખડા, દશરથ અને વરણામા; સંખેડા મહાલમાં કોસિંદ્રા; પેટલાદ મહાલમાં વસો, સોજીત્રા અને પેટલાદ; અને શિનોર મહાલમાં શિનોર મળી કુલ ૧૮ જૂથ મંડળોએ પોતાના જૂથની વાર્ષિક સભાઓ ભરી છે. બીજાં કેટલાંક જૂથ મંડળોએ સભાઓ ભરી હશે; પણ તેના અહેવાલો આવ્યા નહિ હોવાથી તેની નોંધ લીધી નથી. જૂથ મંડળોની જાગૃતિ કેટલા પ્રમાણમાં છે તે આ આંકડા ઉપરથી આપ સૌ કોઇને સારી પેઠે સમજાશે. મહાલ મંડળોના હાથ-પગ, જૂથ મંડળો, જો કાર્ય કરતાં નહિ થ જાય તો મહાલ મંડળોનું કાર્ય બરાબર દીપી શકવાનું નથી, અને એમાં જોઇએ તેટલી સફળતા પણ મેળવી શકવાના નથી; જેથી મહાલ મંડળો આ પ્રશ્ન ખાસ વિચારે અને જૂથ મંડળોને જાગ્રત કરવા ખાસ પ્રયત્ન કરે એવી આશા છે.

જૂથ મંડળોનું કાર્ય નીચે પ્રમાણે છે:—

(૧) જે તે જૂથ મંડળ વાર્ષિક સભા ભરે અને તેનું નિવેદન મહાલ, પ્રાંત તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપે.

(૨) જૂથમાં આવેલા એકે એક પુસ્તકાલય-વાચનાલયનું વાર્ષિક નિવેદન ભરાવે તથા સહકારના ધોરણે બજેટ બનાવડાવે અને તે તમામ એકત્ર કરી ખાતા તરફ મોકલી આપે.

(૩) જૂથમાં આવેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાના ગામે પુસ્તકાલય ખોલવા પ્રયત્ન કરે.

(૪) જૂથમાં આવેલાં એકે એક પુસ્તકાલયની વાર્ષિક તપાસણી કરે.

(૫) મહાલ તથા રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિ. વા. પરીક્ષાઓનો પ્રચાર કરે.

(૬) જ્યાં શકય હોય ત્યાં ' ગ્રામ વાચક મંડળ ' સ્થાપવા પ્રયત્ન કરે.

## ૩. મહાલ પરિષદો

આ વર્ષમાં ફક્ત પેટલાદ અને સાવલી એ બે જ મહાલ મંડળોએ મહાલ પરિષદ ભરી છે, જ્યારે બીજા મહાલો મોંઘવારી અને બીજી કેટલીક પ્રતિકૂળતાઓના કારણે મહાલ પરિષદો ભરી શકયા નથી.

## ૪. પગારદાર અને માનદ પ્રચારકો

પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લા છ વર્ષથી શરૂ કરવામાં આવી છે. આ વર્ષે પણ પ્રચારક તરીકે ચાલુ રહેલા ભાઇ છગનભાઇ મ. પટેલે વડોદરા મહાલનાં ૫, પાદરા મહાલનાં ૬૬, કરજણ મહાલનાં ૭, શિનોર મહાલનાં ૪૧, ડભોઇ

મહાલનાં ૪૮ અને વાઘોડીઆ મહાલનાં ૨ મળી કુલ ૧૬૯ પુસ્તકાલય–વાચનાલયની તપાસણી કરી છે.

આ સિવાય વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટાભાઇ રાયજીભાઇ પટેલે ૭, સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. છગનલાલ સોમેશ્વર જોશીએ ૧૧, અને શ્રી. સોમાભાઇ ગડબડભાઇએ ૫ તથા પાદરા મહાલ માનદ પ્રચારક શ્રી. ચતુરભાઈ નારણભાઇ પટેલે ૬ અને ભાદરણ મહાલ માનદ પ્રચારક શ્રી. અંબાલાલ દ્વારકાદાસે ૪ મળી કુલ ૩૩ પુસ્તકાલયોની તપાસણી કરી છે. બીજા મહાલોમાં પણ નિમાયલા માનદ પ્રચારકોએ કામગીરી કરી હશે, પણ તેઓની ડાયરી અત્રે આવી નહિ હોવાથી, તેનો ઉલ્લેખ થઇ શક્યો નથી.

## ૫. પુસ્તકાલયપર્વણી

ગામડાંના લોકોને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા કરવાને, આ 'પર્વણી દિન' ઉજવવાની ખાસ જરૂર છે. આ વર્ષમાં શિનોર મહાલમાં શિનોર અને અવાખલ; કરજણ મહાલમાં કંડારી; તિલકવાડા મહાલમાં કરનાળી ગુજેઠા; વડોદરા મહાલમાં વરણામા; પેટલાદ મહાલમાં વસો; પાદરા મહાલમાં સાંગમા અને સાવલી મહાલમાં વેજપુર એ ૯ ગામોએ 'પર્વણીદિન' ઉજવવામાં આવ્યો હતો. બીજાં સ્થળોએ પણ ઉજવાયો તો હશે. પણ તેના અહેવાલ અહીં ન આવવાથી, તેની નોંધ લઈ શકાઇ નથી.

આ વર્ષમાં એકે એક મહાલ અને જૂથ મંડળો 'પર્વણીદિન' ઉજવવા માટેનો સારા પ્રમાણમાં પ્રચાર કરશે એવી આશા છે.

## ૬. શિષ્ટ વાચનની પરીક્ષા

જનતામાં શિષ્ટ વાચનનો પ્રચાર બહોળા પ્રમાણમાં થાય તે માટે રાજ્ય પુ. મંડળ તરફથી શિ. વા. નાં પુસ્તકોની પરીક્ષા લેવાની યોજના અયાગિર વર્ષથી ચાલુ કરેલી છે. નિવેદનના વર્ષમાં રાજ્ય પુ. મંડળે 'સ્મરણયાત્રા' અને 'સ્વર્ગોનું દોહન' એ બે પુસ્તોની પરીક્ષા લીધી હતી. આ પરીક્ષામાં વડોદરા પ્રાંતના અનુક્રમે ૪૪ અને ૨૬ ભાઇઓએ લાભ લીધો છે. આ વર્ષે પાદરા, વડોદરા, ભાદરણ અને શિનોર એ મહાલ મંડળોએ પણ વિદ્યાર્થીઓ માટે રા. પુ. મં. ના ધોરણે સ્વતંત્ર પરીક્ષાઓ લીધી હતી. પ્રાંતનાં બીજાં મહાલ મંડળો પણ આવી પરીક્ષાઓ લેવાનું કાર્ય હાથ ધરશે એવી આશા છે.

## ૭. ગ્રામ વાચકમંડળ

પુસ્તકાલયના વાચકો વધે અને તે નિયમિતપણે શિષ્ટ પુસ્તકો વાંચતા થાય, એ હેતુથી વડોદરા રાજ્ય પુ. મંડળે 'ગ્રામ વાચકમંડળ'ની યોજના પ્રસિદ્ધ કરી છે. આ યોજના નીચે પ્રમાણે છેઃ—

(૧) અઠવાડિયામાં નિદાન એક ચોપડી વા ૨૦૦ પૃષ્ઠો જેટલું વાચન કરવાની ટેક લેનારા શિક્ષકો, વિદ્યાર્થીઓ અને અન્ય વાચકોનું આ મંડળ બને,

(૨) મંડળના સભાસદો દર અઠવાડિયે વા પખવાડિયે ભેગા મળે અને તે મુદત દરમ્યાન પોતે શું વાંચ્યું, કેટલું વાંચ્યું, શું સમજાયું, શું ગમ્યું, શું ન ગમ્યું એ બાબતો વિષે છૂટથી વિવરણ અને ચર્ચા કરે. ઉપયોગી વિષયપર નિબંધવાચન પણ કરી શકાય.

૩ રાત્રે રાત્રે પ્રચારપાત્ર ઉપયોગી પુસ્તકોના વાચનવર્ગો પણ ફળિયાવાર ઉત્સાહી વાચક દ્વારા યોજી શકાય.

૪ સ્ત્રીઓ, બાળકો તેમજ વૃદ્ધ જનોનો વાચનરસ જાગ્રત કરી, તેમને વાચનસાહિત્ય ઘેર બેઠાં પૂરું પાડવાના માર્ગ યોજાય.

આ યોજના નિવેદનના વર્ષમાં જ પ્રસિદ્ધ થઇ હોઈ હજુ જોઇએ તેટલો એ દિશામાં પ્રચાર કરી શકાયો નથી. આશા છે કે, મહાલ અને જૂથ મંડળો આ યોજનાને સારી પેઠે સમજી લઇ, જ્યાં શક્ય હોય ત્યાં ગ્રામ વાચક મંડળ સ્થાપવા જરૂર પ્રયત્ન કરે.

## નવીન પુસ્તકાલયો

પેટલાદ, ભાદરણ, શિનોર, ડભોઈ અને કરજણ આ પાંચે મહાલોમાં શાળાવાળા એક એક ગામે પુસ્તકાલયો ઉઘડી ચૂક્યાં છે. એટલે હવે બાકીના ૬ મહાલોમાં, એ દિશામાં પ્રયત્નો કરવાના રહે છે. નિવેદનના વર્ષમાં વડોદરા મહાલમાં ૬, પાદરા મહાલમાં ૪, સાવલી મહાલમાં ૧, વાઘોડિયા મહાલમાં ૧, તિલકવાડા મહાલમાં ૨, સંખેડા મહાલમાં ૧ અને ડભોઇ મહાલમાં ૧ મળી કુલ ૧૬ નવીન પુસ્તકાલયો ઉઘડતાં વર્ષ આખરે ૨૬ ગામ બાકી રહે છે. આ ગામોની મહાલવાર યાદી પરિશિષ્ટ ૧માં આપી છે. આશા છે કે, નવીન વર્ષમાં જે તે મહાલ તથા જૂથ મંડળના કાર્યકરો પોતાના બાબતમાં બની શકે તેટલાં ગામોમાં નવીન પુસ્તકાલયો ઉઘાડવા પ્રયત્ન કરશે.

## ૯ ફરતા પુ. ની પેટીઓ

શેઠશ્રી ચિમનલાલ ગિ. ઝવેરચંદ લક્ષ્મીચંદ તરફથી મળેલી રકમ પર સરકાર, પંચાયત મદદ મેળવી બનાવેલી ફ. પુ. ની પુસ્તકો સાથેની પેટીઓ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી આવેલાં પુસ્તકોની પેટીઓ અને કરજણ મહાલ માટે શ્રી. આનંદકુંવરબા તરફથી અપાયલાં પુસ્તકોની પેટીઓનો ઉપયોગ જે તે સ્થળે સારા પ્રમાણમા થઇ રહ્યો છે.

## ૧૦ પ્રાંત અને મહાલ મંડળોની ફાળવણી

પ્રાંત અને મહાલ મંડળોને પોતાની પ્રવૃત્તિ અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારુ, રા. પુ. મંડળ તરફથી જે ફાળવણી મળે છે તે નિવેદનના વર્ષમાં રૂા. ૫૧૦-૧૦-૨ ની મળી હતી. આમાં રૂા. ૧૨૭-૧૧-૦ પ્રાંત મંડળને પોતાને માટે અને રૂા. ૩૮૭-૧-૦ મહાલ-મંડળો માટે આવેલા હતા, જે મહાલ મંડળોને પૂરેપૂરા પરિશિષ્ટ ૨ માં જણાવ્યા પ્રમાણે અદા કરવામાં આવ્યા છે.

### આભાર

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબો, રા. પુ. ના મંત્રીઓ તથા પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયોની તપાસણી કર્યા બદલ માનદ પ્રચારકોનો અને આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મદદ આપી છે તે સર્વેનો આભાર માનવામાં આવે છે.

( સહી ) સૌ. જયવતી દેસાઇ
પ્રમુખ
વડોદરા પ્રાંત પુ. મંડળ.

## પરિશિષ્ટ ૧ લું

### શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામો : ૨૬

**વડોદરા મહાલ ૭**

| | |
|---|---|
| ૧ અંપાડ | ૩૪૩ |
| ૨ કપુરાઇ | ૪૮૦ |
| ૩ કોટણા | ૫૦૦ |
| ૪ ખલીપુર | ૩૪૦ |
| ૫ કોસિંદ્રા | ૩૦૦ |
| ૬ રાઘવપુરા | ૩૬૭ |
| ૭ મોચીયાપુરા | |

**પાદરા મહાલ ૧**

| | |
|---|---|
| ૧ મહાપુર | ૨૬૫ |

**તીલકવાડા મહાલ ૧**

| | |
|---|---|
| ૧ જેમલગઢ | ૨૯૮ |

**સાવલી મહાલ ૭**

| | |
|---|---|
| ૧ આણંદીનું મુવાડું | ૩૩૪ |
| ૨ કડાછલા | ૩૪૪ |
| ૩ કુનપાડ | ૫૦૭ |
| ૪ ધંટિયાળ | ૫૮૧ |
| ૫ જાંબુગોરલ | ૩૨૬ |
| ૬ રાસાવાડી | ૨૫૪ |
| ૭ વેમાર | ૪૬૦ |

**વાઘોડીઆ મહાલ ૭**

| | |
|---|---|
| ૧ અડીરણ | ૪૯૧ |
| ૨ અલવા | ૫૦૧ |
| ૩ આમોદર | ૬૬૫ |
| ૪ કુમેટા | ૫૪૫ |
| ૫ તરવા | ૬૪૧ |
| ૬ ફલોડ | ૫૦૪ |
| ૭ મછલીપુરા | ૩૫૦ |

**સંખેડા મહાલ ૩**

| | |
|---|---|
| ૧ કાળી તલાવડી | ૩૨૭ |
| ૨ લોટિયા | ૨૯૯ |
| ૩ સુરિયા | ૨૩૧ |

## પરિશિષ્ટ ૨ જું

### મહાલ મંડળોની ફાળવણી

નીચે પ્રમાણે જે તે મહાલ મંડળોની ફાળવણી, રાજ્ય પુ. મંડળ તરફથી પ્રાંત પુ. મંડળને મળેલી તે જે તે મહાલ મંડળને પૂરેપૂરી અદા કરવામાં આવી છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કરજણ | ૫૧-૧૨-૦ | ૫ પેટલાદ | ૮૪-૧૫-૦ | ૯ શિનોર | ૩૦- ૬-૦ |
| ૨ ડભોઇ | ૨૫-૧૪-૦ | ૬ ભાદરણ | ૨૯-૧૨-૦ | ૧૦ સંખેડા | ૩૩-૧૨-૦ |
| ૩ તિલકવાડા | ૪- ૮-૦ | ૭ વડોદરા | ૩૯- ૬-૦ | ૧૧ સાવલી | ૨૪-૧૨-૦ |
| ૪ પાદરા | ૪૧-૧૦-૦ | ૮ વાઘોડિયા | ૧૬- ૫-૦ | | ૩૮૩- ૧-૦ |

## પરિશિષ્ટ ૩ જું

### સન ૪૧-૪૨ નો હિસાબ

**જ**

૬૭-૮-૦ પાછલી સાલની સીલક
૧૮-૮-૯ પ્રાંત મંડળની
૪૮-૭-૩ ફ. પુ. પેટીઓ ખાતેની બચત

૨૦૦-૦-૦ વડોદરા રાજ્ય પુ. મંડળ તરફથી પ્રાંત પ્રચારકના ખર્ચ ખાતે મદદના

૨-૮-૦ ફ. પુ. ની પેટીઓની બચત ખાતેઃ ઇસ્યુ બુકો વેચી તેના

૧૨૭-૧૧-૦ રા પુ. મંડળ તરફથી મળેલી ફાળવણી

૩૯૭-૩-૦

**ઉ**

૩૨૯-૧૨-૬ પ્રાંત પ્રચારકનો પગાર તથા મુસાફરી ખર્ચ

૧-૧૪-૦ પ્રાંત પ્રચારકના પ્રોવિડંટ ફંડના

૧-૪ ૬ પોસ્ટેજ ખર્ચ

૩૩૨-૧૫-૦

૬૪-૪-૦ વર્ષ આખરની શિલક
૧૩-૪-૯ પ્રાંત મંડળની
૫૦-૧૫-૩ ફ. પુ. ની પેટીઓ ખાતે બચત

૩૯૭-૦-૦

# ૨. નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા, તા. ૬-૯-૪૨ ના રોજ રાખવામાં આવેલી, પણ તે દિવસે કોરમ નહિ થવાથી, તા. ૧૩-૯-૪૨ ના રોજ નોનકોરમ સભા, રા. રા. નવસારી પ્રાંત શાળાધિકારી શ્રી. ભાલચંદ્ર વ્યાસ સાહેબના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. આ સભામાં રા. નવસારી મહાલ શાળાધિકારી સાહેબ રા. ઉમિયાશંકર જે. મહેતા; રા. રાજેન્દ્રપ્રસાદ જ. મજમુદાર; રા. મંત્રી સા. પુ. આમલા; તથા રા. શંકરલાલ નાથજી દવે વગેરે પણ હાજર હતા.

આ સભામાં થયેલા ઠરાવો નીચે મુજબ છેઃ

**ઠરાવ ૧—વાર્ષિક હેવાલ તથા હિસાબ** : સભા સમક્ષ પ્રમુખ સાહેબે જે વાંચી સંભળાવ્યો તે મંજુર કરવામાં આવે છે.
દરઃ મૂ.—**રા. રા. શ્રી નવસારી મહાલ શાળાધિકારી સાહેબ,** ટેકો—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા**

**ઠરાવ ૨—નવા વરસ માટે વ્યવસ્થાપક કમિટિ** : પ્રમુખ, મંત્રીઓ વગેરે નીચે પ્રમાણે નીમવામાં આવે છેઃ—પ્રમુખ : રાજરત્ન કનૈયાલાલ જ. મજમુદાર; મંત્રીઓ : રા. રા. મગનલાલ જી. દેશાઇ, રા. રા. કસનજી દયાલજી દેશાઇ. સભાસદો : રા. રા. કાવસજી એદલજી ગણદેવિયા, ( ગણદેવી ) રા રા. મણિલાલ હરિલાલ મોદી, ( વેલાછા ) રા. રા. નવસારી પ્રાંત શાળાધિકારી સાહેબ, ( નવસારી ) નવસારી મહાલ શાળાધિકારી સાહેબ. ( નવસારી ) રા. રા. કામરેજ મહાલ શાળાધિકારી સાહેબ, [(ગણદેવી) રા. રા. ગોકલભાઇ લાલભાઇ ધામણ, ( નવસારી ) રા રા. ઠાકોરભાઇ નારણજી દેશાઇ, ( કઠોર, કામરેજ )
દા. મૂ.—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા,** અનુ.—**શંકરલાલ નાથજી દવે,**

**ઠરાવ ૩—નવા વર્ષનું અંદાજ બજેટ મંજુર થયા.**

| જ | ઉ |
|---|---|
| ૩૦-૪-૮ શ્રી પુરાંત બાકી | ૫૦-૦-૦ શ્રી પ્રચારકના પગાર ખાતે પ્રોવિડન્ડ ફંડ ખાતે |
| ૪૦-૦-૦ વડોદરા રા. પુ. મંડળના ફાળાના | ૩૦-૪-૮ શ્રી કન્ટીજન ખરચ ખાતે |
| ૨૫-૦-૦ વ. રા પુ. મંડળ તરફથી મદદના | ૧૫-૦-૦ મુસાફરી વગેરે |
| ૯૫-૪-૮ | ૯૫-૪-૮ |

**ઠરાવ ૪—ચાલુ સાલે પ્રાંત પરિષદ ભરવા માટેની** યોગ્યતા-અયોગ્યતાનો વિચાર કરી, પરિષદો ભરવાનું મોકુફ રાખવું. આગળ ઉપર સવડે ભરવી
દા. મૂ.—**રા. રા. નવસારી મહાલ શાળાધિકારી સાહેબ,** દા. ટેકો—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા,**

**ઠરાવ ૫—બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવો** : તથા તેનો ખર્ચ પ્રાંત મંડળની સ્થિતિ અનુસારે વડોદરા રા. પુ. મંડળમાંથી પાડવો.
દા. મૂ.—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા,** દા. ટેકો—**રા. રા. મંત્રી સા. પુ. આમલી.**

**ઠરાવ ૬—પ્રચારક પોતાના મુખ્ય પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જાય તો** તેને માસિક રૂા. ૫) વિશેષ ભથ્થુ આપવું તેમ જ પ્રોવિડંટ ફંડ તથા એડની યોજના વં. સ. મંડળે કરેલી છે તે આ સભા મંજૂર રાખે છે.
દા. મૂ.—**નવસારી મહાલ શાળાધિકારી સા. દા. ટેકો—ઉમીયાશંકર જે. મહેતા,**

**ઠરાવ ૭—સહકારના ધોરણે ગ્રાન્ય પુસ્તકાલયનાં બજેટ બનાવવા**; તેમ જ વાર્ષિક નિવેદનો ભરી ન મોકલ્યા હોય તો તે તરત ખાતા તરફ મોકલી આપવા દરેક મહાલ તથા જૂથ મંત્રીને સૂચના કરવામાં આવે છે.
દા. મૂ.—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા,** દા. ટેકો—**રા. રા. મંત્રી સા. પુ. આમલી**

**ઠરાવ ૮—ચાલુ સાલે પ્રાંતમાં શિક્ષણવર્ગ કયાં ભરવો તે** હાલની સ્થિતિ જોતાં નિર્ણય કરી શકાય તેમ નથી. આગળ ઉપર વિચાર કરવો.
દા. મૂ.—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા,** દા. ટેકો—**રા. રા. મંત્રી સા. પુ. આમલી**

**ઠરાવ ૯—વિદ્યાર્થીઓ તથા થોડું ભણેલાઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા રાખવાની યોજના :** મહાલ મંડળોને ભલામણ કરવામાં આવે છે, તેમજ રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી પરીક્ષાઓનો લાભ લેવા-લેવરાવવા ભલામણ કરવામાં આવે છે.
દા. મૂ.—**રા. રા. શંકરલાલ નાથજી દવે.** દા. ટેકો—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા**

**ઠરાવ ૧૦—સ્વ. મો. ન. અમીન સ્મારક માળાના** જે કાયમી ગ્રાહક ન થયા હોય તેમને તેમ થઇ જવાની ભલામણ કરવામાં આવે છે.
દા. મૂ.—**ઉમિયાશંકર જે. મહેતા.** દા. ટેકો—**શંકરલાલ નાથજી દવે.**

**ઠરાવ ૧૧—પ્રાંતમાં પુસ્તકાલય માટે :** કબાટ, ટેબલ વગેરે જે ફરનિચરની જરૂર હોય તો તે ગયા વરસોની માફક પ્રાંત મંડળની દેખરેખ નીચે વ્યાજબી ભાવતાલથી બનાવી મોકલી આપવું ને તે માટે નીચેના સભ્યોની કમિટિ નિમવી.
રા. રા. કસનજી દયાલજી દેસાઇ. રા. રા. શંકરલાલ નાથજી દવે.
દા. મૂ.—**રા. રા. નવસારી મહાલ શાળાધિકારી સાહેબ** દા. ટેકો—**રા. રા. રાજેન્દ્રપ્રસાદ જે. મજમુદાર**

**ઠરાવ ૧૨—પ્રમુખનો આભાર :** આજની સભાના પ્રમુખ સાહેબે સભાનું કામ જે કુનેહથી પાર પાડયું છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.
દા. મૂ.—**રા. રા. શંકરલાલ નાથજી દવે.** દા. ટેકો—**રા. રા. ઉમિયાશંકર જે. મહેતા**

## સને ૧૯૪૧-૪૨ નો વાર્ષિક અહેવાલ તથા હિસાબ

### સ્થાપના અને ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને સન ૧૯૩૦-૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવો તે છે.

### નવસારી પ્રાંતની વસ્તી

નવસારી પ્રાંતના આઠ મહાલોમાં એકંદર વસ્તી છેલ્લી ગણતરી મુજબ પુરુષો ૧૮૦૪૭

તથા સ્ત્રીઓ ૧૭૨૩૮ મળી કુલ વસ્તી ૩૫૨૮૫ માણસોની છે ને પ્રાંતમાં કુલ ગામો ૭૮૯ છે તેમાં શાળાવાળાં ગામ ૨૪૩ છે.

## વસ્તીની વિગત

પ્રાંતમાં માંગરોળ, મહુવા, વ્યારા અને સોનગઢ, એ ચાર મહાલમાં રાની ભાઇઓની વસ્તી વધુ પ્રમાણમાં છે; જ્યારે પલસાણા, ગણદેવી, કામરેજ, નવસારીમાં ઉજળિયાત ભાઇઓની વધુ પ્રમાણમાં છે.

## મંડળનું કાર્ય

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે નવસારી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલે પુસ્તકાલય મંડળો સ્થપાઈ ચૂકયાં છે. અને તે દરેક કંઇ ને કંઇ કાર્ય કરતા થઇ ગયાં છે. પણ નિયમિત ને સંગીન કાર્ય થવાં જોઇએ તે થતાં નથી, એ બદલ ખરેખર દિલગીર થવા જેવું છે. આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળના મંત્રી નીચેનાં કાર્યો દર વરસ જરૂર કરશે જ:

૧ જે વર્ષે રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે.
૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા લે.
૩ રાજ્ય તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો દરેક જૂથ મંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે.
૪ શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલય ઉઘાડવા પ્રયત્ન કરે.
૫ જૂથમંડળ દ્વારા જૂથના એક એક પુસ્તકાલયની તપાસણી કરાવે.
૬ જૂથમંડળને જાગ્રત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાનાં કામોનું વખતોવખત સૂચન કરે.
૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભા ભરે અને હેવાલ તથા હિસાબ રજૂ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને સર્વે હકીકત પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે.

## મકાનવાળાં તથા ગુ. વ. સોસાયટીમાં નોંધાયેલાં પુસ્તકાલયો

પ્રાંતમાં મકાનવાળાં પુસ્તકાલયો ૩૩ છે ને ગુ. વ. સોસાયટીમાં નોંધાયેલાં ૬૭ છે. મકાન માટે શ્રીમાન મહારાણી શાંતાબાઇ મહિલા અને બાલ પુસ્તકાલય નવસારી તરફથી રોકમદદ તૈયાર છે. આ સંસ્થા આજ પાંચ વરસથી મકાન માટે સરકારમદદની માગણી ચાલુ કરે છે પણ તે મંજૂર થતી નથી. તો આ સાલ મકાન માટેની તેમની તથા છીણમ, તવડી ગામની પણ સરકાર તથા પંચાયત મદદમાં રજૂ કરવા મે. રા. રા. ક્યુરેટર સાહેબને વિનંતિ છે.

## મહાલ પરિષદો

આ સાલે ચાલુ મોંઘવારી ને ચાલુ લડાઇને લઇને પ્રાંતના કોઇ પણ મહાલમાં મહાલ પરિષદ ભરાઇ નથી તેમ જ પ્રાંત પરિષદ ભરવાનો પણ મોકો મળ્યો નથી.

## શિક્ષણવર્ગ

આ સાલ શિક્ષણવર્ગ પ્રાંતમાં રાખવામાં આવ્યો ન હતો. ગઈ સાલ કાઠિયાવાડી પુસ્તકાલયે રાખેલ હતો ને તેમાં પ્રાંતમાંના નવસારી, ગણદેવી, માંગરોળ, મહુવા, કામરેજ, વગેરે મહાલનાં મળી ૩૩ ભાઇઓ તથા બ્હેનોએ ભાગ લીધો હતો.

## પગારદાર અને માનદ પ્રચારકો

પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લાં ચાર વરસથી શરૂ કરવામાં આવી છે. આ વરસે પણ વડોદરા અને નવસારી પ્રાંત માટે એક પ્રચારક ભાઇ છમનભાઈ પટેલને રોકવામાં આવ્યા હતા, જેમને મહુવા, વ્યારા, સોનગઢ તથા પલસાણા, નવસારીનાં બાકી રહેલાં પુસ્તકાલયોની તપાસણી, વર્ગીકરણ તથા હિસાબી કામ વગેરે વ્યવસ્થિત કાર્ય ખંત અને શ્રમ લઇને કરેલ છે. તેમનું નિવેદન આ સાથે છે. તે જોવાથી તેમની કાર્યની ખાતરી થશે. પ્રાંતમાં દરેક મહાલનાં પુસ્તકાલયોનાં વર્ગીકરણ થઇ ગયાં છે. હવે એક પણ પુસ્તકાલય વર્ગીકરણ વગર બાકી નથી.

માનદ પ્રચારકોની ડાયરી " પુસ્તકાલય " માસિકમાં આવતી નથી. તો તે ભાઇઓ પોતાના પ્રચારની ડાયરી " પુસ્તકાલય " માસિકમાં મોકલી પ્રસિદ્ધ કરે તો કાર્યની સમજ પડે.

## પુસ્તકાલયની પર્વણી

ગામડાના લોકોને પુસ્તકાલયમાં રસ લેતા કરવાને આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર છે. આ વર્ષે પણ પ્રાંતનાં ઘણાંખરાં ગ્રામ્ય પુસ્તકાલયોમાં તેમજ નવસારી કસ્બાના શ્રીમાન મહારાણી શાન્તાબાઇ મહિલા તથા બાલપુસ્તકાલય તરફથી ઉજવવામાં આવ્યો હતો. દરેક જૂથ મંડળના મંત્રીઓએ પોતાના જૂથના પુસ્તકાલયવાળાં ગામે આ પર્વણીદિન ઉજવવા પ્રયાસ કરશે ને જનતાને પુસ્તકાલયના લાભ સમજાવશે.

## શિષ્ટ વાચનની પરીક્ષાઓ

રાજ્ય પુ. મંડળ તરફથી લેવામાં આવતી પરીક્ષામાં કામરેજ, ગણદેવી, નવસારી, તથા નવસારી કસ્બાના શ્રીમાન મહારાણી શાન્તાબાઇ મહિલા બાલ પુસ્તકાલયની બ્હેનોએ તથા કોળી આશ્રમના વિદ્યાર્થી ભાઇઓએ સારો લાભ લીધો હતો. બીજા મહાલમાં જોઇએ લાભ લેવાતો નથી તો તે લેવા વિનંતી છે.

મહાલ મંડળો તરફથી કોઇપણ મહાલમાં આ વર્ષે શિષ્ટ વાચનની પરીક્ષા રાખવામાં આવી નહોતી. નવીન વરસ માટે દરેક મહાલ પોતા તરફથી રાખે તેમ ભલામણ છે.

## ફરતા પુસ્તકાલયની પેટીઓ

ફરતા પુસ્તકાલયની પેટીઓનો પ્રચાર આ સાલ કામરેજ, મહુવા, નવસારી વગેરે મહાલોમાં થયો છે. નવીન વરસમાં દરેક મહાલના મંત્રીઓ ફરતા પુસ્તકાલયોની પેટીઓનો લાભ પોતાના મહાલનાં પુસ્તકાલયો જેમ બને તેમ વધુ લે તેવા પ્રયાસ કરશે.

## પ્રાંત તથા મહાલની ફાળવણી

| | રૂ. આ. પૈ. | | રૂ. આ. પૈ. |
|---|---|---|---|
| નવસારી પ્રાંત | ૪૮-૧૨-૦ | મહુવા મહાલ | ૧૪-૧૦-૦ |
| કામરેજ મહાલ | ૨૭- ૦-૦ | માંગરોળ ,, | ૧૫-૧૨-૦ |
| ગણદેવી ,, | ૨૧-૧૫-૦ | વ્યારા ,, | ૧૦- ૨-૦ |
| નવસારી ,, | ૩૬- ૦-૦ | સોનગઢ ,, | ૨-૧૨-૦ |
| પલસાણા ,, | ૧૮- ૯-૦ | | ૧૯૫- ૦-૦ |

ઉપર પ્રમાણે દરેક મહાલને તેમની ફાળવણીની રકમ મોકલી આપવામાં આવી છે.

રાજ્યની નવા વર્ષની ધારાસભામાં પુસ્તકાલયો માટે શ્રીમંત સરકાર તરફથી એક લાખ રૂપિયાની ગ્રાન્ટ મંજૂર થવાનું જાણવામાં આવ્યું છે. તો મે. રા. રા. ક્યુરેક્ટર સાહેબને નમ્રતા સાથે વિનંતિ કે ચાલુ મોંઘવારીને લડાઇના સબબે લોકમદદ પુસ્તકાલયોને મળે તેમ નથી. તો લોકમદદની ખોટ કાઢી નાખી પૂરતા પ્રમાણમાં સરકારમદદ દરેક પુસ્તકાલયોને મળે તેમ થવા તજવીજ થશે.

### આભારદર્શન

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો, રાજ્ય પુ. મંડળના મંત્રીઓનો, નવસારી પ્રાંત શાળાધિકારી સાહેબો તથા ચાલુ વરસના પ્રમુખ તેમજ બીજા જે જે ભાઇઓએ મદદ આપી છે તે સર્વેના અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

## સાલ ૧૯૪૧-૪૨ નો જમા ખર્ચનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૮૧- ૦-૦ | શ્રી પુરાંત બાકી | ૩૧- ૦-૦ | શ્રી ફારમ ખરીદ ખાતે ઉધાર |
| ૧-૧૦-૨ | શ્રી વ્યાજ ખાતે જમા | ૧૦- ૯-૦ | શ્રી. વ. રા. પુ. મંડળ ખાતે |
| ૮-૧૦-૦ | શ્રી ફારમ વેચાણ ખાતે | ૬૯- -૧૦ | શ્રી પુસ્તકાલ સ. સ. મંડળ ખાતે ફારમના બીલના ચૂકતે. |
| ૪૫-૧૩-૦ | શ્રી નવસારી મહાલ મંડળ ખાતે ફારમના જમા | ૧૯૭- ૩-૦ | શ્રી પગાર ખાતે ઉધાર માસ ૪ નો પ્રોવિડન્ટ ફંડ સાથેનો |
| ૧૦- ૦-૦ | શ્રી નવસારી મહાલ મંડળ ખાતે ગયા સાલના લીધેલા તે પરત જમા | ૧૪૬- ૪-૦ | શ્રી. મહાલ મંડળોને ફાળાના આપ્યા તે. |
| ૧૬૦- ૯-૦ | શ્રી. વ. રા. પુ. મંડળ તરફથી પગાર માટે લીધા | ૧૮- ૪-૬ | શ્રી કન્ટીજન્ટ ખરચ ખાતે |
| ૧૯૫- ૦-૦ | શ્રી. વ. રા. પુ. મંડળ તરફથી ફાળાની સાલ ૧૯૪૦-૪૧ | ૪૭૨- ૫-૬ | |
| | | ૩૦- ૪-૮ | શ્રી જણસે બાકી: ૩૦-૨-૦ હાથ ઉપર રોકડા; ૦-૨-૮ ખરોડા બેંક સેવિંગ ખાતે |
| | | ૩૦-૪-૮ | |
| ૫૦૨-૧૦-૨ | | ૫૦૨-૧૦-૩ | |

# ૩. મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા, તા. ૧૨–૯–૪૨ ના રોજ મહેસાણાના સાર્વજનિક પુસ્તકાલયમાં, મહેસાણા પ્રાંત સહકારી બેંક લિમિટેડના મેનેજર શ્રી. જેઠાભાઇ લા. પટેલના પ્રમુખપણા નીચે ભરાઇ હતી. તે પ્રસંગે ચાણસ્મા મહાલમાંથી બ્રાહ્મણવાડાના શ્રી. નાનજીભાઇ જે. પટેલ, ધીણોજના શ્રી. વીરભાણ બહેચરભાઇ, ગોરાદના શ્રી. સાંકળેશ્વર જી. વ્યાસ, સિદ્ધપુર મહાલમાંથી સિદ્ધપુરના શ્રી. મણિલાલ ઉ. દવે, દાસજના શ્રી. રતનાભાઇ ખેમચંદ, વિજાપુર મહાલમાંથી વિજાપુરના શ્રી. મૂળશંકર નથુરામ; કલોલ મહાલમાંથી કલોલના શ્રી. અંબાલાલ એ. બ્રહ્મભટ; પાટણ મહાલમાંથી પાટણના શ્રી. શંકરલાલ ભાણાભાઇ વ્યાસ, કુણઘેરના શ્રી. કાશીભાઇ રામજીભાઇ; કડી મહાલમાંથી કડીના શ્રી. મફતલાલ ર. દવે; મહેસાણા મહાલમાંથી મહેસાણાના શ્રી. ખોડીદાસ હ. બારોટ, પાંચોટના શ્રી. રતિલાલ વીરચંદ નાયક તથા ખેરાળુ મહાલમાંથી સુંઢિયાના શ્રી. વાડીલાલ બહેચરદાસ નાયક વગેરે પ્રતિનિધિઓ પણ હાજર હતા.

આ સભામાં થયેલા ઠરાવો નીચે મુજબ છેઃ

ઠરાવ ૧—પ્રમુખ તરીકે રા. શંકરલાલભાઇની દરખાસ્ત અને નાનજીભાઇના અનુમોદનથી સર્વાનુમતે રા. જેઠાભાઇને નિમવાનું મંજુર.

ઠરાવ ૨—રજુ થએલા નિવેદનમાંથી પ્રચારકની કામગીરીના આંકડાનું પત્રક રદ કરી બાકીનું મંજૂર કરવામાં આવે છે.
[ દ.—રા. નાનજીભાઈ જે. પટેલ. અનુ.—રા. મફતલાલ ર. દવે. ]

ઠરાવ ૩—વાર્ષિક હિસાબ વાંચી સંભળાવવામાં આવ્યો, બરાબર હોઇ સર્વાનુમતે મંજુર.
[ દ.—મૂળશંકર નથુરામ જોશી. અનુ.—અંબાલાલ અચરતલાલ બારોટ. ]

ઠરાવ ૪—પ્રચારકને આ પ્રાંતમાં ૯ માસ સુધી કામગીરી કરવા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ઠરાવ્યું છે તે મુદત દરમિયાન તેમને પ્રાંતમાં ફેરણીનો પ્રોગ્રામ અહીંથી અપાઇ તેમની તે બદલ થએલ કામગીરીની ડાયરીની ૨ બે પ્રતો રજુ થએ તેના ઉપર મંજુરીનો શેરો થઇ છેવટ મંજુરી માટે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ મોકલવા વહિવટ રાખવો અને ત્યાંથી પગાર અદા કરવાનું લખાઇ આવ્યેથી પગાર અદા કરવો.
[ દ.– રા. શંકરલાલ ભાણાભાઇ વ્યાસ. અનુ.—રા. મફતલાલ ર. દવે. ]

ઠરાવ ૫—આ પ્રાંતમાં નિમાએલ પ્રચારકને આ પ્રાંતમાં ૬ માસ અને ત્રણ માસ માટે અમરેલી કામગીરી કરવાની ઠરેલી છે, તેથી પ્રચારકે અમરેલીની કામગીરીની ત્રણ માસની મુદત માટે તેમને ચાલુ મળતા પગાર ઉપરાંત માસિક રૂ. ૫) પ્રમાણે રૂ. ૧૫) પંદર વધારે આપવા આ મંડળ ઠરાવે છે.
[ દ.—રા. નાનજીભાઈ જે. પટેલ. અનુ.—રા. મફતલાલ ર. દવે. ]

ઠરાવ ૬—દરેક ગ્રામ પુસ્તકાલયોના સરકારના ધોરણે બજેટ બનાવવા અને જ્યાં બજેટો આ પ્રમાણે બનેલ હોય અને મંજૂરી માટે ખાતા તરફ ન મોકલેલ હોય તે તેનાથર મોકલી આપવા આ મંડળ દરેક મહાલ પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓને ભલામણ કરે છે.
—પ્રમુખસ્થાને.

ઠરાવ ૭—સ્વ. મોતીભાઇ ન. અમીન-સ્મારક ગ્રંથમાળાના ગ્રાહક જે ન થયા હોય તેમણે થવા બાબત આ સભા દરેક મહાલ પુ. મંડળના કાર્યકર્તાઓને ભલામણ કરે છે.

—પ્રમુખસ્થાનેથી.

ઠરાવ ૮—દરેક મહાલ પુસ્તકાલય મંડળોના કાર્યવાહકોને આ મંડળ આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે તેમણે પોતપોતાના મહાલોમાં મહાલ પુસ્તકાલય પરિષદ હાલ મોંઘવારીનો સમય હોઇ ઘણી જ સાદાઇથી અને ઓછા ખર્ચે ભરવી.

—પ્રમુખસ્થાનેથી.

ઠરાવ ૯—સને ૧૯૪૨-૪૩ માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક મંડળ ઠરાવવામાં આવે છે.

| | |
|---|---|
| મફતલાલ ર. દવે, કડી | સાંકળેશ્વર છગનભાઇ વ્યાસ, ચાણસ્મા |
| શંકરલાલ ભાણાભાઇ વ્યાસ, પાટણ | છોટાલાલ મોતીલાલ રાવળ |
| ખોડીદાસ હ. બારોટ, મહેસાણા | વાડીલાલ બેચરદાસ નાયક |
| મૂળશંકર નથુરામ જોશી, વિજાપુર | હમિયારશંકર લ. દવે, વાલમ, તા. વિસનગર |
| અંબાલાલ અચરતલાલ બારોટ, કલોલ | જેઠાલાલ લાલદાસ પટેલ, મહેસાણા |

દ.—રા. નાનજીભાઇ જે. પટેલ અનુ.—રા. મફતલાલ રણછોડલાલ દવે

ઠરાવ ૧૦—સન ૧૯૪૨-૪૩ ની સાલ માટે મંત્રી તરીકે રા. ખોડીદાસ હડીસિંગ બારોટની નિમણૂંક કરવી.

દ.—નાનજીભાઇ જે. પટેલ અનુ.—મફતલાલ ર. દવે

ઠરાવ ૧૧—સન ૧૯૪૨-૪૩ ની સાલ માટે નીચે પ્રમાણે બજેટ રાખવું.

| જ — આવક | ઉ — ખર્ચ |
|---|---|
| ૧૧૬-૦-૦ કેળવણી | ૩૧૫-૦-૦ પ્રચારકનો પગાર |
| ૨૩૪-૦-૦ રા. પુ. મં. ની મદદ | ૧૦-૦-૦ પોસ્ટેજ |
| | ૨૫-૦-૦ પરચુરણ ખર્ચ |
| ૩૫૦-૦-૦ | ૩૫૦-૦-૦ |

દ.—મફતલાલ ર. દવે અનુ—શંકરલાલ ભાણાભાઇ વ્યાસ

## સને ૧૯૪૧-૪૨ નું નિવેદન

ગૃહસ્થો ! મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનું સને ૧૯૪૧-૪૨ સાલનું નિવેદન તથા હિસાબ આપની સમક્ષ રજૂ કરવાની રજા લઉં છું.

ચાલુ સાલે આ મંડળમાં પ્રમુખ તરીકે અમારી નિમણૂક થએલી અને મંત્રી તરીકે મહેસાણાના રહીશ અને પારેખ છગનલાલ પિતાંબરદાસ સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથપાલ રા. ખોડીદાસ હડીસિંગ બારોટની નિમણૂંક કરેલી છે.

નિવેદનની સાલે, મહાલ પુસ્તકાલય મંડળો પૈકી વિસનગર, વિજાપુર અને કડી, આ મહાલ પુસ્તકાલય મંડળો તરફથી મહાલ પુસ્તકાલય મંડળની પરિષદો બોલાવવામાં

આવી છે. જણાવતાં આનંદ થાય છે કે, પ્રાંત પુસ્તકાલય મંડળની ગઇ છેલ્લી પરિષદ સને ૧૯૩૬–૩૭ ની સાલમાં ચાણસ્મા તાલુકાના બહુચરાજી મુકામે ભરાયેલ, ત્યારબાદ મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનું ચોથું અધિવેશન પણ ચાણસ્મા મહાલ પુસ્તકાલય મંડળનાં ઉત્સાહી કાર્યકર્તાઓના ખાસ આગ્રહથી પ્રાંતનાં મહાલ મંડળોની પરિષદ માટેની માગણીઓ હોવા છતાં ચાણસ્મા તાલુકાના ધિણોજ ગામે પરિષદ બોલાવવાનું માન ચાણસ્મા મહાલ પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓ જ મેળવી ગયા છે.

આ પરિષદ તા. ૧૨–૧૩ એપ્રિલ ૧૯૪૨ ના રોજ રાજરત્ન મહાસુખભાઇ ચુનીલાલ શેઠના પ્રમુખપણા નીચે ભરાઇ હતી તેનું સવિસ્તર વિવેચન "પુસ્તકાલય" માસિકના પાછલા અંકમાં આવી ગએલ છે. એટલે તે બદલ અત્રે વધુ વિવેચન કરવાની આવશ્યકતા જોતો નથી.

**ટીપ**—ઉપરની હકીકત ઉપરથી તેમ જ અત્યાર સુધીના પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રસિદ્ધ થએલ નિવેદનો ઉપરથી પણ આપ જાણી શકશો કે અમુક તાલુકા મંડળો જેવાં કે હારીજ, આતરસુંબા, પાટણ, સિદ્ધપુર અને કલોલ વગેરે તાલુકા મંડળોની તાલુકા પરિષદો વર્ષો થયાં ભરાઇ જાણવામાં નથી આવી. તો ચાલુ સાલે ઘણી સાદાઇથી અને બને તેટલા ઓછા ખર્ચે આવી મહાલ પરિષદો બોલાવવાની યોજના જે તે તાલુકા મંડળ તરફથી થશે એવી આશા રાખીએ તો અસ્થાને નથી.

રાજ્ય પુસ્તકાલય મંડળની સૂચના અન્વયે દરેક મહાલ મંડળે પોતાને ત્યાં જે તે સાલમાં થએલ કામકાજનો વાર્ષિક અહેવાલ તથા મંડળના ઉત્પન્ન અને મંજૂર કરેલ બજેટને અનુસરી પડેલ ખર્ચનો હિસાબ દરસાલ પ્રાંત પુસ્તકાલય મંડળમાં ઑગસ્ટ આખર સુધીમાં મોકલવા ઠર્યું છે. તે પ્રમાણે દરેક મહાલ મંડળો તરફથી નિવેદનો તેમ જ હિસાબ નિયમિત રીતે આવતા નથી, તે જણાવતાં દિલગીરી થાય છે. ચાલુ સાલે પણ મહેસાણા, દહેગામ, આતરસુંબા, કલોલ, વિજાપુર, વિસનગર અને હારીજ વગેરે મહાલ મંડળોનાં નિવેદનો અને હિસાબ આજસુધીમાં મળ્યા નથી. તો જે મહાલ મંડળો તરફથી રીતસર નિવેદનો તેમ જ હિસાબ ઠરેલ મુદત સુધીમાં નહિ આવે તેમને મળતી ફાળવણીની રકમ અહીં અનામત રાખી જ્યાં સુધી નિયમિત રીતે હિસાબ તથા નિવેદન નહિ આવે ત્યાં સુધી અટકાવી રાખવી પડશે.

### પ્રચારક સંબંધી

પ્રાંતના દરેક મહાલ મંડળ તરફથી માનનીય પ્રચારકોને, જે તે મહાલના પુસ્તકાલયોની તપાસણી તેમ જ નવીન પુસ્તકાલયો, વાચનાલયો વગેરે ખોલવામાં આમજનતાને સહાયરૂપ થાય, એવા શુભ ઉદ્દેશથી નીમવામાં આવે છે. અને તે દરેક ભાઇ તરફથી તેમને મળતા વખત અને અનુકૂળતાના પ્રમાણમાં જે સેવા આપવામાં આવે છે તે બદલની તેમની કામગીરીની નોંધ "પુસ્તકાલય" માસિકમાં લેવામાં આવે છે. અને તેમણે બજાવેલ આવા પ્રકારની કામગીરી બદલ અમો આ મંડળ તરફથી તેમના આભારી છીએ.

રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી પગારદાર પ્રચારક સંબંધમાં અમને તા. ૭–૮–૪૨ના

લખાણથી થએલ સૂચન ઉપરથી જણાવવાની રજા લઇએ છીએ કે છેલ્લાં બે વર્ષથી પગારદાર પ્રચારકની જગો કાયમની કરી તેમને સતત કામગીરી મળે તેવા ઉદ્દેશથી બે પ્રાંત વચ્ચે એક એ પ્રમાણે મહેસાણા અને અમરેલી આ બે પ્રાંત માટે એક પ્રચારકની રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી નિમણૂંક કરવામાં આવે છે. અને બન્ને પ્રાંતોની કામગીરી આપવાનું તેમ જ ડાયરી મંજૂર કરવાનું કામ પણ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી જ કરવામાં આવે છે. આ વહિવટ અમારા પાછલા વહિવટ સાથે એટલે જે વખતે કાયમના પ્રચારક રાખવા જેટલી નાણાની સગવડ નહોતી તેવા વખતે હંગામી માણસો રાખી જે કામગીરી લેવામાં આવી છે તેની સાથે સરખાવતાં હાલનો વહિવટ અમને બરાબર જણાતો નથી.

હાલની પદ્ધત પ્રમાણે આ પ્રચારકની નિમણૂંક મહેસાણા અને અમરેલી પ્રાંતના નામે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી કરવામાં આવે છે. કામગીરી પણ તેમના તરફથી જ આપવામાં આવે છે. ડાયરી મંજૂર કરવાનું કામ પણ તેમના તરફથી જ થાય છે. માત્ર પગાર આપવાનું કામ રાજ્ય પુસ્તકાલય મંડળના હુકમ પ્રમાણે પ્રાંત પુસ્તકાલય મંડળે કરવાનું રહે છે.

આ વહિવટ અમને કોઇ પણ રીતે બંધબેસતો લાગતો નથી એટલે આ સંબંધમાં કાં તો પગાર આપવાનું કામ પણ રાજ્ય મંડળ તરફથી બારોબાર ઉપાડી લેવાવું જોઇએ, કે જેથી કરી પ્રચારકને લગતા આખાયે પ્રશ્નનો ઉકેલ આવી જાય.

જો તેમ નહિ તો *પ્રચારકના નવ માસના* પગારની રકમ ફાળવણીની રકમના ઉપરાંત જે ખૂટતી રહે તે અત્રે મોકલી આપી પ્રચારકની કામગીરી સીધી રીતે અમારી દેખરેખ અને દોરવણી પ્રમાણે રહે, એ પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ તે સિવાય અત્રે પ્રચારક પાસેથી કામગીરી લેવા અશક્ત છીએ.

આ સંબંધમાં અમે અમારા ગઈ સાલના નિવેદનમાં પણ સ્પષ્ટ રીતે જણાવેલ છે. છતાં તે બદલ રાજ્ય પુસ્તકાલય મંડળે કંઇ વાત ધ્યાન ઉપર લીધી હોય એમ જણાતું નથી.

એટલે જો આ પદ્ધત પ્રમાણે રાજ્ય પુસ્તકાલય મંડળ કામ કરવા માગતું હોય તો રાજ્ય પુસ્તકાલય મંડળે નિમેલ પ્રચારક પાસેથી અમે કંઈ કામગીરી લેવા માગતા નથી.

નિવેદનની સાથે નીચે પ્રમાણે બજેટ મંજૂર થયું છે. અને તેમાં જણાવ્યા પ્રમાણે ખર્ચ થયો છે:

| | મંજૂર | ખર્ચ પડયો | કમી જાસ્તી |
|---|---|---|---|
| પ્રચારકનો પગાર | ૨૭૦-૦-૦ | ૩૩૭-૦-૬ | ૬૭-૦-૬ (જાસ્તી) |
| પોસ્ટેજ ખર્ચ | ૧૦-૦-૦ | ૨-૭-૯ | ........ |
| પરચુરણ | ૨૫-૦-૦ | ૧૫-૦-૯ | ......... |
| | ૩૦૫-૦-૦ | ૩૫૪-૯-૦ | ૬૭-૦-૬ (જાસ્તી) |

**ટીપ**—પ્રચારકના પગાર ખાતે જે વધુ ખર્ચ પડેલ છે તે રકમ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મળી ગએલ છે. એટલે વધુ ખર્ચ પ્રાંત મંડળને શોષવાનો રહેતો નથી.

ચાલુ સાલના હિસાબનું વાર્ષિક સરવૈયું, ઉત્પન્ન ખર્ચ, દેવું, લહેણું અને મહાલ મંડળોની ફાળવણી બાબતનો હિસાબ નીચે પ્રમાણે છે:—

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧-૧૩-૬ | શ્રી રોકડા શિલક | ૩૩-૧૫-૪ | અનામત ખાતે ઉધાર |
| ૧૩-૧૪-૦ | રા. પુ. મંડળ ખાતે જમા— પાછલા લહેણા વસુલ આવ્યા તે | ૧૦-૧-૦ | કડી મહાલ ખાતે ઉધાર |
| ૨૯૯-૦-૦ | રા. પુ. મં.ના અનામત ખાતે જમા | ૩-૦-૦ | વિજાપુર મહાલ પુ. મંડળ ખાતે ઉધાર |
| ૪૬૪-૪-૦ | પ્રાંત અને મહાલ મંડળોની ફાળવણી ખાતે જમા | ૨-૭-૯ | પોસ્ટેજ ખર્ચ ખાતે |
| ૬૪૬-૦-૦ | મહેસાણા પ્રાંત સહકારી બેંક ખાતે જમા | ૬૬૫-૧૩-૨ | મહેસાણા પ્રાંત સહકારી બેંક ખાતે ઉધાર |
| ૩-૦-૦ | વિજાપુર મહાલ પુસ્તકાલય મંડળ ખાતે જમા | ૩૪૪-૧૧-૬ | ફાળવણી ખાતે ઉધાર |
| ૮-૧-૦ | ભોડીદાસ હઠીસિંગ બારોટના અનામત ખાતે જમા | ૩૩૭-૦-૬ | પ્રચારકના પગાર ખાતે |
| ૧-૦-૮ | વ્યાજ ઉત્પન્ન ખાતે જમા | ૧૫-૦-૯ | પરચુરણ ખર્ચ ખાતે |
| | | ૮-૧-૦ | ભોડીદાસ હઠીસિંગ બારોટના અનામત ખાતે |
| | | ૬-૧૪-૨ | રોકડા શિલક |
| ૧૪૨૭-૧-૨ | | ૧૪૨૭-૧-૨ | |

## ઉત્પન્ન-ખર્ચ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧-૦-૮ | વ્યાજ ઉત્પન્ન ખાતે જમા | ૨-૭-૯ | પોસ્ટેજ ખર્ચ |
| ૧૧૬-૧-૦ | ફાળવણીના આવ્યા તે | ૩૩૭-૦-૬ | પ્રચારકનો પગાર |
| ૨૭૫-૨-૦ | રા. પુ. મંડળ તરફથી મદદના આવ્યા તે | ૧૫-૦-૯ | પરચુરણ ખર્ચ |
| ૩૯૨-૩-૮ | | ૩૫૪-૯-૦ | |
| | | ૩૭-૧૦-૮ | રાજ્ય પુ. મંડળના અનામત રહ્યા તે દેવા |
| | | ૩૯૨-૩-૮ | |

## દેવું-લહેણું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૭-૧૦-૮ | રા. પુ. મંડળના અનામત દેવા | ૬૭-૧૦-૯ | મહેસાણા પ્રાંત સહકારી બેંકમાં જમા |
| ૪૬-૧૫-૩ | મહાલ મંડળોની ફાળવણીના અનામત દેવા | ૧૦-૧-૦ | કડી મહાલ પુ. મં. પાસે લહેણા |
| | | ૬-૧૪-૨ | રોકડા શિલકમાં |
| ૮૪-૯-૧૧ | | ૮૪-૯-૧૧ | |

## મહાલ મંડળોની ફાળવણી

| મહાલ મંડળનું નામ | પાછલી બાકી | સને ૧૯૪૧–૪૨માં આવી તે | કુલ | અદા કરી તે | બાકી જમા |
|---|---|---|---|---|---|
| દહેગામ | — | ૧૮–૦–૦ | ૧૮–૦–૦ | ૧૮–૦–૦ | ૦–૦–૦ |
| આતરસુંબા | ૩૩-૧૨-૦ | ૭-૧૪-૦ | ૪૧-૧૦-૦ | ૪૧-૧૦-૦ | ૦–૦–૦ |
| કડી | ૦–૦–૬ | ૩૧–૮–૦ | ૩૧–૮–૬ | ૩૧–૮–૬ | ૦–૦–૦ |
| વિજાપુર | ૦–૦–૦ | ૪૩–૫–૦ | ૪૩–૫–૦ | ૪૩–૫–૦ | ૦–૦–૦ |
| કલોલ | ૦–૦–૩ | ૩૨-૧૦-૦ | ૩૨-૧૦-૩ | ૩૨-૧૦-૦ | ૦–૦–૩ |
| વિસનગર | ૦–૦–૦ | ૨૯–૪–૦ | ૨૯–૪–૦ | ૨૯–૪–૦ | ૦–૦–૦ |
| મહેસાણા | ૦–૦–૦ | ૩૯–૬–૦ | ૩૯–૬–૦ | ૪–૦–૦ | ૩૫–૬–૦ |
| સિદ્ધપુર | ૦–૨–૦ | ૪૦–૮–૦ | ૪૦-૧૦ ૦ | ૪૦–૮–૦ | ૦–૨–૦ |
| ખેરાળુ | ૦–૦–૦ | ૩૩–૩–૦ | ૩૩–૩–૦ | ૩૩–૩–૦ | ૦–૦–૦ |
| પાટણ | ૦–૦–૦ | ૩૨-૧૦-૦ | ૩૨-૧૦-૦ | ૩૨-૧૦-૦ | ૦–૦–૦ |
| ચાણસ્મા | ૦–૦–૦ | ૩૬–૯–૦ | ૩૬–૯–૦ | ૩૬–૯–૦ | ૦–૦–૦ |
| હારીજ | ૯–૯–૦ | ૩–૬–૦ | ૧૨-૧૫-૦ | ૧–૮–૦ | ૧૧–૭–૦ |
| કુલ | ૪૩–૭–૯ | ૩૪૮–૩–૦ | ૩૯૧-૧૦-૯ | ૩૪૪-૧૧-૬ | ૪૬-૧૫-૩ |

ખોડીદાસ એચ. બારોટ
મંત્રી
મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ

જેઠાલાલ એલ. પટેલ
પ્રમુખ
મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ

તા. ૧૩–૯–૪૨ ની સાધારણ સભામાં ઠરાવ નં. ૨ બે અને ૩ ત્રણથી હિસાબ તથા અહેવાલ મંજૂર કરવામાં આવેલ છે.

ખો. હ. બારોટ
મંત્રી : મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ

## ૪. અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા, તા. ૨૦–૯–૪૨ ના રોજ, અમરેલી સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં, કાયમના પ્રમુખ તથા ઉપપ્રમુખ હાજર નહી હોવાના કારણે, અમરેલી મહાલ શાળાધિકારી શ્રી. હરિભાઇ ના. પટેલના પ્રમુખપણા નીચે ભરાઇ હતી. તે પ્રસંગે પ્રમુખશ્રી ઉપરાંત શ્રી. ભોગીલાલ ભ. મહેતા, શ્રી. પુરુષોત્તમ હીરજી જોશી, શ્રી. ઇશ્વરલાલ કરસનજી જોશી, શ્રી. ભગવાનજી રાઘવજી, શ્રી. હમીરભાઇ જીવાભાઇ, શ્રી. લક્ષ્મણ નાગજી, શ્રી. ચુનીલાલ ડાહ્યાભાઇ, શ્રી. વલ્લભદાસ અંબાલાલ, શ્રી. કાળીદાસ

પ્રભુરામ, શ્રી. પ્રાણશંકર હી. જાની, શ્રી. કાનજી બાવાભાઇ, શ્રી. લાલશંકર નાનજી, શ્રી જન્મશંકર પ્રભુજી, શ્રી. જેરામ પાંચાભાઇ, શ્રી. ખોડીદાસ છગનભાઇ, શ્રી. ભાનુશંકર ગગજી, શ્રી. રમેશરાય ઉ. મજમુદાર, શ્રી. નાનજી પ્રેમજી, શ્રી. ભાણજી રામજી, શ્રી. કરુણાશંકર કાનજી, શ્રી. રામશંકરભાઇ, શ્રી. વિદ્યારામભાઇ, શ્રી. હંસરાજભાઇ વગેરે પણ હાજર હતા.

આ સભામાં થયેલા ઠરાવો નીચે મુજબ છેઃ—

ઠરાવ ૧—પ્રમુખશ્રી તેમજ ઉપપ્રમુખ હાજર ન હોવાથી આજની સભાનું પ્રમુખસ્થાન શ્રી. હરિભાઇ ના. પટેલ સાહેબને આપવાનું સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૨—સને ૧૯૪૧–૪૨ સાલનું વાર્ષિક નિવેદન તથા હિસાબ મંત્રીઓ તરફથી રજુ થયા તે વંચાણમાં લીધા. સર્વાનુમતે મંજૂર રાખવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૩—સને ૧૯૪૨–૪૩ સાલ માટે નીચે મુજબ વ્ય. મંડળ ચૂંટવામાં આવેલ છેઃ—
પ્રમુખઃ—રાજરત્ન મોહનલાલ વી. પટેલ, ઉપપ્રમુખઃ—શ્રી. મે. રા. ફૂ.જં. સેમર (સુબાધિકારી), મંત્રીઓઃ—શ્રી. ભોગીભાઇ ભ. મહેતા, શ્રી. રામશંકર તુ. મહેતા. સભ્યોઃ—રમેશરાય ઉ. મજમુદાર–દામનગર, ચુનીલાલ ડાહ્યાભાઇ-ધારી, કૃષ્ણલાલ રણછોડ-વિઠ્ઠલપુર, રામશંકર તુ. મહેતા, ભગવાનજી રાઘવજી–કોડીનાર, દુલભજી ગુલાબભાઇ-ખાંભા, રાવજી જીવરામ–રતનપુર.

ઠરાવ ૪—ચાલુ ટાઇમ અનુકૂળ ન હોવાને કારણે પ્રાંત પરિષદ ભરવાનું મુલત્વી રાખવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૫—આપણી સંસ્થાને સ્થાયી કશી આવક નથી પરંતુ કેળવણીની જે રકમ આવે છે તેનો પુસ્તકખર્ચ કરવા અને ત્રણ સાલ કરતાં સરાસરી ખર્ચ વધારે ન થાય તે માટે કાળજી રાખવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૬—બે પ્રાંત વચ્ચે પગારદાર પ્રચારક રોકવાની અને પ્રાંત મંડળમાંથી અર્ધ કેળવણી વ. રા. પુ. મંડળને આપવાનું બની શકે તેમ નથી; કારણ કે અમરેલી પ્રાંતને કેળવણી ઘણી ઓછી હોવાથી કે રકમ આપી શકાય તેમ નથી.

ઠરાવ ૭—પ્રાંત પ્રચારકને એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં ફેરણીએ જતી વખતે ભથ્થુ રૂ. પાંચનું આપવાનું ધોરણ સ્વીકાર્યું છે તે વિશેષ ભથ્થુ આપવા સગવડ નથી જેથી આ સભા ભથ્થુ નહિ આપવા ઠરાવે છે.

ઠરાવ ૮—સરકારના ધોરણે બજેટો બનાવવામાં આવે છે. અને વાર્ષિક નિવેદનો ન ભરેલાં હોય તેમણે ભરી મોકલવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૯—પ્રાંત શિક્ષણ વર્ગ કયા મહાલમાં ભરવો તે બાબત એવું ઠરાવવામાં આવે છે કે ચાલુ સંજોગો બરાબર નહિ હોવાથી ચાલુ સાલે શિક્ષણવર્ગ ભરવાનું બંધ રાખવા ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૦—વ. રા. પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ જેમ બને તેમ વધારે પ્રમાણમાં લેવો: શિષ્ટ વાચનનો વધુ લાભ લેવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૧—સ્વ. મો. ન. અમીન સ્મારક ફાળાની મદદ થઇ જવાની જાહેરાત કરવામાં આવે છે માટે જેઓ મદદ ન થયા હોય તેઓ થાય તેમ ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૨—કંઇ મુશ્કેલી સેન્ટર ફેરવવાની ન હોવાથી આ સંબંધે કંઇ કરવાનું રહેતું નથી તેમ ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૩—પ્રચારકે પછાત ગામોમાં જવું અને અમરેલી મહાલના પછાત ગામો પ્રમુખ સા. ને મળી તેમનાથી નક્કી કરાવી લેવાં. આ રીતે તે ગામોનાં ફેરણી કરવી એવું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૪—આ પ્રાંત માટે ત્રણ માસ પ્રાંત પ્રચારક રોકવામાં આશરે રૂ. ૧૩૦ જેટલો ખર્ચ થાય છે એટલે આ ખાતે વ. રા. પુ. મંડળ પાસે રૂ. ૧૧૫ ની મદદ મળવા માગણી કરવા સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

## સને ૧૯૪૧-૪૨નો હેવાલ તથા હિસાબ

### સ્થાપના અને ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને સને ૧૯૩૦-૩૧થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે.

### મંડળનું કાર્ય

મહાલ અને જૂથ પુસ્તકાલય મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે અમરેલી પ્રાંતના એકે એક મહાલમાં સ્થપાઇ ચૂક્યાં છે. અને દરેક કંઇ ને કંઇ કાર્ય કરે છે. ગતિ મંદ છે; કારણ કે નવાં પુસ્તકાલયો સ્થાપી શકતા નથી. આ માટે આશા છે કે પ્રાંતનાં દરેક મહાલ મંડળ નીચેનાં કાર્યો દર વર્ષે કરશેઃ—

( ) જે વરસમાં રાજ્ય વ. પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે.

(૨) દર વર્ષે વિદ્યાર્થીઓ પાસે શિષ્ટ વાચનની એક પરીક્ષાનો પણ લાભ જરૂર લેવરાવે.

(૩) રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો દરેક જૂથ મંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે. તથા પરીક્ષાનાં પુસ્તકોની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે.

(૪) શાળાવાળા પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો ઉઘાડવા પ્રયત્ન કરે.

(૫) જૂથ મંડળ દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયોની તપાસણી કરાવે.

(૬) જૂથ મંડળોને જાગ્રત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાનાં કામોનું વખતો-વખત સૂચન કરે.

(૭) દર વરસે મહાલની વાર્ષિક સભા ભરે અને હેવાલ તથા હિસાબ રજૂ કરે. તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને તે સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે.

ઉપર પ્રમાણે હકીકત પૈકી જૂથ મંડળો નિયમિત રીતે કામ કરતાં થયાં છે અને આપેલી સૂચનાઓનો અમલ કરતા થશે એવી આશા અસ્થાને નથી.

દરેક જૂથ મંડળોએ પોતાની સભા ભરી છે તે આ મહાલ મંડળની સભા વખતે જણાવ્યું છે. દરેક પોતાનાં બજેટ અને નિવેદનો મોકલી શક્યા નથી. ન મોકલ્યાં હોય તો તેમની તપાસ કરી દરેક જૂથ મંડળ મોકલી આપે.

## પ્રાંત અને મહાલ મંડળો

પ્રાંત અને મહાલોને પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ફાળવણી મળે છે. તે ફાળવણી નિવેદનનાં વરસમાં રૂા. ૧૧૪–૧૨–૦ મળી હતી, જેમાં મહાલ મંડળોમાંથી ૮૬–૧–૦ મળ્યા છે, જેની ફાળવણી નીચેના કોષ્ટક પ્રમાણે કરવામાં આવી છેઃ

### મહાલ મંડળોની ફાળવણીના આંકડો

| | | | |
|---|---|---|---|
| અમરેલી | ૩૭– ૨–૦ | ખાંભા | ૪– ૮–૦ |
| દામનગર | ૧૯– ૮–૦ | બીમકટા | ૦– ૬–૦ |
| કોડીનાર | ૧૨–૧૫–૦ | રતનપુર | ૩– ૬–૦ |
| ધારી | ૧૪–૧–૦ | | ૮૬–૧–૦ |

રૂ. ૨૮–૧૩–૦ પ્રાંત મંડળને સને ૧૯૪૦–૪૧નાં ફાળાના ભર્યા છે.

## પુસ્તકાલય પર્વણી

દર સાલ મુજબ પર્વણી ઉજવીએ છીએ તેના કરતાં ચાલુ સાલે કંઇક વિશેષ પ્રકારે પર્વણી ઉજવવામાં આવી હતી. પર્વણી ઉજવવાના દિવસ અગાઉ શાળાના વિદ્યાર્થીઓ, બહેનો, પુસ્તકાલયના કાર્યકર્તાઓ, શિક્ષકો અને શહેરના લોકોએ સરઘસમાં ભાગ લીધો હતો અને તા. ૨૯–૧–૪૨ રવિવારના રોજ સાંજના મેળાવડો રાખવામાં આવેલ હતો. મેળાવડામાં પુસ્તકાલયપર્વણી એટલે શું ? અને શા માટે ઉજવાય છે ? તેનો હેતુ શું છે ? તેમ જ શિષ્ટવાચન એટલે શું ? તે વિષે વિવેચનો થયાં હતાં.

## શિષ્ટવાચનની પરીક્ષા સંબંધે

નિવેદનની સાલે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી " સ્વર્ગીનું દોહન " નામના પુસ્તકની પરીક્ષા લેવામાં આવી હતી. આ પ્રાંતમાંથી ઠીક લાભ લેવાયો હતો.

## પગારદાર પ્રચારક સંબંધે

નિવેદનની સાલે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી આ પ્રાંતના પગારદાર પ્રચારકની ત્રણ માસ માટે પદ્ધત યોજના થઇ છે અને જ્યાં જ્યાં સલાહ સૂચના આપવી ઘટે ત્યાં જોઇતી સલાહ આપી છે. નિવેદનની સાલે પગારદાર પ્રચારક શ્રી. ભાઇશંકર ટી. ઠાકર ધારી મહાલ, દામનગર મહાલ, અમરેલી મહાલનાં ઘણાં ગામોએ ફેરણી કરેલી હતી.

(૧) આપ સૌને ખાસ વિનંતિ છે કે બજેટ બનાવતી વખતે સહકારી ધોરણે બજેટ બનાવવાની બાબત ખાસ લક્ષમાં રાખશો.

(૨) આ મહાલનાં ઘણાંખરાં નજીકનાં ગામડાંઓમાં ફરતા પુસ્તકાલયોની પેટીઓ અમારા તરફથી પહોંચાડવાની તજવીજ થાય છે. અને ગામડાંઓમાંથી આવેલી પેટીઓ અમો ખાતા તરફ મોકલાવી આપીએ છીએ.

(૩) અમરેલી મહાલના અને સ્થાનિક સભ્યો તેમ જ પુસ્તકાલયો જે જે ગુજરાત વર્ના. સો. ના આજીવન સભ્યો છે તેઓને દરકને ભેટનાં પુસ્તકોનાં બંડલ અમો જ પહોંચાડીએ છીએ અને વ્યવસ્થા કરીએ છીએ.

(૪) શ્રી. મોતીભાઇ અમીન સા. સ્મારક ફંડમાં જે મહાલ અથવા ગામડાઓની લાયબ્રેરીઓએ હજુ પણ કંઇ ફાળો ન ભર્યો હોય તો તે ભરી આપે એમ અમારી ખાસ ભલામણ છે.

(૫) અમરેલી પ્રાંતમાં શાળાધિકારી સાહેબ અને જે તે મહાલના મહાલ શાળાધિકારીઓ જુદા જુદા ગામોએ ફેરણી વખતે પુસ્તકાલયો તરફ ખાસ લક્ષ રાખે છે, અને સલાહ સૂચના આપે છે, જે માટે તેઓ સાહેબોનો-આભાર માનવામાં આવે છે.

(૬) અમોને વખતોવખત સલાહ અને સૂચનાં આપવાં બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ, ( પ્રાંત શાળાધિકારી ) મહાલોના શાળાધિકારી સાહેબો અને અન્ય ગૃહસ્થો જેઓ મંડળમાં સક્રિય રસ લઇ રહ્યા છે તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આપણા મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડને शतं जीव शरदः કહી અભિનંદન આપીએ છીએ અને આ પ્રવૃત્તિઓના વિકાસમાં તેઓશ્રી ઊંડો રસ લે છે તે આપણા અહોભાગ્યનું ચિહ્ન છે.

આ વરસમાં આપણે જે કાંઇ કર્યું છે તે આપ જોઇ શક્યા છો. આપણે ઇચ્છીએ છીએ કે આવતે વર્ષે કાંઇ સવિશેષ સક્રિય કામ કરી શકીએ એટલું ઇચ્છી આ નિવેદન પૂરું કરીએ છીએ.

## શ્રી અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું તા. ૧-૮-૪૧ થી તા. ૧-૮-૪૨ સુધીનું જમા-ઉધારનું સરવૈયું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૪-૦-૬ | શ્રી પુરાંત બાકી | ૨૯૮-૯-૦ | શ્રી ખેતી પેઢી ખાતે |
| ૨૨૫-૦-૦ | વ. રા. પુ. મંડળ | ૧૩૪-૩-૩ | વ. રા. પુ. મંડળ |
| ૧૭૮-૮-૦ | શ્રી ખેતીવાડી | ૫-૦-૦ | ગ્રંથપાલ |
| ૫-૦-૦ | ગ્રંથપાલ | ૪૯-૨-૦ | અ. મ. પુ. મંડળ |
| ૨-૬-૦ | કન્ટીજન્સી | ૫-૦-૦ | ઇલાય |
| ૨૮-૧૧-૦ | અ. પ્રાં. પુ. મંડળ | ૧૯-૫-૬ | પ્રચાર ખાતે |
| ૪૭-૨-૦ | અ. મ. પુ. મંડળ | ૫-૭-૯ | સ્વાગતના |
| ૧૨-૧૫-૦ | કોડીનાર મ. પુ. મંડળ | ૪૯-૮-૦ | મહાલોના ફાળાના |
| ૪-૮-૦ | ખાંભા મ. પુ. મંડળ | ૧૦-૧૧-૦ | કન્ટીજન્સી |
| ૧૩-૮-૦ | દામનગર મ. પુ. મંડળ | ૫૭૩-૧૪-૬ | |
| ૧૪-૧-૦ | ધારી મ. પુ. મંડળ | ૬-૧૦-૩ | સીલક |
| ૦-૯-૦ | ભીમકટા મ. પુ. મંડળ | ૫૮૦-૮-૯ | |
| ૩-૬-૦ | રતનપુર મ. પુ. મંડળ | | |
| ૦-૧૪-૩ | વ્યાજના | | |
| ૫૮૦-૮-૯ | | | |

ઉપર પ્રમાણે ઠરાવ નં. ૨ તા. ૨૧-૨-૪૨ થી મંજૂર કરવામાં આવ્યો છે.

હ. ના. પટેલ

પ્રમુખ, અમરેલી પ્રાંત પુ. મંડળ

 

૧ તરંગ—લેખકઃ શ્રી. પ્રૉ. મોહનલાલ પાર્વતીશંકર દવે; પ્રાપ્તિસ્થાનઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૨૪૬, કવરઃ આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

ગયા અંકે અમે પ્રૉ. દવેના "રસપાન"નો પરિચય આપ્યો હતો. એમનું જ રચેલું આ તરંગ પણ છે. એમાં વિવિધ વિષયને અનુલક્ષીને જુદાં જુદાં સામયિકોમાં લખેલા લેખો આપવામાં આવ્યા છે. તેમાં મુખ્યત્વે પાવાગઢની યાત્રા, ઉત્સાહ-ઉમંગ, કંઈક નવું, શ્રી. લોકપ્રિયની આત્મકથા, ભગવતી નિદ્રાદેવી, સત્ય કે અસત્ય, કલહરસિકતા વગેરે વગેરે વિષય પર લેખકે કલમ ચલાવી છે. તેમાંના કેટલાક લેખો હળવું વાચન આપી જાય તેવા છે, જ્યારે કોઇ કોઇ ગંભીરતાપૂર્વક વાંચી વિચારવા જેવા પણ છે. અને કેટલીકમાંથી વાર્તારસ પણ પ્રાપ્ત થાય છે. સાહિત્યનું વિવિધ રસભર્યું સાહિત્ય વસાવવા પુસ્તકાલયો એ ખુશીથી ખરીદે.

૨. દીવડિયા—લેખકઃ શ્રી. "પ્ર." પ્રકાશકઃ લેખકના મિત્રમંડળ વતી શંકરલાલ નાથજી દવે, વૈદ્ય મહોલ્લો, નવસારી. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૮ + ૬, સાદું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

કેટલાંક સામયિકોમાં ફક્ત 'પ્ર.' સંજ્ઞાથી આવતા લેખો, વાર્તાઓ કે કાવ્યો વાંચવામાં આવતાં ત્યારે, એ લેખોની વિશિષ્ટતાને કારણે, એના લેખકને તેમના અસલ નામે જાણવાની સહજ જિજ્ઞાસા ઉદ્‌ભવેલી. પરંતુ તેમનો પૂરો પરિચય મળવા પામેલો નહિ; જ્યારે પાછળથી એક મિત્ર દ્વારા તેમનો પરિચય અને પરિસ્થિતિ જાણવા મળેલી.

આજના કેટલાક લેખકોની જેમ શ્રી. "પ્ર." મૂક લેખક જણાયા છે. અને હજી પણ તેમણે, પોતે આટલું સારું લખી શકે છે છતાં સાક્ષર તરીકે પ્રસિદ્ધિમાં આવવા પ્રયત્ન કર્યો નથી. તેમણે લખેલાં પ્રાસાદિક કાવ્યોનો આ એક સંગ્રહ છે; અને તેમની તેને પ્રસિદ્ધિમાં મૂકવાની અશક્તિને કારણે તેમના મિત્રોએ છપાવી પ્રસિદ્ધ કર્યું છે. કાવ્યો હાલના જમાનાના વાતાવરણને સ્પર્શી જાય તેવાં તેમ જ વાંચતાં વાંચતાં સહજ ઉલ્લાસ અનુભવાવે તેવાં છે. કેટલાંકમાં હાલની કેટલીક વિચિત્રતાઓ પર માર્મિક કટાક્ષ પણ છે, જ્યારે કેટલાંક સ્વદેશાભિમાન પ્રેરે તેવાં છે. જ્યારે તેમની પ્રાર્થનાના કાવ્યને વાંચતાં સહજ-પણે જ જાણે અંતરમાં ઊંડા ઊતરી જવાય છે. પુસ્તકમાંનાં સઘળાં કાવ્યો પ્રાસાદિક હોઇને કેટલાંક તો ગાવા માટે મોઢે કરવા જેવાં પણ છે.

પાંચસો જેટલી પ્રતો સત્વર ઉપડી જાય, એમ સહજે ઇચ્છી જવાય છે.

૩ તેજછાયા—લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૫૪+૮, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૨

સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇએ લખેલાં ભારતના ભૂત અને વર્તમાનકાલીન મહાન તેમ જ સામાન્ય વ્યક્તિવિશેષોનાં રેખાચિત્રો તેમની વિશિષ્ટ શૈલીએ આ પુસ્તકમાં આપ્યાં છે. તેમાં ભગવાન શ્રીકૃષ્ણ, છત્રપતિ શિવાજી, મ. ગાંધીજી, મહારાણા પ્રતાપ અને સ્વામી દયાનંદ સરખી ભારતભૂષણ વિભૂતિઓનાં પણ ચરિત્રો છે, જ્યારે આજના રાજકારણમાં ઊંડા ઊતરેલા એવા ગુજરાતના મહાન રાજસ્થાન વડોદરાના ભૂતકાલીન અને વર્તમાન બે દીવાનોનાં કલમકશ સુંદર રેખાચિત્રો લેખકે આપ્યાં છે. આ સિવાય શ્રી. કંચનબહેન સરખાં સાત્વિક સેવાભાવી સ્વયંસેવિકા, દાતાર શેઠ રમણભાઇ, વાડિયા માસ્તર અને શ્રી. ગોકુલદાસ રાયચુરા સરખા લોકસાહિત્યકારની પિછાન પણ આપી છે.

પુસ્તક વાંચતાં એક અચ્છા ગુજરાતી સાક્ષરની પ્રાસાદિક કલમનો નિતાર અનુભવતા હોઇએ તેમ થઈ આવે છે. અને મહાત્મા ગાંધીજીનું તેજચિત્ર રજૂ કરવામાં લેખકે ખરે જ, કમાલ કરી છે મએકહેવાઇ જ જાય છે.

લેખકે એમની અસલ લેખનશૈલીએ જ આ પુસ્તકમાં એકધારો વાચનરસ વહાવ્યો છે. તેમાં પણ જાણે એકાદ સૂત્ર રજૂ કરી તેના પરનું તેમનું ભાષ્ય રજૂ કરવાની શૈલી તો ખૂબ જ આકર્ષક છે. ઇચ્છીએ, લેખક આપણને આવાં બીજાં આવી જ બાનીમાં વધુ તેજચિત્રો આપે.

મણિલાલ પ્ર. વ્યાસ

**૪. સામ્રાજ્યવાદ**—લેખક અને પ્રકાશકઃ રાવતભાઇ દેસાભાઇ ખુમાણ, પાડરશિંગા, પો. દામનગર ( કાઠિયાવાડ ); સન ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૬૧; આચ્છાદન સહીત પાકું પૂઠું મૂલ્ય રૂ. ૨–૦–૦ અને કાચું પૂઠું રૂ. ૧–૧૨–૦

શ્રી. ડુંગરશી ધરમશી સંપટનું ' મહારાજ્યોની યુદ્ધશક્તિ ' અને શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસનું ' પાસિફીક 'ની માફક આ પુસ્તક પણ અત્યારે યુરોપમાં ચાલી રહેલા મહાયુદ્ધના ટાંકણે પ્રસિદ્ધ થઈ, જર્મની, જાપાન, અમેરિકા અને આફ્રિકાના પ્રદેશોનો સામ્રાજ્યવાદની દૃષ્ટિએ જે ખ્યાલ આપે છે તે રાજકારણ અને યુદ્ધપ્રવૃત્તિમાં રસ ધરાવનાર સૌ કોઇને ખાસ વાંચવા જેવો છે. શરૂઆતમાં સામ્રાજ્યવાદનો જન્મ કયાંથી કયા કારણે ઉપસ્થિત થયો તે ચર્ચી, તે પછી જુદા જુદા પ્રકરણો દ્વારા ઉપર જણાવેલા પ્રદેશોનો મહત્ત્વનો ઇતિહાસ વર્ણવી તેની સાથે ત્યાંનો સામ્રાજ્યવાદ કેવો અને કેટલો ભયંકર છે તે દર્શાવ્યું છે.

લેખક રાવતભાઇ ખુમાણનો અત્યારના ટાંકણે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો પ્રયત્ન ખરેખર અભિનંદનીય છે.

**૫. અકકલના ખાં**–લેખકઃ શ્રી. ' બેકાર; ' પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ; અને મેસર્સ એન એમ ઠક્કરની કું. મુંબઇ ૨. સન ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૪૬; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨–૮–૦ અને કાચું પૂઠું રૂ. ૨–૪–૦.

નવચેતન સાહિત્ય મંદિર તરફથી પ્રસિદ્ધ થતી ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના પુ. ૩૨ મા રૂપે પ્રસિદ્ધ થતું આ પુસ્તક હાસ્યરસનો એક ખજાનો છે. પુસ્તકના લેખક રા. ' બેકાર 'નાં

આ પહેલાં પ્રસિદ્ધ થયેલાં હાસ્યરસનાં પુસ્તકથી ' બેકાર ' હવે, હાસ્યનાં પુસ્તકો વાંચનારાઓમાં ભાગ્યે જ અપરિચિત હશે. હસવું એ પણ આરોગ્યની અને કંટાળેલા મગજનો થાક ઉતારવાની દૃષ્ટિએ અમોઘ દવા છે. એનાથી શરીરને એક પ્રકારની કસરત મળે છે. અને મન પ્રફુલ્લિત રહે છે. ભાઇ બેકારનાં આ પ્રકારનાં આ પહેલાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો જેટલો આનંદ આપે છે તેટલો જ આનંદ આ પુસ્તકમાં પણ છે. આમાં કુલ ૨૧ વાર્તાઓ અપાઇ છે. અને તે બધી જ એકબીજાથી ચઢે તેવી છે. ' અકકલના ખાં ' એ આ પુસ્તકની છેલ્લી વાર્તા છે. અને એના ઉપરથી જ આ પુસ્તકનું નામ પણ અપાયું છે.

' અ-દ્રષ્ટા '

## દીપોત્સવી અંકો

**સંદેશ**—તંત્રીઃ શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, સંપાદકઃ શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, સારંગપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. દોઢ.

પ્રથમ દૃષ્ટિએ જ ઊડીને આંખે વળગે એવા આ અંકના કવરચિત્રની ડિઝાઇન જાણીતા ચિત્રકાર શ્રી. હિરાલાલ ખત્રીએ દોર્યું છે. રાષ્ટ્રધ્વજધારિણી હિંદ માતાને અભિવંદન કરતા યુવક-યુવતીનું આ ચિત્ર નયનાભિરામી છે. આ સિવાય ઉઘડતા અંકે આપણા જાણીતા ચિત્રકાર શ્રી. કનુ દેસાઇનું પ્રકાશ-છાયાનું ત્રિરંગી ચિત્ર પણ અંધકાર અને ઉજાશનો સુંદર સમન્વય સમજાવી જાય છે. અને અંકની વચ્ચે વચ્ચે આવતાં શ્રી. ચંદ્રકળા બહેન પરીખનાં લવ-કુશ અને જાનકીનું રામવનવાસનું ભાવનાભર્યું ચિત્ર, શ્રી. ચંદુલાલ શાહનું ભગવાન બુદ્ધ, જાણીતા ફોટો આર્ટિસ્ટ શ્રી. પ્રાણલાલ પટેલનું ઈશુ અને ગાંધીની સમાનભાવના વ્યક્ત કરતું ચિત્ર, તેમ જ શ્રી. ભદ્રા દેસાઇનું બહારના જગતનું ચિત્ર અને ભિખુભાઇ આચાર્યનું અંતરગીત ચિત્રકલાના સુંદર નમૂનાઓની ઝાંખી કરાવે તેવા છે; ત્યારે સંખ્યાબંધ ફોટોઆર્ટ પ્લેટો પણ ફોટોગ્રાફીના સરસ નમૂનાઓ આપે છે.

જેવી એની ચિત્રકૃતિઓ નયનાભિરામી છે તેવી જ વાચનસામગ્રી પણ આકર્ષક છે. આપણા મહાકવિ ન્હાનાલાલ રચિત ' જયો જયો " કાવ્ય આજના વિશ્વયુદ્ધની તાદૃશતાને મૂર્ત કરતું કાવ્ય હોઇને હરિના જય જયકારની પ્રેરણા આપે છે. આપણા મહાકવિ કાવ્યસર્જન માટે એટલા બધા તત્પર થઇ ગયા છે કે તેઓનું કાવ્યનીતરતું અંતર ઊભરાવા છતાં બહુ ઓછું કાગળ પર ઊતરે છે. આપણે ઇચ્છીએ, તેઓએ આપવા ધારેલું " હરિસંહિતા " સત્વર પ્રસિદ્ધ થાય. આ સિવાય જાણીતા કવિ શ્રી. કેશવ શેઠનું " દીપ ! તું જલ કવણ કાજે ! " કાવ્ય સચિત્ર હોઇને આજના આપત્કાળે દીપક કેમ જલે છે તે પ્રશ્ન પૂછ્યો છે. આ સિવાય અન્ય કાવ્યો પણ અપાયાં છે. જ્યારે જાણીતા વાર્તાનવેશ શ્રી. ધૂમકેતુની હવે પછી પ્રકટ થનાર " કર્ણાવતી "નું એક ઐતિહાસિક પ્રકરણ સોમપતિ તૈલી એ ઐતિહાસિક નવલકથા કેવી હશે તેનો ઝાંખો પરિચય આપી જાય છે. ઉપરાંત, સ્વ. મહાદેવભાઇનું જીવન, આજના ગાંધીના વખાનનું ગત વર્ષનું તલસ્પર્શી સિંહાવલોકન પણ ખાસ ધ્યાન ખેંચે તેવું છે. એમાંથી આપણી સમક્ષ ગત વર્ષનું વાતાવરણ હૂબહૂ ખડું થાય છે. આ ઉપરાંત બીજી પણ કેટલીક વાંચનીય સામગ્રી આ અંકમાં છે.

જે પુસ્તકાલયો ' સંદેશ "નાં વાર્ષિક ગ્રાહક હશે તેમને આ દીપોત્સવી અંક વિના મૂલ્યે મળશે જ.

**બે ઘડી મોજ**—તંત્રીઃ અને પ્રકાશકઃ શ્રી. શયદા. મુંબઈ.

" બેઘડી મોજ " એના દર અંકે હળવું વાચન-આમજનતા પચાવી. શકે તેવું વાચન આપવામાં ઠીક આગળ પડતું છે એના આ દીપોત્સવી અંકમાં શયદાએ પ્રથમ પૃષ્ઠે કળાદેવીને ચરણે પ્રાર્થના કરી છેઃ પોતાના પુરોગામી સાહિત્યગુરુ " વીસમી સદી "ના તંત્રી શ્રી. હાજી મહમદ અલારખિયા શિવજીના સૂત્ર અનુસારઃ " સહન કરજેઃ શબ્દોચ્ચાર કરીશ મા. " પોતે પણ જાણે એ વ્રત લીધું હોવાનું જ જણાવે છે. .

આ અંકમાં કેટલીક ફોટો પ્લેટસ આકર્ષક હોઇને ચિત્ર રસિકોને ઘરમાં મઢાવી લેવી ગમે તેવી છે. અને સાહિત્યસામગ્રી પણ હળવા વાચનના રસિયાઓને જરૂર આનંદ આપે તેવી હોઇને વાર્તાસાહિત્ય પણ ઠીક સંગ્રહાયું છે, જ્યારે શ્રી. ખંડુભાઈ દેસાઇનો વિશ્વની ભાવિ પુનઃ રચનાવાળો લેખ આંતરરાષ્ટ્રીય દષ્ટિએ ખાસ વાંચવા જેવો છે. વળી જાણીતા હિંદી કવિ શ્રી. પ્રદીપજી " મુરલિ કે છોડ સૂરીલી તાન "વાળું ગેય કાવ્ય ગાવું ગમે તેવું છે. અને કવિ ખબરદારનું "કંચનપાત્ર" અને આપણા રાષ્ટ્રીય શાયર શ્રી. મેઘાણીએ આપેલો સ્વ. કવિવર ટાગોરના " ચરમ મૂલ્ય "નો સરસ ગેય અને ભાવભર્યો અનુવાદ આપ્યો છે. એમાંની આપણા સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇની " ટેલીફોનનું ભૂત " આપણા મૂડીદાર સમાજ પર ઠીક પ્રકાશ ફેંકે છે. એકંદરે આખોય અંક શિષ્ટ સાહિત્યના વાચકો તેમ જ હળવું સાહિત્ય વાંચવા માગનારને પણ તૃપ્તિ આપે તેવો થયો છે.

**પ્રજાબંધુ**—તંત્રી શ્રી. કપિલરાય મનવંતરાય મહેતા; અમદાવાદ.

" પ્રજાબંધુ "ના ખાસ દીપોત્સવી અંકની અગાઉથી જાહેરાત કર્યા સિવાય જ આ ચાલુ અંકને પણ દીપોત્સવી અંકની જેમ દળદાર-સમૃદ્ધ-બનાવ્યો છે. કવર ડિઝાઇન પર " હૃદયદીપકની જ્યોતને જલતી " રાખવા ઇચ્છતી " ઝંઝા થકી જાળવવા પાલવને પસારતી " રમણીનું ભાવનાભર્યું સુંદર ચિત્ર આપ્યું છે. સાચે જ, આ ચિત્ર દીવાળીની ભાવનાને મૂર્ત કરતું સુંદર ચિત્ર છે, એમ મુક્તકંઠે કહી શકાય.

·અંકમાં જુદાજુદા લેખકોના લેખો ઓછા લાગે છતાં આપેલા સઘળા લેખો મનનીય હોઇને ખાસ વાચન માગી લે છે. તેમાંના અંધારઘેર્યા અફાટુંની સંખ્યાએ, ગત સંવત્સરનું આંતર-રાષ્ટ્રીય અવલોકન રજૂ કરે છે, જ્યારે " શ્રીકૃષ્ણ કહે છે માટે કહું છું..." શીર્ષક લેખ મહાભારતયુદ્ધના એક પ્રસંગને આજના યુદ્ધકાળે જાણે બંધબેસતો થાય તેવો લાગે છે.

**ગુજરાતી**—તંત્રીઃ શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, ગુજરાતી પ્રિં. પ્રેસ, સાસૂન બિલ્ડિંગ સર્કલ, કોટ, મુંબઇ.

મુંબઇથી પ્રકટ થતું જૂનું અને જાણીતું સાપ્તાહિક " ગુજરાતી " દરસાલ ખાસ દીપોત્સવી અંક પ્રકટ કરે છે. આ વર્ષે પણ એણે કોઇ જાતના આડંબર સિવાય ઉપયોગી વાચન આપવા પ્રયત્ન કર્યો છે. તેમાં પણ સન ૧૮૭૮ ના જમાનાના ઇતિહાસ પર પ્રકાશ પાડે તેવા તત્કાલીન " સ્વતંત્રતા " સાપ્તાહિકે પત્રસ્વાતંત્ર્ય માટે જગાવેલી ઝુંબેશ અને

[ અનુસંધાન પૃ. ૬૩૬ને છેડે ]



## પ્રાચ્ય વિદ્યામંદિર-ભાષાંતર શાખા-વડોદરાનાં પુસ્તકો

૧ બ્રહ્મદેશ—લેખક : શ્રી. રમેશ રંગનાથ ગૌતમ; મૂલ્ય રૂ. ૧–૨–૦

૨ વીર વનરાજ—લેખક : શ્રી. ધૂમકેતુ; મૂલ્ય ૦–૬–૦

## મેસર્સ આર. આર. શેઠની કંપની-મુંબઇનાં પુસ્તકો

૩ તેજચિત્રો—લેખક : શ્રી. રમણલાલ વ. દેસાઇ: મૂલ્ય રૂ. ૩–૦–૦

૪ ચોરાની વાતો—લેખક : શ્રી. મયૂર; રૂ. ૨–૮–૦.

## મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની-મુંબઇ તરફનાં

૫ પારૂ—અનુવાદક : શ્રી. મૃદુલ; મૂલ્ય રૂ. ૨–૦–૦

## નવચેતન સાહિત્ય મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૬ ધરતીનો બાલમેળો—લેખકો : શ્રી. ઈંદુપ્રસાદ ભટ્ટ; અને મણિલાલ ઠાકર; મૂલ્ય ૦–૬–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૭ દીવડિયા—લેખક : શ્રી. " પ્ર. " પ્રકાશક : શ્રી. શંકરલાલ નાથજી દવે; વૈદ્ય મહોલ્લો, નવસારી. મૂલ્ય રૂ. ૧–૮–૦

૮ સ્વ. દિ. બ. અંબાલાલ સાકરલાલનાં ભાષણો અને લેખો—સંગ્રાહક અને પ્રકાશક : શ્રી. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ., ડોલી ફળિયા, કતારગામ, (જી. સુરત) મૂલ્ય રૂ. અઢી.

---

[ અનુસંધાણ પૃ. ૬૩૫નું ]

સુરત રાયટ કેસ તેમજ સંપાદકના વડવાઓને મોગલ દરબાર તરફથી મળેલી સનદ વગેરે પણ ઠીકઠીક ઐતિહાસિક માહિતી આપે છે.

આપણે ઇચ્છીએ, " ગુજરાતી"કાર આપણને આવી ગુજરાતના ઇતિહાસને લગતી માહિતીઓ અવારનવાર આપતા રહે.

દાંડીઓ—તંત્રી શ્રી. નટવરલાલ વીમાવાળા; સૂરત.

આપણે સાં દર સાલ પ્રકટ થતા દીપોત્સવી અંકોમાં દાંડીઓએ નવી પ્રથા શરૂ કરી છે, અને તે ખાસ વાર્તાઅંક પ્રકટ કરવાનો

દીવાળીના નિવૃત્ત દિવસોમાં વાચકોને આનંદમય વાચન-વાર્તાવાચન-મળે તે હેતુએ ભાઇ વીમાવાળાના આ શિરસ્તાને અમે આવકારતા આવ્યા છીએ અને આજે ફરીવાર આવકારીએ છીએ. પુસ્તકાલયમાં આવતા વાર્તારસિકો માટે આ અંકને પાકા પૂંઠામાં બંધાવી વસાવ્યો હોય તો સારું ચિરસ્થાયી વાચન વાચકોને જરૂર આપી શકાય.




**ભિક્ષુ અખંડાનંદજીના સ્મરણાર્થ યોજના**—સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના સ્થાપક કૈ. સ્વામી અખંડાનંદજીના સ્મરણાર્થે ઉપર્યુક્ત સંસ્થાના હાલના સંચાલકોએ સંસ્થા દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવેલાં પુસ્તકોને સસ્તી કિંમતે આપવા માટેની ૨ યોજનાઓ હમણાં બહાર પાડી છે. તેમાં પહેલી યોજનામાં ૧૧૯ પુસ્તકો (જેનું છાપેલું મૂલ્ય રૂા. ૨૧૬–૧૨–૦ થાય છે ) તે રૂા. ૧૪૫) ની કિંમતે, તથા બીજી યોજના દ્વારા ૬૦ પુસ્તકોનો સેટ ( જેનું છાપેલું મૂલ્ય રૂા. ૧૨૫–૨–૦ છે તે) માત્ર રૂપિયા ૭૫) માં આપવાની જાહેરાત બહાર પાડી છે.

સ્વામીશ્રી અખંડાનંદજીની હયાતીમાં જનતા જનાર્દનના લાભાર્થે તેઓશ્રી અવારનવાર પુસ્તકોની કિંમતમાં ઘટાડો કરતા-કોઈ વાર અર્ધા મૂલ્યે સંસ્થાનાં પુસ્તકો જનતાને તેમ જ પુસ્તકાલયોને આપી તેની અસીમ સેવા બજાવતા. એમની જ યાદગીરીમાં સંસ્થાના હાલના સંચાલકોએ ઉપર પ્રમાણે પુસ્તકોની કિંમતમાં ઘટાડો જાહેર કર્યો છે. આ યોજનાને અનુસરીને સો સેટ આપવાની જાહેરાત કરવામાં આવી છે.

ઉપર્યુક્ત સંસ્થાનાં, આ યોજનામાં સમાવેશ કરવામાં આવેલાં પુસ્તકો, ઘણે ભાગે રાજ્યનાં પુસ્તકાલયોમાં વસાવાયાં હશે જ; છતાં જે જે પુસ્તકાલયો ઉપર્યુક્ત સંસ્થાના લાભથી વંચિત રહ્યાં હોય તેઓ આવી મળેલી આ તકનો લાભ લઇ અચૂક પોતાની શક્તિ અનુસાર પુસ્તકો વસાવી લે. સંભવ છે કે, એક યોજનામાંનાં કેટલાંક પુસ્તકો પોતાને ત્યાં હોય તેથી કદાચ આખો સેટ વસાવતાં પુસ્તકાલયો અચકાય, પરંતુ તે માટે કંઇ જ કારણ નથી. આવાં ધર્મનીતિપ્રેરક પુસ્તકો જેમ વધુ પ્રમાણમાં જનતા વાંચશે તેટલું વધુ સારું છે. અને આવાં પુસ્તકો પુસ્તકાલયમાં એક કરતાં વધુ સંખ્યામાં હોય તો તે કંઇ ખોટું નથી. એટલે જે પુસ્તકાલયો હજી પણ ઉપર્યુક્ત સંસ્થાના લાભોથી વંચિત રહી ગયાં હોય તેઓ તો અચૂક વસાવી લે.

જે પુસ્તકાલયોનાં બજેટો મોકલાઇ ગયાં હશે અને પોતાનાં પુસ્તકાલયોમાં આ સેટ વસાવવાની ઇચ્છા હશે તેમને તેવી વિનંતિ કરતાં પુસ્તકાલય ખાતાના મે. રા. ગ. મદદનીશ વ્યવસ્થાપક સા. જોગ સાદર કરતાં જરૂર સગવડ કરી આપશે.

આ વિષેની વિગતવાર માહિતી ઉપર્યુક્ત સંસ્થાના અમદાવાદના કાર્યાલયમાં લખવાથી મળશે.

ટૂંકી રકમની કિંમતના પ્રમાણમાં ઉપર જણાવ્યા કરતાં ઓછાં પુસ્તકોનો સેટ આપવા માટે રૂા. ૨૫) અને રૂા. ૪૦) સુધીની કિંમતનાં અલ્પ મૂલ્યે પુસ્તકો મળે તેવી યોજના

સંસ્થાના સંચાલકો જો ધારશે તો ટૂંકી આવક ધરાવતાં પુસ્તકાલયો પણ સ્વામીશ્રી અખંડાનંદજીની યાદગીરીમાં પોતાથી બનતાં પુસ્તકો ખરીદવા પ્રેરાશે.

આશા રાખીએ સંચાલકો આવી કંઇક યોજના વિચારશે.

મ. પ્ર. વ્યાસ

## વ. રા. પુ. મંડળ

**શિષ્ટવાચનની પરીક્ષા**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૨ વાંચી શિષ્ટવાચનની ૨૩મી પરીક્ષા માટે શિષ્ટ વાચનનાં રસિયાંઓએ સમયસર પોતાની ઉમેદવારી નોંધાવી દેવી ઘટે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**—સદર પરીક્ષા માટે જેમની ઉમેદવારી આ પૂર્વે નોંધાઇ છે તે તો ચાલુ જ રહેલી સમજવાની છે. તેમને પોતાની તૈયારી વધારે પાકી કરવાની અને તેમાંય શાસ્ત્રીય પદ્ધતિના વર્ગીકરણ કામનો સવિશેષ મહાવરો મોકલવાની ખાસ ભલામણ!

—ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ ખાતાની સૂચના લક્ષમાં લઇને કરમા વ પ્રાંત પુસ્તકાલયોના બીનતાલીમી ગ્રંથપાલો પણ આ પરીક્ષાનો લાભ અવશ્ય લે.

**જાગતાં જૂથ મંડળો**—(ગતાંકથી ચાલુ) (૪૩) જાસલપુર તા. કડી, (૪૪) દેઉસણા તા. કડી (૪૫) વીડજ તા. કડી.

**જાગતાં મહાલ મંડળો**—(ગતાંકથી ચાલુ) (૨૮) કલોલ, (૨૯) દહેગામ, (૩૦) માંગરોળ, (૩૧) કામરેજ, (૩૨) દામનગર.

જેમણે સભા ન ભરી હોય ને ભરી હોય છતાં અહેવાલ હિસાબ હજી ન મોકલી આપ્યાં હોય તેમને તેમ કરી દેવાની ખાસ ભલામણ. **પૂરા થયેલા વર્ષમાં થયેલા કામકાજના અહેવાલ તથા હિસાબ તો નિદાન દરેક મોકલી આપે જ.**

**'આયુર્વેદ જગત'**ના તંત્રી તરફથી લખાઇ આવ્યું છે કે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો પાસેથી રૂ. ૧-૮-૦ ને બદલે રૂ. ૧-૪-૦ લવાજમ લેવામાં આવશે તો જે તે પુસ્તકાલયોએ સદર લાભ લેવા ભલામણ છે.

**શિનોર મહાલ તરફથી શિષ્ટ વાચનની ૬ ઠ્ઠી પરીક્ષા** લેવાઇ ગઇ. તેનો ૭૦ પરીક્ષ્યોએ લાભ લીધો હતો. તે પૈકી ૪૦ ઉત્તીર્ણ થયા છે. પરીક્ષા માટે શ્રી. જુગતરામ દવે કૃત ગાંધીજી પુસ્તક નિયત થયું હતું. ઉત્તીર્ણ થનારને પુસ્તકરૂપે ઇનામ આપવામાં આવ્યાં હતાં.

## પુસ્તકાલયોને મદદ

**શેઠ ઘે. ઠા. મુ. સા. પુસ્તકાલય**—બેટને સદર સંસ્થાના સ્થાપક શેઠશ્રીના કુટુંબી ટ્રસ્ટીઓ તરફથી શેઠ શ્રી હંસરાજ માધવજી દામોદર-મુંબઇ-એઓશ્રીએ રૂ. ૧૨૫૨-૧-૦ ના ખર્ચે પુસ્તકાલયના હૉલને વિસ્તારી આપવામાં આવ્યો છે. આથી સદર હૉલ વિશાળ થતાં વાચકોને વધુ સગવડ થઇ છે.

**સા. પુ. હરિપુરાને** ૧૨) પટેલ મોતીભાઇ ગોકળભાઇ, ૧૦-૦-૦ ડુંગરાજ નારાયણ હળવે, તથા ૨-૦-૦ શ્રી. રામચંદ્ર દત્તાત્રય દેશપાંડે તરફથી.

**સા. પુ. મહુવડ** ( તા. પાદરા )ને શ્રી. રમાકાન્ત રામચંદ્ર તરફથી રૂ. ૯૨-૬-૧ નાં ૫૯ પુસ્તકો.

---

# સામયિક દોહન

## સાચું જ્ઞાન

### ૧. તમારા સંતાન !

અને એક સ્ત્રી, જેણે પ્રેમથી પોતાનું સંતાન છાતી સરસું ચાંપી રાખ્યું હતું, તેણે કહ્યું: ' પ્રભુ ! અમને બાળકો વિષે કાંઈક કહો. ' અને તેણે કહ્યું:

તમારાં બાળક, એ તમારાં નથી.

અખંડ જીવનસ્રોતનાં એ બુદ્બુદ છે. જીવનની પોતાની પ્રાદુર્ભાવ પામવાની ઇચ્છા-માંથી એ આવ્યાં છે.

તે તમારી દ્વારા પૃથ્વી ઉપર આવ્યાં એ ખરું; પણ એ તમારામાંથી નથી આવ્યાં.

અને જો કે તે તમારી સાથે રહ્યાં છે, પણ તમારી માલિકીનાં નથી.

તમે એમને તમારા પ્રેમથી ભીંજવી દો, પણ તમારા વિચારોથી મૂંઝવતા નહિ. એમને પણ એમના પોતાના વિચારો છે.

તમે ભલે એમનાં શરીરને આશ્રય આપો, પણ એમના આત્માને તો મુક્તપણે વિહરવા દેજો, એમના માટે આવતી કાલનું ઉજમાળું ભવિષ્ય છે. એ આવતી કાલ—કે જે તમે જોઈ નહિ શકો, જેનો તમે સ્વપ્નમાં પણ ખ્યાલ નહિ લઈ શકો.

બની શકે તો, તમે એમના જેવા થવા પ્રયત્ન કરો, પણ તમારા જેવા જ એમને બનાવવાનો પ્રયત્ન રહેવા દો.

જીવન આગળ વધતું હોય છે; એને પાછળ જવાપણું હોતું નથી.

તમે તો ધનુષની કમાન છો. તમારાં સંતાન એ એમાંથી છૂટેલાં તીર છે.

જે મહાન ધનુર્ધર આ ધનુષનો ઉપયોગ કરી રહ્યો છે તેનું નિશાન તો અનંતતાના પંથ ઉપર છે. તે પોતાના સામર્થ્યથી તમને વાળે છે, કે જેથી એનાં તીર સચોટ જાય ને દૂર જાય. એ મહાન ધનુર્ધરની ઇચ્છામાં તમારી જાતને સોંપી દો. કમાનમાંથી છૂટતા તીરને એ જેમ પ્રેમથી જુએ છે, તેમ કમાનને પણ એટલા જ પ્રેમથી જુએ છે.

### ૨. શોક અને અશોક

પછી એક સ્ત્રી બોલી: ' અમને આનંદ અને શોક વિષે કાંઈક કહો. ' અને તેણે જવાબ વાળ્યો: અપ્રગટ શોક એનું નામ આનંદ.

એક કૂપમાંથી જ આનંદનાં અને શોકનાં જળ આવી રહ્યાં છે. જે કૂપમાંથી હાસ્યના પડઘા ઊઠે છે, તે જ કૂપ વારંવાર તમારા આંસુથી ભરાય છે.

અને એ સિવાય બીજું શું હોઈ શકે ?

## સાહિત્યકારની પવિત્ર ફરજ

પ્રત્યેક સાહિત્યકાર પોતે સંસ્કૃતિનો એક મર્યાદિત હલકારો છે જ, એમ તેણે સમજવું જોઇએ. એનું કાર્ય કેટલું પવિત્ર છે તે એણે જાણવું જોઇએ. એના શબ્દથી માનવજાતિની આખી સંસ્કૃતિને ડાઘ લાગે તેવું કશું કરવાથી એણે બાધ આવવું જોઇએ. બોલેલાં વચનો તો કદાચિત્ ઊડી જાય છે, પણ લખેલા શબ્દો તો રહી જાય છે. એ શબ્દો એવા હોય કે તે તેના જનબંધુઓના સમગ્ર વિકાસને હાનિકર્તા હોય તો તે સંસ્કૃતિને પાછળ હઠાવવાનું પાપ કરે છે એટલું જ નહિ પણ પોતાની પણ અધોગતિ આવતા યુગો સામે પ્રત્યક્ષ કરે છે. સાહિત્યકારની જોખમદારી ઘણી જ છે. કેમકે એ વાણીનો અધિકારી છે, અને વાણીએ જ મનુષ્યને પશુતામાંથી ઊંચકીને દિવ્યતા તરફ વાળ્યો છે. દિવ્યતાની વાત તો મહાહલકારાઓ પાસે રહી, પણ સામાન્ય માનવતાને પણ વાણીનો વ્યભિચાર નીચે પાડે છે અને તેને પાછો પશુતા તરફ ધકેલે છે. મારા સાહિત્યકાર બંધુઓ, આ તેમના પવિત્ર ધર્મની વાત બરાબર સમજે, અને તાત્કાલિક ધનપ્રાપ્તિ કે પોતાના નાના મંડળની અજ્ઞાનતામાંથી ઉપજેલી પ્રશંસા મેળવવા માટે કે પોતાને પ્રગતિશીલ બતાવવા તેઓ સાહિત્યને કોઇ પણ જાતના વિકારોત્તેજક વિચારદર્શનથી અપવિત્ર કરી પોતાના વર્ગને તથા પોતાની સંસ્કૃતિને અધોગતિ પ્રત્યે વાળે નહિ, એ જ તેમના એક ખરા ચાહક અને હિતચિંતક તરીકે હું તેમને વિનંતિ કરું છું. × ×

એકનું પાપ હજારોને ડુબાડે તે તો મહાપાપ છે. સાહિત્યકારો બધા જ સંસ્કૃતિના નાના મોટા હલકારા છે, અને જે હલકારાની મશાલ ધરે છે, તે મશાલ સૌને પ્રકાશ આપે ને આગળ ધપાવે, અને નહિ કે તે મશાલ મશાલચીને જ સળગાવી દે અને તેને જોનારમાં ભય, શંકા અને ગ્લાનિ ઉપજાવે. એમ નહિ થાય તો જ એ હલકારો સંસ્કૃતિને ને સાહિત્યને ઉપયોગનો છે. જગતનું મધ્યબિંદુ સત્યમાં એટલે નેકીમાં છે, અને નહિ કે કળામાં. કળાને લીધે આ જગત નથી પણ જગતને લીધે કળા છે, એ મહાસૂત્ર જો પ્રત્યેક સાહિત્યકાર સમજે ને પાળે તો તે પોતે સંસ્કૃતિનો ખરો હલકારો છે.

—અરદેશર ફ. ખબરદાર

---

તમારા અંતરમાં જેમ જેમ શોક ઊંડે ને ઊંડે જગ્યા મેળવતો હોય છે, તેમ તેમ એટલી જ વધારે જગ્યા આનંદ માટે પણ બની રહે છે.

જે પ્યાલું તમારે માટે મધુર આસવથી ભરેલું છે, શું તે જ પ્યાલું, કુંભારની ભઠ્ઠીમાં દગ્ધ બની બનીને, પછી જ બહાર નથી આવ્યું?

જે વાંસળી પોતાના રવ વડે તમારા અંતરાત્માને શાંતિ આપે છે, શું તે જ વાંસળી, છરીના કાપ ખમી ખમીને પોલી નથી બની?

જ્યારે તમે આનંદમગ્ન હો ત્યારે તમા હૃદયમાં ઊંડે ઊંડે જુઓ, અને તમને જ આવશે કે જેનાથી તમને શોક મળ્યો હતે તેનાથી જ તમને આનંદ મળી રહ્યો છે.

જ્યારે તમે શોકમગ્ન હો ત્યારે પાછ તમારા અંતરમાં દૃષ્ટિ કરો અને તમ જણાશે કે, વસ્તુતઃ જે તમારો આનંદ હતો તે જ અત્યારે તમારો શોક બની રહ્યો છે.

તમારામાંના કેટલાક કહે છેઃ 'આનંદ શોક કરતાં મહાન છે;' વળી બીજા કહે છે 'ના ના, શોક મહાન છે;' પણ હું તમ કહું છું કે, એ બન્ને તો 'અવિભક્ત આત્મા' છે.

તેઓ બન્ને સાથે જ વિચરે છે. અ જ્યારે તેમાંનો એક તમારી સાથે એકલો રંગમંચ ઉપર બેઠેલો હોય છે, ત્યારે જ સ્મૃતિમાં રાખજો કે, એનો બીજો મિ તમારી શય્યામાં જ સૂતેલો હોય છે.

આનંદ અને શોકનાં તોલાં વચ્ચે, તમારે જીવનદાંડી હેલે ચડે છે.

જ્યારે અંતર તદ્દન ખાલી હોય, શો અને અશોક કાંઇ એમાં ન હોય, ત્યારે જ જીવનતુલા સ્થિર અને શાંત બની રહે છે. ×

ધૂમકેતુ

[ "સ્ત્રીજીવન"ના કાર્તિક માસના અંકમાંથી.

× ખલિલ જિબ્રાન ઉપરથી ભાવાનુવાદ

પાશ્ચાત્ય સંસ્કૃતિના સાણસામાં જકડાયેલી

# આજની હિંદી સંસ્કૃતિ

આજની પરિસ્થિતિમાં કોમી એકતા વિષે તમારી સમક્ષ પ્રવચન કરવામાં મને કંઈ આનંદ નથી આવતો એ વસ્તુનો હું ખુલ્લા દિલે એકરાર કરું છું. વિલક્ષણ પ્રકારની અવાસ્તવિકતાની ભાવના મારા હૃદયમાં જાગ્રત થઈ, મારા મનનો કબજો મેળવે છે. હું હિંદી છું, છતાં પરદેશી ભાષામાં બોલી રહ્યો છું. નૂતન દિલ્હીની આ કૉલેજ, કે જે સ્થાપત્યમાં કે વાતાવરણમાં હિંદી નથી ત્યાં હું બોલી રહ્યો છું. પરદેશી શાસકોના, આ પરદેશી દેખાતા પાટનગરમાં, હિંદની આવતી કાલની માતાઓ સમક્ષ બોલી રહ્યો છું. આ માતાઓમાંથી ઘણીખરીએ પરદેશી વસ્ત્રો પરિધાન કર્યાં છે. આમાંની ઘણીખરીઓ, પરદેશની તાસીરનું અનુકરણ કરી, પાવડરની મોહક ચમકથી, વાંકડિયા વાળથી અને કૃત્રિમ રીતે રંગેલા લાલ હોઠથી, પોતાનું સૌંદર્ય ઝળકાવી રહી છે. તેઓ પરદેશી ભાષા મારફતે ગૃહ-વિજ્ઞાન શીખી રહી છે.

આ ગૃહવિજ્ઞાનને આપણા દેશના લાખો લોકોના ઘરની જરૂરિયાત સાથે ભાગ્યે જ કંઇ નિસ્બત છે. તે ગૃહવિજ્ઞાન અને આપણા ઘરની જરૂરિયાતો વચ્ચે આસમાન-જમીનનું અંતર છે.

મારી પહેલાંના વિદ્વાન વક્તાએ એમ જણાવ્યું છે કે આ કૉલેજમાં તમે કોમી એકતાની ભાવનાનો વિકાસ સાધી રહ્યાં છો. જે કોમી એકતાની ઉન્નત ભાવના આપણા દેશમાં, દુઃખદ રીતે, ગેરહાજર છે, તેનું પુનરુત્થાન કરવાના, તેને મૂર્તિમંત કરવાના, પ્રથમ વ્યાવહારિક પાઠો તમે અહીં શીખી રહ્યાં છો. હું જોઇ શકું છું તે ઉપરથી મારે તો એક જ અનુમાન પર આવવું પડે છે. એ અનુમાન એ છે કે આ સંસ્થામાં એક એવો મધ્યવર્તી ખ્યાલ પ્રવર્તે છે કે હિંદીઓમાં કુસંપ ઘર કરી રહ્યો છે અને તેને દૂર કરી, કોમી એકતા પ્રાપ્ત કરવા માટે, આપણે પાશ્ચિમાત્ય સંસ્કૃતિના રંગે રંગાયેલું અને તેની પ્રબળ પ્રેરણા તળે વિકાસ પામતું જીવન જીવવું જોઇએ. બીજા શબ્દોમાં કહું તો, આપણે પાશ્ચિમાત્ય સંસ્કૃતિથી ઓતપ્રોત એવું ત્યાંનું-કહેવાતું પ્રેરણાદાયી જીવન અને તેની તાસીર, કોમી એકતાનું ધ્યેય સિદ્ધ કરવા માટે, અપનાવી લેવાં જોઇએ.

## કોમી એકતા કોણે તોડી ?

દુર્ભાગ્યવશાત્, આવી શ્રદ્ધા હું ધરાવી શકતો નથી. બ્રિટિશોના આગમન પહેલાં, આપણામાં કોમ કોમ વચ્ચે વેરઝેર નહોતાં. ખરું કહું તો પાશ્ચિમાત્ય સંસ્કૃતિના ધસમસતા વહેણે જ, આપણા કોમી એકતાના તરાપાને ખરાબે ચડાવી, તેના ભુક્કા કરી નાખ્યા છે. આપણા બ્રિટિશ માલિકોની રાહબરી નીચે આપણને જે કેળવણી આપવામાં આવે છે તે, આપણી કોમી એકતાની ભાવનાને પોષવાને બદલે તેનો સરિયામ વિધ્વંસ કરે છે. એ પાશ્ચિમાત્ય કેળવણીનાં પનોતાં પગલાં હિંદમાં થયાં ત્યારથી કોમી એખલાસ નષ્ટપ્રાય થયો છે.

આ દેશમાં આવીને વસેલા વિદેશી કેળવણીકારોએ, વખતોવખત આપણને ભારપૂર્વક કહ્યું છે કે બ્રિટિશોના આગમન પહેલાં પણ, અહીં કોમ કોમ વચ્ચે કડવાશ અને કુસંપ સિવાય બીજું કંઇ નહોતું. પેલા ભાવિક અને શ્રદ્ધાળુ બ્રાહ્મણની જેમ, આપણામાંથી કેટલાંક આ વાત સાચી માનતાં થઇ ગયાં. એ શ્રદ્ધાળુ બ્રાહ્મણની વાત આ પ્રમાણે છે: એક સમયે એ બ્રાહ્મણ, યજ્ઞમાં આહુતિ આપવાના પવિત્ર હેતુથી, એક બકરાને લઇ, વગડામાંથી પસાર થતો હતો. એવામાં એક એવી ઘટના બની ગઈ કે જેથી એ બ્રાહ્મણ, એ બકરાને કૂતરું માનવા લાગ્યો. હકીકત એ છે કે, ત્રણ ખંધા ચોરો એ બકરાને પડાવી લેવા માગતા હતા. તેમાંના પ્રત્યેકે, થોડે થોડે અંતરે, ભારપૂર્વક અને મક્કમ અવાજે બ્રાહ્મણને કહ્યું કે: " મહારાજ ! આપ જે ખભા પર લઈ જાઓ છો તે બકરું નથી, પણ કૂતરું છે. " આથી તે ગરીબ બિચારા બ્રાહ્મણને છેવટે એમ લાગ્યું કે તેની આંખો તેને છેતરતી હોવી જોઇએ—પેલા ત્રણ માણસોની વાત સાચી જ હોવી જોઇએ. આમ વિચાર કરી તેણે બકરાને ફેંકી દીધું. ચોરોને પોતાનો શિકાર બહુ સહેલાઇથી મળી જવા પામ્યો. એવી જ રીતે આપણને વખતોવખત ખૂબ ભારપૂર્વક અને મક્કમ અવાજે, બ્રિટિશો કહે છે કે અમારા આગમન પહેલાં પણ, હિંદમાં કોમી એકતા નહોતી, પણ કોમ કોમ વચ્ચે જલદ વેરઝેર હતાં. આપણે પણ, વારંવાર એકની એક વાત કહેવાયાથી, એ વાત સાચી માની બેઠા છીએ.

## એકતા–જીવનમાં અને મૃત્યુમાં

કેટલીક નક્કર હકીકતો પ્રત્યે હું તમારું લક્ષ ખેંચું કે ? બ્રિટિશોના અહીંના આગમનની લાંબો વખત પૂર્વે, હિંદુ–મુસ્લીમના વિરોધને આ દેશમાં *ટાળો* નાખવામાં આવ્યો હતો અને તે બંને કોમો વચ્ચે સુખદ અને શાંતિભરી સમાધાનવૃત્તિ સ્થાપવામાં આવી હતી.

બંને વચ્ચે એકતા અને એખલાસની જીવંત ભાવના મૂર્તિમંત થવા પામી હતી. આ કોમી એકતાના વિધાયક અને દિગ્દર્શક થવાનો સુયશ કબીર અને અકબરના ફાળે જાય છે.

તે કાળે, હિંદુ અને મુસલમાન ઉભય સુખી હતા. ઇસાની ઐતિહાસિક વાત પરથી જેમ ફલિત થાય છે તેમ, પરસ્પરની સમજૂતી દ્વારા, તેઓએ અપ્રતિમ એકતા સિદ્ધ કરી હતી ઇસા એ એક મુસલમાન સરદાર હતો અને તેની બહેનનું, એક બીજા મુસલમાન સરદારે હરણ કર્યું હતું. પોતાના એક ધર્મચુસ્ત પરમાર રાજપૂતની જોડે મળીને, ઇસાએ એ મુસલમાન સરદાર સાથે દારુણ યુદ્ધ કર્યું. એ ભીષણ સંગ્રામમાં ઇસા અને તેનો પરમ મિત્ર પરમાર રાજપૂત બંને, પ્રાણઘાતક રીતે ઘાયલ થયા. જિંદગીના છેલ્લા શ્વાસો લેતાં તેઓ ટેકરી ઉપર પડયાં હતાં ત્યારે, ઇસાના શરીરમાંથી નીકળતો લોહીનો પ્રવાહ, પરમારના શરીરમાંથી નિર્ગળતા લોહીના પ્રવાહ તરફ વહેતો હતો.

રખેને પોતાનું લોહી, ધર્મચુસ્ત પરમારના લોહીમાં *ભળી જઇને*, પોતાના પ્રાણપ્રિય મિત્રની ધર્માભિમાનની લાગણીને દુખવે એવા ઉન્નત હેતુથી, તેણે (ઇસાએ) પોતાના લોહીના ધસમસતા પ્રવાહને ખાળવા માટે રેતીની એક નાની સરખી પાળ બાંધવાનો યત્ન કર્યો. આ જોઇને પરમારે તરત જ જવાબ આપ્યો: " ઇસા, જીવનમાં આપણે એક થઇ રહ્યા *છીએ તો*

પછી, ભલેને આપણું લોહી એકબીજામાં છૂટથી અને નિરંકુશ રીતે ભળે; આપણે જીવનમાં છૂટા નથી પડયા, તો પછી મોતમાં શા સારૂ છૂટા પડીએ ? " આનું નામ તે સાચી એકતા–એક બીજા પ્રત્યેની માનભરી લાગણીની એકતા–રૂપરંગ કે આકાર પરત્વે લવલેશ પણ દુરાગ્રહથી વંચિત એવી હૃદયનું સમન્વયપણું શોધતી નિર્ભેળ અને ઉદાત્ત એકતા. ૧૮'૭ માં, દિલ્હીના મુસલમાન શહેનશાહના ઝંડા તળે, ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના પરદેશી શાસનનો સામનો કરવા માટે, હિંદુ અને મુસલમાન સૈનિકો એકત્ર થયા હતા. મારી બાલ્યાવસ્થામાં, અર્ધી સદી પહેલાં, મારા ધર્મચુસ્ત બ્રાહ્મણ કુટુંબના કેટલાક જનો ભરૂચના એક વિખ્યાત મુસ્લીમ કુટુંબના પુત્રો સાથે, અતિશય મિત્રાચારીભર્યો સંબંધ રાખતા હતા. તેઓ એકબીજાના દિલને બરાબર સમજતા હતા અને ઉભય કુટુંબમાંથી કોઇની પણ ધાર્મિક કે નૈતિક લાગણી ન દુભાય તેની કાળજીભરી સંભાળ રાખતાં હતા. બંને કુટુંબો પરસ્પરની ધાર્મિક અને નૈતિક ભાવનાને માન આપતા હતા.

હવે, પચાસ વરસ સુધી પાશ્ચિમાત્ય કેળવણી લીધા પછી આ એકતા દુનિયાના કયા ખુણામાં વિલીન થઈ ગઇ ?

## વેરઝેરનો ઝરો

વાઇસરોયની કાઉન્સિલમાં બિરાજતા સભ્યો કે જે ઘડીકમાં હિંદુ રાજ અને ઘડીકમાં મુસ્લીમ રાજની હિમાયત કરી રહ્યા છે તે આ આધુનિક બ્રિટિશ કેળવણીનો પરિપાક ! શું આપણી કૉલેજો આ એકતાની બરદાસ્ત કરનારાં સેવાગૃહો નથી ? નહિ, હરગીજ નહિ. હિંદુ-મુસ્લીમ વચ્ચેનો વિરોધ, હિંદી અને ઉર્દૂ વચ્ચેની તકરાર અને એવી બીજી એકસો ને એક બાબતો જે હિંદુ–મુસ્લીમ વચ્ચે કડવાશ અને કુસંપનું પ્રદર્શન કરે છે તે બધી, એક જ સ્થાનમાંથી આવિર્ભાવ પામે છે. તે સ્થળ એટલે આધુનિક બ્રિટિશ કેળવણી પામેલી આપણી વર્તમાન પ્રજા, કોમી વેરઝેરનો ઝરો તેમના દિલમાંથી ફૂટી નીકળી આખા દેશમાં ફરી વળે છે અને આપણા જીવનને વિસંવાદી બનાવી, તેમાં ઝેર ઠલવે છે.

હું તમને પૂછું છું કે બ્રિટિશોનાં પગલાં પહેલાંના દિવસોની એકતા તમારામાં છે કે? એવી ભ્રાતૃભાવભરી એકતાને આજે તમારામાં ગૌરવભર્યું સ્થાન મળે છે કે ? તમે એમ માની લો છો કે તમારામાં ભાગલા પડી જઇને કુસંપ પેઠો છે; પણ આ કુસંપ અને ભાગલા વિષેની વાત તમારા જાણવામાં ક્યારે આવી ? નૂતન એકતાની શોધમાં, તમે જ્યારે આ પરદેશી કૉલેજમાં આવ્યા ત્યારે ને ? શું આ નિર્વિવાદ હકીકત નથી ? તમે પરદેશી શિક્ષણ દ્વારા એકતા પામવાને ફાંફાં મારી રહ્યાં છો. તમે એમ માની લો છો કે, ખુદ તમારી પોતાની જ સંસ્કૃતિ દ્વારા એકતાની પ્રાપ્તિ શક્ય નથી. હું તમને પૂછું છું કે જે જાહોજલાલી અને હૃદયની વિશાળતા હિંદુ સંસ્કૃતિનાં લાક્ષણિક અંગો હતાં તેને પિછાનવાની તમારા પૈકી કેટલીક મુસ્લીમ બાળાઓ કોશીશ કરે છે ? જે અદ્ભુત શોભા અને અપૂર્વ સમૃદ્ધિ, મોગલો આ દેશને અર્પી ગયા તેમાં, તમારા પૈકી કેટલી હિંદુ બાળાઓ રસ લે છે ? જો આ સમૃદ્ધ હિંદી વારસામાં તમે રસ ન લેતાં હો તો, હું તમને પૂછું છું કે, કોમી એકતા

જે હિંદી સંસ્કૃતિ આપણામાંના દરેકને આવરી રહી છે તેના વિરાટ્ સ્વરૂપ ઉપર જ આ દેશની એકતાનો પાયો અંકિત થયેલો છે. તમારી કોલેજમાં, હિંદી સંસ્કૃતિનું પ્રાબલ્ય અને તેની ચિરસ્થાયી પ્રેરણાનું યથોચિત ગુણદર્શન કરાવવામાં આવે છે ? દ્રૌપદી, કુમતદેવી ધ્રુવસ્વામિનીદેવી, જોધબાઇ અને નૂરજહાં જેવી મહાન મહારાણીઓ તથા આ દેશની અન્ય વીરાંગનાઓની રસીલી જીવનકથાઓ તમને કહેવામાં આવે છે ? તમને કહેવામાં આવ્યું છે કે આ હિંદની સન્નારીઓ, પ્રાચીન ' બિઝેન્ટિયમ ' માં રાજ કરી ગયેલી મહારાણીઓ તથા અર્વાચીન યુરોપના રાજકર્તાઓ જેટલી જ સત્તા ધરાવતી હતી ? વળી તેઓ ( હિંદી સન્નારીઓ ) ચારિત્ર્યમાં વધુ મહાન હતી, તમને મીરાં જેવી સંત સન્નારી વિષે કહેવામાં આવ્યું છે કે તે પ્રભુભક્તિમાં તદાકાર થઇ પોતાની ઇશ્વિરપરાયણતાને નાચગાનમાં મૂર્ત કરતી હતી ? વળી તમને એ કહેવામાં આવ્યું છે કે, હિંદમાં જ્યારે અંધાધુંધીનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું ત્યારે આવી એકનિષ્ઠાએ જ હિંદને ' એક અને અવિભાજ્ય' બનાવ્યો હતો. તમને કદી તમારા દેશનાં ગામડાંઓમાં જઇ ત્યાંના ' એકતાના સાક્ષીરૂપ ' કૂવાઓ બતાવવામાં આવે છે કે ? તમને ખબર છે કે આ કૂવાઓ સમીપે, હિંદુ અને મુસ્લીમ સ્ત્રીઓ, એકબીજાના સુખદુઃખમાં ભાગ લેવા હંમેશાં મળે છે, તેઓ પરસ્પર વિશ્વાસ રાખી, એકબીજા પ્રત્યે પોતાનું દિલ ખોલી વાતો કરે છે એ તમે જાણો છો ? પાશ્ચિમાત્ય સ્ત્રીઓની ખૂબ આગળઃ ઓગણીસમી સદીની અધવચ સુધી હિંદની હિંદુ તેમ જ મુસ્લીમ સ્ત્રીઓ, કાયદેસરના હક્કો ભોગવી શકતી હતી તે તમને શીખવવામાં આવ્યું છે કે ? તમને ખબર છે કે છેલ્લાં બાર વરસના ગાળામાં હિંદનાં સ્ત્રીપુરુષોએ, આગાઉના કોઇ પણ વખત કરતાં વધુ સ્વાતંત્ર્ય હાંસલ કર્યું છે ? તમને ખબર છે કે આઝાદીની શોધમાં સંચરેલાં સ્વદેશાભિમાની સ્ત્રીપુરુષો જે બ્રિટિશ જેલોમાં અટવાઇ પડ્યાં છે ત્યાં એકતા ઘડાઇ રહી છે ? દરરોજ સાંજના હિંદુ અને મુસલમાનો, પોતાની ગીતા અને પોતાનું કુરાન ભેગાં મળીને વાંચવાને ત્યાં બ્રિટિશ જેલોમાં એકઠાં થાય છે. ત્યાં એક સાથે તેઓ ' એક અને અવિભાજ્ય માલિક 'ની બંદગી કરે છે. મહાત્મા ગાંધીજીની પ્રેરણા તળે, હિંદી સ્ત્રીઓને એક નૂતન અને ગૌરવભર્યું દષ્ટિસ્વરૂપ આપવામાં આવ્યું છે તેની તમને ખબર છે કે ? ૧૯૩૦ ની સાલમાં, હિંદના આપણા ભાગની, સમાજમાં અતિ ઊંચું સ્થાન ભોગવતી સન્નારીઓને, મહાત્મા ગાંધીજી તરફથી આદેશ મળ્યો કે તેઓએ મુંબઇમાં આવેલી દારૂની દુકાનોએ જઇ ત્યાં ' પિકેટીંગ ' કરવું. તેઓએ ગાંધીજીને ઠપકો દીધો. કદાચ મવાલીઓ તેમને હેરાન કરે એવી એ વનિતાઓને દહેશત રહેતી હતી. પરંતુ ગાંધીજીએ કહ્યું: ' તમે જાઓ અને ' પિકેટીંગ ' કરો; તમે એ મવાલીઓને પણ કેળવી શકશો. " ખરે, ગાંધીજીની વાત સાચી ઠરી. ' પિકેટીંગ ' કરતી વેળાએ, કોઈ પણ સ્ત્રીની છેડ થવા પામી નહોતી. જે સ્વદેશાભિમાની લાગણી, શિષ્ટ અને સુધરેલી વનિતાઓને, પોતાની વચ્ચે લાવવામાં કારણભૂત થઇ હતી તેને એ મવાલીઓ પણ માન આપતાં શીખી ગયા હતા.

વર્તમાન સમયમાં, આ દેશની સરાસરી સ્ત્રીનું દષ્ટિસ્વરૂપ કેવું છે તે તમે જાણતા હશો. જો તમે ન જાણતાં હો તો, આપણા મુંબઇ જેવા કોઇ નગરની શેરીઓમાં, તમે મારી સાથે બહાર આવો. સેંકડોની સંખ્યામાં તેઓ ત્યાં, પોતાના દેશ પ્રત્યેની ફરજ અ

કરી રહી છે. પોતાની વિરાટ અને આશ્ચર્યજનક તાકાતનું તે વનિતાઓને હવે ભાન થાય છે. કોમ કોમ વચ્ચે વિરોધ જગાડનારાં અને દેશના ભાગલા પાડનારાં બધાં અનિષ્ટ તત્ત્વો, જે બ્રિટિશ કેળવણીને પગલે પગલે, અહીં સરકી આવ્યાં છે તેને આખરે આ વીરાંગનાઓની વિરાટ્ શક્તિ ઓગાળી નાખશે.

તમને એ ખબર છે કે, જ્યારે ઇજિપ્ત, ગ્રીસ અને રોમનો જન્મ પણ નહોતો થયો ત્યારે આપણી ભારત માતા જ ડહાપણયુક્ત પ્રેરણાનું 'એકમાત્ર' સ્થાન હતું. આના પર ખૂબ ઊંડો વિચાર કરી જુઓ. આખી દુનિયામાં સૌથી વધુ પૂજનીય અને સૌથી વધુ યુવાન આપણી ભારત માતા છે. સર્જનજૂનું, સેંકડો ઉલ્કાપાતોમાં અણિશુદ્ધ અને જીવંત રહેલું તેનું જે ઉદાત્ત ગૌરવ છે, તેના આપણે નસીબદાર વારસો છીએ. હા, પશ્ચિમે આપણને આ કેળવણી આપી છે અને પાશ્ચિમાત્ય ખ્યાલોએ આપણા પર અજબ વશીકરણ કરી નાખ્યું છે અને હવે આપણે ભાન ભૂલી બેઠા છીએ. પશ્ચિમે આપણને દારૂગોળો, વિમાનો, ટૅંકો અને તેના જેવાં બીજાં એક હજાર અને એક સાધનો આપ્યાં છે. આ કરપીણ સાધનો વડે માણસ માણસનો સંહાર કરી શકશે. નિર્દોષ સ્ત્રીઓ અને કુમળાં બાળકોથી ભરપૂર એવાં શહેરો ઉપર પોતાનું પાશવી, તાંડવ નૃત્ય ખેલી, તે સૌનું રાખના ઢગમાં રૂપાંતર કરી શકશે.

કેવળ સત્તા ઉપર આરૂઢ થયેલી આ સંસ્કૃતિ, કે જેના ખોળિયામાં અમીરતાનો છાંટો સરખો યે નથી તે યુરોપની સમરભૂમિ ઉપર, પોતાના સર્વનાશ તરફ, આંધળિયાં કરી ધસી રહી છે. તેના સર્વનાશમાંથી, જીવનની એક એવી સ્થિતિ ઉત્પન્ન થશે કે જેમાં, હિંદ પોતાની સર્વસાધનસામગ્રીઓ સાથે, એક મહાન રાષ્ટ્ર તરીકે આગળ આવી પોતાનું અસલ ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરશે.

આ પ્રકારની શ્રદ્ધામાં જે અદ્ભુત પ્રેરણા સમાયેલી છે તે જ આપણને 'એક કરે છે.' કોમી એકતા જેનો કુનેહપૂર્વક અને દુષ્ટતાથી નાશ કરવામાં આવ્યો છે તેનું પુનરુત્થાન કરવામાં કેવળ આ પ્રેરણાત્મક શ્રદ્ધા જ આપણને સહાયભૂત થશે.

[ તા. ૨૭–૧૦–૪૨ ના "જન્મભૂમિ"માંથી ]

---

# અંધ અને અધમ લેખક

સર ફીરોઝખાન નૂને 'મઘમઘતી રજકરણ' ( સેન્ટેડ ડસ્ટ ) નામનું એક પુસ્તક લખી પોતાની અત્યાર સુધીની કીર્તિ (!) ઉપર કળશ ચડાવ્યો છે.

ગટરમુકાદમ મિસ મેયોને પણ શરમાવે એવું, હિંદની ભયંકર બદનક્ષી કરનાર પુસ્તક લખનાર હિન્દના આ સુપુત્રે (!) પોતાની માતૃભૂમિની બદનક્ષી કરવામાં પાછું વાળીને જોયું નથી.

'હિન્દ એટલે વિષયલોલુપતા, વ્યભિચાર, લાંચરુશ્વત, વહેમો અને મૂર્ખતાઓથી ભરપૂર ભૂમિ' એ જાતનું ચિત્ર સર ફીરોઝખાં નૂને વાચક સમક્ષ ઊભું કર્યું છે.

અને સર ફીરોઝખાં પોતે લખે છે તે પ્રમાણે એ પુસ્તક એમણે પરદેશી વાચકો માટે જ લખ્યું છે !

- દુનિયાના દરેક દેશમાં અને સુસંસ્કૃત ગણાતા દરેક સમાજમાં જે બદીઓ હયાત છે

તેમાંની કેટલીક હિંદમાં પણ છે એની ના નહિ પણ હિંદ એટલે એ બદીઓ અને બીજું કશું જ નહિ, એમ કહેનાર માણસ કાં તો અંધ છે અને કાં તો અધમ છે; અથવા તો અંધ અને અધમ બંને છે.

વાઇસરોયની કારોબારીમાં બેસનાર આ ફીરોઝખાં નૂનની નિર્લજ્જતા પણ ઓછી નથી. આ પુસ્તકમાં તદ્દન બિન-જરૂરી એવી ગંદી વાતો લખીને એમણે એમના પોતાના મલિન માનસનું પ્રતિબિંબ પાડયું છે.

એ પુસ્તકમાં એમણે બે કેળવાયેલા હિંદીઓ વચ્ચેનો સંવાદ આપ્યો છે. એમાં એક જણ કહે છે કે, " અબ્દુલ, તું મને એક મુસ્લીમ સ્ત્રી મેળવી આપે કે ? " " જરૂર, જરૂર, પણ મુસ્લીમ જ શા માટે ? " એટલે પેલાએ કહ્યું. " કારણ કે તેઓ તન્દુરસ્ત અને સશક્ત હોય છે; અને તેમનાં અંગો સ્નાયુભરપૂર હોય છે ! "

આવી જ જાતની હલકટ વાતોથી આ પુસ્તક ભરેલું છે. દુનિયાભરને પ્રેરણા અને પ્રકાશ આપી શકે એવી હિંદની મૂલ્યવાન સંસ્કૃતિ વિષે લખવાને બદલે સર ફીરોઝખાં નૂનને આવી જ વસ્તુઓ લખવાનું સૂઝયું છે ! !

જેવો જેનો રસ ! હંસ મોતીનો ચારો ચરે છે; કાગડાને વિષ્ટા ચૂંથવામાં જ અજબ આનંદ મળે છે.

[ તા. ૨૬-૧૦-'૪૨ ના " જન્મભૂમિ "માંથી ]

---

# કારાવાસી કહે છે–

" પાર્સલ મળ્યું. ઉપનિષદ્‌ના ગ્રંથો પર અંગ્રેજી નામ નથી એટલે હજી મને મળ્યાં નથી. ઉનાળો શરૂ થયો એટલે વાચન ઘટયું. " હિસ્ટોરિયન્સ હિસ્ટરી ઑફ ધી વર્લ્ડ "ના પહેલા પાંચ ખંડો વાંચી કાઢયા.

× × ×

" પુસ્તક મંગાવવાની પરવાનગી ન અપાઇ તે દિવસો જવા દુષ્કર હતા. × × છાપાં કે સામયિકો પણ, ઈંગ્લાંડનાં હો કે હિંદની કોઇ ભાષામાં મને મળવાનો પ્રતિબંધ હતો. પછી એકીસાથે મને × × × પુસ્તકો મારી પાસે રહેવા દેવાનો હુકમ થયો; બાકીનાં ઑફિસમાં રહે.

" શંકર મોરો રાનડેની નવલકથાઓ મૂળ અંગ્રેજી ગ્રંથોના આધારે લખાયેલી છે. ' મેરી ક્વિન ઑફ સ્કોટસ ' અને ' ગાય ફૉક્સ ' એ મૂળ નવલકથાઓ હશે, એમ લાગે છે. ' શિલાદિત્ય નામની નવલકથામાં કેથોલિક અને પ્રોટેસ્ટંટને સ્થાને જૈન હિન્દુ કલ્પીને તેનો ધર્મવિરોધ આલેખવાનો પ્રયત્ન કર્યો છે. એટલે રાનડે જો એની આ કથા પૂરી કરવાના હોય તો જૈન યતિઓના રીતરિવાજનો અભ્યાસ જૂના ગ્રંથોમાંથી કરવોજ જોઇએ.

× × ×

" વેદરનો ગ્રંથ વાંચ્યો. એ જર્મન ભાષામાં છે, ઠંસાકે પાંચ પાનાં પ્રમાણે વાંચતાં આવડી ગયું. તેથી કેટલો આનંદ થયો એ શું કહું ? "

—લોકમાન્ય ટિળક

# આવતા માસની કાર્યદિશા

૧ જેમણે અંદાજો બનાવી ન મોકલ્યાં હોય તે પોતાના પુસ્તકાલયનાં અંદાજો બનાવી મોકલે.

૨ પુસ્તકાલયના કબાટની આજુબાજુ રદ્દી ચીજો ન મૂકો. હોય તો તેને તુર્ત દૂર કરો. દર માસે પુસ્તકાલયનાં તમામ પુસ્તકોને ધૂળ અને ઉધાઈથી બચાવવા સાફ કરો.

૩ મંજૂર થયેલાં અંદાજો મળે એટલે પાવતીઓ, ધોરણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામાં તુર્ત મોકલી આપો અને લોકમદદનાં નાણાં પુ. સ. સ. મંડળમાં મોકલો.

૪ પોતાનાં પુસ્તકાલયોનાં અંદાજોમાં કપાત થઈ હોય તો તે ખાતાને અનિવાર્ય રીતે કરવી પડી છે એમ માની ખાતા તરફ લખાપડી ન કરવા સલાહ છે. ફેરફાર કરાવવા માટે ચાલુ માસની સૂચના વાંચીને વિચાર કરીને જ માગણી કરે.

૫ ત્રિમાહી નિવેદનો જૂથમંડળો પોતાના જૂથનાં પુસ્તકાલયમાંથી મંગાવી એકુણાત કરી મોકલે. જરૂર પડે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશો.

૬ મહાલ પુ. મંડળો ત્રિમાસિક સભા ભરે અને નવીન પુસ્તકાલયો ખોલવાનો મહેસાણા મહાલ મંડળ અને દહેગામ મહાલ મંડળ તથા મહેસાણા પ્રાંત મંડળ અને નવસારી પ્રાંત મંડળ ખાસ વિચાર કરે.

૭ તમારા પુસ્તકાલયમાં ઠરાવ બુક, વાંધાપત્રકની ચોપડી, ઊઠી ગયેલાં બાળકોની યાદી, વાચકનોંધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાંધી તમારૂં કામ વ્યવસ્થિત કરો. આ ખામી હજીયે સુધરતી નથી તે માટે રા. મહાલ શાળાધિકારીઓ પણ ધ્યાન આપશે એવી વિનંતિ.

૮ તમારા નજીકના શાળાવાળા ગામે પુસ્તકાલય ન હોય તો લોકમદદ રૂપિયા પચાસથી પંચોતેર સુધી ઊભી કરવા પ્રયાસ કરો.

વડોદરા,
તા. ૪-૧૧-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

વટહુકમ નં. ૩ સને ૧૯૪૨-૪૩

## વિષય

### પુસ્તકાલયોનાં મકાનો માટેની માગણી બાબત

**પુસ્તકાલયનાં મકાન બાંધવા માટેની મદદ બાબત**

૧ સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો બાંધવા માટે સાર્વજનિક પુસ્તકાલયના નિયમની કલમ ૧૧ થી ઠર્યું છે કે જે ગામના લોકો પુસ્તકાલયના મકાન બાંધવાના કુલ ખર્ચની ⅓ રકમ ઊભી કરે તો તેમને સરકાર અને પંચાયત થઈ ⅔ સુધી મદદ મળી શકશે.

**પુસ્તકાલયની ખામીઓ બાબત**

૨ ઉપરની કલમથી પુસ્તકાલયોને કેવી રીતે મદદ આપવી એ બાબત સ્પષ્ટ ધોરણ ઠર્યું નથી. તેથી તેવું ધોરણ ઠરાવવાની આવશ્યકતા જણાય છે. કારણ કેટલાક સ્થળોએ મકાનવાળાં પુસ્તકાલયો થયા બાદ તેનું કામ પુસ્તકાલયની દૃષ્ટિએ ખરેખર ખૂબ જ અવ્યવસ્થિત જણાયું છે. તેમાં મુખ્યત્વે ખામીઓ નીચેની બાબતોની જણાય છેઃ

(૧) વ્યવસ્થાપક મંડળની સભા દરમાસે નિયમિત મળતી નથી.

(૨) ગ્રંથપાલનું કામ પણ નિરાશાજનક હોય છે અને કેવળ પુસ્તકો સહી કરાવી આપવાં અને પાછાં લેવાં એટલું જ તે કરે છે.

(૩) જીર્ણ, નિરુપયોગી અને ઉધાઈ લાગેલાં પુસ્તકો કમી કરાવવા તરફ પૂરતી કાળજી રહેતી નથી.

(૪) વાંચનાલય બરાબર ગોઠવાતું નથી.

(૫) નિયમિત સમયે પુસ્તકાલય ઉઘડતું નથી.

(૬) બાળકો અને ઉઠી ગયેલાં વિદ્યાર્થીઓના તરફ પૂરતું ધ્યાન અપાતું નથી.

(૭) દફતરી વ્યવસ્થા અનિયમિત રહે છે.

(૮) પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા તથા લોકમદદ તે પ્રમાણમાં વધુ ઊભી કરી પુસ્તકો માટે વધુ રકમ ખર્ચી શકતા નથી.

(૯) ગામમાંથી સારા ગ્રંથપાલ નહિ મળવાના કારણે શાળાના શિક્ષકોને આ કામ ફરજીઆત કરવું પડે છે.

**મદદની માગણી વખતે પાળવાની શરતો**

૩ ઉપરની અવ્યવસ્થા હોય તો પુસ્તકાલયો જે આજુબાજુનાં ગામડાં માટે આદર્શરૂપ હોવાં જોઈએ તે ઉદ્દેશ ફળીભૂત થતો નથી અને ખર્ચનું પ્રમાણ વધે છે. વળી પુસ્તકાલયોનો આદર્શ પ્રમાણિકપણે નિયમ અને ધોરણ અનુસાર કામ કરનાર યુવકો ઊભા કરવાનો હોવો જોઈએ. સબબ મકાનની માગણી કરનાર પુસ્તકાલયોને સને ૧૯૪૨-૪૩ ની સાલથી સરકાર પંચાયત મદદ જે પ્રમાણે સવડ હશે તે પ્રમાણે આપવાની હશે તો નીચેની બાબતોને પાત્ર રહી અપાશેઃ—

(૧) ગામની વસ્તીના નિદાન ૬૦ ટકા માણસો ભણેલા હોવા જોઇએ.
(૨) છેલ્લાં પાંચ વર્ષથી શાળાના શિક્ષક ગ્રંથપાલે પોતાની સાથે ઉપગ્રંથપાલ તરીકે પ્રત્યક્ષ કામ કરનાર પાંચેક સ્વયંસેવકો તૈયાર કરેલા હોવા જોઇએ.
(૩) છેલ્લા પાંચ વર્ષથી પુસ્તકાલયનો ઉપયોગ ભણેલાં પૈકી નિદાન ૩૦ ટકા માણસોએ દર વર્ષે કરેલો હોવો જોઇએ. આ માટે પુસ્તકોની નોંધવહી અને વાચકોનું રજીસ્ટર માત્ર આધારપાત્ર ગણાશે.
(૪) ઉઠી ગયેલાં બાળકોમાં વાચન માટે સારો પ્રચાર થતો હોવો જોઇએ.
(૫) પુસ્તકાલયનું વ્યવસ્થાપક મંડળ છેલ્લાં પાંચ વર્ષથી નિયમિત દર માસે મળતું હોવું જોઇએ અને પુસ્તકાલયની વ્યવસ્થા, પુસ્તકોનો વાચનપ્રચાર અને હિસાબ વગેરેની બરાબર તપાસ રાખતું હોવું જોઇએ.
(૬) પુસ્તકાલયનું અંદાજપત્ર છેલ્લાં પાંચ વર્ષથી ઠરેલી ટકાવારીના ધોરણ પ્રમાણે બનતું હોવું જોઇએ. અને ભવિષ્યમાં ઠરાવેલા ટકાવારીના ધોરણ પ્રમાણે જ અંદાજ બનાવવાની જવાબદારી લેવી જોઇએ.
(૭) વર્ગણીદાર સભાસદો ઊભા થવા જોઇએ અને પુસ્તકાલયના નિયમો ઘડાઇ તે પ્રમાણે તેનો અમલ થતો હોવો જોઇએ.
(૮) ગ્રંથપાલનો રૂા. ૨૦૦)નો જામીન લેવો જોઇશે.

ઉપર પ્રમાણે જે પુસ્તકાલયોની વ્યવસ્થા હશે અને તેમની માગણી ઉપર રા. મહાલ શાળાધિકારી સાહેબ તથા રા. રા. પ્રાંત શાળાધિકારી સાહેબની ભલામણ હશે તેમને માટે સ્વતંત્ર પુસ્તકાલયના મકાન માટે અત્રેથી સવડ હશે તો મદદ આપવા સંબંધી ઘટિત તજવીજ થશે.

**વ્યવસ્થાપકોએ ઉપર પ્રમાણે તજવીજ કરવા બાબત**

૪ સબબ આથી જે પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ પોતાના પુસ્તકાલયના મકાન માટે માગણી કરી હોય કે રકમ ઊભી કરી હોય તેમણે ઉપરની શરતો પ્રમાણે તજવીજ કરી રા. મહાલ શાળાધિકારી સાહેબ અને રા. રા. પ્રાંત શાળાધિકારી સા. મારફત માગણી અમારા તરફ કરવી એટલે છેવટનો નિર્ણય થયા બાદ તેમને જણાવવામાં આવશે.

**ભાડાના મકાનમાં પુસ્તકાલયો ગોઠવવા બાબત**

(૫) જ્યાં મકાન બાંધી શકાય તેમ નથી અગર સવડ થઇ શકે તેમ નથી છતાં વ્યવસ્થાપકોને સ્વતંત્ર પુસ્તકાલય ચલાવવું હશે તોપણ ઉપલી શરતોને પાત્ર રહી તેઓ તે પ્રમાણે કરી શકશે. પણ તેમણે નોકરખર્ચ માટે તેમ જ મકાનભાડા માટે અંદાજમાં તેટલી વધારાની લોકમદદ ઉભી કરી માગણી કરવી જોઇશે. આથી કાયમનિધિમાં રકમ ઓછી મૂકવાની સવલત મળશે નહિ. પરંતુ સરકારમદદ જેટલી રકમ તેમણે કાયમનિધિ ખાતે અવશ્ય મૂકવી પડશે.

વડોદરા,
તા. ૨૦-૧૦-૪૨ } પુ. ત્રિ. શાહ.

ઉ. મો. પટેલ.
મદદ. વ્યવસ્થાપક

## હુકમ નં. ૪ સને ૧૯૪૨-૪૩

## વિષય

### પસ્તી વેચાણની રકમના વિનિયોગ બાબત

પત્રો-માસિકોના જૂના અંકોના પસ્તીવેચાણની રકમના વિનિયોગ બાબતમાં સરક્યુલર નં. ૧૧ તા. ૨૫-૧૨-૧૪ થી ખાતાએ આ પૂર્વે ઠરાવેલું છે કે સદર રકમ પુસ્તકાલયના રોજમેળમાં જમા કરી કંટીજંટ ખાતે વાપરવી તથા એ રકમ પર સરકાર-પંચાયત મદદ લેવી નહિ.

કંટીજંટ સિવાયના બીજા કામે આ રકમ ખર્ચાય કે નહિ એ સંબંધમાં અનેક પુસ્તકાલયો આ તરફ વખતોવખત પુછાવતાં હોવાથી સરક્યુલર મજકુરની પૂરવણીમાં નીચે પ્રમાણે સ્પષ્ટતા કરવામાં આવે છેઃ—

(૧) પસ્તી વેચાણની ઉપજની રકમ ટપાલખર્ચ, સ્ટેશનરી, રેલ્વે નૂર, હેલકરી વગેરે કંટિજંટ ખર્ચ ઉપરાંત પુસ્તકબંધામણી, પુસ્તકખરીદી, પત્રોમાસિકોની છૂટક વા વાર્ષિક ખરીદી વગેરે પુસ્તકાલય સંસ્થાના હિતના સાર્વજનિક ઉપયોગના હરકોઇ સદરે ખર્ચી શકાશે.

(૨) એના જમાખર્ચનો હિસાબ સંસ્થાના રોજમેળમાં અંદાજની બીજી રકમોની માફક જ રહેવો જોઇએ.

(૩) આ રકમ પર સરકારપંચાયત મદદ મળી શકતી નહિ હોવાથી અંદાજના કામે લોકમદદ તરીકે ન લેવાય તેની ખાસ કાળજી રાખવી.

યોગ્ય અધિકારીની મંજૂરીથી કમી કરાયલાં રદ્દી પુસ્તકો કે ચોપાનિયાંના વેચાણની રકમો બાબતમાં પણ ઉપલું જ ધોરણ લાગુ સમજવાનું છે.

વડોદરા,
તા. ૨૩-૧૦-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## જાહેરાત નં. ૧૦ સને ૧૯૪૨-૪૩

## વિષય

### નવીન પુસ્તકાલયો ઉઘાડવા બાબત

સને ૧૯૪૨-૪૩માં નવીન પુસ્તકાલયો ૫૦ ઉઘાડવાનાં છે. તો આથી તમામ રા. વહીવટદાર સાહેબો, રા. મદદનીશ શાળાધિકારી સાહેબો તથા રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યકરોને વિનંતિ કરવામાં આવે છે કે પોતાની ફેરણી દરમ્યાન સરકારી શાળાવાળા ગામે જ્યાં પુસ્તકાલય ન હોય ત્યાં લોકમદદ ઊભી કરાવી જે તે ગામના લોકોની અરજ સાથે નવીન પુસ્તકાલય ઉઘાડવા માટે માગણી મોડામાં મોડી ડિસેમ્બર આખર સુધીમાં અમારા તરફ મોકલી આપે. લોકમદદ નિદાન રા. ૫૦ થી ૭૫ સુધી ઊભી થવી જોઇએ. આ નીચે

પુસ્તકાલય વિનાનાં ગામો જ્યાં શાળાઓ છે તેની યાદી આ નીચે આપી છે. આશા છે કે કાર્યકરો અને અધિકારી સાહેબો આ પ્રવૃત્તિને મદદ કરવા પોતાથી બનતું કરશે અને નવીન પુસ્તકાલયો ડિસેમ્બર આખર સુધીમાં તૈયાર થઇ જાય તેવી તજવીજ કરવામાં મદદ કરશે.

વડોદરા,
તા. ૧૩-૧૦-૪૨

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં ગામોની યાદી

કુલ ગામ : ૧૪૨

### વડોદરા પ્રાંત : ૨૯

**વડોદરા મહાલ ૯**

૧ અંપાડ ૩૮૭
૨ ઉંટિયા (પીંગળવાડા) ૩૨૪
૩ કપુરાઇ ૫૭૮
૪ કોટણા ૬૪૩
૫ ખલીપુર ૪૩૭
૬ ગોસીંદ્રા ૪૫૯
૭ મોતિયાપુરા ૫૦૯
૮ રાઘવપુરા ૪૪૨
૯ સુભાનપુરા ૪૮૧

**સંખેડા મહાલ ૩**

૧ કાળી તલાવડી ૩૯૯
૨ લોટિયા ૪૦૯
૩ સૂર્યા ૨૪૮

**સાવલી મહાલ ૮**

૧ આણંદીના સુવાડા ૪૧૯
૨ કેડાછલા ૩૯૬
૩ કુનપાડ ૫૯૫
૪ ઘંટિયાળ ૭૪૧
૫ જાંબુગોરલ ૨૬૯
૬ રાસાવાડી ૩૪૧
૭ વેમાર ૫૭૭
૮ સમલાયા ૫૮૭

**વાઘોડીઆ મહાલ ૭**

૧ અડીરણ ૫૩૫
૨ આમોદર ૬૧૯
૩ અલવા ૬૨૬
૪ કુમેટા ૪૭૩
૫ તવરા ૪૮૭
૬ ફલોડ ૫૫૬
૭ મછલીપુરા ૩૨૦

**તિલકવાડા મહાલ ૧**

૧ જેમલગઢ ૩૧૧

**પાદરા મહાલ ૧**

૧ મહાપુર ૩૯૩

### મહેસાણા પ્રાંત : ૫૦

**કલોલ મહાલ ૪**

૧ નાદરી ૨૯૫
૨ ભોયણી રાઠોડ ૪૯૮
૩ સોનીપુર ૫૭૯
૪ હાજીપુર ૯૬૧

**દહેગામ મહાલ ૧૫**

૧ આંસમપુર ૭૨૯
૨ કડાદરા ૧૩૩૪
૩ ગીયોડ ૧૧૦૩
૪ જાખોરા ૫૧૯
૫ જાળિયાનો મઠ ૪૦૫
૬ દશેલા ૧૦૪૯
૭ નાના જાલુંદ્રા ૫૩૬
૮ પાલજ ૧૨૯૩
૯ પીપળજ ૬૦૧
૧૦ રામનગર ૨૧૬
૧૧ વડવાસા ૮૩૭
૧૨ વાંસણા ચોધરી ૧૧૩૪
૧૩ શાહપુર ૭૯૯
૧૪ શાહોલી મોટી ૧૦૨૧
૧૫ સલાડપુર ૫૪૩

**આતરસુંબા મહાલ ૫**

૧ કમાલબંધ વાસણા ૬૨૨
૨ ગરોડ ૫૦૯
૩ વાઘજીપુર ૪૯૨
૪ સંદેશર ૪૮૨
૫ હીલોલ વાસણા ૧૬૦

**વિજાપુર મહાલ ૨**

૧ ઇબરામપુરા ૩૪૨
૨ હરણાહોડા ૧૨૧૬

**પાટણ મહાલ ૨**

૧ વામૈયા ૧૮૩૧
૨ સાંપરા ૧૯૯૨

**મહેસાણા મહાલ ૧૪**

૧ કુકસ ૫૫૬
૨ ચલીવા ૧૩૭૯
૩ ટુંડાલી ૫૩૦
૪ દેદિયાસણ ૯૫૨
૫ ધોળાસણ ૧૧૬૮
૬ નવી શેઢાવી ૬૫૪
૭ નાગલપુર ૮૮૧

૮ પુનાસણ ૮૧૦
૯ ભાસરિયા ૩૧૭
૧૦ મુદરડા ૧૨૩૦
૧૧ સોભાસણ ૭૯૫
૧૨ સીડોસણ ૩૦૫
૧૩ વડોસણ ૧૦૨૩
૧૪ ધનપુરા ૨૨૮

**ખેરાળુ મહાલ ૮**

૧ ગોરીસણા ૮૪૨
૨ ચોટિયા ૪૯૩
૩ નાની હીરવાણી ૫૩૬
૪ નવા દેલવાડા ૫૨૯
૫ પાન્છા ૬૮૪
૬ મચ્છાવા ૭૧૯
૭ છાબલિયા ૧૬૦૫
૮ મઢાસણા ૫૯૬

## નવસારી પ્રાંત : ૪૨

**પલસાણા મહાલ ૨**

૧ કણાવ ૪૧૦
૨ વંજોળિયા ૪૩૧

**સોનગઢ મહાલ ૫**

૧ અગાસવાણ ૬૬૩
૨ આળકુવા ૫૪૬
૩ ઘોડચીત ૩૮૭
૪ પાંચપીપળા ૪૮૯
૫ સાલ્હેર ૭૪૬

**વ્યારા મહાલ ૨૧**

૧ આંબિયા ૫૯૩
૨ ઉંચામાળા ૧૩૧૪
૩ ઉંમરવાવ નજીક ૬૬૯
૪ ઉંમરવાવ દૂર ૮૦૭
૫ કટાસવાણ ૮૯૫
૬ ખાનપુર ૫૨૨
૭ ખંભાળિયા ૬૧૮
૮ ઘાટા ૬૪૧
૯ ઘાણી ૫૫૧
૧૦ ચીખલી ૭૭૫
૧૧ ચીખલવાવ ૫૦૬
૧૨ ધાટ ૬૫૨
૧૩ બામણામાલ દૂર ૭૭૯
૧૪ બેડકુવા દૂર ૧૨૨૫
૧૫ બેડારાયપુર ૧૩૦૮
૧૬ મગરકુઇ ૬૪૫
૧૭ વાંકલા ૮૨૩
૧૮ કાકડવા ૯૨૬
૧૯ જેસંગપુર ૬૬૬
૨૦ વડકુઇ ૫૦૦
૨૧ ભાનાવાડી ૪૮૫

**મહુવા મહાલ ૧૪**

૧ અલગઢ ૩૬૬
૨ અંધારી ૨૬૭
૩ કાંકરિયા ૪૭૩
૪ દેદવાસણા ૭૫૨
૫ નળધરા ૪૨૯
૬ પુના ૫૪૦
૭ લસણપુર ૭૩૬
૮ વડિયા ૪૪૪
૯ વાછાવાડ ૩૩૯
૧૦ વાંક ૫૩૫
૧૧ વાંસકુઇ ૬૬૬
૧૨ હળધરા ૮૩૯
૧૩ ભોળિયા ૬૧૨
૧૪ વાણિયાવાડ ૪૫૬

## અમરેલી પ્રાંત : ૨૧

**અમરેલી મહાલ ૭**

૧ તરવડા ૫૫૮
૨ માલવણ ૫૭૦
૩ મેડી ૫૧૩
૪ અમરપુર ૫૪૯
૫ ટીંબલા ૬૧૫
૬ પીપળલગ ૮૩૫
૭ ફતેપુર ૩૧૧

**ખાંભા મહાલ ૨**

૧ ઝીંકિયાળી ૪૬૭
૨ રઘુનાથપુરા ૬૪૧

**ઓખામંડળ મહાલ ૨**

૧ મીઠાપુર ૩૩૩૭
૨ ઓખા પોર્ટ ૪૦૨૬

**ધારી મહાલ ૪**

૧ કમી ૬૬૩
૨ પાણિયા ૪૦૭
૩ ડુંગરી ૪૦૨
૪ અમૃતપુર ૪૦૬

**કોડીનાર મહાલ ૬**

૧ જમનવાડા ૪૪૮
૨ દેવળપુર ૮૨૬
૩ પીપળી ૮૩૯
૪ માલસરમ ૮૨૦
૫ માલગામ ૫૩૪
૬ ગોહલની ખાણ ૪૧૧

## સૂચના નં. ૧૧ સન ૧૯૪૨-૪૩

## વિષય

### કસ્બા પુસ્તકાલયોએ લોકમદદ વધુ ઉભી કરવા બાબત

ચાલુ સાલે ગ્રામ પુસ્તકાલયોએ પોતાની લોકમદદ વધારે ઊભી કરી મદદ માગ્યાનું જણાઈ આવે છે. ગામડાંની માગણી સંતોષવી એમ અમે માનીએ છીએ. એટલે કસ્બા પુસ્તકાલયોને તેમની માગણી કરતાં રકમો ઓછી મંજૂર થશે. તો આશા છે કે તેમણે પોતાની લોકમદદ વધુ ઊભી કરવી અગર પત્રો ખાતે અગર બીજા સદરોએ બીનજરૂરી ખર્ચ કમી કરી નવાં પુસ્તકો તથા નોકરખર્ચની પૂરતી સવડ રાખવી. કસ્બા પુસ્તકાલયોએ લોકોમાં પ્રચાર કરી વધુ લોકમદદ દાન દ્વારા ઊભી કરવી જોઈએ. કારણ, એકલા સભાસદોના લવાજમથી બીજા સામાન્ય લોકો માટે જોઈતાં પુસ્તકો ખરીદી શકાતાં નથી. આશા છે કે કસ્બાઓ પોતે વધુ લોકમદદ ઊભી કરવા તજવીજ કરશે.

વડોદરા, તા. ૧૭-૧૦-૪૨ } પું. ત્રિ. શાહ — ઉ. મો. પટેલ, મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૧૨ સને ૧૯૪૨-૪૩

## વિષય

### જુલાઇ આખર સુધીમાં પુસ્તકાલયોનો ખર્ચ પડી રહે તેવી વ્યવસ્થા બાબત

આથી ગ્રામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકો અને મંત્રી ભાઈઓને જણાવવામાં આવે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પાસે થતું કામ જુલાઇ આખર સુધીમાં પૂરૂં કરાવવા તજવીજ થવા માટે તેમને સરકારમદદ નિદાન એપ્રિલમાં મળી જવી જોઈએ, જેથી પુસ્તકાલયોનાં છૂટાં છૂટાં અંદાજો વર્ષમાં ગમે તે વખતે મંજૂર થતાં તે ચાલુ સાલથી માત્ર ફેબ્રુઆરી સુધીમાં જ અંદાજો ગ્રાહ્ય રાખવામાં આવશે. તે પછીથી આવેલાં અંદાજપત્રો પરત કરવામાં આવશે. કારણ તેનો ખર્ચ પડી વિનિયોગ જુલાઇ આખર સુધીમાં થતો નથી તો તે બાબત ધ્યાનમાં લેવા વિનતિ છે.

ગામડાનાં પુસ્તકાલયોને મળતી પંચાયતમદદ પણ હંમેશાં ઑગસ્ટથી એપ્રિલ સુધીમાં જ મોકલી આપવાનું ઠરાવવામાં આવે છે. તે પછી મદદ મળે તો તે બીજા વર્ષે ખર્ચ પડાવવા તજવીજ કરવી. આશા છે કે પુસ્તકાલયના કાર્યકર્તાઓ ગામની પંચાયતના અધ્યક્ષ સાહેબ સાથે સહકારથી કામ કરી તેમની પાસેથી મળતી પંચાયત મદદ મેળવવા નિયમ પ્રમાણે તજવીજ કરશે.

વડોદરા, તા. ૧૭-૧૦-૪૨ } પું. ત્રિ. શાહ — ઉ. મો. પટેલ, મદદ. વ્યવસ્થાપક.

## સૂચના નંબર ૧૩ સને ૧૯૪૨

# વિષય

### પાછલા વર્ષની બચત:

ગ્રામ પુસ્તકાલયોની કેટલીક બચત મંડળમાં જમા રહે છે, અને કેટલીક બચત તેઓ સ્થળ પર રાખે છે. તો તે તમામ બચત હિસાબ ઉપરથી તારવી કાઢવી જોઈએ.

**કોઈ પણ સંજોગોમાં આ રકમ ઉપર બીજી સરકાર પંચાયતમદદ મળતી નથી.** માટે ને રકમ જે તે સદરે ખર્ચવા તજવીજ કરવી. અગર બીજા સદરે ખર્ચવાની હોય તો તે બાબત પરવાનગી મેળવી લેવી.

આવી બચતો માટે અંદાજમાં સ્પષ્ટ જણાવવા સૂચવ્યું છે. તે છતાં કોઈ પુસ્તકાલયની ગેરવ્યવસ્થા જણાશે તો તે માટે મંત્રી કસુરદાર ગણાશે અને જવાબદારી તેમની રહેશે. માટે આશા છે કે બચત રહેલી રકમનો નિદાન બીજા વર્ષે જે તે બાબતમાં જરૂર હોય ત્યાં ખર્ચવા અંદાજપત્ર સાથે જ માગણી કરવી અને તેટલી બાબતો અંદાજમાં ખર્ચના સદરોમાં ઓછા રાખવા. દાખલા તરીકે પુસ્તકબંધામણીના રૂ. ૫-૦-૦ ગઈ સાલે તમે ખર્ચ્યા નથી તો ચાલુ સાલે ફરી રૂ. ૫ પાંચ કે બેની માગણી ન કરતાં પાછલી બચત રકમમાંથી ખર્ચવા માગણી કરવી. તેજ પ્રમાણે પરિષદ ખાતે ખર્ચવાની રકમ પડી રહી હોય તો તે માટે અગર કોઈ બીજા કોઈ ઉપયોગમાં લેવી હોય તો તે માટે અગર કોઈ બીજા ઉપયોગમાં લેવી હોય તો તે બાબત અંદાજપત્ર સાથે જણાવવું.

વડોદરા,
તા. ૧૭-૧૦-૪૨ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૪ સને ૧૯૪૨-૪૩

# વિષય

### મંજૂર કરેલાં અંદાજો બાબત

ગ્રામ પુસ્તકાલયોનાં અંદાજો મંજૂર થઈ જે તે ગામો તરફ મોકલવાનું કાર્ય શરૂ થયું છે, જે નવેંબર આખર સુધીમાં પૂરું થઈ જશે. સબબ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીઓને જણાવવામાં આવે છે કે મંજુર થયેલા અંદાજ પ્રમાણે પોતાની લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવાની તજવીજ રાખે.

● મંજૂર થયેલા અંદાજપત્રો ઉપર વિશેષ રકમની માગણી થશે તો તે સ્વીકારી શકાશે નહિ. માટે મંત્રીઓ મે. થી વધુ રકમ માટે માગણી કરે નહિ.

ખાનગી ભાડાના મકાનમાં બેસતાં પુસ્તકાલયોનાં મકાનભાડું અને નોકરખર્ચ અંદાજમાંથી પડી શકશે નહીં. માટે તે બદલ પુનઃ પુનઃ લખાપડી ન કરવા વિનંતિ છે.

જે પુસ્તકાલયોએ ( કસ્બા સાથે ) વર્તમાનપત્રો, પુસ્તકો વગેરેની યાદી મંજૂર કરાવી ન હોય તેમણે પોતાની યાદીઓ તૈયાર કરી મોકલી આપવી.

કોઇ પણ કસ્બા પુસ્તકાલયે પોતાને વર્ગફેર કરવાની રકમ પુસ્તકો ખાતે ઓછી ખર્ચી બીજા સદરે વર્ગફેર કરવાની નથી. અંદાજોમાં નક્કી ઠરાવી આપેલી રકમ પ્રમાણે જ પુસ્તકો ખાતે રકમ ઓછામાં ઓછી ખર્ચવી જોઇશે. કારણ પુસ્તકાલયનો મુખ્ય પાયો નવીન પુસ્તકો જ છે.

અંદાજપત્રો મંજૂર રાખતી વખતે બંધ થયેલાં, રાજ્ય તરફથી કે બ્રિટિશ સરકાર તરફથી નિષેધ થયેલાં પત્રો, નામંજૂર કર્યાં છે. કેટલાંક પુસ્તકાલયોએ રકમ અનામત રાખવા જણાવ્યું છે. પણ તે પ્રમાણે અનામત રકમ રાખી સરકાર પંચાયત મદદ મંજૂર થઇ શકે નહિ. માટે જે તે પુસ્તકાલયની કક્ષા પ્રમાણે પત્ર મંજુર કર્યું છે. તેમાં નક્કી કરેલી રકમ સુધી જ તે અગર બીજું પત્ર ફેરફાર કરાવવું હશે તો ખર્ચ પડશે. કોઈ પણ ફેરફાર કરવામાં વધુ રકમ ખર્ચવાની હશે તો માગણી સાથે વધારાની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલ્યાની પહોંચની નકલ સામેલ હશે તો પત્રો શરૂ થઇ ગયાં નહિ હોય તો ફેરફાર કરી આપવામાં આવશે.

વડોદરા, તા. ૧૭–૧૦–૪૨    પુ. ત્રિ. શાહ    ઉ. મો. પટેલ. મદદનીશ–વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૧૫ સન ૧૯૪૨–૪૩

# વિષય

### બંધ રહેલાં વર્તમાનપત્રો બાબત

૧. કેટલાંક વર્તમાનપત્રો ચાલુ વર્ષે બંધ થયાં હતાં તે હવે શરૂ થવાનાં છે. તે પૈકી વંદેમાતરમ્ પત્ર સાથે પુ. સ. સ. મંડળે પત્રવ્યવહાર કરતાં તેનું બે માસ બાવીસ દિવસનું લવાજમ નવા વર્ષે મજરે આપવા ત્યાંના કાર્યાલય તરફથી લખાઇ આવ્યું છે. "ગુજરાત સમાચાર" પત્રના તંત્રીને પણ લખવામાં આવ્યું છે. જે નિર્ણય થશે તે સંસ્થા તરફથી હકીકત મળે જાહેર કરવામાં આવશે. સબબ વિનંતિ કરવામાં આવે છે કે હવે બંધ પડેલાં પત્રો સંબંધી લખાપઢી મે. થી કરવી નહિ.

૨. ચાલુ અંદાજમાં બંધ થયેલાં વૃત્તપત્રો અમે અંદાજ મંજૂર કરતી વખતે બનતા સુધી મંજૂર કર્યાં નથી; છતાં તે ચાલુ રાખવાની માગણી આવે છે. તે સંબંધે જણાવવાનું કે જે વર્તમાનપત્રોના લવાજમમાં ફેરફાર થશે. તે વર્તમાનપત્રોનો ફેરફાર માન્ય રાખવામાં આવશે. દા. તરીકે ' વંદેમાતરમ્ 'ને બદલે ' જન્મભૂમિ ' પેપર મૂકવામાં આવ્યું હશે તો માગણી હશે તો પુનઃ ' વંદેમાતરમ્ ' શરૂ કરી આપવામાં આવશે; પણ જે પત્ર

ફેરફાર કરવાથી લવાજમ વિશેષ આપવું પડશે તે વિશેષ રકમ લોકમદદ સાથે વધારાની મોકલ્યા સિવાય ફેરફાર ગ્રાહ્ય થઇ શકશે નહિ. માટે તે બાબતનો પૂર્ણ વિચાર કરી વ્યવસ્થાપક સમિતિમાં ઠરાવ કરી મોકલી આપે ઘટિત તજવીજ કરી આપવામાં આવશે.

વડોદરા,
તા. ૫-૧૧-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૧૬ સને ૧૯૪૨-૪૩

# વિષય

### વર્તમાનપત્રની ભલામણ

સુરતથી પ્રગટ થતા દૈનિક "ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ" પત્ર મોટા ખર્ચવાળાં પુસ્તકાલયોને ટકાવારીના ધોરણે માગણી હશે તો મંજૂર કરવામાં આવ્યું છે. સદર પત્રનું લવાજમ રૂા. ૧૬-૦-૦ પુસ્તકાલયો માટે રાખવામાં આવ્યું છે. નવસારી પ્રાંતમાં દૈનિક પત્રની ઇચ્છા જ હોય અને રૂા. ૫૦ સુધીનું અંદાજ ખર્ચ હોય તો આવા પત્રની સવડ થઇ શકે અને નિરર્થક મોંઘા દૈનિક પાછળ વધુ રકમ ખર્ચવાની જરૂર પડે નહિ. સબબ સદર સૂચનાથી ગ્રામ પુસ્તકાલયોના મંત્રીને સદર પત્રની જરૂર હોય તો અંદાજમાં માગણી કરવા ભલામણ કરીએ છીએ.

વડોદરા,
તા. ૫-૧૧-૪૨

ઉ. મો. પટેલ.
મદદ. વ્યવસ્થાપક

## કાગળનો ટુકડો પણ કામનો છે!

રદ્દી કાગળને સામાન્ય રીતે આપણે ફેંકી દઇએ છીએ પરંતુ તે કેટલા ઉપયોગમાં આવે છે એ નીચેની હકીકત વાંચતાં સમજાશેઃ—

એક સામાન્ય વર્તમાનપત્રમાંથી ૨૫ પાઉન્ડ જેટલા વજનના ગોળા રાખવાનું ખોખું બને છે; એક સામયિકમાંથી બે સુરંગોના અંદરના વિભાગનું ઢાંકણું; ૬ જૂની ચોપડીઓમાંથી એક મોર્ટર-શેલ-વાહક, સાબુ પેક કરવાના કાગળોમાંથી ચાર વિમાની એંજીનોની પાંખો, ૬૦ સિગારેટની પેટીઓના કાગળોમાંથી એક ગોળો પેક કરવાનું ખોખું, એક જૂના પરબીડીઆમાંથી કારતુસો રાખવાની ગાદી અને બાર જૂનાં પત્રોમાંથી રાઇફલના કારતુસો માટેની એક પેટી બનાવી શકાય છે.

અને રદ્દી કાગળોના જથ્થાના ટનબંધી હિસાબના આંકડા માંડશો તો તમે આજથી જ કાગળનો એક ટુકડો પણ બહાર નહિ ફેંકી દો એટલો અગત્યનો તમને એ સમજાશે.

[ તા. ૮-૧૧-૪૨ના "પ્રજાબંધુ" માંથી ]

# અમારી એજન્સીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ગુજરાતણ ટાઇપીસ્ટ | ગંગાબેન પટેલ | ૧-૪-૦ |
| યૌગિક સાધન | અરવિંદ ઘોષ | ૦-૮-૦ |
| રાસપાંખડી | ચી. ભો. ગાંધી | ૦-૮-૦ |
| કુમારી હેલન | રસૂલભાઇ વોરા | ૦-૨-૦ |
| પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી | | ૧-૦-૦ |
| જાતક કથાઓ | ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| કથામણિ | ગાંડિવ સા. મંદિર | ૨-૮-૦ |
| અમૃતસરિતા ભા. ૧-૨ | | ૩-૦-૦ |
| | મહાસુખભાઇ શેઠ | |
| કમનસીબ કુમારીકા | ,, | ૦-૩-૦ |
| અનવર કાવ્ય | ,, | ૨-૦-૦ |
| સચિત્ર કાવ્ય સંહિતા | ,, | ૪-૦-૦ |
| ગ્રામદેવતા | મ. કા. પટેલ | ૧-૮-૦ |
| બાળદાન | પ્રા. ઠા. મુનશી | ૦-૮-૦ |
| ચાંદરણાં | પ્ર. ગિ. મહેતા | ૦-૮-૦ |
| શારીરિક તંદુરસ્તી | | ૧-૪-૦ |
| | રવિશંકર અંજારીઆ | |
| હરિગીત ગીતા | ,, | ૦-૮-૦ |
| બાળલેખન ભાગ ૧ થી ૪ | | ૦-૧૨-૦ |
| | સોમાભાઇ કી. પટેલ | |
| બાળકોનો બાગ | ,, | ૦-૬-૦ |
| બાળગણિત ભા. ૧-૨ | ,, | ૦-૫-૦ |
| જીવનસંભારણાં (શારદા મહેતા) | | ૨-૮-૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧-૨ | | ૨-૨-૦ |
| છત્રપતિ શિવાજી | વા. મુકાદમ | ૫-૮-૦ |
| સામાજિક શૃંખલાઓ | | ૦-૮-૦ |
| | યુવક કાર્યાલય | |
| રાસમંદિર | ગો. દા. રાયચુરા | ૧-૦-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ | ,, | ૦-૧૨-૦ |
| પ્રેમલીલા-ભાગ ૧-૨ | ,, | ૧-૪-૦ |
| રસિયાના રાસ | ,, | ૧-૦-૦ |
| નગાધિરાજ | ,, | ૧-૮-૦ |
| દુહાની રમઝટ | ,, | ૧-૮-૦ |
| કુળદીપક | ,, | ૧-૮-૦ |
| કાઠીઆવાડથી કન્યાકુમારી | ,, | ૧-૦-૦ |
| કૃષ્ણગીતો | ,, | ૦-૧૨-૦ |
| સોમનાથની સખાતે | ,, | ૧-૮-૦ |
| હાસ્યદફતર | ,, | ૧-૮-૦ |
| સોરઠપતિ | ,, | ૧-૮-૦ |
| દાલચિવડાની દશ વાર્તાઓ | ,, | |
| કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨જો | | ૧-૦-૦ |
| નવલખ સોરઠ | શ્રી. રાયચુરા | ૧-૮-૦ |
| લપેશરી | ,, | ૨-૮-૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | ,, | ૨-૦-૦ |
| સોરઠરાણી | ,, | ૧-૮-૦ |
| રાજ્ય અને રાજકારણ | | ૬-૮-૦ |
| | શ્રી. હરકાન્ત શુક્લ | |
| મો. ન. અમીન, જીવન અને કાર્ય | | ૨-૮-૦ |
| સત્ય કબીર દિગ્વિજય | | ૧-૦-૦ |
| | મહંત રતનદાસજી | |
| ગંગાલહરી | ર. પ્રે. ભટ્ટ | ૦-૪-૦ |
| ગજવે ઘૂમતો કોષ | મૂળવંતરાય | ૧-૪-૦ |
| ઋણછોડની વાણી | | ૧-૪-૦ |
| જવનિકા | રેખા કાર્યાલય | ૦-૧૨-૦ |
| રામસિંહ રાઠોડ | ચં. મ. ભટ્ટ | ૦-૬-૦ |
| ક્રીસ્ટોફર કોલમ્બસ | ,, | ૦-૬-૦ |
| કુમાર વીરસેન ભા. ૩ | ,, | ૦-૬-૦ |

લખોઃ—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. બો. નં. ૧૦, રાવપુરા—**વડોદરા.**

Reg. No. B. 2216




ગાંડીવ કુમારમાળાનું
ગુચ્છ બજેટમાં મૂકવાની
તમને યાદ આપવા
મૂક્યું છે. ૧૬ ચોપડી : ૧૨ાા રૂ.

## ગાંડીવ કુમારમાળા=શૂરાતન

( વધુ વિગતો માટે પુસ્તકાલયના આગલા અંકો જુઓ. )

| | |
|---|---|
| ગાંડીવ બાળમાસિક ૩-૦-૦ | ગાંડીવ બાળપખવાડિક ૫-૦-૦ |
| હાસ્યમૂર્તિ શ્રી. જ્યોતીન્દ્ર દવે કૃત રંગતરંગ ચાર ભાગ ૫-૦-૦ | |
| બાલોદ્યાનમાળા (૮૦ પુ૦) ૨૪-૧૨-૦ | ચાલો ગજવીએ (૧૨ પુ૦) ૭-૮-૦ |
| બકોર પટેલ ( ૨૦ પુ૦ ) ૫-૧૦-૦ | બધા ભેગા પાકું પૂઠું ૧-૪-૦ |

# ગાંડીવ

# પુસ્તકાલય



: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

પુસ્તક ૧૭-મું | ડિસેમ્બર ૧૯૪૨ | અંક ૧૨ મો

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૨–૪૩

## યાદી નં. ૧ : સંખ્યા ૩૭૮

**ની**ચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૦–૧૨–૪૨ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧ લી જાન્યુઆરી ૧૯૪૩ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. તા. ૧૭–૧૨–૪૨ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી ગયાં હશે તેમને પણ ૧ લી જાન્યુઆરીથી પત્રો શરૂ થશે. **યાદી પૈકી તેમ જ બીજા ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—કાસર, ગાડા, નવાગામ, પેટલાદ બાલ, મહિલા પેટલાદ, બાકરોલ, રણુ, વસો બાલ, વસો મહિલા, સોજીત્રા મહિલા, અરડી, પલાણા, ભાળેજ, ભંડરેજ, માણજ, માનપુરા, રામપુર, રામોલ, વટાવ, શેખડી, સીમરડા, રીલવાઇ, મેઘલપુર, વિશ્રામપુરા, સજાયા, સાંસેદ, સુંદરણા, મોરડ.

**ભાદરણ**—ગંભીરા, રૂદેલ, સીસ્વા, ભાદરણ બાલ, ભાદરણ મહિલા, ચમારા, જલસણ, જલુંધ, ઝારોળા. પીપળોઇ, બામણગામ, વટાદરા, રણોલી.

**વડોદરા**—કોયલી, છાણી, રણોલી, સેવાસી. ઉંડેરા, ગોત્રી, દશરથ, બાજવા, બીલ, વરણામા, સોનારકુઇ, ખાનપુર, મહાપુરા, પાતલવેણી. કરાલી, ગાણેજ, કેલનપુર, સમા, દામાપુર, ફાજલપુર ( સાંકરદા ).

**પાદરા**—ગવાસદ, ડબકા, મુવાલ, હુશેપુર. પાટોદ, રણું, વડુ, ગણપતપુરા.

**કરજણ**—અણસ્તુ, ગંધારા, કાસમપુર, વીરજઇ, કંડારી, ગણપતપુરા, બચાર, મેથી, વલણ, હાંડોદ, કરણ, જૂની જીયરડી.

**ડભોઇ**—તુડા, પલાસવાડા, લીંગસ્થલી, સાઠોદ, માવલી, ખાણજ, અંતોલી, કારવણ, કુંવરવાડા, રાજલી, વસાઇ, ફરતીકૂઇ, મઢેલી, કરાળી, કુંવરપુરા.

**શિનોર**—આનંદી, કુકસ, તેનતલાવ, ફેફળીઆ, શિનોર મહિલા, મિંઢા સેગવા, અંબાલી.

**સાવલી**—રાણીઆ, બહુથા, ઉંસર, ધનતેજ, રાણીપુરા, વેજપુર, સાંઢાસા તુલસીપુરા, પોઇચા, વસ્ત્રેસર.

**વાઘોડિયા**—રસુલાબાદ, અમૃતપુરા, માડોધર. ધટાલી, સાકરીઆ, પીપળીઆ શંકરપુરા, ગુતાલ, રવાલ, લીલોરા, આજવા કંપાઉન્ડ.

**સંખેડા**—કોસીંદ્રા, ઝરવણ, ટીંબા, માલુ, માંજરોલ, સરગી, ફાંટા.

**તિલકવાડા**—કરનાળી.

**દહેગામ**—નદિોલ, મોટા ઇસનપુર, ચીલોડા, સોનારડા, છાલા.

**કડી**—કંડ, ખાવડ, ઇરાણા, ગુલાસણ, ડાંગરવા, મેડા આદરજ, રાજપુર, સરસાવ કુલેત્રા, બોરીસણા, વડાવી, માથાસુલ, આણંદપુરા, ઢોરીઆ, કલ્યાણપુરા, ગલોદરો.

[ અનુસંધાન (વા. અનુક્રમણિકા)ના પૃષ્ઠ ૮ ઉપર ]

આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૧૨–૪૨

# બાલવિનોદનું બાલસાહિત્ય

બા લ કો મા ટે સ ર્વો ત્ત મ છે

**બારેબાર ચિત્રોવાળાં, છ થી પંદર વર્ષનાં બાલકો માટેનાં**
**આ ૧૨૫ પુસ્તકો વિના કોઈપણ પુસ્તકાલય અધુરું છે.**

**બા લ વિ નો દ ગ્રં થા વ લિ :** છ થી આઠ વર્ષનાં બાલકો માટે.

૧ હાથીનું નાક ૨ સંગીતશાસ્ત્રી ૩ ચિત્રરેખાં ૪ ત્રણ દીકરા

**બાલવિનોદમાલા :** આઠથી બાર વર્ષનાં બાલકો માટે.

૫ રતનીયો ૬ મોતીયો ૭ મણિયો ૮ ચતુરો ૯ ઉંદરદેશ ૧૦ મુરિયો ૧૧ ભાણિયો ૧૨ ભરવાભાઇ ૧૩ પંડિતજી ૧૪ કલાવતી ૧૫ ગંગારામ ૧૬ ઊંઘણશી ૧૭ કાલાંઘેલાં ૧૮ ભગો ૧૯ લાલિયો ૨૦ હેમલતા ૨૧ રણધીર ૨૨ ચકુર ૨૩ ગુંદરિયો ૨૪ રાવજી ૨૫ બાલવિનોદિની ૨૬ સોણલિયો ૨૭ કાળિયો ૨૮ નાગકુમાર ૨૯ મુંબાઈ ૩૦ મેનાવતી ૩૧ અલકા ૩૨ ભીલવાળો ૩૩ કામમંત્રી ૩૪ ધરતીમાતા ૩૫ ગૌરિયો ૩૬ રેડિયો ૩૭ બાપુનાં વેણ ૩૮ કુલારી ૩૯ સોનાનાં પગલાં ૪૦ ગરવી ગુજરાત ૪૧ વહેંતિયો ૪૨ લંકાની લાડી ૪૩ કનૈયો ૪૪ રાજહંસ ૪૫ ધનિયો ૪૬ બટમોગરો.

**અ શો ક બા લ પુ સ્ત ક મા લા :** દશથી પંદર વર્ષનાં બાલકો માટે.

૪૭ મહારાષ્ટ્રનો મહારથી ૪૮ ત્રણ તપેલાં ૪૯ ચીની વાતો ૫૦ શા માટે ? ૫૧ કેશુડાં ૫૨ રૂપીના બાગમાં ૫૩ : ૫૪ કુતૂહલ બે ખંડ ૫૫ મુદ્રારાક્ષસ ૫૬ થી ૫૮ રંભાનું રસોડઘર: ત્રણ ખંડ ૫૯ આપણાં મિત્રો ૬૦ ગંમત ગીતો ૬૧ અવળચંડો ૬૨ ગણિત ચમત્કાર ૬૩ અજબ દુનિયા ૬૪ સુંદરપુરી ૬૫ ભોળી સુભદ્રા ૬૬ થી ૭૦ વિજ્ઞાનવિહાર પાંચ ખંડ ૭૧ : ૭૨ નાની મોટી વાતો બે ખંડ ૭૩ બાળકોનું સ્વર્ગ ૭૪ બાલપાઠો ૭૫ નરવીર નેપોલિયન ૭૬ ગ્રામગીતો ૭૭ ચંદ્રહાસ ૭૮ રાજા ભોજ ૭૯ ચિત્તાનો શિકાર ૮૦ મકનિયો ૮૧ સમ્રાટ સિકંદર ૮૨ ફૂલમજરી ૮૩ કાગળના કિમિયા ૮૪ મીરાંબાઇ ૮૫ દગાબાજ દુશ્મન ૮૬ સુંદર સંવાદો ૮૭ ક્ષેમરાજ ૮૮ રાણા પ્રતાપ ૮૯ થી ૯૪ અમારી વાર્તાઓ–છ ખંડ ૯૫ મહુડિયાં ૯૬ પત્રપેટી ૯૭ લેનિન ૯૮ ગીતકથાઓ ૯૯ : ૧૦૦ આપણી મહાસભા બે ખંડ ૧૦૧ : ૨ વડવાઇઓ બે ખંડ ૧૦૩ : ૪ છેતરાતી નજર બે ખંડ ૧૦૫ થી ૮ હાસ્યતરંગ ચાર ખંડ ૧૦૯ નીરૂની નોંધપોથી ૧૧૦ પ્રવાસકથાઓ ૧૧૧ : ૧૨ કોણ, કેમ શું ? બે ખંડ ૧૧૩ : ૧૪ નવી નવાઇઓ બે ખંડ ૧૧૫ ચિત્રરેખા ૧૧૬ થી ૧૮ ચોપગાંની દુનિયા ત્રણ ખંડ ૧૧૯ નરસૈયો ૧૨૦ સાગરની રાણી ૧૨૧ નગીનાવાડી ૧૨૨ ત્રણ ઠગ ૧૨૩ લાલાનો ભેળ ૧૨૪ ગભો ગાંધી ૧૨૫ હીરકણી.

નં: ૧ ના બાર આના. નં: ૨૫, ૪૬, ૭૩, ૮૯ થી ૯૪, ૯૭, ૯૯, ૧૦૦, ૧૧૦, ૧૧૩, ૧૧૪, ૧૧૬ થી ૧૧૮, ૧૨૦, ૧૨૨, ૧૨૩ ને ૧૨૫ ના છ આના. નં: ૨ થી ૪, ૪૭, ૬૦, ૬૧, ૭૭ ને ૮૧ ના ચાર આના. ને બાકીનાં દરેકના ત્રણ આના.

**બાલવિનોદ કાર્યાલય : મલાડ [ મુંબાઈ ]**

## પુસ્તકાલય માટે બાળકોનું પત્ર પસંદ કરતી વેળા પુસ્તકાલયના મંત્રીઓ નીચેની વિગતો લક્ષમાં રાખે




(૧) ગુજરાતી ભાષાનું ૨૨ વર્ષથી પ્રકટ થતું સૌથી પ્રથમ ૬ થી ૧૬ વર્ષ લગીનાં બાળકો અને વિદ્યાર્થીઓનું સુંદર દળદાર અને ઉપયોગી માસિક છે.

(૨) બાળકો રંગ અને ચિત્રોનાં ખૂબ શોખીન હોય છે. માસિકનાં સંખ્યાબંધ પાનાં દ્વિરંગી મુદ્રણથી માત્ર 'બાલજીવન' જ શોભાવી શકે છે. મોંઘી કિંમતનાં આર્ટ પ્લેટો ઉપર છાપેલાં એકરંગી અને પૂર્ણરંગી આખાં પાનાંનાં ચિત્રો માત્ર 'બાલજીવન' જ આપી શકે છે.

(૩) ૧૨ અંકોમાં મળી આશરે ૬૦૦ પાનાંનું નક્કર અને ચિત્રયુક્ત વાચન આપે છે; એટલે 'બાલજીવન' બાળકોના બીજા કોઇપણ પત્ર કરતાં સુંદર, ઉપયોગી અને લોકપ્રિય હોવા ઉપરાંત સૌથી વધારે સસ્તું છે.

(૪) ૧૨ અંકોમાં ૧ દિવાળી અંક, ૧ બાળક અંક અને એક બીજો ખાસ અંક મળી ૩ અંકો ખાસ અંકો તરીકે વિશેષ પાનાં ને ચિત્રો સહિત અપાય છે.

(૫) અને એ બધા ઉપરાંત આશરે ૧૬૦ પાનાંની અસંખ્ય ચિત્રોવાળી દળદાર સુંદર ભેટચોપડી ટપાલખર્ચ પણ લીધા સિવાય દર વર્ષે ભેટ અપાય છે.

(૬) 'બાલજીવન'નું લવાજમ રૂ. ૩) છે. પણ પુસ્તકાલયો માટે માત્ર રૂ. ૨॥ છે. એમાં રૂ. ૧) ની કિંમતની ભેટ ચોપડી મફત મળે તે બાદ કરો તો માત્ર રૂ. ૧॥ માં તમને જે વાચનસામગ્રી મળે છે તે અજોડ છે.

માટે જ

'બાલજીવન' ગુજરાતી ભાષાના કોઇપણ બાળકોના પત્ર કરતાં વધારે ફેલાવો પામેલું છે

# બાલજીવન કાર્યાલય-વડોદરા

નમૂનાનો અંક મંગાવો. પુસ્તકાલયોને વિના મૂલ્યે મોકલવામાં આવશે.

# ૧૯૪૧-૪૨માં બહાર પડેલાં નવાં પુસ્તકો

**શ્રી. ધૂમકેતુ કૃત :**

| | |
|---|---|
| ચૌલાદેવી | ૨– ૮–૦ |
| રાજસંન્યાસી | ૩– ૦–૦ |
| પ્રદીપ (નવી આવૃત્તિ) | ૧–૧૨–૦ |
| રજકણ " | ૧– ૮–૦ |
| તણખા મંડળ ૧-૨-૩-૪ | ૭– ૦–૦ |
| પડઘા–નાટકો " | ૦– ૬–૦ |
| હુએન સીંગ | ૦– ૩–૦ |
| વનરાજ | ૦– ૬–૦ |

**શ્રી. ઝવેરચંદ મેઘાણી કૃત :**

**નવી આવૃત્તિઓ**

| | |
|---|---|
| બે દેશદીપકો (શ્રદ્ધાનંદ-લાલાજી) મેઘાણી | ૨– ૮–૦ |
| વેવિશાળ | ૨– ૮–૦ |
| રસધાર–ભાગ ૧ થી ૫ | ૯– ૮–૦ |
| કંકાવટી–ભાગ પહેલો–બીજો | ૧–૧૦–૦ |
| રઢિયાળી રાત–ભાગ ૧થી૪ | ૪–૧૪–૦ |
| રાણો પ્રતાપ | ૧– ૮–૦ |
| સોરઠી બહારવટિયા ભા.૧-૨-૩ | ૪–૮–૦ |
| નિરંજન–નવલકથા | ૨– ૦–૦ |
| સોરઠ તારાં વહેતાં પાણી | ૨– ૮–૦ |
| જેલઑફિસની બારી | ૧– ૮–૦ |
| સોરઠી સંતો (નવી આવૃત્તિ) | ૧– ૦–૦ |
| હાલરડાં | ૦– ૮–૦ |
| પ્રતિમાઓ (નવી આવૃત્તિ) | ૧–૧૨–૦ |

**શ્રી. કનૈયાલાલ મુનશી કૃત :**

| | |
|---|---|
| અડધે રસ્તે | ૩– ૦–૦ |
| નવાં વિવેચનો | ૨– ૪–૦ |
| રમા–નાટક શરદબાબુ | ૨– ૦–૦ |
| ચાંદની (નવી આવૃત્તિ) | ૦– ૫–૦ |
| સોલ સતી | ૧– ૪–૦ |

**શ્રી. ચુનીલાલ વ. શાહ કૃત :**

| | |
|---|---|
| વિલોચના | ૩– ૦–૦ |
| અવંતિનાથ | ૨– ૦–૦ |
| કર્મયોગી રાજેશ્વર | ૨– ૦–૦ |
| રાજહત્યા | ૨– ૦–૦ |

**શ્રી. નરસિંહભાઇ ઇ. પટેલ કૃત :**

| | |
|---|---|
| ઈશ્વરનો ઇન્કાર (નવી આવૃત્તિ) | ૧– ૮–૦ |
| લગ્ન પ્રપંચ | ૩– ૮–૦ |

**શ્રી. રમણીકલાલ દલાલ કૃત :**

| | |
|---|---|
| કલ્યાણી (નવલકથા) | ૨–૦ –૦ |
| સુવર્ણા " | ૨– ૦–૦ |
| પરિમલ (કાવ્યસંગ્રહ) | ૨– ૦–૦ |
| મુક્તિદ્વાર (વાર્તાસંગ્રહ) | ૧– ૪–૦ |

**શ્રી. મનુભાઇ જોધાણી કૃત :**

| | |
|---|---|
| શૌર્યનાં તેજ | ૧– ૮–૦ |
| કાઠિયાર અને બીજી પ્રાણીકથાઓ | ૧–૮–૦ |
| જનપદ ભા. ૧-૨-૩(નવી આવૃત્તિ) | ૨–૪–૦ |
| ખાટીમીઠી બાળવાતો | ૦–૧૨–૦ |

**શ્રી. તારાચંદ પો. અડાલજાકૃત :**

| | |
|---|---|
| ખાંડાના ખેલ (સચિત્ર) | ૩– ૦–૦ |
| દંભી દુનિયા | ૩– ૦–૦ |

---

| | |
|---|---|
| ચાન્દ્રર ભા. ૧-૨ ધૂમકેતુ, વગેરે | ૨– ૮–૦ |
| આરસીના ભીતરમાં | ૧– ૪–૦ |
| રંભા (રાષ્ટ્રીય નવલકથા) | ૧– ૪–૦ |

**છપાય છે :**

સોરઠને તીરે તીરે (મેઘાણી)
રીધાં ચહેરા (મુનશી)

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

# આ પુસ્તકો આપે પુસ્તકાલયમાં વસાવ્યાં છે ?

# માત્ર થોડી જ નકલો સિલકમાં છે.

જગત કાદંબરીઓમાં સરસ્વતીચંદ્રનું
સ્થાન શ્રી. નાનાલાલ કવિ ૧-૪-૦
પોષપર્વણી ,, ૧-૮-૦
કબીરસાહેબનું બીજક ભા. ૧-૨ ૩-૦-૦
સયાજી સા. માળા
રાજા છબીલરામ બહાદુર ,, ૧-૧૪-૦
સહકાર મીમાંસા ,, ૦-૧૩-૦
પુણ્યકંથા નાનાલાલ કવિ ૨-૪-૦
જિંદગીનું સાફલ્ય ગો. હા. દેસાઇ ૧-૮-૦
ચૈતન્ય મહાપ્રભુ સ સા. કાર્યાલય ૫-૦-૦
સોનેરી સ્વપ્નો ,, ૦-૪-૦
બાળકોની વાતો ,, ૦-૪-૦
યરવડાના મંદિરેથી(અંગ્રેજી)ગાંધીજી ૦-૨-૦
ગાંધીસાહિત્યસૂચિ નવજીવન કા. ૦-૨-૦
ગાંધીકૃત્ય પ્રસ્થાન કા. ૦-૮-૦
રાજાજીની વાતો ,, ૦-૩-૦
સાબરમતી ,, ૧-૪-૦
સંતનાં સ્મરણો મીસીસ પોલાક ૧-૦-૦
જવનિકા રેખા કાર્યાલય ૦-૧૨-૦
બિંદુ શરદચંદ્ર ૦-૮-૦
સહચરીની શોધમાં જીવનલાલ સન્સ ૧-૮-૦
સુરેખા ,, ૨-૮-૦
તરેલા ,, ૨-૮-૦
કલાપીની પત્રધારા ,, ૩-૦-૦
વૃંદાવન ,, ૨-૦-૦
જંગીઝખાન ,, ૨-૦-૦
હિંદી સંસ્કૃતિ અને અહિંસા ,, ૨-૦-૦
અણહીલવાડનો યુવરાજ ,, ૨-૦-૦
આવતી કાલના ઘડવૈયા ,, ૦-૧૨-૦
વિભૂતિમંદિર જીવનલાલ મહેતા ૨-૦-૦
રસપાન ગાંડિવ સા. મંદિર ૧-૮-૦
ઇતિહાસ દિગ્દર્શન બ. ક. ઠાકોર ૧-૮-૦

પરિષદપ્રવૃત્તિ ભા. ૨-૩ ,, ૧-૮-૦
સરળ રાજ્યશાસ્ત્ર સ. સા. માળા ૧-૬-૬
ખાંડાની ધાર રા. ના. પાઠક ૨-૮-૦
શ્રીમદ્ રાજ જીવનકળા પ્રસ્થાન કા. ૧-૮-૦
રાધારાણી શરદચંદ્ર ૦-૮-૦
પેશાવરથી મોરકો ગાંડિવ સા. મંદિર ૧-૮-૦
કથાહાસ્ય ,, ૨-૮-૦
કથાકલાપ ,, ૨-૮-૦
કથાકલગી ,, ૨-૮-૦
કથામણિ ,, ૨-૮-૦
ગો. ન. અમીન રસુલભાઇ વોરા ૦-૨-૦
જીવનશિક્ષણ મણિભાઇ દ્વિવેદી ૧-૮-૦
ગ્રામદેવતા મહીજીભાઇ પટેલ ૧-૮-૦
બારી બહાર પ્રહ્લાદ પારેખ ૧-૪-૦
અજંતાનો યાત્રી જ્યોતિ કા. ૦-૮-૦
કુદરત અને કળાધામમાં
૧૦ દિવસ ,, ૧-૮-૦
મોન્ટીસોરી પદ્ધતિએ ગણિતશિક્ષણ ૦-૧૨-૦
સો. કી. પટેલ
મોન્ટીસોરી પદ્ધતિએ વ્યાકરણશિક્ષણ ૦-૧૨-૦
સો. કી. પટેલ
રમુજી ટુચકા ધી. રો. શાહ ૦-૮-૦
કુમારની પ્રવાસકથાઓ ,, ૦-૮-૦
કલ્પનાનાં પ્રતિબિંબ ૦-૮-૦
સ્વીટ્ઝરલેંડની સ્વતંત્રતા ૧-૪-૦
વર્ધમાન સન્સ
ચિઠ્ઠીવાચન દ. મુ. મંદિર ૦-૫-૦
ગુજરાતી કવિતા ,, ૦-૩-૦
આપણા આર્થિક પ્રશ્નો ,, ૦-૫-૦
કલા અને કારીગરી ભા. ૧-૨ ૧-૪-૦
દ. મુ. પ્ર. મંદિર
નૃત્યરેખા કનુ દેસાઇ ૧-૬-૦

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૭ મું | ડિસેમ્બર-૧૯૪૨ | અંક ૧૨ મો

## કાગળ માટે કાગારોળ

—તંત્રીસ્થાનેથી

**જ્યાર**થી યુરોપીય યુદ્ધ આરંભાયું ત્યારથી-અકે તે પછી સ્વીડન-નોર્વે દુશ્મન દેશોને હાથ ગયા ત્યારથી-આપણે ત્યાં કાગળની તંગી પડવી શરૂ થઈ છે. પરંતુ તે પછી કાગળ મેળવવા માટે હિંદભરમાં જે મુશીબતો ઊભી થઈ છે તેનું તો વર્ણન જ થઇ શકે તેમ નથી.

ઉપર જણાવેલા દેશો મુખ્યત્વે દુનિયાનાં ઘણાં બજારોને કાગળ પૂરો પાડતા. તે ઉપરાંત કેનેડા-અમેરિકાનો કાગળ પણ હિંદમાં આયાત થતો. પરંતુ ઉપરના સંજોગો ઉપસ્થિત થયા પછી કેટલોક વખત થયાં એ દેશાવરથી આવતા કાગળની આયાત લગભગ, હવે તો કહો કે, સદંતર જ બંધ થઇ ગઇ છે.

જે કાગળ પર વર્તમાનપત્રો છપાતાં તે ન્યુસપ્રિન્ટ અથવા રફ કાગળ જે યુદ્ધ-કાળ પહેલાં બહુ બહુ તો ચાર રૂપિયે એક રીમ મળતું તે આજે ચાલીસ રૂપિયે પણ મેળવવું મુશ્કેલ થઇ પડયું છે. ત્યાં પછી પુસ્તકો અને સાહિત્યસંસ્કાર પ્રચાર માટે ચાલતાં માસિકો-સામયિકોમાં વપરાતા ગ્લેઝ કાગળ તેમ જ ક્રીમલેડ (ફુલ્સકેપ-લખવાના) કાગળની કિંમતોની તો વાત જ કયાં કરવી ! કાગળની મિલોના મંડળ તરફથી છાશવારે બહાર પડતા કાગળના ભાવે આજે જાહેર જનતાને કેટલો કાગળ મળે છે તેની સરકારે તપાસ કરી જોવા જેવી છે.

ઉપરની વાતને બાજુ પર રાખીએ અને વિચારીએ કે, જેને વાપરવા માટે કાગળ જોઇશે તે ગમે ત્યાંથી ગમે તે દામ આપીને પણ મેળવશે; પરંતુ જ્યાં કાગળ બનાવતી હિંદી મિલોમાંથી ખુદ હિંદી સરકારે જ ૯૦ નેવું ટકા મિલઉત્પાદન લેવાનું ધોરણ મધ્યસ્થ સરકારે બહાર પાડયું છે ત્યાં પછી જાહેર જનતાના વપરાશ માટે માત્ર દસ ટકા બાકી રહે છે. એ દસ ટકામાંથી આપણા દેશની કાગળ બનાવતી મિલો કોને કેટલો કાગળ પૂરો પાડશે તે જ સવાલ છે.

દેશમાં સંખ્યાબંધ છાપખાનાં છે, સંખ્યાબંધ પુસ્તકપ્રકાશકો છે અને વિવિધ વિષયને લગતાં સાહિત્ય પ્રકટ કરતાં સામયિકો પણ વિપુલ સંખ્યામાં છે ! આ સંજોગોમાં આપણા દેશમાં કાગળ બનાવનારી મિલો કોને કેટલો માલ પૂરો પાડી શકશે ? અરે, એટલે બધે—આ વાપરનારાઓ સુધી એ મિલોનો માલ જશે કે કેમ તે પણ એક સવાલ જ છે ! કારણ કે એક યા બીજી રીતે નફાખોરી માટે તાકી રહેલા શિકારી સરખા કેટલાક વેપારીઓ જનતાના ભલાના ભોગે પોતાને ઘી–કેળાં કરવા માટે મયદાને તૂટી પડવાના ! !

આ માટે મૂળે, આપણે ત્યાં કાગળ ઉત્પાદન કેટલું છે અને કયા પ્રાંતમાં કેટલો કાગળ ઉત્પન્ન થાય છે તેના આંકડા તપાસીએ.

હિંદુસ્તાનમાં, જાણવા પ્રમાણે, કહે છે કે, ૯૩૦૦૦ ટન કાગળની સરેરાશ ઉત્પન્ન હોવાની ગણતરી કરવામાં આવે છે. તે પૈકી ૪૬૦૦૦ ટન બંગાળમાં, ૭૦૦૦ ટન બિહારમાં, ૭૦૦૦ ટન પંજાબમાં, ૯૦૦૦ ટન યુક્ત પ્રાંતોમાં, ૩ હજાર ટન દક્ષિણમાં, ૬૦૦૦ ટન ઓરીસામાં, ૨૦૦૦ ટન ત્રાવનકોરમાં, ૬૦૦૦ ટન મૈસૂરમાં, ૧૦૦૦ ટન આંધ્રમાં, ૫૦૦૦ ટન નિઝામ સ્ટેટમાં અને ૧ હજાર ટન ગુજરાત–કાઠિયાવાડમાં ઉત્પન્ન થતો હોવાનો આ વિષયના નિષ્ણાતોનો અભિપ્રાય છે.

આ ઉત્પાદન પૈકી ૯૦ ટકા પ્રમાણે લગભગ ૮૫૦૦૦ ટન કાગળ તો મધ્યસ્થ અને પ્રાંતિક સરકારો અને દેશી રાજ્યો તેમ જ યુદ્ધપ્રયાસો અંગે ચાલ્યો જશે; બાકીના દસ હજાર ટન કાગળનું હિંદી મિલોનું ઉત્પાદન આખા હિંદની વસ્તીને કેટલા પ્રમાણમાં પહોંચી વળી શકશે તે વિચારવું અસ્થાને નહિ લેખાય.

સાહિત્ય અને સંસ્કારપ્રચાર તેમ જ વિદ્યાવૃદ્ધિમાં હિંદમાં બંગાળ મોખરે આવે છે. એ બંગાળ પ્રાંતને ઉપરના હિસાબે પોતાને ત્યાં બનતા માલના વરાડે વધારે જોઇએ. તે પછી સાહિત્યપ્રચાર અને સંસ્કારિતામાં મુંબઈ પ્રાંત આવે, અને પછી અન્ય પ્રાંતો આવે. આ બધાને ભાગે દસ હજાર ટનમાંથી કેટલો કાગળ આવે ? તેમાં પણ વસ્તીના ટકા જોતાં મુંબઇ પ્રાંતને તો લગભગ ૯૩૦૦ ટન કાગળ જોઇએ. તે રીતે જોતાં ગુજરાતને ભાગે માત્ર ૧૦૦ ટન માલ આવી શકે. સેંકડો ટનની જરૂરિયાતવાળા ગુજરાતની માત્ર ૧૦૦ ટન કાગળથી શી ભૂખ ભાંગવાની હતી ?

વળી આજના રેલવેની અનિયમિતતાના જમાનામાં એક પ્રાંતનો માલ બીજા પ્રાંતમાં લઈ જવાની હાડમારી તો ઊભીજ છે. એ સંજોગોમાં, જ્યારે રેલવે વેગનો મેળવવાની તાણાતાણ ચાલી રહી છે તેવે પ્રસંગે, સ્વાભાવિક છે કે દરેક પ્રાંતને પોતપોતાના પ્રાંતમાં બનતા કાગળ પર જ આધાર રાખવો પડે. આ રીતે જોતાં ગુજરાત, જેનું ઉત્પાદન માત્ર ૧ હજાર ટન જેટલું જ છે તેમાંથી ગુજરાત કાઠિયાવાડને કેટલો

કાગળ મળવાનો ? તેમાં પણ છાપવાના કાગળો, લખવાના કાગળો અને અન્ય વ્યાપારોપયોગી કાગળોની વિવિધતા જોતાં ગુજરાતને કાગળની બાબતમાં કેટલો ભૂખમરો વેઠવો પડશે ? તેનો વિચાર કરવા જતાં સહેજે ઊંડા નિઃશ્વાસની ગર્તામાં ગબડી પડાય છે.

સરકાર જે કંઇ પગલું ભરતી હશે તે તો જોઇ વિચારીને જ ભરતી હશે. તેણે આ પરિસ્થિતિનો ખ્યાલ પણ કર્યો જ હશે; છતાં આજના કટોકટીના કાળે આવી વસ્તુ ધ્યાનબહાર રહી જાય તે પણ સ્વાભાવિક છે.

પરદેશથી કાગળો મેળવવાનું જ્યારે કેવળ અશક્ય થઈ પડ્યું છે તેવા કાળે, સરકારે, હિંદમાં બનતા કાગળ ઉત્પાદનના નેવુ ટકા પોતા માટે રાખવાના ઠરાવ્યા છે તેમાં, અમને લાગે છે કે ધરખમ ઘટાડો કરવાની જરૂર છે. કારણ કે આ અગાઉ પણ, કહે છે કે, લગભગ સરકાર ૭૫ ટકા ઉત્પાદન લેતી જ હતી. ત્યારે પણ જાહેર જનતાએ કાગળ મેળવવાની અસહ્ય મુશીબત વેઠી છે અને હજી વેઠયે જાય છે ત્યાં આ નેવુ ટકા જાહેર થયા પછી પોતાની કાગળની ભૂખને કેવી રીતે અલ્પાંશે પણ પહોંચી વળવું એ મહાન અને વિકટ એવો મૂંઝવણભર્યો પ્રશ્ન ઉપસ્થિત થઇ ગયો છે.

આવા સંજોગોમાં કાગળની અસહ્ય મોંઘવારી અને તંગી વેઠવાને પરિણામે સાહિત્ય અને સંસ્કારપ્રચારનું કાર્ય કરનારાઓને ભારે ફટકો પડશે; સંખ્યાબંધ જુદા જુદા વિષયોને લગતાં સામયિકોનું અસ્તિત્વ નાશ પામશે, અનેક પુસ્તક-પ્રકાશકો મૂંઝવણમાં મુકાશે, અને લેખકોની પણ શું સ્થિતિ થશે તેનો તો ભાગ્યે જ વિચાર કરવાને અવકાશ રહેશે.

આ સિવાય કાગળ વિના કોને ચાલશે ? શાળા–કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીને કાગળ વિના નહિ ચાલે, કોઇપણ વેપાર કરતા વેપારીને કાગળ વિના નથી ચાલવાનું, જાહેર સંસ્થાઓને પણ કાગળનો ખપ ડગલે ને પગલે પડવાનો છે ! આજે કેટલીક સ્કૂલો–કૉલેજો બંધ છે અને કેટલાક વેપાર–વણજો પણ બંધ જેવા છે ત્યારે પણ કાગળની આટલી તાણાતાણ છે તો પછી એ બધા પોતપોતાના કામમાં નિયમિતપણે લાગી ગયાં હશે ત્યારે કાગળની કેટલા વિશાળ પ્રમાણમાં જરૂર પડશે ! અને તેના પરિણામે, એ માગ વધતાં ઉપર્યુક્ત સંસ્કારપ્રચારનાં ધ્યેયલક્ષી સામયિકો માટે ધીમે ધીમે અસ્ત પામવા સિવાય બીજો શો માર્ગ રહેશે વારૂ ?

આ બાબતમાં, દેશમાં અસ્તિત્વ ધરાવતાં લેખકમંડળો, પ્રકાશકમંડળો અને વર્તમાનપત્રો તેમ જ સામયિકોના સંચાલકો અને છાપખાનાવાળાઓએ એકત્ર થઈ મધ્યસ્થ સરકાર પર હિંદી મિલો પાસેથી તેણે લેવાના કાગળના આ નેવુ ટકામાં ધરખમ ઘટાડો કરવા સૂચવતું એક પરિપત્ર તાકીદે મોકલી આપવું જરૂરી છે.

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

આનુ વર્ષના મેની ૧૫ મી તારીખે, મિસુરી વિશ્વવિદ્યાલયની પત્રકારિત્વની શાળાએ પોતાનું વાર્ષિક ઇનામ 'તા કુંગ પાઓ' (Ta Kung Pao)ને આપ્યું છે. ભૂતકાળમાં આ ઇનામ પરદેશનાં બહુ થોડાં જ પત્રોને આપવામાં આવેલ છે. ખરી રીતે તો આ માન આખા ચીનને મળ્યું કહી શકાય. ચીનના છાપખાનાની પ્રગતિમાં જગત કેવો રસ ધરાવી રહ્યું છે તેનું તે પ્રતીક છે.



૧૯૪૦ ના ડિસેમ્બર માસની પહેલી તારીખે ચીનને એક કરોડ પાઉંડની લોન બ્રિટને આપ્યાની જાહેરાત થતાં, લંડનની ફ્લીટ સ્ટ્રીટમાં 'ચાઈનીસ ન્યુસ એજન્સી'ની સ્થાપના થઇ. ત્યારબાદ બે મહિને તેની ઑફિસ ન્યુ યૉર્કમાં સ્થાપવામાં આવી હતી. જો કે યુરોપના યુદ્ધની જાહેરાત થતાં સુધી ચીનનાં પત્રો રૂટરના તારનાં ગ્રાહક નહોતાં, પરંતુ ત્યારથી ચીનનાં પત્રોમાં પરદેશી ખબરની અગત્ય વધતી રહી છે. આજે તો અમેરિકા અને બ્રિટનના ખબર આપતા લાખો શબ્દો દર મહિને તાર દ્વારા મોકલવામાં આવે છે.



યુદ્ધની પરિસ્થિતિ ચાલુ હોવા છતાં ભારતીય વિદ્યા ભવને, હિંદી સંસ્કૃતિના અભ્યાસ માટેની ગ્રંથમાળાનાં પુસ્તકો શરુ કરી દીધાં છે. ડૉ. પુસલકરનું લખેલું 'ભાસ' તથા શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી અને શ્રીમતી સુશીલા મહેતાનું લખેલ 'ભાગવત ધર્મ' અત્યારે છપાઇ રહ્યાં છે. આ માળાનાં પુસ્તકોની પૃષ્ઠસંખ્યા લગભગ ૧૨૫ ની રહેશે અને કિંમત રૂ. ૧–૪–૦ રહેશે.



મહાન સંસ્કૃત કવિ પંડિત જગન્નાથ મોગલ શહેનશાહ શાહજહાંના સમયમાં થઇ ગયાની વાત સુવિદિત છે. 'પ્રબુદ્ધ ભારત'ના સપ્ટેમ્બરના અંકમાં ડૉ. જતીન્દ્ર વિમલ ચૌધરી એમ સાબીત કરવા માગે છે, કે પંડિતરાજ મોગલ દરબારમાં શાહજહાંના સમયમાં હતા એટલું જ નહિ પણ સત્તરમા સૈકાની શરૂઆતથી ૧૬૫૯ સુધી હતા; એટલે કે દારા શિકોહના મૃત્યુ સુધી હતા.



તાજેતરમાં રાજકીય કેદીઓએ પોતાના જેલના અનુભવો પ્રગટ કરવા માંડ્યા છે. શ્રી. રાજાજીની 'જેલ ડાયરી' તો છેક ૧૯૨૧ માં પ્રગટ થઇ હતી. શ્રી. એમ. એસ. કુરયલરે 'ત્રિચી જેલ' નામક પુસ્તક પ્રગટ કર્યું છે. તેમાં બીજા સત્યાગ્રહી સુબ્રહ્મણ્યમે સાલેમના જેલજીવનનાં ચિત્રનો પણ સમાવેશ થાય છે. તામિલ નાડ પ્રાંતિક મહાસભા સમિતિના મંત્રી તથા મદ્રાસના સાપ્તાહિક 'હિંદુસ્તાન'ના તંત્રી શ્રી. કે. સતગોપને 'કારાગૃહનાં સ્મરણો' પ્રસિદ્ધ કર્યાં છે.

મદ્રાસના એક અગ્રગણ્ય માસિક 'કલિ'ના તંત્રી શ્રી. આર. કૃષ્ણમૂર્તિએ 'સખત સજાના ત્રણ મહિના' પુસ્તકાકારે સચિત્ર પ્રગટ કરેલ છે. પહેલાં આ લેખો માસિકમાં છપાયા હતા.



બંગાળીમાંથી ટાગોરનાં પુસ્તકોનો તામિલ અનુવાદ કરવાની પરવાનગી ' કલૈમગલ પબ્લિશિંગ હાઉસ 'ને મળી છે. માળાના પહેલા પુસ્તક તરીકે ' બે બહેનો ' સત્વર પ્રગટ થશે. ત્યાર પછી ટૂંકી વાતોનો સંગ્રહ પ્રગટ થશે.



એફ. ડબલ્યુ. બેઇનના પુસ્તક ' Heifer of the Dawn 'નું તામિલ ભાષામાં શ્રીમતી કે. સાવિત્રી અમ્મલે કરેલું ભાષાંતર તામિલ નાડમાં ખૂબ પસંદ પડતાં, તે લેખકનાં બીજાં પુસ્તકો પણ પ્રગટ કરવાની ગોઠવણ ચાલી રહી છે.



સંસ્કૃત, હિંદી અથવા અંગ્રેજીમાં ભારતીય સંસ્કૃતિ ઉપર લખાયેલ મૌલિક નિબંધો માટે, વરલી ( મુંબઈ )ના ભારતીય વિદ્યા ભવને પાંચ પારિતોષિકોની જાહેરાત કરી છે. પહેલું પારિતોષિક રૂ. ૧૫૦) નો સુવર્ણચંદ્રક છે. બીજા ચાર નિબંધોને દરેકને-રૂ. ૨૫) ની કિંમતનો રજતચંદ્રક મળશે. નિબંધો ૧૯૪૨ ના ડિસેમ્બરના આખર સુધી મોકલવાના છે. સુવર્ણચંદ્રક મેળવતા નિબંધના હક્ક ભવનને રહેશે.



ચીનના કેળવણી ખાતાના પ્રધાન મંડળે પાઠ્ય પુસ્તકો તથા આકરગ્રંથો છાપવા માટે તાજેતરમાં ચાર લાખ ડૉલર જુદા કાઢ્યા છે. પ્રતિબંધોની સખ્તાઇને અંગે દેશને પોતાના પગ પર ઊભા રહેવાની ફરજ પડી છે. પરિણામ એ આવ્યું છે કે પ્રકાશકોના સહકારથી રાજ્ય વધારે જોખમદારી ઉપાડી રહ્યું છે. અગત્યનાં પુસ્તકો જ પ્રસિદ્ધ કરીને રાજ્ય બેસી રહેતું નથી; પરંતુ સ્થાનિક ઉદ્યોગોને મદદ આપીને રાજ્ય કાગળ તથા સ્ટેશનરી પણ પૂરાં પાડે છે.

ઉપરાંત કેળવણીનું પ્રધાન મંડળ કેળવણીવિષયક મોટો સર્વસંગ્રહ તૈયાર કરી રહેલ છે. યુદ્ધસમયના છાપકામની ખાસ વિશિષ્ટતા તો એ છે કે ' ચોવીસ ચીન વંશોનો ઇતિહાસ 'નું ચીનની આમભાષામાં ભાષાંતર થઇ રહ્યું છે. અત્યારનો આટલો બોજો હોવા છતાં ' સામાજિક બાબતોનું પ્રધાન મંડળ ' લોકકથાઓ તથા બીજા વાચનનાં પુસ્તકો છાપવા માટે પ્રકાશકો સાથે વાટાઘાટ કરી રહ્યું છે.



૧૯૪૨ ના પુલિટઝર પારિતોષિકોની જાહેરાત થતાં લેખનપ્રવૃત્તિ અમેરિકામાં લેખકને કેટલું માન તથા પૈસો અપાવે છે તે બતાવી આપે છે. ચોપડીઓ ખરીદી અને વાંચી શકે તેવાની સંખ્યા ત્યાં મોટી છે. આપણે ત્યાં તો બન્ને સંખ્યા નાની છે.

નવલકથા માટેનું ઇનામ થોડું થોડું મિસ એલન ગ્લાસગોને, તેના છેલ્લા પુસ્તક ' In This Our Life ' ( ઇન ધિસ અવર લાઇફ ) માટે, કવિતાનું પણ મોડે મોડે વિલિયમ રોઝ બેનેટને તેના પુસ્તક ' The Dust Which is God ' ( ધી ડસ્ટ વિચ ઇઝ ગૉડ ) માટે, ઇતિહાસનું માર્ગારેટ લિચને ' Revellie in Washington ' ( રીવેલ ઇન વૉશિંગ્ટન ) માટે, જીવનચરિતનું મિ. ફોરેસ્ટ વિલ્સનને ' Crusader in Crinoline ' ( ક્રુઝેડર ઇન ક્રિનોલાઇન ) માટે જાય છે. પોતાના પુસ્તકને અંગે મળેલ માન ભોગવવા માટે મિ. ફોરેસ્ટ વિલ્સન લાંબુ જીવ્યા નહિ તે શોચનીય છે. ૪થી મેએ તેમને આ ખબર મળ્યા અને તા. ૯ મી મેએ તો તેઓ ગુજરી ગયા.

છોટાલાલ માનસિંગ કામદાર

# ગુજરાતી સાહિત્ય અને તળપદી ભાષા

સાહિત્ય એ પ્રજાજીવનનો અરીસો છે, જનતાની વિવિધ પ્રવૃત્તિઓનું પ્રતિબિંબ છે, એમ સર્વત્ર સ્વીકારાય છે. સાહિત્ય લોકમાનસના અભ્યાસથી જ ઘડાય છે. પણ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આપણે 'લોક'માં ગણતરી કોની કરીએ છીએ ? 'લોક' એટલે જે વિદ્વાનો જ હોય, જેણે વિદ્યાપીઠની પદવીઓ મેળવી હોય તે જ કે પછી રસ્તા સાફ કરનારા ભંગી, ખેતી કરનારા ખેડૂતો કે મજૂરો અને વાઘરી વગેરે લોકો પણ ખરા ? જો ગુજરાતી સાહિત્યના અભ્યાસથી જ ગુજરાતના લોકો વિષે કોઈ જાણવા પ્રયત્ન કરે તો વિદ્વાનો, યુનિવર્સિટીના પદવીધરો અને મધ્યમ વર્ગના સુખી જીવડાઓ સિવાય બહુ ઓછાનો આ 'લોક'માં સમાવેશ થઇ શકે. જેને આપણે હલકો વર્ણ કહીએ છીએ તે ગુજરાતી સાહિત્યમાં ગાંધીયુગ પહેલાંના સાહિત્યની વાત થાય છે—જડશે નહિ.

ગુજરાત અને ગુજરાતી સાહિત્યના સદ્ભાગ્યે અસહકારની રાષ્ટ્ર—વ્યાપી પહેલી ચળવળ પછી લેખકો આવી જનતાની આસપાસ પોતાનું વસ્તુ વણે છે. પણ તેમાં એક ખામી છે. કોળી, વાઘરી, ધારાળા વગેરે કોમના લોકો વાર્તા કે નાટકોનાં પાત્રો છે ખરા, પણ કેટલેક સ્થળે તેમને ઓળખ્યા વગર રજૂ કરાયાં હોય એમ પણ લાગે છે.

સાહિત્યમાં હલકા વર્ણનું પાત્ર મૂકવા માટે સાહિત્યકારે તે પાત્રની રહેણીકરણી, તેની બોલીચાલી, તેના સામાજિક રિવાજો, તેની આર્થિક સ્થિતિ એ બધું જાણવું જોઇએ; તેમના મનોભાવો પારખવાની શક્તિ કેળવવી જોઇએ. ભયપ્રદ પ્રસંગે કે આનંદના સમયે તેઓ કેમ વર્તશે તે જાણવાની વેધક દૃષ્ટિ કલાકારમાં હોવી જોઇએ. અને આ દૃષ્ટિ જ્યાં સુધી ન આવે, જ્યાં સુધી ખેડૂતની સાથે સમભાવ ન અનુભવાય ત્યાંસુધી સાહિત્યમાં ખેડૂતનું પાત્ર મૂકવું એ, રાજાઓ ખેડૂતો પર દયા કરવા થોડાક પૈસા ફેંકે છે તેના જેવું છે. લેખકમાં વિવિધતા છે એમ સાબીત કરવા એ પાત્ર મુકાયું છે. એ ખેડૂતનાં દુઃખો જાણે છે, રે રીબાતા માનવપ્રત્યે સહાનુભૂતિ વધે એ માટે એને સાહિત્યમાં રજૂ કરે છે એમ લેખકનો દાવો છે. એ એનો દાવો ભલે રહ્યો; પણ એ દાવો સાર્થક કરવા તે કદી ખેડૂત પાસે ગયો છે ? તેણે કદી હાથમાં હળની કુંકરી લીધી છે કે વૈશાખ મહિનાના તાપમાં હાથમાં કોદાળી લઇને સાંઢિઓ ખોદી છે ? અને જ્યાંસુધી તેણે આમ નથી કર્યું ત્યાં સુધી ખેડૂતજીવનનું ખરું દર્શન મળવું દુર્લભ છે. જગત—સાહિત્યમાં સ્થાન ધરાવતી સાહિત્યકૃતિઓ વિવિધ ક્ષેત્રોના અનુભવ લીધા પછી લખાએલી છે. ગુજરાતમાં એવો એક પણ વીરલો જન્મ્યો છે ખરો ? પીડિતોનાં ગીતો ગાનારે પીડિતોનાં હૃદયનાં સ્પન્દનો જાણવાનો પ્રયાસ કર્યો છે ખરો ? અને જ્યાંસુધી એ પ્રયાસ નથી થયો ત્યાંસુધી જગતસાહિત્યમાં ગુજરાતી સાહિત્યનું સ્થાન ન પણ આવી શકે !

આપણી નવલકથાઓમાં આપણે સમાજના નીચલા થરનાં પાત્રો જોઇએ છીએ. એ પાત્રો મૂકવા ખાતર મુકાયાં હોય છે. કવચિત્ એ પાત્રોની ભાષા કોઇ ગ્રેજ્યુએટને પણ ટપી જાય તેવી હોય છે. ગુજરાતી ખેડૂત, વાઘરી કે ભંગી આવી ભાષા બોલે ખરો ! વર્તમાન વાસ્તવિકતામાં વ્યાપી રહેલી આ મોટામાં મોટી અવાસ્તવિકતા નથી ! જેવું બને છે તેવું રજૂ કરવું તેનું નામ વાસ્તવિકતા, એમ વાસ્તવિકતાના પૂજારીઓ માને છે; છતાં

મજૂરો અને ખેડૂતો કેળવાએલા માણસો જેવી ભાષા નથી બોલતા છતાં તેમની પાસે સંસ્કારી ભાષા બોલાવવી એ અવાસ્તવિકતા તો ખરી ને?

સાહિત્યમાં તળપદી ભાષાનું સ્થાન નક્કી કરવા માટે આપણે જરા ભૂતકાળમાં નજર કરીએ. જે ભાષા વિદ્વાનોમાં બોલાતી હતી તેમાં ગ્રંથો લખાતા, પણ જ્યારે એ ગ્રંથોએ પ્રસિદ્ધિ ન મેળવી ત્યારે તેમાં લોકભાષાના અંશ ભર્યા. વેદો મહાસંસ્કૃતમાં છે એટલે એ વેદને જાણનાર તો ફક્ત વિદ્વાનો જ રહ્યા. સામાન્ય જનતા સંસ્કૃત બોલતી હતી ત્યાર પછી સંસ્કૃતમાં ગ્રંથો લખાયા. ભાષામાં ફેરફાર થવાના જે લેગ, જીહ્‌વાદોષ, અશિક્ષિતતા વગેરે કેટલાંક કારણો છે તેને લઇને ભિન્ન ભિન્ન જગ્યાએ સંસ્કૃત ભાષામાં ભિન્ન ભિન્ન ફેરફારો થયા. અને માગધી, શૌરસેની અને પૈશાચી વગેરે પ્રાકૃત ભાષાઓ જન્મી. બુદ્ધ અને મહાવીરે આ વલણ તપાસ્યું અને લોકપ્રિય થવા માટે—જનતામાં તેમના ગ્રંથોનું રહસ્ય સમજાય તે માટે બુદ્ધે માગધી અને મહાવીરે અર્ધમાગધી, શૌરસેની, માગધી અને પૈશાચી એ ત્રણેયનો સમન્વય સાધતી ભાષામાં પોતાના વિચારો રજૂ કર્યા. જો કે પાછળથી ઇ. સ. પૂર્વે ૧૫૦ની આસપાસ બૌદ્ધ ધમ્મપદનું સંસ્કૃતમાં ભાષાંતર કરવામાં આવ્યું.

'જેવું પાત્ર તેવી ભાષા' એ સૂત્ર સંસ્કૃત નાટ્યકારોને પણ કબૂલ હતું. એટલે નીચલા થરનાં પાત્રો માટે પ્રાકૃત ભાષાનો ઉપયોગ થતો અને ઉપલા વર્ગનાં પાત્રો સંસ્કૃતમાં બોલતાં.

સોળમી સદીમાં આ જ હેતુ લક્ષ્યમાં લઇને તુલસીદાસે હિંદીમાં—લોકભાષામાં રામાયણ રચ્યું, જ્ઞાનેશ્વરે અને એકનાથે મરાઠી ભાષા દ્વારા ધર્મોપદેશ કર્યો. આમ આપણે જાણીએ છીએ કે સાહિત્યના ખેડાણની શરૂઆતથી જ નીચલા થરના લોકોની ભાષાને સાહિત્યમાં યોગ્ય સ્થાન મળ્યું છે.

ગુજરાતી ભાષાનો વિકાસ પણ એ જ સૂચવે છે. આપણા પ્રથમ કક્ષાના જૂના લેખકો લોકભાષામાં જ લખતા હતા. વિદ્વાનો માટે જૂદું અને સામાન્ય જનતા માટે જુદું એવા વાડા ત્યાં હતા જ નહિ. એવા વાડા તો ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ પછી પડયા છે.

અંગ્રેજી સાહિત્યમાં પણ આપણે જોઇશું તો તળપદું વાતાવરણ રજૂ કરનાર સ્કૉટ અને ટૉમસ હાર્ડીની નવલકથાઓ કે કાવ્યો સારા પ્રમાણમાં ખ્યાતિ પામ્યાં છે.

હમણાં હમણાં ગુજરાતી લેખકો તળપદી ભાષાનું મહત્ત્વ સમજતા થયા છે. એનું માન શ્રી.ઝવેરચંદ મેઘાણીને તેમ જ આમવર્ગના સાહિત્યના પક્ષકાર 'સાહિત્ય'કાર સ્વ. મટુભાઇ કાંટાવાળાને ઘટે છે. મેઘાણી, રાયચુરા તેમ જ શ્રી. અડાલજાએ કાઠિયાવાડની દંતકથાઓ તથા લોકસાહિત્યનો સારો અભ્યાસ કર્યો છે અને પોતે કાઠિયાવાડી હોવાથી તેમની લોકવાર્તાઓમાં તળપદું તત્ત્વ ઠીક પ્રમાણમાં પ્રવેશ્યું છે; છતાં ભાષાની દૃષ્ટિએ જોઇએ તો અડાલજા ને રાયચુરા બહુ સફળ નથી.

શ્રી. મેઘાણીની સામાજિક વાર્તાઓમાં પણ તળપદું વાતાવરણ પ્રાધાન્ય ભોગવે છે. તેમની કોઇ પણ વાર્તા કે નવલિકા વાંચનારને એવો ખ્યાલ જરૂર આવશે કે તે કાઠિયાવાડની વીરભૂમિ સાથે પરિચય સાધી રહ્યો છે.

શ્રી. 'ધૂમકેતુ'એ નીચલા થરનાં પાત્રોનું સજીવ આલેખન કર્યું છે, એમના મનોભાવો એ બરાબર ઝીલી શકયા છે; છતાં એમનું ભાષાનું વાહન તો સંસ્કારી જ હોય છે.

નવા લેખકોમાંથી શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. સુંદરમ્, શ્રી. રા. ના. પાઠક, પન્નાલાલ પટેલ અને નિરુ દેસાઇમાં પ્રાંતીય વાતાવરણ સર્જવાની શક્તિ છે.

શ્રી. ઉમાશંકર જોષી વગેરે જેવા લેખકોને ગ્રામજીવનનો થોડેઘણે અંશે અનુભવ છે, એટલે તેમની કૃતિઓમાં ગ્રામજીવનના ચડકાટ વિશેષ પ્રમાણમાં માલમ પડે છે. શ્રી. ઉમાશંકરની 'ચક્કીનું ભૂત' નામની વાર્તામાં, 'ઉડણ ચરકલડી' 'કડલા' વગેરે નાટિકાઓમાં તેમ જ 'પારકાં જણ્યાં'માં શુદ્ધ ચ્છરિયા ભાષા છે. તેમણે તો પોતાનાં કાવ્યોમાં પણ એ ભાષા લાવવા પ્રયત્ન કર્યો છે. દા. ત. 'સાબરનો ગોઠીઓ.'

'સુન્દરમ્'ની ગ્રામજીવનની વાર્તાઓ પણ આદર માગે તેવી છે. તેમની ભાષા વાતાવરણને વફાદાર રહે છે. એ આપણી સામે ચિત્રો ખડાં કરી શકે છે. આના સમર્થન માટે જુઓ 'પુનમડી' 'ખોલકી' 'ગટ્ટી' 'મીનાવેલાનું મૃત્યુ' 'મિત પિયાસી' વગેરે વાર્તાઓ.

શ્રી. રા. ના. પાઠક 'જગતનો તાત'માં તળપદું વાતાવરણ રજૂ કરવા શક્તિમાન થયા છે. એમાં ચરોતરી ભાષાની શક્તિ ઝીલાઇ છે. શ્રી. નિરુ દેસાઇનું 'ધરતી' પણ સુરત પરગણાની ભાષાનો પમરાટ ફેલાવી શક્યું છે.

તળપદી ભાષાને સફળતાપૂર્વક રજૂ કરનાર અને તેનું જોમ અંકાવનાર એક નવો સિતારો ગુજરાતી સાહિત્યમાં હમણાંથી ચમકવા લાગ્યો છે. શ્રી. પન્નાલાલ પટેલે એની વાર્તાઓ લોકજીવનમાંથી જ લીધેલી છે. એની લેખનશૈલી પણ તળપદી છે; પછી વાર્તાલાપ તળપદી હોય એમાં નવાઇ જ શી! કલ્પનાઓ પણ એવી જ આકર્ષક છે. તેમના આજસુધીમાં ૭ ગ્રંથો મળ્યા છે. 'વળામણાં' 'સુખદુઃખનાં સાથી', 'જીવો દાંડ', 'મળેલા જીવ', 'જીંદગીના ખેલ' અને 'રસિયો જીવ' આ બધી કૃતિઓમાં સર્વાંગસંપૂર્ણ તળપદી તત્ત્વ રજૂ થયું છે. આને લીધે શ્રી. પન્નાલાલ આટલા લોકપ્રિય થઇ શક્યા છે. અલ્પ કેળવણી લીધા છતાં, લોકજીવનનો અંગત પરિચય હોવાથી કેવી લોકપ્રિયતા મેળવી શકાય છે તેનો જીવંત દાખલો પન્નાલાલ પટેલ છે. લેખક થવા માટે વિદ્યાપીઠની પદવી આવશ્યક ધારતા હોય તેમને કહેવું જોઇએ કે જુઓ આ પન્નાલાલ ! એ પદવીધર નથી છતાં સફળ કલાકાર છે. એટલે લેખક થવા માટે તો જીવનનું બારિક નિરીક્ષણ આવશ્યક છે-ઉપરછલ્લી માહિતી નહિ.

ગુજરાતી સાહિત્યે જો જનતામાં સ્થાન મેળવવું હશે તો તળપદી ભાષાને અવગણ્યે કાંઇ થઇ શકે એમ નથી. આ ભાન ઘણાખરા લેખકોને થતું જાય છે, એ સુભાગ્યની નિશાની છે. ભિન્ન ભિન્ન મનુષ્યોનાં વિચારવહેન સમજવાથી જે સાહિત્ય જન્મ પામે છે એ સાહિત્ય જ ચિરકાળ ટકવાને લાયક છે. બીજું સાહિત્ય તો દાયકા કે બે દાયકા પછી સ્મૃતિશૂન્ય થઈ જાય છે.

તળપદી ભાષાના આગ્રહમાંથી ઉત્પન્ન થતા એક ભયસ્થાન તરફ પણ આપણે જોઈ લઇએ. કેટલાક લેખકો તળપદી ભાષાનો એવો અર્થ કરે છે કે 'ચ' 'છ' ને 'શ' ને-જગ્યે 'સ' લખવો, 'કર્યાં'ના બદલે 'ક્‌ર્યાં' લખવું, 'દાંડો' કે 'ભોંઠ' (ચારણો 'ભેંસ'ને બદલે 'ભોંઠ' બોલે છે) નો એકાદ વાર પ્રયોગ કરવો એટલે તળપદી ભાષા થઇ ગઇ. આ મોટામાં મોટી ભૂલ છે. જેમ અમુક શબ્દોના પ્રયોગ કર્યે વિદ્વદ્ભોગ્ય ભાષા થઇ શકતી નથી, તેમ જ અમુક શબ્દોના પ્રયોગથી તળપદી ભાષા બની જતી નથી. સાહિત્યમાં ખરી તળપદી ભાષા રજૂ કરવા માટે તળપદું વાતાવરણ જાણવું જોઇએ અને એ જાણવા માટે નીચલા થરના લોકો સાથે સંપર્ક સાધવો જોઇએ.

તખ્તસિંહ વ્હેરાભાઈ પરમાર.

# ૧૯૪૮નું બાલસાહિત્ય* [ એક પત્ર ]

પ્રિય ભાઈશ્રી,

મારો ગયો પત્ર† પ્રગટ થયા પછી બરાબર એક વર્ષે આ પત્ર પ્રગટ થઈ શકે છે તે માટે મારે પ્રકાશકોનો આભાર માનવાનો છે. તેમના સમયસરના સહકાર વિના આટલી નિયમિતતા જાળવી શકાત નહિ.

વર્તમાન યુદ્ધની પરિસ્થિતિને અંગે બાલસાહિત્યનાં પ્રકાશનોની સંખ્યા પર અસર થશે, તેવી માન્યતા ચાલુ વર્ષ માટે તો ખોટી પડી છે. આવતે વર્ષે શું થાય છે તે તો ભાવિના ગર્ભમાં છે.

જે જે પુસ્તકોનાં ચાલુ વર્ષમાં પુનર્મુદ્રણો થયાં છે અને પ્રકાશકોએ માહિતી પૂરી પાડી છે, તેનો પણ આ વર્ષની નોંધમાં નિર્દેશ કરેલો છે. તે ઉપરથી બાલસાહિત્યનાં પુસ્તકોની ખપતનો કંઈક અંશે ખ્યાલ આવી શકશે.

શ્રી. નાગરદાસ ઇ. પટેલ દ્વારા સંપાદિત **બાલવિનોદમાળા**ના પુસ્તક તરીકે '**કનૈયો**' બહાર પડેલ છે. શ્રીકૃષ્ણના બાલજીવનના અનેક પ્રસંગો આમાં ગૂંથવામાં આવ્યા છે. જુદા જુદા કવિઓનાં કાવ્યોની વિવિધ કડીઓ પણ ઠેકઠેકાણે આપવામાં આવી છે. ઓગણચાળીસમા પુસ્તક તરીકે '**રાજહંસ**' બહાર પડેલ છે. મહાકવિ પ્રેમાનંદના 'નળાખ્યાન'માંથી આ વાર્તા લીધેલ છે, અને તેથી ઠેકઠેકાણે નળાખ્યાનમાંથી કડીઓ આપવામાં આવી છે. ચાળીસમા પુસ્તક તરીકે 'ધનિયો' બહાર પડેલ છે. આમાં અદક પાંસળી ગણાતા એક હજામનું આત્મવૃત્તાંત આપવામાં આવેલ છે. હજામ માટેની અનેક પ્રચલિત વાતોમાંથી થોડીકનો આમાં સંગ્રહ છે. દસવીસ પુસ્તકોએ ભેટપુસ્તક બહાર પાડવાની પ્રથા મુજબ એનું બીજું ભેટપુસ્તક 'બટમોગરો' બહાર પાડેલ છે. તેમાં એક એકથી ચડિયાતી આઠ ચતુરાઈની કથાઓ આપવામાં આવેલી છે. આ બધી વાતો બાળકો સહેલાઈથી યાદ રાખીને બીજાને સંભળાવવાની ઇચ્છા કરે તેવી રસભરી છે.

બાલવિનોદ ગ્રંથાવલિના ચોથા પુસ્તક તરીકે 'ત્રણ દીકરા' બહાર પડેલ છે. આ પુસ્તકમાં 'ત્રણ દીકરા' (ચાંદો, સૂરજ અને પવન) તથા 'લડાઈની નોબત' એમ બે વાતો આવેલી છે. આ બન્ને વાતો 'જન્મભૂમિ'ના 'બાલજગત'માં પ્રગટ થઈ ત્યારે જ વાચકોનો ચાહ મેળવી શકી હતી. મોટા અક્ષરો તથા પાને પાને ચિત્ર—એ આ ગ્રંથાવલિની વિશિષ્ટતા હોઈ નાનાં બાળકોને ખૂબ પસંદ પડી જાય તેવી આ ગ્રંથાવલિ છે.

અશોક બાલ પુસ્તકમાળાના સાત વર્ષના ૧૧–૧૨ પુસ્તક તરીકે શ્રી.નાગરદાસ પટેલે લખેલ '**ચોપગાંની દુનિયા ખંડ ૨ જો**' પ્રગટ થયેલ છે. આ પુસ્તકના પહેલા ભાગમાં 'હાથી' 'વાઘ' 'સિંહ' 'દીપડો' 'ચિત્તો' 'જરખ' 'પુમા' 'લીન્ક્સ' તથા 'બિલાડી' વર્ગનાં પ્રાણીઓએ પોતપોતાની કથા રજૂ કરી હતી. આ પુસ્તકમાં વાંદરાઓની જુદી જુદી જાતોની સચિત્ર પિછાન આપવામાં આવી છે. કેટલીક જાતોના નામથી પણ આપણે અપ-

* હંમેશ મુજબ આ પત્રમાં 'કિશોર' તથા 'કુમાર' સાહિત્યનો પણ સમાવેશ થાય છે.
† જુઓ 'પુસ્તકાલય' ડિસેમ્બર ૧૯૪૧.

રિચિત હોઈએ એ તદ્દન સ્વાભાવિક છે, એટલે આ પુસ્તકના પ્રકાશનથી વાંદરા સંબંધી આપણા જ્ઞાનમાં ઠીક પ્રમાણમાં વધારો થાય છે. ત્યારપછી બેટ પુસ્તક 'ગબો ગાંધી' પ્રગટ થયું છે. તેમા શ્રી. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલે '૭૨, રાઈ, ધાણા, હળદર, આમલી, મરચાં, કોકમ તથા હીંગ જેવી સામાન્ય વપરાશની વસ્તુઓની ઉત્પત્તિ તથા ઉપયોગ જણાવેલ છે. હંમેશના વપરાશની વસ્તુઓ દવા તરીકે પણ કેટલી ઉપયોગી થઈ પડે છે તે પણ એમાં જણાવેલ છે.

આઠમા વર્ષના પહેલા પુસ્તક તરીકે 'હાસ્યતરંગ ખંડ ૪ થો' બહાર પડેલ છે. આગલા ત્રણ ભાગોની માફક આમાં પણ હાસ્યરસિક ટુચકાઓ આપવામાં આવ્યા છે, જેમાંના કેટલાક બાળકોને ખડખડાટ હસાવશે. બીજા તથા ત્રીજા પુસ્તક તરીકે શ્રી. નાગરદાસ પટેલે જુદાં જુદાં બાલમાસિકોમાં તથા જુદા જુદા પત્રોના બાલવિભાગ માટે લખેલી પંદર વાતો 'હીરાકણી' નામથી પ્રગટ થઈ છે. આમાંની કેટલીક વાતો બાળકોએ આ અગાઉ બીજા પુસ્તકમાં પણ વાંચી હશે, પણ કેટલીક તો પહેલી વાર જ વાંચશે. ચોથા પુસ્તક તરીકે શ્રી. પુરુષોત્તમ કૃત 'કોણ, કેમ અને શું ખંડ ૨ જો' પ્રગટ થયેલ છે. તેમાં સામાન્ય જ્ઞાનના ૩૪ પ્રશ્નો ખુલાસાવાર ઉત્તરો સહિત આપેલા છે. મોટાઓને પણ આ પુસ્તક સારી માહિતી આપનારું છે. પાંચમા પુસ્તક 'ભારતકથાઓ'માં શ્રી. હર્ષદ પટેલે બંગાળ, પંજાબ, મહારાષ્ટ્ર, આસામ અને ઓરિસ્સા દરેકની એકેક અને ગુજરાતની ચાર મળી કુલે નવ કથાઓ આપવામાં આવી છે. દરેક કથાની શરૂઆતમાં તે પ્રાંત વિષેની ટૂંક માહિતી આપવામાં આવેલ છે. દરેક કથાનું વસ્તુ નવીન હોઈ પહેલે જ વાચને વાચકને તે મુગ્ધ કરે છે. આવું પુસ્તક દર વર્ષે એકાદ આપવા શ્રી. હર્ષદ પટેલને આપણે આગ્રહ કરીએ. ત્યારબાદનું પુસ્તક શ્રી. હરિલાલ ગો. પંડ્યાનાં કાવ્યોનો સંગ્રહ 'પોયણી' છે. કુદરત તથા જીવનનાં આ કાવ્યો બાળકોને પસંદ પડી જાય તેવાં છે. ઑગસ્ટ-સપ્ટેમ્બરના સંયુક્ત પુસ્તક તરીકે 'નવી નવાઈઓ ખંડ ૨' બહાર પાડવામાં આવેલ છે. મોટી ઉંમરના માણસોના ખ્યાલમાં પણ ન હોય તેવી અનેક બાબતો આ પુસ્તિકામાં આપવામાં આવી છે, અને પુષ્કળ ચિત્રો આપીને આ માહિતીને રસદાયક બનાવવામાં આવેલી છે. દશમા પુસ્તક તરીકે શ્રી. સોમભાઈ પટેલ કૃત 'ગંગામૈયા' બહાર પડેલ છે, તેમાં 'ગંગામૈયા' 'રાતાં ફૂલ' 'દેડકો' 'સસલું' તથા 'ચાંદા મામાને ઘેર' એમ પાંચ કુદરતકથાઓ આપવામાં આવેલી છે.

'બાલજીવન'ના તંત્રી શ્રી. રમણલાલ શાહે ચાલુ વર્ષે 'ઇસપ નીતિકથાઓ ભાગ ૩' બહાર પાડેલ છે. આ ભાગમાં ઇસપની ૩૮ કથાઓ રૂપાંતર કરીને આપેલી છે. લેખકના જણાવ્યા મુજબ હજુ આપણને ઇસપનીતિકથાઓનો એક ભાગ વધારે મળશે, કેમકે આ ભાગથી જ બધી વાતો પૂરી થતી નથી. કાગળની મોંઘવારી છતાં પુસ્તકનું કદ તથા કિંમત આગળના જેટલી જ રાખી છે.

તેમના તરફથી ચાલતી 'બાલજીવન કિશોર સાહિત્યમાળા' દ્વારા 'પ્રશ્નધારા' બહાર પડેલ છે. આ પુસ્તકના સંપાદક શ્રી. રમણલાલ શાહ છે. કિશોરોને ખાસ ઉપયોગી થઈ પડે તેવા અનેક સામાન્ય માહિતીના પ્રશ્નોની સરળ ભાષામાં આ પુસ્તકમાં ચર્ચા કરેલી છે. કેટલાક પ્રશ્નો તો મોટેરાઓને પણ રસ પડે તેવું છે. ત્યારપછીના પુસ્તક 'આનંદ-તરંગ'માં બે ઘડી હાસ્ય ઉપજાવે તેવા અનેક રમુજી ટુચકાઓ છે.

મોડાસાથી ચાલતી **બાલશક્તિ ગ્રંથાવલિના** ત્રીજા પુસ્તક તરીકે શ્રી. ભરત ફકીર કૃત '**ઉંદરમામા**' પ્રગટ થયેલ છે. આ પુસ્તકમાં શ્રી. ભરતફકીરે પોતાની રસુજી શૈલીમાં એક ઉંદરની જીવનકથા–સાહસકથા આપી છે. બાલસાહિત્યમાં અવનવી ભાત પાડતું આ પુસ્તક બાળકોને ખૂબ ગમી જાય તેવું છે. ચોથા પુસ્તક તરીકે અંગ્રેજી પુસ્તક 'Creatures that Climb' ઉપરથી '**પોપટની મુસાફરી**' પ્રગટ થયું છે. તેમાં ઝાડ પર ચડી શકે તેવાં વિવિધ પ્રાણીઓનો પરિચય આપવામાં આવ્યો છે. પાંચમું પુસ્તક '**ચાંદા મામા**' શ્રી. નાગરદાસ પટેલનું લખેલું છે. તેમાં આઠ જણા વિમાનમાં ચંદ્રની મુસાફરીએ ઉપડે છે. આ પુસ્તકમાં વિજ્ઞાનની તથા લોકોની દૃષ્ટિએ ચંદ્રમાનું વર્ણન સચિત્ર અપાયું છે. '**ગુલકંદ**' ડૉ. મોહનલાલ જ. પાઠકે લખેલ છે. જેમ ગુલકંદ શરીરને આરોગ્યદાયક છે, તેમ આ પુસ્તકમાં આવતી વાતો આરોગ્યને લગતી છે. 'દાંતની માવજત' 'રનાનલાભ' 'રોગના જંતુ' 'કાનનો મેલ', 'આંખ', 'ચાલવાના ફાયદા' તથા 'પ્રાણવાયુ' આટલાં પ્રકરણોમાં લેખકે બાળકો સમજી શકે તેવી ભાષામાં શરીર તંદુરસ્ત રાખવા માટેનું વર્ણન કરેલું છે.

ભારતી સાહિત્ય સંઘની '**અરુણ ગ્રંથમાળા**' દ્વારા પ્રકાશિત થયેલ પુસ્તકોમાં શ્રી. ઇન્દ્ર વસાવડા કૃત '**જાંબુની ડાળે**' સંબંધી તો ગયા વર્ષમાં લખાઇ ચૂક્યું છે. '**તુલસીનાં પાન**'માં લાભુબહેન મહેતાએ આપણને તેર વાતો આપી છે, તેમાંની કેટલીક વાતોનાં મૂળ અંગ્રેજી કવિતામાંથી લીધેલ છે.-વાર્તાઓની પસંદગી સરસ થઇ છે તેમ કહેવું જોઇએ. ત્યાર પછીના પુસ્તક '**જંગલમાં મંગલ ભાગ ૨**'માં શ્રી. હરજીવન સોમૈયાની લાંબી પ્રાણીકથા પૂરી થાય છે. છેલ્લાં પાનાંઓમાં વાર્તા વિષે શંકા લાવનારને ઉદ્દેશીને તેમણે થોડો ખુલાસો કર્યો છે. સ્વ. ચમનલાલ વૈષ્ણવના '**પંચગનીના પત્રો**'માં બાળકો પાસે પંચગની તાદૃશ ખડું થાય છે. ત્યાંના વાતાવરણ તથા જીવનનો પ્રત્યક્ષ ખ્યાલ પુસ્તક વાંચવાથી મળી શકે છે. એનું નામ '**નરેન્દ્રકુમાર**' શ્રી. લાભુબહેન મહેતાની કૃતિ છે. નાનપણમાં તોફાની બાળક મોટી ઉંમરે કેવો થઇ જાય છે તે વાંચી તોફાની બાળકોને પોતાના ભાવિની આશા બંધાશે તથા તોફાની એટલે નકામા છે, એમ ગણવાનું માબાપોએ ભૂલવું જોઇશે. '**ક્યા અને ક્યારે**'માં આપણા જાણીતા લેખક શ્રી. ડુંગરશી સંપટે વિમાનોનો ઇતિહાસ બાળકોને ગમી જાય તેવી ભાષામાં આપેલો છે. શ્રી. સંપટ બીજા ભાગોમાં સ્ટીમરો અને વરાળયંત્રોનો ઇતિહાસ આપવાના છે.

સુરતના **ગાંડીવ સાહિત્ય મંદિરે** દોઢેક વર્ષ સુધી બાળપ્રકાશનની પ્રવૃત્તિને મંદ પાડી નાખી હતી તે પાછી ચાલુ કરી છે. '**બકુલ ભાગ ૨**'માં 'પરીકન્યા' તથા 'રૂપાં માશી' નામની બે વાતો છે. છેલ્લી વાતમાં રાજમહેલમાં રમાતી ખટપટનો ભોગ થઇ પડેલ રાજકન્યાની વાત આવે છે. '**નીલમ ભાગ બીજો**'માં 'કાજળરેખા' તથા 'રાણીનો મુગટ'ની વાત છે. પહેલી વાતમાં અનેક દુઃખને અંગે કાજળરેખાના રત્નેશ્વર સાથે લગન થાય છે, પણ તે પહેલાં તેને આકરી કસોટીમાંથી પસાર થવું પડે છે. 'રાણીનો મુગટ' કોઇનો અહંકાર રહેતો નથી તે વાતની પ્રતીતિ કરાવે છે. '**એક હતો રાજા ભાગ ૧-૨**'માં રાજાઓની કહેવાતી ધૂનને અંગેની ચાર વાર્તાઓ આવે છે. એક

રાજા મીની વાંસે ગાંડા બને છે તો બીજે સંગીત પાછળ. ત્રીજા રાજાને પુત્ર ન હોવા છતાં સામા રાજાના ભયથી તે જાન કાઢીને જાય છે ને ભળતાને જ રાજકુમાર ઠરાવી દે છે, તો સામો રાજા રાજકન્યાને બદલે ખવાસણ પરણાવે છે. બન્ને રાજામાંથી કોણ ખાટ્યું તે તો વાંચનારે શોધવું પડશે. ચોથી વાતમાં નિયમોના બંધનમાં જકડાયેલ રાજા થોડી મુક્તિ મળતાં કેટલો આનંદ પ્રાપ્ત કરે છે અને ફરીથી તે બંધનોમાં જકડાવાની ' ના ' પાડે છે તેની વાત છે. ' **હીરાકણી** 'માં ખરેખરી બુદ્ધિને પ્રાપ્ત કરવાની ત્રણ વાતો ' ઉતાવળા સો બાવરા ' ' અગમ બુદ્ધિ વાણિયા ' તથા ' પુણ્યનાં મૂળ પાતાળમાં ' એમ ત્રણ વાતો છે. પુસ્તિકાનું ' હીરાકણી ' નામ યોગ્ય જ અપાયેલ છે. ' **કીર્તિસ્તંભ ભાગ ૩** 'માં મહારાષ્ટ્રીય ઇતિહાસની બાર વાતો શ્રી. શામરાવ આગરકરે આપી છે. ઇતિહાસમાંથી વીણેલી આ વાતો બાળકોને રોચક લાગશે. ' **પંચામૃત** 'માં એક કવિતા, એક વાર્તા, એક જીવનચરિત્ર, એક રમત તથા એક સાચો કિસ્સો, એમ વિવિધ પ્રકારની પાંચ વિવિધ વસ્તુઓ આપવામાં આવી છે. વર્ષો પહેલાં ' દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરે ' પ્રગટ કરેલ આ નામના પુસ્તક સાથે નામનો ગોટાળો થઇ જવાનો સંભવ છે. 'હીરાકણી'માં પણ તેમ જ બન્યું છે. **અશોક બાલપુસ્તકમાળામાં** ચાલુ વર્ષે જ **'હીરાકણી'** નામક પુસ્તક બહાર પડેલ છે. **'અમીઝરણું'**માં શ્રી. કસનજી દેસાઇએ મહાપુરુષોના જીવનના નાના બનાવોનો સંગ્રહ કર્યો છે. બારેય પ્રસંગો બાળકોને બોધક થઇ પડે તેવા છે. **ગુજરાતના ઇતિહાસની 'આરસી'**માં શ્રી. ખંડેરાવ પવારે ઇતિહાસના પંદર પ્રસંગો કાવ્યમાં ગુંથ્યા છે. આ કાવ્યો સહેલાઇથી યાદ રહી જાય તેવા છે.

આ સંસ્થાએ ચાલુ વર્ષમાં **'બકોર પટેલ ભાગ ૨૦'** મો બહાર પાડીને બકોર પટેલનાં વીસ પુસ્તકોનું એક જુદું ગુચ્છ કર્યું છે. આ વાતોની બાલપ્રિયતા માટે હવે કશું કહેવાપણું રહ્યું નથી. ચાલુ ભાગમાં 'છત્રી', 'વિલાયતી ચકડોળ', 'ખાવાનો ચટાકો' અને 'દાક્તરના પ દાક્તર' એમ એકએકથી ચડિયાતી ચાર વાતો આપેલી છે.

અમદાવાદના નવચેતન સાહિત્ય મંદિર તરફથી ચાલતી **'આપણી બાળગ્રંથમાળા'**-માં અત્ર એ જ પુસ્તકો પ્રગટ થયાં છે. 'હસીંચકડાં'માં શ્રી. હિમ્મતલાલ પટ્ટણીની દશ બાલવાતોનો સંગ્રહ છે. આમાંની ઘણી વાતો બાળકોને હસાવે તેવી છે. 'આ તે કાંઇ ગામ', 'બધું પૂછીને કરજે' તથા 'નવાબી ન્યાય' બાળકો યાદ રાખીને બીજાને સંભળાવે તેવી વાતો છે. ચોથા વર્ષનું છેલ્લું પુસ્તક ' **ધરતીના બાળમેળો** ' છે. જુદા જુદા દેશનાં બાળકો આવીને પોતાના દેશના રીતરિવાજોની વાતો આમાં રજૂ કરે છે. મૂળ અંગ્રેજી પુસ્તક ઉપરથી આ પુસ્તક ઉતારવામાં આવ્યું છે. પુસ્તકને સચિત્ર બનાવવામાં આવ્યું છે.

સૂરતના **યુગાંતર કાર્યાલયે** શ્રી. શારદાપ્રસાદ વર્મા કૃત ' **પુરાણનાં પાત્રો** 'ની માળા શરૂ કરી તેનાં પાંચ પુસ્તકો બહાર પાડ્યાં છે. આઠથી દશ વર્ષ સુધીનાં બાળકો સમજી શકે તેવી ભાષામાં લખાયેલ આ પુસ્તકો બાળકોને સત્વર ગમી જાય તેવાં છે. **'સીતા'**, **'હનુમાન'**, **'ધ્રુવકુમાર'** તથા **'શ્રીકૃષ્ણ'** માં ટૂંકમાં રસમય શૈલીમાં તેમનાં ચરિત્રો આપવામાં આવેલાં છે. ' **રામચંદ્ર** 'માં 'રામચંદ્ર', 'ભરત', 'લક્ષ્મણ' તથા 'રાવણ' નાં ચરિત્રો સાથે લીધાં છે. બધી ચોપડીઓમાં ચિત્રો આપવામાં આવ્યાં છે. શ્રી. શારદા-

પ્રસાદ વર્માની શૈલીથી આપણે હવે તો ખુબ પરિચિત હોઇને તે સંબંધી વિશેષ લખવાની જરૂર નથી. આ માળામાં બીજાં પાત્રો તેઓ હવે સત્વર આપે તેમ ઇચ્છીએ. '

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી બહાર પડતી **બાલગ્રંથાવલિ**માં બે પુસ્તકો બહાર પડેલ છે. હિંદી પુસ્તક ઉપરથી અનુવાદ કરાવીને ' **ભારતીય નીતિકથાઓ** 'બહાર પાડવામાં આવેલ છે. તેમાં મહાભારતની બાલોપયોગી પર વાતોનો સંગ્રહ છે. મહાભારત સમજવામાં બાળકોને ઉપયોગી થાય તેવું આ પુસ્તક છે. **'બાળકોની વાતો-ભાગ ૨'** માં જુદાં જુદાં માસિકોમાં આવેલ ૬૧ બોધપ્રદ બાળવાર્તાઓનો સંગ્રહ છે. વિવિધતાની દષ્ટિએ આ સંગ્રહ બાળકોને ગમી જાય તેવો છે. બન્ને પુસ્તકોના કદ પ્રમાણે તેનું મૂલ્ય ઘણું ઓછું ગણી શકાય.

શ્રી. રમણલાલ સોનીએ ભાગવત તથા ઉપનિષદો પરથી કથાઓ રચીને **'કથામંગલ'** બહાર પાડેલ છે. ભાગવતની પાંત્રીસ તથા ઉપનિષદોની અઢાર મળી કુલ ત્રેપન વાતોનો સંગ્રહ આ પુસ્તકમાં છે. વાર્તાઓને અંતે કેટલાક સૂચક પ્રશ્નો મૂકવામાં આવેલા છે, જે વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડશે. શ્રી. સોની આવી જ જાતનાં 'કથામંગલ' રામાયણ, મહાભારત તથા ઇતર ધર્મોનાં પુસ્તકો પરથી આપણને આપવાનાં છે. ફક્ત એક જ સૂચના કરવાનું મન થઈ આવે છે અને તે એ કે આ પુસ્તકની કિંમત સંબંધી. વિદ્યાર્થીઓને જ નહિ, પરંતુ બીજાઓને પણ સુલભ બને તે ખાતર આવાં પુસ્તકોની કિંમત બની શકે તેટલી ઓછી રાખવાની જરૂર છે.

નડિયાદના વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના આચાર્ય શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ કૃત **'કિશોર રામાયણ'** મુંબઈના યુગધર્મ કાર્યાલયે બહાર પાડેલી છે. શ્રી. દેસાઇભાઇએ પોતાના જેલનિવાસ દરમિયાન ' શિશુરામાયણ ', ' બાલરામાયણ ' અને 'કિશોર રામાયણ' લખ્યાં તે પૈકી છેલ્લું જ પ્રસિદ્ધ થયું છે. આ પુસ્તકમાં લેખકની રામાયણ પ્રત્યેની ભક્તિ ઠેર ઠેર દૃષ્ટિગોચર થાય છે રામાયણ અને મહાભારત આપણો અમૂલો વારસો છે અને જુદા જુદા દૃષ્ટિબિંદુથી તે વિષે અનેક પુસ્તકો લખી શકાય તેમ છે. સ્મારકમાળાના પુસ્તક તરીકે બહાર પડેલ હોય, યુદ્ધની મોંઘવારી છતાં પુસ્તકની કિંમત ઓછી રાખી શકાઇ હોત.

શ્રી. દેસાઇભાઇએ લખેલાં ' **શિશુ રામાયણ** ' અને ' **બાલરામાયણ** ' સત્વર પ્રસિદ્ધ થાય અને ' **કુમાર રામાયણ** ' તેઓ સત્વર લખે તેમ આપણે ઇચ્છીએ.

અમદાવાદની **શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ** અવારનવાર મફત અથવા તો નજીવી કિંમતે લોકોપયોગી પુસ્તકો પ્રગટ કરે છે. તેણે સત્યેન્દ્રનાથ મજુમદારના પુસ્તક પરથી અનુવાદ કરાવીને ' **બાળકોના વિવેકાનંદ** ' પ્રકટ કર્યું છે. આ પુસ્તકમાં સ્વામી વિવેકાનંદનું જીવન ટૂંકમાં આપેલ છે. પણ ભાષા જોતાં મોટી ઉંમરનાં બાળકોને તે ગમે તેવું છે.

' **મારો બાગ** 'ના લેખક શ્રી. રતિલાલ ગૌરીશંકર ઓઝાએ ' **સાચી સુંદર વાતો** ' બહાર પાડી છે. તેમાં સત્તર વાતો આપેલી છે. આમાંની કેટલીક વાતો અગાઉ એકથી વધારે વખત પ્રસિદ્ધ થઇ ગયેલી હશે, પણ તેથી આ પુસ્તકની કિંમત ઓછી થતી નથી.

શ્રી. મનુભાઇ જોધાણીકૃત ' જનપદ ' ભાગ ૨–૩ ચાલુ વર્ષે બહાર પડેલા છે. પહેલો ભાગ પ્રસિદ્ધ થતાં જ શ્રી. મનુભાઇએ પોતાનું સ્થાન બાલસાહિત્યમાં નક્કી કરી લીધેલું છે. આ બે ભાગોમાં મળીને કુલ ૨૩ રેખાચિત્રો આપણને મળે છે. અને એ રીતે ગામડા અગર શહેરોમાં નિત્યજીવનમાં મળી આવતી દરેક જ્ઞાતિની વ્યકિતનું રેખાચિત્ર આવી જાય છે. શ્રી. મનુભાઇની શૈલી વિષે હવે બે મત નથી. તે વાંચતાં વાચકને પોતે જોયેલી વ્યકિતનું રેખાચિત્ર જ જાણે કેમ હોય તેમ લાગે છે. પાછળ. તળપદા શબ્દોના અર્થો આપીને પુસ્તકની કિંમત વધારી છે.

શ્રી. **ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે** ગુર્જર બાલગ્રંથાવલિ શ્રેણિ ત્રીજીના ભેટપુસ્તક તરીકે ' **અમર યાત્રાધામો** ' બહાર પાડેલ છે: આ પુસ્તકમાં 'અવન્તિકા, મથુરા, બળદેવજી, ગિરિરાજ, વૃંદાવન, કામવન, અજમેર, પંઢરપુર ' વગેરે તેર યાત્રાસ્થળોનાં વર્ણન શ્રી. રમણલાલ શાહે આપેલાં છે. પુષ્કળ ચિત્રો આપીને આ પુસ્તકને બાળકો માટે જ નહિ પરંતુ મોટાઓ માટે પણ ઉપયોગી બનાવવામાં આવ્યું છે દરેક યાત્રાધામનો ઇતિહાસ આપવામાં આવેલ હોઇ ઇતિહાસના શોખીન વાચકોને પણ ગમી જાય તેવું પુસ્તક બન્યું છે.

આજ સંસ્થાએ ચાલુ વર્ષમાં શ્રી ' ધૂમકેતુ 'નાં બે પુસ્તકો પ્રગટ કર્યાં છે. બન્ને પુસ્તકો તેમની ' **સસ્તી સાહિત્ય વાટિકા** 'માં પ્રગટ થાય છે. ' **હ્યુએનસંગ** ' ( જેનો ખરો ઉચ્ચાર ' ટરન્–ત્સવાહ્ ' હોવાનું શ્રી. ધૂમકેતુ પહેલે પાને જ કહે છે. છતાં તે ઉચ્ચારથી આપણે પરિચિત હોઇએ તેથી કે બીજા ગમે તે કારણથી તેમણે ખરા ઉચ્ચારનો ઉપયોગ કર્યો નથી. ) નું ચરિત્ર વર્ષો અગાઉ ' કુમાર ' માસિકમાં પ્રગટ થઇ ગયેલું તે પુસ્તિકારૂપે પ્રગટ થાય છે. શ્રી. ધૂમકેતુની શૈલીથી જીવનચરિત્ર વાંચવામાં રસદાયક બન્યું છે. બીજું પુસ્તક ' **વીર વનરાજ** ' જરા વિસ્તૃતરૂપે લખાયેલ છે, અને કુમારોને ખાસ પ્રેરણાદાયક થઇ પડે તેવું છે. શ્રી. ધૂમકેતુ હજુ આપણને બીજાં ઘણાં જીવનચરિત્રો આપવાની ઇચ્છા રાખે છે, તે આપણને સત્વર આપે તેમ ઇચ્છીએ.

શ્રી. રતિલાલ અધ્વર્યુએ **સંગીતપ્રવેશ પોથી**નો પહેલો ભાગ બહાર પાડેલ છે. તેમાં પોતાનાં પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ ગીતો સ્વરાંકન સાથે આપેલાં છે. શ્રી. અધ્વર્યુ પોતાનાં બીજાં પુસ્તકોથી અત્યાર અગાઉ આપણને જાણીતા છે. તેમના આ ગીતોના સંગ્રહમાં પ્રહસન તરીકે સંગ્રહાયેલાં ત્રણ ગીતો તો ખૂબ ગમી જાય તેવાં છે, અને અમદાવાદમાં ત્રણેક વર્ષ પહેલાં મળેલ શિક્ષક પરિષદમાં ગવાયેલ ' મારી ભણવાની પીડા મટાડો કોઇ' ની સહેજે યાદ આપે છે. આ સંગીત પ્રવેશપોથીના વધારે ભાગ બહાર પાડવાના શ્રી. અધ્વર્યુ-ના મનોરથો સત્વર સફળ થાય તેમ આપણે ઇચ્છીએ.

આ ઉપરાંત પણ બીજાં પુસ્તકો બહાર પડયાં હશે, પણ તેમનાં નામ જાણમાં ન હોઇ આપી શકાયાં નથી. નજીકના ભવિષ્યમાં કદાચ કોઇ પુસ્તક જોવાનો સુયોગ પ્રાપ્ત થશે તો તે વિષે બનતી નોંધ લેવામાં આવશે.

અંતે લેખકો તથા પ્રકાશકોના મળેલા સહકાર માટે ફરીથી આભાર માની આ પત્ર પૂરો કરું છું.

છોટાલાલ માનસીંગ કામદાર

# પરિશિષ્ટ

## શ્રી. નાગરદાસ ઈ. પટેલ (મલાડ) દ્વારા સંપાદિત બાલવિનોદમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ રાજહંસ | | ૦-૩-૦ |
| ૨ કનૈયો | | ૦-૩-૦ |
| ૩ ધનિયો | | ૦-૩-૦ |
| ૪ બટમોગરો | | ૦-૬-૦ |

## બાલવિનોદ ગ્રંથાવલિ

| | | |
|---|---|---|
| ૧ ત્રણ દીકરા | ( નાગરદાસ પટેલ ) | ૦-૬-૦ |

## અશોક બાલપુસ્તકમાળાનાં પુસ્તકો

( ૫૦૦ પાનાનું સચિત્ર વાચન વાર્ષિક લવાજમ રૂા. ૨-૮-૦ )

| | | |
|---|---|---|
| ૧ ચોપડાંની દુનિયા-ખંડ ૨ | (રમણલાલ નાનાલાલ શાહ) | ૦-૬-૦ |
| ૨ ગમો ગાંધી | (રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ) | ૦-૩-૦ |
| ૩ હાસ્યતરંગ ખંડ ૪ થો | (નાગરદાસ પટેલ) | ૦-૩-૦ |
| ૪ હીરકણી | ( ,, ) | ૦-૬-૦ |
| ૫ કોણ કેમ અને શું ખંડ ૨ | (પુરુષોત્તમ હ. પટેલ) | ૦-૩-૦ |
| ૬ ભારતકથાઓ | ( હર્ષદ પંડ્યા ) | ૦-૬-૦ |
| ૭ પોયણી | ( હરિલાલ પંડ્યા ) | ૦-૩-૦ |
| ૮ નવી નવાઈઓ ખંડ ૨ | ( રમણલાલ શાહ ) | ૦-૬-૦ |
| ૯ ગંગામૈયા | ( સોમાભાઈ પટેલ ) | ૦-૩-૦ |

## બાલજીવન કાર્યાલય-વડોદરાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ ઈસપ નીતિકથાઓ-ભાગ ૩ | | ૧-૦-૦ |

## બાલજીવન કિશોર સાહિત્યમાળા

| | | |
|---|---|---|
| ૧ પ્રશ્નધારા | (રમણલાલ નાનાલાલ શાહ) | ૦-૬-૦ |
| ૨ આનંદતરંગ | ( ,, ) | ૦-૬-૦ |

## શ્રી. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ જનપદ ભાગ બીજો | ( મનુભાઈ જોધાણી ) | ૦-૧૨-૦ |
| ૨ જનપદ ભાગ ત્રીજો | ( ,, ) | ૦-૧૨-૦ |
| ૩ અમર યાત્રાધામો | ( રમણલાલ શાહ ) | ૧-૦-૦ |
| ૪ હુ એન સંગ | ( ધૂમકેતુ ) | ૦-૩-૦ |
| ૫ વીર વનરાજ | ( ,, ) | ૦-૬-૦ |

## યુગાંતર કાર્યાલય-સૂરતનાં પુસ્તકો

પુરાણનાં પાત્રો ( લે. શારદાપ્રસાદ વર્મા )

| | | |
|---|---|---|
| ૧ સીતા | | ૦-૧-૬ |
| ૨ હનુમાન | | ૦-૧-૬ |
| ૩ ધ્રુવકુમાર | | ૦-૧-૬ |
| ૪ શ્રી કૃષ્ણ | | ૦-૪-૦ |
| ૫ રામચંદ્ર | | ૦-૫-૦ |

## બાલશક્તિ ગ્રંથાવલિ-મોડાસાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ ઉંદરમામા | ( મસ્તફકીર ) | ૦-૫-૦ |
| ૨ પોપટની મુસાફરી | ( છોટુલાલ હ. કોઠારી તથા કીરતન લટકારી ) | ૦-૫-૦ |
| ૩ ચાંદામામા | ( નાગરદાસ પટેલ ) | ૦-૫-૦ |
| ૪ ગુલકંદ | ( મોહનલાલ પાઠક ) | ૦-૫-૦ |

## શ્રી. ભારતી સાહિત્ય સંઘ ( અમદાવાદ તથા મુંબઇ )ની
### અરુણ ગ્રંથમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ જાંબુની ડાળે | ( ઇન્દ્ર વસાવડા ) | ૦-૮-૦ |
| ૨ તુલસીનાં પાન | ( લાભુબહેન મહેતા ) | ૦-૫-૦ |
| ૩ જંગલમાં મંગલ ભા. ૨ | ( હરજીવન સોમૈયા ) | ૦-૫-૦ |
| ૪ પંચગનીના પત્રો | (સ્વ. ચમનલાલ વૈષ્ણવ) | ૦-૪-૦ |
| ૫ એનું નામ નરેન્દ્રકુમાર | ( લાભુબહેન મહેતા ) | ૦-૪-૦ |
| ૬ કેમ અને ક્યારે | ( ડુંગરશી સંપટ ) | ૦-૫-૦ |

### શ્રી ગાંડીવ સાહિત્ય મંદિર-સૂરત

| | | |
|---|---|---|
| ૧ બકુલ ભાગ ૧ | ( અનંત ) | ૦-૩-૦ |
| ૨ નીલમ ભાગ ૨ | ( ,, ) | ૦-૪-૦ |
| ૩ એક હતો રાજા ભા. ૧ | ( પરમાલ ) | ૦-૩-૦ |
| ૪ હીરાકણી | ( ભાનુશંકર જોષી ) | ૦-૪-૦ |
| ૫ કીર્તિસ્તંભ ભાગ ૩ | ( શામરાવ આગરકર ) | ૦-૫-૦ |
| ૬ એક હતો રાજા ભા. ૨ | | ૦-૩-૦ |
| ૭ પંચામૃત | ( ભાનુશંકર જોષી ) | ૦-૭-૦ |
| ૮ અમીઝરણાં | ( કસનજી મ. દેસાઇ ) | ૦-૩-૦ |
| ૯ આરસી | ( ખંડેરાવ પવાર ) | ૦-૪-૦ |
| ૧૦ બકોર પટેલ ભાગ ૨૦મો | ( હરિપ્રસાદ વ્યાસ ) | ૦-૮-૦ |

### આપણી બાળગ્રંથમાળા ( વાર્ષિક લવાજમ બે રૂપીઆ )
( પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ )

| | | |
|---|---|---|
| ૧ દહીંવડાં | ( હિમ્મતલાલ મૂર્થક ) | ૦-૬-૦ |
| ૨ ધરતીનો બાળમેળો | ( ઇન્દુપ્રસાદ ભટ્ટ તથા મણિલાલ ઠાકર ) | ૦-૬-૦ |

### પ્રકીર્ણ પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ ભારતીય નીતિકથાઓ | | ૦-૬-૦ |
| ૨ બાળકોની વાતો ભાગ ૨ | (સં. સ્વ. ભિક્ષુ અખંડાનંદ) | ૦-૬-૦ |
| ૩ કથા મંગળ | ( રમણલાલ સોની ) | ૧-૪-૦ |
| ૪ કિશોર રામાયણ | (દેસાઇભાઇ નાથાભાઇ પટેલ) | ૧-૦-૦ |
| ૫ બાળકોના વિવેકાનંદ | (સત્યેન્દ્રનાથ મજુમદાર) (દોઢ આનાની ટીકીટો મોકલનારને મફત) | |
| ૬ સાચી સુંદર વાતો | (રતિલાલ ગૌરીશંકર ઓઝા) | ૦-૩-૬ |
| ૭ સંગીત પ્રવેશપોથી | (રતિલાલ અધ્વર્યુ) | ૦-૮-૦ |

### પુનર્મુદ્રણો

| | | |
|---|---|---|
| ૧ અલિબાબા | ( સૌ. વિદ્યાબહેન ) | ૦-૫-૦ |
| ૨ અક્ષરમાળા | ( નાગરદાસ પટેલ ) | ૦-૬-૦ |
| ૩ ચાલાક ચોર | ( રમણલાલ શાહ ) | ૦-૫-૦ |

### ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પુનર્મુદ્રણો

| | | |
|---|---|---|
| ૪ ખાટી મીઠી બાળવાતો | ( મનુભાઇ જોધાણી ) | ૦-૧૨-૦ |
| ૫ સુંદર વાતો | ( ગિજુભાઇ ) | ૦-૬-૦ |
| ૬ ભેરૂ | ( ,, ) | ૦-૬-૦ |
| ૭ અલિબાબા | ( વિદ્યાબેન ) | ૦-૫-૦ |
| ૮ હાલરડાં | ( મેઘાણી ) | ૦-૮-૦ |
| ૯ પરશુરામ | ( ધૂમકેતુ ) | ૦-૩-૦ |
| ૧૦ ચાંદની | ( મોંઘીબહેન ) | ૦-૫-૦ |
| ૧૧ પડઘા | ( ધૂમકેતુ ) | ૦-૬-૦ |
| ૧૨ પ્રાણીવર્ણન | ( ચંદ્રશંકર ભટ્ટ ) | ૦-૫-૦ |

૧૩ ધરતીકંપ (પ્રિયવદન બક્ષી) ૦–૪–૦
૧૪ કથાગીતો (સોમાભાઇ ભાવસાર) ૦–૮–૦
૧૫ વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૧ લી ૨–૦–૦
૧૬ વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૫ મી ૨–૪–૦

### બાલવિનોદ કાર્યાલય ( મલાડ ) નાં પુનર્મુદ્રણો

( બાલવિનોદમાળા દરેકની કિંમત ૩ આના )

| | | |
|---|---|---|
| ૧૭ | ભૂરિયો | છઠ્ઠી આવૃત્તિ |
| ૧૮ | લાલિયો | ચોથી ,, |
| ૧૯ | ઉંદરદેશ | છઠ્ઠી ,, |
| ૨૦ | સોણુલિયો | ત્રીજી ,, |
| ૨૧ | દુલારી | બીજી ,, |
| ૨૨ | ધરતીમાતા | બીજી ,, |
| ૨૩ | રણધીર | ચોથી ,, |
| ૨૪ | રાવજી | ચોથી ,, |
| ૨૫ | વહેંતિયો | બીજી આવૃત્તિ |
| ૨૬ | ગરવી ગુજરાત | બીજી ,, |
| ૨૭ | સોનાનાં પગલાં | બીજી ,, |
| ૨૮ | મુંબાઇ | બીજી ,, |
| ૨૯ | કાળિયો | ત્રીજી ,, |
| ૩૦ | ભાણિયો | છઠ્ઠી ,, |
| ૩૧ | લંકાની લાડી | બીજી આવૃત્તિ |
| ૩૨ | રતનિયો | આઠમી ,, |
| ૩૩ | ભગો | પાંચમી ,, |

### અશોક બાલ પુસ્તકમાળાનાં પુનર્મુદ્રણો

| | | |
|---|---|---|
| ૩૪ | રંભાનું રસોઇઘર ખંડ ૨ | ચોથી આવૃત્તિ |
| ૩૫ | નાની મોટી વાતો ખંડ ૧૦ | ત્રીજી ,, |
| ૩૬ | વિજ્ઞાનવિહાર ખંડ ૪ | બીજી ,, |
| ૩૭ | હાસ્યતરંગ ખંડ ૧ | બીજી ,, |
| ૩૮ | કેશુડાં | ત્રીજી ,, |
| ૩૯ | જ્પીના બાગમાં | ત્રીજી ,, |
| ૪૦ | કુતૂહલ ખંડ ૧ | ત્રીજી ,, |
| ૪૧ | આપણાં મિત્રો | ત્રીજી ,, |
| ૪૨ | શા માટે | ચોથી ,, |
| ૪૩ | કુતૂહલ ખંડ ૨ | બીજી ,, |
| ૪૪ | વિજ્ઞાનવિહાર ખંડ ૧ | ત્રીજી ,, |
| ૪૫ | વિજ્ઞાનવિહાર ખંડ ૨ | ત્રીજી ,, |
| ૪૬ | રંભાનું રસોઇઘર ખંડ–૩ | ચોથી ,, |
| ૪૭ | ગલુડિયાં | બીજી ,, |
| ૪૮ | લેનિન | બીજી ,, |
| ૪૯ | પત્રપેટી | બીજી ,, |
| ૫૦ | અક્ષરમાળા | સુધારેલી બીજી ,, |

# વાચનતરંગ : ( આવતી કાલ )

' આવતી કાલ 'ની જ્વાળાઓ જ્યારે ' આજ 'ને સ્વરૂપે સમસ્ત હિંદને ભરખી જતી હોય ત્યારે આમ દૂર દૂર સહીસલામતીની ગોદમાં છુપાઇને તેનો પરિચય આપવામાં મૂર્ખતા અને કાયરતા, ઉભય સમાયેલાં છે એમ લાગવા છતાં, લીધેલું કાર્ય પાર પાડવામાં જ મેં ગૌરવ માન્યું છે.

એનો પ્રધાન સૂર દર્દ અને વેદના છે. હિંદમાં ઊંડે ઊંડે ઘૂસી ગએલાં ' ગરીબી ', ' અસમાનતા ', ' ભૂખમરો ' અને એ બધામાંથી ઉપજતી ગુલામીની જંજીરોને તોડી-ફોડી ફેંકી દેવાની અને નવેસર હિંદની પુનર્રચના કરવાનો આશય " આવતી કાલ "ને પાને પાને ઝળકી ઉઠે છે.

હિંદની ગુલામીની શૃંખલાઓ તોડવા માટે સંપૂર્ણ સંગઠન, સાર્વત્રિક હડતાળ, સત્યાગ્રહ અને ગ્રામોદ્યોગ એમ પાયારૂપ ગોઠવ્યાં છે. અને એ સુદઢ પાયા ઉપર ત્યાગ, સંયમ, બલિદાન અને સમર્પણના મહામોંઘા મંત્રો પઢાવતી ઇમારત ઊભી કરી છે. અને એ ઇમારતની ટોચે ' સ્વરાજ્ય 'ની તખ્તી લટકાવી છે.

લેખકે શરૂઆતમાં જ ભભાને મુખે આંબાવાડીઆમાં કહાવી દીધું છે કે ' જે મહેનત કરે તે જ માલીક. ' અને આખી નવલકથા જાણે આ વિધાનને સત્ય કરવા ન મથતી હોય તેમ દોરાયેલી લાગે છે.

ભભલાને સામાન્ય કોળીમાંથી મહાન લૂંટારો અને તે પણ દાનવીર લૂંટારો બનાવી, ત્યાંથી ઉપાડીને મુંબાઇની ઘોડદોડની હરીફાઇના ધંધામાં મૂકી દઇ મહાન, શ્રીમંત બલભદ્ર ઠાકોર બનાવી દીધા સુધીની પ્રસંગપરંપરા વાસ્તવિક લાગતી ન હોવા છતાં, તે પછીનો ભાગ તો અતિશય ઝીણવટથી દોરાયેલો નજરે પડે છે. એટલે પાયાની અવાસ્તવિકતાની ચર્ચા કરવા જતાં તે ઉપરની સુંદર ઇમારતનો અને તેની પાછળના સ્તુત્ય પ્રયાસનો લાભ ખોવો પડે તે ઇષ્ટ નથી.

બલભદ્ર શ્રીમંત બને છે–મહાન બને છે. દાનેશ્વરી કર્ણની તુલનામાં આવી જાય છે, પણ તેને સુખ નથી. તેને એક મહાન વ્યક્તિના બોલ વારંવાર ખટકે છે.

> " એ માર્ગ અધર્મનો છે. એ રસ્તો સાચનો નથી, પરમાર્થનો નથી, એમાં તમારૂં કે જગતનું કલ્યાણ નથી. પોતાની જાત ઘસીને, પોતાની સુખસગવડોનો ભોગ આપીને બીજાનું ભલું કરવું એમાં ખરી માણસાઇ લાગે છે. "

સંત પ્રીતમરાયના ઉપરોક્ત ઉદ્દગારની અસર ભભા બલભદ્રના જીવનમાં એટલી ઊંડી થાય છે કે માર્ગમાં અનેક પ્રલોભનોની મોહજાળ પથરાયેલી હોવા છતાં, તેમાં ન ફસાતાં તે છેવટ સુધી અડગ અને અહિંસક રહી સ્વાતંત્ર્યના પ્રયત્નોમાં ગાંડો ને ઘેલો બનીને ઘૂમે છે.

ભભાભાઇનું હૃદયમંથન ખ઼તાવતાં લેખક સમાજમાંના પ્રતિષ્ઠિત ગુંડાઓ અને ભભા–બલભદ્રની પવિત્ર ગુંડાગીરીનો અચ્છો સમન્વય સાધી બતાવે છે.

> " હા, હું ચોરીનો ધંધો કરૂં છું, પણ એને ચોરી ગણતો નથી. જેની પાસે વધારે પડતું છે તેની પાસેથી લઇ જેની પાસે કંઇ નથી તેને વહેંચી દેવું એમાં શું ખોટું છે ?

" અને નીતિ ? આ બધા દાનેશ્વરીઓમાં ક્યાં અને કેટલી નીતિ છે એ હું જાણું છું. લોકોની આંખમાં ધૂળ નાખીને ધોળે દિવસે લૂંટ ચલાવવી એ નીતિ છે ? મજૂરોનાં લોહીનું પાણી કરીને મેળવેલો પૈસો નીતિની કમાણી છે ? શા માટે બોલાવો છો ? હા, હું ગરાસિયો નથી, કાળો છું; પણ ગરીબ ખેડૂતો ને મજૂરોનાં હાડચામ નીચોવીને તાલેવંત થએલા જમીનદારો ને શેઠશાહુકારો કરતાં સારો છું. "

આમ ભભાને મુખે લેખક પોતાના હૃદયમાં ઘોળાતા વિષઘૂંટ રજૂ કરે છે.

ત્યારપછી ખૂબ જ મંથન બાદ બળભદ્ર મિલની હડતાળમાં જોડાવાનું પસંદ કરે છે. ' જ્યાં સુધી તમે ભૂખ્યા રહેશો ત્યાં સુધી મારે પણ ખાવું હરામ છે ' આમ મજૂરોને પ્રેરણા ને ઉત્સાહ અર્પતો અહિંસક બલભદ્ર ચોમેર ઘૂમતો–ફરતો હડતાળને વધુ ને વધુ મજબૂત બનાવતો જાય છે.

શેઠની પાસેથી મિલ ખરીદવી ને કામદાર સંઘને નામે કરવી; બંગલાને બદલે મિલની ચાલીમાં રહી સુંવાળી રૂપવતી અને કુમળા કિરણની સાથે કામ કરવા જવું; ખાનપાનની અત્યંત સાદાઇને ક્વચિત ઉપવાસ પણ કરી લેવાની તૈયારી તથા મોડી રાત અને વહેલી પરોઢનો માનસિક શ્રમ; આ બધું તેના જીવન–પરિવર્તનનાં ક્રમશઃ પગથિયાંરૂપ છે.

પછી તો તે પરદેશ પ્રચારાર્થે ઉપડે છે. તે દરમિયાન રૂપવતી પકડાય છે. સાર્વત્રિક હડતાળ સ્મશાન સમી શાંતિ પ્રસરાવતી વધુ ને વધુ પ્રચંડ સ્વરૂપ પકડતી જાય છે. ખૂનામરકી ચાલે છે. લોહીની નદીઓ વહે છે, ગ્રામોદ્યોગથી પોષણ કરતો મારુતિસંગ પણ રાતના અચાનક તોપને ગોળે ઊડી જાય છે. નિર્દોષ બાળ, સ્ત્રી અને વૃદ્ધોનો નાશ થાય છે. આ બધા પ્રસંગો ચીતરી લેખકે સરકારની ક્રૂરમાં ક્રૂર દમનનીતિનો અને ભીષણમાં ભીષણ અસાચાર પ્રત્યેનો કારમો રોષ ઠાલવ્યો છે. પ્રત્યેક વાચક હૃદયમાંથી આંસુની નદીઓ વહી રહે તેવી કરુણા રેલાવી છે. અને ત્યાં જ લેખકની અહિંસક સ્વાતંત્ર્યયુદ્ધની સફળતાની છેલ્લી કસોટી થતી હોય છેઃ જાણે કે આ બલિદાન–મૂકબલિદાન જગતમાત્રમાં અપૂર્વ એવું રોમાંચક બલિદાન–જેને દેશવિદેશનાં ખુદ ઇંગ્લાંડનાં જ પત્રોએ પણ હૃદયભીનાં પત્રાંજલિઓ અર્પેલી એવું બલિદાન જ સ્વાતંત્ર્યયુદ્ધની છેલ્લી ને સ્વરાજની પ્રથમ કડીરૂપ હોય તેમ જણાય છે.

આમ દેવાયેલા બલિદાનની ભસ્મ-અર્કમાંથી નવસર્જન થતું હોય તેમ નૂતનયુગનાં મંડાણ થાય છે. સ્વરાજ એ તેનો–તે યુગનાં માનવોનો જન્મસિદ્ધ હક્ક છે; ઉત્સાહ તેનો પ્રાણ છે; સત્ય ને અહિંસા તેના મહામોંઘા જીવનમંત્રો છે; સ્વાતંત્ર્ય એ તેમની માયા ને મૂડી છે; અવનિ ઉપરના પ્રત્યેક માનવને પૂરતું પોષણ મળી રહે તે માટેનો અવિરત છતાં પ્રમાણિક શ્રમ એ તેમનો દૃઢ નિશ્ચય છે; પ્રામાણિકપણું એ તેમની પ્રસન્નતા છે; રેંટિયો તેમની કામધેનુ છે; સેવા તેમનું સંગીત છે. આ પ્રકારના અસ્પષ્ટ છતાં પ સ્પષ્ટ ભણકાર ' આવતી કાલ 'માંથી વાગતા સંભળાય છે. નૂતનયુગની નૂતન મિલરચના તથા નાનાં નાનાં કારખાનાં વગેરેની કાર્યસિદ્ધિદર્શક રૂપરેખા તો લેખકે પોતે પણ બને તેટલી સ્પષ્ટતાથી આછી પાતળી આંકી બતાવી છે. અહીં આ વાર્તા પૂરી થાય છે.

જો કે આ નવલકથામાં કોઈ વાદનું સચોટ સમર્થન નથી જ જણાતું; છતાંએ લેખક ' અહિંસાનો વિજય 'નું વિધાન સત્ય કરવા પાછળ જ મચી રહ્યા હોય તેમ બળ

[ અનુસંધાન પાછળ પૃ. ૬૬૬ને છેડે ]



૧ પારુઃ—(મૂળલેખકનું નામ નથી લખ્યું.) અનુવાદકઃ શ્રી. "મૃદુલ" પ્રકાશકઃ મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૮૪, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. બે.

પ્રકાશકના જણાવવા મુજબ આ નવલકથા સાચે જ નવલસમ્રાટ શરદ્‌બાબુની પ્રશંસા માગી લે તેવી છે. એમાં શરદ્‌બાબુની વાર્તાકલાનો, બલ્કે કોઇ કોઈ સ્થળે તેથી પણ વધુ ઉત્કૃષ્ટ વાર્તાકલાનો પરિચય મળે છે. રાજરાણી થવાની મહત્ત્વાકાંક્ષી રમણી પારુ સામાન્ય સ્થિતિવાળા એક ભોળા બીજવરને પરણી ત્યાં કેવી સ્થિતિસંજોગોમાં દિવસો ગુજારે છે; પતિની આફત વેળા એને બચાવવા કેવી વિહ્વળ બને છે, ઘરની સરમુખત્યાર સમી ફોઇબાના તેમ જ લોભી દિયરના પાપે તેને તથા તેના પતિને કેવાં કેવાં કષ્ટો સહન કરવાં પડે છે વગેરે પ્રસંગો આ વાર્તાનવેશે જાણે કોઈ સિનેમાચિત્ર જોતા હોઇએ તેવો તાદૃશ ચિતાર સ્વરૂપે આપણી સમક્ષ રજૂ કર્યો છે. લેખકની વસ્તુગૂંથણી અને વાર્તાશૈલી પ્રશંસાના પુષ્પો માગી લે તેવી છે.

આપણે ઇચ્છીએ, પ્રકાશક લેખકને સત્વર પ્રકાશમાં લાવે અને તેમની આવી કૃતિઓ પણ પ્રગટ કરતા રહે.

**૨ ઠંડી ક્રૂરતા અને બીજાં નાટકોઃ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. ધૂમકેતુ, પ્રાપ્તિસ્થાનઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૧૬૭, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

લેખકે લખેલ તણખામંડળ ચોથામાં પ્રકટ થયેલ "ઠંડી ક્રૂરતા"ને નાટકના તખ્ના

---

[ પૃ. ૬૬૫નું અનુસંધાન ]

ભદ્રના પૂર્વભૂત પ્રસંગો બાદ કરતાં જણાયા સિવાય રહેતું નથી. અને એ રીતે આ વાર્તાને 'અહિંસક સ્વાતંત્ર્ય યુદ્ધ' અંગેની વાર્તા પણ ગણાવી શકાય.

મહાયુદ્ધની જ્વાળા પ્રગટી, ખૂનામરકી અને લોહી રેડાયાં; શાહબુદ્દીન, તૈમૂર ને ગીઝનીની છાયા બ્રિટિશ મુત્સદ્દીઓમાં પથરાઇ રહી. અને એમાંથી હિંદનું રહ્યું સહ્યું સત્વ પણ ચુસાવા લાગ્યું. નિઃસત્વ બનેલ હિંદે રોગ, ભૂખમરો, ચોરી, લૂંટફાટ, વ્યભિચાર એમ અનેક દુર્ગુણોનો દાવાનળ સળગાવ્યો. ભરખી જતા દાવાનળના તાપના ત્રાસથી વ્યાકુળ બનેલું લેખકહૃદય તેનો સાચો ઉકેલ રજૂ કરે છે. એમ જોતાં 'આવતી કાલ' હિંદની 'આવતી કાલ' બની રહે એવી છૂપી છૂપી પણ આશા સેવતી બહાર પડી નહિ હોય, એમ કોણ કહી શકે ? અને આમ હૃદયના ઉંડાણમાં છુપાઈ રહેલા ભાવો મૂર્તિમંત થતાં એ દર્દ અને વેદનાથી પીડિત લેખક હૃદયને આનંદની લહરિઓ 'પચાસ વર્ષ પછી'ને મથાળે લખેલી નવી વાર્તાની સિદ્ધિ તરફ પ્રેરે તો નવાઇ નહિ. — 'રવિ'

પર ભજવી શકાય તેવા રૂપે તૈયાર કરી આ પુસ્તકની શરૂઆતમાં પ્રથમ નાટક તરીકે મૂક્યું છે. એ નાટક અમદાવાદના શારદા મંદિર તેમ જ ગુજરાત કૉલેજમાં સફળ રીતે ભજવાયું પણ હતું.

તે પછીનાં નાટકોમાં બીજું ગુજરાતના ઇતિહાસમાં અમર થઇ ગયેલ પ્રસંગ-શ્રીદેવીના વનરાજને રાજતિલક કરતાં પહેલાં શ્રીદેવીએ વનરાજનો રાજયોગ પારખી તેને શોધી કાઢી રાજતિલક કર્યાનો-દેશપ્રેમપ્રેરક પ્રસંગને રજૂ કર્યો છે. આ એકાંકી નાટિકા પણ ભજવવા જેવી છે. અને ત્રીજી નાટિકા "પસંદગીનો વર"માં બે કોલેજિયન મિત્રો પત્નીપસંદગીમાં કેટલે દરજ્જે સફળ–અસફળ થાય છે તેનો સરસ ચિતાર આપે છે. આજનાં લગ્નની મીમાંસા અને ચર્ચા કરતાં યુવક–યુવતીઓને નાટિકા ઠીક કટાક્ષ અર્પે તેવી છે. એકંદરે ત્રણે નાટકો પ્રસંગોપાત્ત ભજવવા જેવાં છે.

**૩ રમાઃ**—મૂળલેખકઃ શ્રી. શરદ્‌બાબુ; અનુવાદકઃ શ્રી. માણેકલાલ ગો. જોષી, પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૬+૧૬૭, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. બે. ૧૯૪૨

શરદ્‌બાબુએ લખેલ પલ્લીસમાજ પરથી રંગભૂમિ પર ભજવાય તેવી રીતે, શરદ્‌બાબુએ પોતે તૈયાર કરેલ નાટક તે આ "રમા" છે. એના હિંદી અનુવાદ પરથી આ ગુજરાતી અનુવાદની યોજના થઇ છે. મૂળ પલ્લીસમાજ કથાનક જેમણે વાંચ્યું હશે તેમણે, રંગભૂમિ પર ભજવવા માટે મૂળ કથાના સ્થળાદિના જરૂરી કેટલાક ફેરફારપૂર્વક તૈયાર થયેલું આ નાટક જોઇ જવા જેવું છે.

**૪ ગૂજરાત સાહિત્ય સભા-અમદાવાદની ૧૯૪૧-૪૨ની કાર્યવહીઃ**— પ્રકાશકઃ મંત્રીઓ, ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ. ઉભી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૧૮૦, સાદુ પૂઠું, મૂલ્ય રૂપિયા બે.

ગૂજરાત સાહિત્ય સભા તરફથી ગુજરાતી વાઙ્મયમાં પ્રસિદ્ધ થતાં પુસ્તકોનું, જાણીતા વિદ્વાનો પાસે અવલોકન કરાવી પ્રસિદ્ધ કરવાની યોજના છે. દરવર્ષે, આ યોજનાનુસાર, *પ્રકટ થતાં અવલોકનોની માફક ૧૯૪૧–૪૨ ના વર્ષ દરમિયાન પ્રકટ થયેલાં ગુજરાતી* પુસ્તકોનું શ્રી. ત્રિભુવનદાસ લુહાર, શ્રી. યશવંત શુક્લ અને પ્રો. શ્રી. ધનજીભાઇ ફકીરભાઇએ કરેલાં અવલોકનો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. પુસ્તકાલયો માટે આ અવલોકનો ઉત્તમ માર્ગ-દર્શન પૂરું પાડે તેવાં છે. એટલે પુસ્તકપસંદગી માટે પુસ્તકાલયના ગ્રંથપાલ એક વાર આ અવલોકનો વાંચી જઇ એમાંના અભિપ્રાયને લક્ષ્યમાં લઇ પુસ્તકાલયમાટે પુસ્તકોની પસંદગી કરશે તો તેથી પુસ્તકાલયમાં કોઇ નગણું પુસ્તક ઘૂસી જવાના ભયસ્થાનથી તે બચી જ જશે.

આ અવલોકનો ઉપરાંત, એમાં સાહિત્ય સભા તરફથી વખતોવખત યોજયેલાં વ્યાખ્યાનો પણ આપ્યાં છે, જેમાંનાં કેટલાંક અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે તેવાં છે.

ગૂજરાત સાહિત્ય સભાની આ પ્રવૃત્તિને અમે આવકારીએ છીએ અને દર વર્ષે આવાં અવલોકનો પ્રકટ કરતા રહે તેવી વિનંતિ કરીએ છીએ. અન્ય સ્થળોની સાહિત્ય સભાઓ પણ જો આવી પ્રવૃત્તિઓ હાથ ધરે તો તે પણ આવકારપાત્ર જ લેખાશે.

**૫ દાર્શનિક શબ્દાવલિ**—(શ્રી. અરવિંદકી) સંગ્રહકર્તાઃ શ્રી. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી; પ્રકાશકઃ શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ. ક્રાઉન કદનાં હાથબનાવટના કાગળનાં પૃષ્ઠ ૮+૧૧૧+૨૪, બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

તત્ત્વજ્ઞાન વેદાંતના અભ્યાસીઓને એ વિષયમાં વપરાતા ખાસ પારિભાષિક શબ્દોનો હિંદી, બંગાળી, ગુજરાતી અને મરાઠી ભાષાના પર્યાય સાથેના શબ્દોનો આ બહુ મહેનતે તૈયાર થઇ શકે તેવો સંગ્રહ છે. તત્ત્વજ્ઞાનમાં રસ ધરાવતા અને તે વિષયમાં ઊંડા ઊતરેલાઓ માટે આ એક અમૂલ્ય સંગ્રહ છે, એમ કહેવું પડે. પુસ્તકના અંતે અંગ્રેજીમાં શબ્દાર્થરેખા આપી તેમાં પારિભાષિક વ્યાખ્યાઓ પણ અપાઈ છે.

એ વિષયના અભ્યાસીઓ માટે આ પુસ્તક સાચે જ ઉપયોગી નીવડે તેવું છે.

**૬ શ્રીજી ઇરાનશાહનો ગરબોઃ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, પારસી કોલોની, દાદર, મુંબઈ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬, સાદું પૂઠું, મૂલ્ય ૦-૪-૦.

ગયા નવેમ્બર માસમાં, ઇરાનશાહનો પવિત્ર કેબલો ઉજવાયો તે પ્રસંગને અનુરૂપ કંઇક લખવા કવિશ્રીને વિનંતિ થતાં પોતાને પ્રેરણા જાગતાં લખેલ આ ઐતિહાસિક પવાડાને ગરબામાં ઉતાર્યો છે. એની પહેલી આવૃત્તિ તા. ૪-૧૧-૪૨ ના નવેમ્બરના રોજ પ્રકટ થઇ પછી તુરત જ તા. ૧૯-૧૧-૪૨ ના રોજ માત્ર પંદર દિવસના ગાળે આ બીજી આવૃત્તિ પ્રકટ થઇ છે, એ એની લોકપ્રિયતા પૂરવાર કરે છે. એમાં પારસીઓ ઇરાનથી હિંદ આવી વસ્યા ત્યારથી લઇને આજ પર્યંતની ઐતિહાસિક વસ્તુગૂંથણી ગેય કાવ્યમાં રજૂ કરવામાં આવી છે. પારસીઓનો ઇતિહાસ જાણવાની જિજ્ઞાસા ધરાવનારને એ જરૂરી માહિતી આપશે.

**૭ બંસરીઃ**—લેખકઃ શ્રી. મનુભાઇ રાવ, પ્રકાશકઃ નવયુગ કલામંદિર, વડોદરા. ડેમી કદનાં પૃષ્ઠ ૩૨, સાદું પૂઠું, મૂલ્ય ૦-૪-૦.

ભાઇ મનુ રાવ એક ઉછરતા આશાદાયી ઊગતા લેખક છે. એમના આ પ્રસિદ્ધ થતા કવિતાલેખનના આ પ્રથમ પ્રયાસમાં તેઓ કંઇક સફળ થયા છે. લોકગીતો, સિનેમા અને નાટકોનાં ગીતોના ઢાળોમાં જુદી જુદી વસ્તુ પર લેખકે ગાવાં ગમે તેવાં કાવ્યો રચ્યાં છે. એમના આ પ્રથમ પ્રયાસને—આ કાવ્ય પુસ્તકને કાવ્યરસિક જનતા અપનાવે, એમ ઇચ્છીએ છીએ.

**૮ થી ૧૨ ફૂલછાબ નવપ્રકાશન શ્રેણિનાં પાંચ પુસ્તકો**—રાણપુરથી પ્રકટ થતા "ફૂલછાબ"નું પ્રકાશન હિંદ સંરક્ષણ ધારાના કારણે, કેટલોક વખત બંધ રહ્યું તે દરમિયાન "ફૂલછાબ"ના બદલામાં જનતાને કંઇક વાચન આપવાના ઉદ્દેશે ઉપર્યુક્ત સંસ્થાના સંચાલકોએ આ શ્રેણિની શરૂઆત કરી હતી. તે દ્વારા આજ સુધીમાં પાંચ પુસ્તકો—**(૧) મરેલાનાં રુધિર અને જીવતાનાં આંસુડાંઓ, (૨) આપણું ઘર, (૩) અકબરની યાદમાં, (૪) પાંચ વરસનાં પંખીડાં** અને **(૫) આપણા ઘરની વધુ વાતો** પ્રકટ થયાં છે. દરેક પુસ્તક એવી પ્રેરક અને રુચિકર શૈલીએ લખાયેલ છે, કે તે એકી બેઠકે વાંચી પૂરી કર્યા સિવાય નીચે મૂકવાનું મન ન થાય તેવી છે.

એમાંની પહેલી પુસ્તિકા—**મરેલાનાં** રુધિરમાં રાષ્ટ્રીય પુનરુદ્ધારકોમાંના કેટલાકની ઝડપી જીવન ઝાંખી કરાવી છે. આ પુસ્તકમાં એ પુનરુદ્ધારકો પૈકી રાજા રામમોહન રાય, સૈયદ અહમદખાન, મહર્ષિ દયાનંદ, દાદાભાઇ નવરોજી, એની બેસંટ, ગોખલે, દેશબંધુ, સરદાર

વલ્લભભાઈ અને સરહદના ગાંધી તેમ જ છેલ્લે ગાંધીજીનાં ટૂંકાં પણ પ્રેરક જીવનચરિત્રો આપ્યાં છે. બીજું પુસ્તક **આપણું ઘર**માં જેલને જ ઘર માની ગયેલા આપણા અગ્રગણ્ય સદ્‌ગત અને વિદ્યમાન એવા પાંચ નેતાઓના કારાવાસની કહાણીઓ આપી છે. કારાવાસની રહેણી-કરણી અને સુખ(!)દુઃખની વિવિધ કહાણીઓ આ પુસ્તકમાંથી મળે છે. નેતાઓના જેલ-જીવનનો હૂબહૂ ચિતાર આ પુસ્તક પૂરો પાડે છે; જ્યારે ત્રીજું પુસ્તક **અકબરની યાદમાં** સંપાદકોએ ઇસ્લામના હિંદપ્રવેશકાળથી-ઠેઠ સન ૭૩૨ થી માંડી વર્તમાન ઐતિહાસિક તવારીખમાં હિંદુ-મુસ્લીમ એકતાને લગતાં વિવિધ મિલન તેમ જ વિભાજક બળોનું દિગ્દર્શન કરાવ્યું છે. અને ચોથા પુસ્તક **પાંચ વરસનાં પંખીડાં**માં હિંદમાં પાંચ વર્ષ સુધી (અને કેટલાક તો તેથી પણ વધુ વર્ષ)નો રાજવહીવટ ચલાવતા શાસક-વાઈસરોયોની સામાજિક રસભરી અને રાજદ્વારી તેમ જ ખાનગી જીવનની રસપ્રદ અને જાણવાજોગ માહિતીઓ આપી છે. હિંદના વાઈસરોયો વિષેનો ઇતિહાસ ભણતા વિદ્યાર્થીઓને એમનો એ વિષય વધુ રુચિપ્રદ શૈલીનો આ પુસ્તકમાંથી મળશે, જ્યારે છેલ્લું પુસ્તક **આપણા ઘરની વધુ વાતો**માં બાબુ અરવિંદ ઘોષ, રાજાજી, અને બારીન્દ્ર ઘોષના જેલજીવનનો પરિચય અપાયો છે. અને છેલ્લો " જેલ ઑફિસની બારી " તો ગુજરાતી સાહિત્યમાં જેલજીવન વર્ણવતા શ્રી. મેઘાણીએ લખેલ પોતાના જેલજીવનનું હૃદયસ્પર્શી બ્યાન છે. પ્રત્યેક પુસ્તકાલયે આ શ્રેણિનાં સઘળાં પુસ્તકો વસાવી લેવા ભલામણ.

એકંદરે પાંચે પુસ્તકો દરેક પુસ્તકાલય પોતાને ત્યાં વસાવી લે. હવે આ શ્રેણીની છઠ્ઠી પુસ્તિકા પ્રકટ થવી બાકી છે તે ટૂંક મુદતમાં બહાર પડતાં એ શ્રેણિ પૂરી થશે. આખી શ્રેણિનું મૂલ્ય રૂ. ૩-૦-૦ છે.

**૧૩ સંસ્કારલક્ષ્મી**—( આવૃત્તિ બીજી ) લેખક : શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૪૦, પાકું પૂઠું, સંખ્યાબંધ ચિત્રો, બોક્સ બોર્ડના સંરક્ષણ સહિત, મૂલ્ય રૂ. ૫-૦-૦

ચાલુ વર્ષના સપ્ટેમ્બર માસમાં આ પુસ્તક પ્રકટ થયું હતું તે પછી તરત જ નવેમ્બર માસમાં આ એની બીજી આવૃત્તિ પ્રકટ થઈ છે. માત્ર બે માસના ગાળામાં કોઈ પણ પુસ્તકની નકલો ખલાસ થઈ જાય એ એની લોકપ્રિયતા માટે પૂરતું કહી શકાય. આ પુસ્તકનો પરિચય અમે " પુસ્તકાલય " માસિકના ઑક્ટોબર અંકના પૃષ્ઠ ૫૭૬ પર આ અગાઉ આપી ગયા છીએ. ફરીવાર અહીં સ્ત્રીઓના સર્વસંગ્રહ સરખા આ પુસ્તકની નવી આવૃત્તિને અમે આવકારીએ છીએ. શક્તિશાળી પુસ્તકાલયો આ પુસ્તક અવશ્ય પોતાને ત્યાં વસાવી લે. પહેલી આવૃત્તિ જે પુસ્તકાલયો ન મેળવી શક્યાં હોય તેઓને આ બીજી આવૃત્તિ બહાર પડવાથી પોતાને ત્યાં સદર પુસ્તક વસાવવાની સવલત આપવા માટે પ્રકાશકોને ધન્યવાદ.

**૧૪ વિસનગર અને વડોદરા રાજ્યની હકીકત**—(બીજી આવૃત્તિ) લેખક અને પ્રકાશક: શ્રી. મહાસુખભાઈ ચુનીલાલ શેઠ, મુ. વિસનગર. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૪૪૯, પાકું પૂઠું, મૂલ્ય રૂ. અઢી.

શેઠ મહાસુખભાઈએ સન ૧૯૨૫ માં આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રકટ કરી હતી. ત્યાર પછી આજે જ્યારે તત્કાલીન અને આજની પરિસ્થિતિમાં વિશાળ પલટો આવી ગયો છે ત્યારે, એ પુસ્તકમાં જરૂરી સુધારા કરી આ નવી આવૃત્તિ બહાર પાડી છે.

શેઠ મહાસુખભાઇ વિદ્યાવ્યાસંગી સજ્જન હોઇને સાહિત્યપ્રચારમાં સારો રસ ધરાવે છે. તેમણે આ અગાઉ નીતિ તરંગિણી, અમૃતસરિતા, કાવ્યસરિતા વગેરે સાહિત્ય-પ્રસાદી પણ આપી છે. આ પુસ્તકમાં તેમણે વડોદરા રાજ્યની જાણવા જોગ માહિતીઓ આપી વિસનગર કસ્બાની ઠીક પિછાન કરાવી છે. એ શહેરમાંની વિવિધ લોકોપકારક સંસ્થાઓ, દવાખાનાં, પુસ્તકાલયો, તળાવો, અન્નક્ષેત્રો વસ્તી અને તેની પરિસ્થિતિ વગેરે વગેરેને લગતી જાણવાજોગ માહિતીઓ આપી છે.

દરેક ગામને પોતાનો ઇતિહાસ હોય છે તેમ જ તેની વર્તમાન સ્થિતિનો તખ્તો પણ હોય છે. જનતાની જાણ માટે આવા સર્વસંગ્રહ જેવાં પુસ્તક ગામના ઉત્સાહી કાર્યકર્તા ધારે તો તૈયાર કરી શકે. શેઠ મહાસુખભાઇએ આ દિશામાં સારો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. એટલે વિસનગરના એકેએક શહેરીએ તેમ જ આજુબાજુના આવા પોતાના ગામની ઉપયોગી માહિતી પૂરી પાડનાર આ પુસ્તક અવશ્ય વસાવી લેવું જોઇએ. **મણિલાલ પ્ર. વ્યાસ**

**૧૫ ઘરફૂકડીઃ**—કર્તા-પ્રકાશક ઉમેશ કવિ, ભાવનગર; સં. ૧૯૯૮; ૧૬ પેજી ક્રાઉન પૃઃ ૧૬+૧૨૨; પૂઠું કાર્ડ બોર્ડનું સચિત્ર; કિં. ૧–૧૦–૦.

આ પુસ્તક એક સ્થલાંકી નાટકનું હોઇ તેનો પ્રવેશક આચાર્ય શ્રી. રામનારાયણ વિ. પાઠકે લખેલો. નાટકમાં લેખકે લગ્ન સંબંધી કેટલાક પ્રશ્નની અને ગૂચવણોની ચર્ચા કરી છે. આને માટે લેખક ચાર યુગલો રજૂ કરે છે. એ દરેક યુગલનો પ્રશ્ન જુદો જુદો છે છતાં એ બધાંની ગૂંચવણોનો નિકાલ આ એક જ દસ્યમાં કરી દેખાડયો છે. આચાર્યશ્રી પાઠક લખે છે કે " આપણા જૂજ નાટકસાહિત્યમાં મને આ નવો અખતરો જણાયો છે, હું માનું છું કે એ ભજવી પણ શકાય એવું છે. " નાટક સાહિત્યના શોખીનોને વાંચતાં રમૂજ તો પડશે.

**૧૬ રંગનાં ચટકાંઃ**—લેખક-પ્રકાશકઃ ગોવિંદભાઈ રા. અમીન; સોલ એજંટઃ આર. આર. શેઠની કંપની, મુંબાઇ નં. ૨; ૧ લી આવૃત્તિ ૧૯૪૨; ક્રાઉન સોળ પેજી પૃ. ૧૪૧; પૂઠું કાર્ડ બોર્ડનું સચિત્ર જૅકેટવાળુંઃ કિં. રૂા. ૧–૪–૦.

ટૂંકી ટૂંકી વાર્તાઓના આ સંગ્રહમાં સન ૧૯૩૦ થી ૧૯૪૨ ના ગાળામાં લેખકે લખેલી (૧) સંધ્યા સમયે (૨) કેવી વૈરી ગમે (૩) રુઝાયેલો ઘા (૪) દયાશંકર (૫) સાક્ષાત્કાર (૬) પરદેશગમન (૭) સમાધાન (૮) આર્ટસનો વિદ્યાર્થી (૯) માદીકરો (૧૦) કાકો અને બચુ (૧૧) નિષ્ફળતાનો ભેદ (૧૨) મૂક ગાન (૧૩) બીજવર (૧૪) ત્યાગી (૧૫) રંગનાં ચટકાં અને (૧૬) સજ્જન મંડળી—એ નામની ૧૬ વાતો છે. એનું વાચન વાર્તારસિકોને ગમ્મત સાથે આપણા સામાજિક જીવનનો સરસ ખ્યાલ આપશે.

**૧૭ સમાજનાં મૂળ**—લેખકઃ સ્વ. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી; પ્રકાશકઃ જયમનગૌરી બ્રો. પાઠકજી, સુરત; પ્રાપ્તિસ્થાનઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત; ઇ. સ. ૧૯૪૨; સોળ પેજી ક્રાઉન પૃ. ૧૧૮; કાપડી પૂઠું; કિં. રૂ. ૧–૮–૦.

આ પુસ્તકમાં સ્વર્ગસ્થ પાઠકજીના (૧) જ્ઞાતિ સંસ્થા (૨) જ્ઞાતિ સુધારણા (૩) જ્ઞાતિની સત્તા ઘટી છે ! (૪) એક નવો પ્રશ્ન (૫) લગ્નસંસ્થા (૬) લગ્નના પ્રકાર (૭) નલિનીની નવલકથા (૮) યમલગ્ન (૯) સિદ્ધિ અને શુદ્ધિ, અને (૧૦) હોલિકોત્સવ—એ નામના દશ સામાજિક લેખો સંગ્રહાયા છે, તે સામાજિક પ્રશ્નોમાં રસ ધરાવનારાંઓએ ખાસ વાંચી જવા જેવા છે.

ના. ન.

**૧૮ દેવદૂત**—લેખક: શ્રી કેશવરામ કાશીરામ જાની, બી. એ; એસ. ટી. સી પ્રકાશક: શ્રી જનાર્દન અંબાશંકર દવે, દવે રેડિયો લૅબોરેટરી, જેતપુર (કાઠી); ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૬૦; સચિત્ર કાચું પૂઠું રૂ. ૧-૪-૦.

આ પુસ્તકમાં કુલ ૧૩ નવલિકાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એમાંની ૧૧ તો, 'કિર્લોસ્કર' અને 'મનોહર' નામનાં મરાઠી માસિકોમાં પ્રસિદ્ધ થયેલ નવલિકાઓમાંથી ચૂંટેલી નવલિકાઓનો અનુવાદ છે. સમાજજીવનને સ્પર્શતી આ વાર્તાઓ, સમાજનાં કંઇ ને કંઇ રહસ્યો સમજાવે છે અને તેની સાથે તે દરેક, કંઇ ને કંઇ ભાવના પણ અર્પે છે. 'ખોટું ખોટું તો'; 'પડદા પાછળ'; 'લાલટોપી'; 'વત્સલા'; 'પતિતા'; 'ઘરનો ધાક'; 'દેવદૂત' આ વાર્તાઓ ખાસ વાંચવા જેવી છે. વાર્તાઓ બધી જ બોધક, પ્રેરક, ભાવનાશીલ અને તેની સાથે તે હૃદયસ્પર્શી પણ છે. આ પુસ્તકનું નામ સૂચવતી 'દેવદૂત' પણ આ સંગ્રહમાંની પહેલી જ વાર્તા છે.

**૧૯ કમલા**—અનુવાદક, શ્રી બચુભાઇ શુકલ; પ્રકાશક; આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ; મુંબાઇ નં. ૨; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૩૨ + ૮; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું મૂલ્ય રૂ. ૨-૮-૦.

બંગાળના બાર જાણીતા લેખકોએ લખેલાં જુદાં જુદાં પ્રકરણથી, રચાયલી આ એક સળંગ વાર્તા, બંગાળનું એક કરૂણ સામાજિક ચિત્ર દોરે છે. આ વાર્તાનું નામ બંગાળીમાં 'બારોવારી' છે. 'બારોવારી' એટલે બારધણિયાતી એવો અર્થ થાય છે. આ વાર્તાનો અનુવાદ આ પહેલાં, શ્રી અનંદકુમાર ભટ્ટે કરેલો અને તે 'કમલિની' એ નામથી એન. એમ. ઠક્કરની કું. તરફથી પ્રસિદ્ધ થયો છે. અને ત્યાર પછી આ બીજો અનુવાદ શ્રી. બચુભાઇ શુકલ કરે છે. અને તે 'કમલા' એ નામે આર આર. શેઠની કું. તરફથી પ્રસિદ્ધ થાય છે. પહેલા અનુવાદમાં પૃષ્ઠ ૨૭૮ છે; જ્યારે આ બીજામાં પૃષ્ઠ ૨૩૨ છે. પહેલો અનુવાદ તો મેં વાંચેલો જ હતો. અને તેનો પરિચય પણ 'પુસ્તકાલય' માસિકના નવેમ્બર '૪૧ ના અંકમાં પ્રસિદ્ધ કરાયો છે. અને હવે આ બીજો અનુવાદ પણ મને વાંચવાનો મળે છે. વાર્તાનું વસ્તુ તો સરસ છે. પરિણિત સ્ત્રી કમલા-કમલિની જાત્રામાંથી ભૂલી પડે છે. અને તે પછી તેનું જીવન કેવું છિન્ન ભિન્ન થઇ જાય છે, સંસાર કેવો ઝેરમય બની જાય છે તેનો આબેહુબ ચિતાર આ વાર્તા આપે છે, પરિચય તો આ પહેલાં મેં આપેલો છે, એટલે હવે અહીં વિશેષ લખવાનું હોય નહિ. ફક્ત અનુવાદ વિષે કંઇક કહું: બંને અનુવાદમાં પહેલો અનુવાદ જેટલો સ્વાભાવિક અને સરળ લાગે છે તેટલો આ બીજો નથી લાગતો. મૂળ અનુવાદથી આ અનુવાદ જુદો પાડવા માટે, કોઈ કોઇ ઠેકાણે, જે વાક્યરચના વા ભાષાશૈલિ સ્વાભાવિક હોય તે ફેરવીને કૃત્રિમ કરવાની જરૂર પડી છે. અને તેથી વાર્તાનું વસ્તુ સરસ હોવા છતાં, વાચનમાં તે નિરસ બની જાય છે.

ગુજરાતી સાહિત્યની દુનિયામાં હમણાં હમણાં આવાં કેટલાંય પ્રકાશનો ભેગવાવા માંડયાં છે. પણ એનો શું અર્થ છે? આમ કરવાથી તો છેવટે મૂળલેખકની કૃતિ જુદા જુદા અનુવાદકોની જુદી જુદી ભાષાશૈલિ અને વાક્યરચનાથી કદરૂપી અને બેડોળ બની જવાનો સંભવ રહે છે. અને તેથી મૂળ લેખકની મહત્તા અને વાચકોની તેના પ્રત્યેની મમતા પણ ગુમાવવાની ધાસ્તી રહે છે. અનુવાદકો અને પ્રકાશકો, સાહિત્ય આલમમાં આવી હરિફાઇ કરતા કાં ન અટકે?

'અ-દ્વષ્ટા'



## ૧ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧ રમા—મૂળલેખકઃ શરદ્બાબુ; અનુઃ માણેકલાલ ગો. જોષી; મૂલ્ય રૂા. ૨-૦-૦
૨ ઠંડી ક્રૂરતા અને બીજાં નાટકો—લેખકઃ ધૂમકેતુ; મૂલ્ય રૂા. દોઢ

## ૨ ફૂલછાબ કાર્યાલય, રાણપુરનાં પુસ્તકો

૩ મરેલાનાં રુધિર અને જીવતાંનાં આંસુડાંઓ, ૪ આપણું ઘર, ૫ અકબરની યાદમાં, ૬ પાંચ વરસનાં પંખીડાં, ૭ આપણા ઘરની વધુ વાતો—દરેકના સંપાદકો શ્રી. ઝવેરચંદ મેઘાણી અને મગનલાલ સતીકુમાર; અને મૂલ્ય ૦-૮-૦

## ૩ આર. આર. શેઠની કંપની-મુંબઇનાં પુસ્તકો

૮ રમારણ -લેખકઃ શ્રી. રમાકાન્ત ગૌતમ, મૂલ્ય રૂ. ત્રણ
૯ મેઘાણીની નવલિકાઓ—ભા. ૧-૨; દરેકનું મૂલ્ય રૂ. અઢી

## ૪ નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૧૦ મનુષ્યની સર્વાંગીન કેળવણી—શ્રી. ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મૂલ્ય ૦-૧૪-૦

## ૫ યુગાન્તર કાર્યાલય-સૂરત તરફથી

૧૧ પુરાણનાં પાત્રો—લેખકઃ શ્રી. શારદાપ્રસાદ વર્મા, મૂલ્ય ૦-૧૫-૬

## ૬ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૨ વિસનગર—લેખકઃ શેઠ મહાસુખભાઇ ચુનીલાલ, મુ. વિસનગર, મૂલ્ય રૂ. અઢી
૧૩ દાર્શનિક શબ્દાવલિ—સંગ્રહકર્તાઃ શ્રી. અંબાલાલ બા. પુરાણી; પ્રકાશકઃ અરવિંદ કાર્યાલય, આણંદ, મૂલ્ય રૂા. ૧-૧૨-૦
૧૪ શ્રીજી ઇરાનશાહના ગરબો—લેખક અને પ્રકાશકઃ કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર, પારસી કોલોની, દાદર, મૂલ્ય ૦-૪-૦
૧૫ દેવદૂત—લેખકઃ શ્રી. કેશવરામ કા. જાની, પ્રાપ્તિસ્થાન-વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની મુંબઇ, મૂલ્ય રૂ. ૧-૪-૦
૧૬ ગુજરાતી સાહિત્ય સભાની ૧૯૪૧-૪૨ ની કાર્યવાહી, પ્રકાશકઃ મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨-૦-૦
૧૭ સંસ્કારલક્ષ્મી—(બીજી આવૃત્તિ) સંપાદકઃ ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. મૂલ્ય રૂ. પાંચ
૧૮ માનવી આયુષ્ય—મૂળલેખકઃ શ્રીપાદ દામોદર સાતવળેકર; પ્રકાશકઃ સ્વાધ્યાય મંડળ, (ગુજરાત શાખા) વડોદરા. મૂલ્ય ૦-૬-૦

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઈ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના–સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ–માહે ઑક્ટોબરમાં–વાઘોડિયા મહાલનાં** (૧) સાકરીઆ (૨) ખંધા (૩) માંડોધર (૪) સાંગાડોળ (૫) કાશીપુરા (૬) ગુતાલ (૭) ખેરવાડી (૮) ગુગલપુર (૯) ગજાદરા (૧૦) લીમડા (૧૧) પીપળીઆ (૧૨) ભણીઆરા; **સાવલી મહાલનાં** (૧૩) ઈંદ્રાડ (૧૪) લામડાપુરા (૧૫) પીલોલ (૧૬) સમલાયા (૧૭) નાની ભાડોલ (૧૮) ગાંગડીઆ; **વડોદરા મહાલનાં** (૧૯) આમલિયારા; કામગીરી દિન ૨૫.

**—માહે નવેમ્બર માસમાં–કરજણ મહાલનાં** (૧) મેથી (૨) છેંછવા (૩) કલા (૪) લતીપુર ટીંબી (૫) કંથારીઆ (૬) સીમળી; કામગીરી દિન ૭.

**૨. મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર–માહે નવેમ્બરમાં** (૧) ટુંડાવ તા. સિદ્ધપુર; **મહેસાણા મહાલનાં** (૨) મહેસાણા પરા વાચનાલય (૩) મહેસાણા પોલિસ હેડક્વાર્ટર સા. પુ. (૪) લીંચ; **હારીજ મહાલનાં** (૫) બોરતવાડા (૬) હારીજ (૭) જમણપુર (૮) અડીઆ (૯) પીપલાણા (૧૦) વાંસા (૧૧) કુનાવાડા; **પાટણ મહાલનાં** (૧૨) ચંદ્રુમણા.

**૩. સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ–માહે ઑક્ટોબરમાં** (૧) સાંઢાસાલ (૨) બાકરોલ (૩) વાલાવાવ (૪) ડેસર (૫) સતનગર (વાં.); **માહે નવેમ્બરમાં** (૭) વરસડા (૮) વરણેસર (૯) શારદાપુર.

**૪. સાવલી મહાલ માનદ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશી–માહે સપ્ટેંબરમાં** (૧) ગાંગડીઆ; **નવેમ્બરમાં** (૨) ઉત્તમનગર (વા.)

**૫. કલોલ મહાલ માનદ પ્રચારક રા. ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ–માહે ઑગસ્ટથી નવેમ્બર સુધીમાં** (૧) ભોયણ રાઠોડ (૨) કારોલી (૩) તારાપુર (વા.) (૪) બોરીસણા.

**૬. દામનગર મહાલ પુ. મંડળના મંત્રી રા. રમેશ ઉ. મજમુદાર–માહે ઑક્ટોબર–નવેમ્બરમાં** (૧) છભાડીઆ (૨) રાભડા (૩) હાંસા (૪) ધ્રુફણીઆ.

**૭. દામનગર મહાલ માનદ પ્રચારક રા. નંદલાલ પુરુષોત્તમ ત્રિવેદી–માહે ઑક્ટોબરમાં** (૧) હીરાણા (૨) કરકોલીયા (૩) વીરપુર (૪) રાજકોટ.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના–સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

ના. નં. ચોકસી
સહમંત્રી




**પુસ્તકોની હોળી કરનારાઓ**—હમણાં હમણાં દેશમાં કેટલેક સ્થળે ભાંગફોડની પ્રવૃત્તિ કેટલાક ઉશ્કેરાયેલા લોકો તરફથી આચરવામાં આવે છે. તેમાં કેટલાક વિદ્યાર્થીઓ પુસ્તકોની હોળી કરતા વા પુસ્તકોને સળગાવી દેતા હોવાના સમાચારો બહાર આવે છે.

પુસ્તકો તો આપણી પવિત્ર સરસ્વતી છે. એ વિદ્યાર્થીઓને એનો આજે નહિ તો કાલે પણ ખપ પડવાનો છે. તેના આવા હાલ કરવા આપણી સંસ્કારી વિદ્યાર્થી આલમ માટે ખરેખર શોકપાત્ર ગણાય. હરકોઇ પુસ્તકને, અરે કાગળના ટૂકડાને પણ, પગ અડકતાં જે પ્રજા પાપ માનતી તેને આગ લગાડવાનું ઘૃણિત કૃત્ય ખરેજ, આપણા આવતી કાલના એ નાગરિકો માટે બિલકુલ લાજમ નથી. આપણે ઇચ્છીએ, હવે એ વાનરસેનાઓ એવાં ઘૃણિત કાર્યો કરતાં અટકે અને સારા સંસ્કાર પ્રાપ્ત કરે.

**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય તરફનાં સસ્તી કિંમતનાં પુસ્તકોની યોજનાની ત્રીજી યાદીને** લગતી પુ. ખાતા તરફથી આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલ સૂચના અવશ્ય વાંચો અને તે યોજનાનો લાભ લેવો હોય તો પુસ્તકાલય ખાતાના મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપક સા. તરફ વેળાસર લખી મોકલો.

## પુસ્તકાલયને મદદ

**વિજાપુર મહિલા પુસ્તકાલયને** રૂ. ૫ા રૂપિયા સવાપાંચ જોષી હરિપ્રસાદ વિઠ્ઠલદાસ તરફથી.

—અમદાવાદથી પ્રસિદ્ધ થતું દૈનિક પત્ર 'સેવક' તા. ૯-૮-૪૨ થી તા. ૬-૧૧-૪૨ સુધી બંધ રહેલું તેટલા દિવસની મુદત તેના સંચાલકે વધારી આપી છે. તે જ પ્રમાણે '**સંદેશ**' તા. ૭-૮-૪૨ થી તા. ૨૯-૮-૪૨ સુધી બંધ રહેલ તે મુદત પણ વધારી આપી છે. તેવી જ રીતે **ગુજરાત સમાચારે** પણ વધારી આપી છે.

## વ. રા. પુ. મંડળ

**શિષ્ટવાચનની પરીક્ષા**—તા. ૨૪-૧-૪૩ ને રવિવારે મહાત્મા ગાંધીજીકૃત **" ત્યાગમૂર્તિ અને બીજા લેખો "** એ પુસ્તકની ૨૩ મી પરીક્ષા લેવા ઠરેલી છે. તેને માટે ઉમેદવારી નોંધાવી દેવાની શિષ્ટ વાચનરસિક જનતાને ખાસ ભલામણ !

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**—જાનેવારીમાં લેવા ઠરેલી આ પરીક્ષા માટેની તારીખો છેવટની નક્કી થયે પરીક્ષાર્થીઓને વ્યક્તિગત ખબર આપવામાં આવશે. દરમ્યાન તૈયારી ચાલુ રાખવાની ભલામણ !

કહે, "આખી ચોપડી ક્યારની જોઈ ગયો છું. મગજમાં બધું ગોઠવાયું છે, લખી આપું એટલી જ વાર."

'સદ્બોધશતક'નું દુર્દૈવ કે એને એ સૂચનાઓ હવે કોઇ કાળે મળવાની નથી.

એક વાર બેલગામ જેલમાંથી છૂટીને મહાદેવભાઇ આવ્યા અને ગીતા ઉપર લખેલી એક સુંદર અંગ્રેજી ચોપડીનું હસ્તલિખિત એમણે મારા હાથમાં મૂક્યું. આખી ચોપડી વાંચી એના નિરૂપણથી હું મોહિત થયો. મેં કહ્યું, "મહાદેવભાઇ, આ ચોપડી તમે અંગ્રેજો માટે લખી છે. એ લોકોની મનોભૂમિકા ઉપર જઇને તમે એમને ગીતાજ્ઞાન સમજાવ્યું છે. કોઇ અંગ્રેજ લખતો હોય એમ જ તમે લખ્યું છે." મહાદેવભાઇ કહે, "પૂ. બાપુજીએ મને આ કામ સોંપ્યું એટલે જેવું બન્યું તેવું કર્યું છે. એમના હાથમાં સોંપી દઇશ એટલે હું મુક્ત થયો." ચોપડી પ્રસિદ્ધ કરવાની મેં વાત છેડી, ત્યારે કહે "મેં એનો વિચાર સરખો કર્યો નથી; બાપુજીના ચરણે એ અર્પણ કરી, એટલે મારું કામ પૂરું થયું. હવે નવરાશે બાપુજી એ જોશે. એમને પસંદ પડે તો આગળની વાત."

પછી એ ચોપડી વિલાયતથી ગાંધીજીને મળવા આવેલો એક પ્રતિભાશાળી કોલેજિયન પોતાની સાથે લઇ ગયો. હજી એ ચોપડી છપાઇ નથી.

સેંટ ફ્રાન્સિસને થઇ ગયાને ૬૦૦ વરસ થયાં. એનો ઉત્સવ દુનિયાભરમાં મનાયો. મહાદેવભાઇએ તરત એના જીવન વિષેની પાંચ-દસ ચોપડીઓ મંગાવી વાંચી કાઢી અને ગૂજરાતને એ સંતનો પરિચય કરાવતી એક લેખમાળા લખી આપી.

મહાદેવભાઇની અંગ્રેજી લેખનશૈલી ઉપર મુગ્ધ થનારા અસંખ્ય લોકો છે. પણ એમની ગૂજરાતી શૈલી અને ગૂજરાતી ભાષા પ્રત્યેની ભક્તિ જરાય ઊતરતી નથી. યોગ્ય સમયે યોગ્ય શબ્દ ગમે ત્યાંથી પકડી આણીને યોગ્ય ઠેકાણે બેસાડી દેવો, એ કળા તો મહાદેવભાઇની જ. તેઓ જો તાત્ત્વિક મીમાંસા લખવા બેસત, તો તેમણે ગૂજરાતને અનેક કીમતી ચોપડીઓ આપી હોત. જોન મોરલીની On Compromise જેવી અઘરી ચોપડીનો એમણે જે સમર્થ અનુવાદ કર્યો છે, તે ઉપરથી એમની શક્તિનો ગૂજરાતને ખ્યાલ આવ્યો જ છે.

પણ, મહાદેવભાઇએ પોતાની કલમ અને પોતાની તમામ જીવનશક્તિ ગાંધીજીને ચરણે જ અર્પણ કરેલી. એટલે આ ૨૫ વરસ ગાંધીજીએ જે જે કર્યું, વિચાર્યું અને કહ્યું, એનો તાદૃશ્ય ચિતાર એમણે ગૂજરાત આગળ અને જગત આગળ રજૂ કર્યો છે. એમના એ સાપ્તાહિક કાગળો જ્યારે ગ્રંથાકારે છપાશે ત્યારે ગૂજરાતી સાહિત્યમાં જ નહિ, પણ દુનિયાના સાહિત્યમાં એ એક અજોડ ફાળો થશે. જર્મન કવિસમ્રાટ ગટે સાથેનાં સંભાષણો નોંધીને એકરમાન જર્મન સાહિત્યમાં અમર થયો છે. મહાદેવભાઇના આ પત્રો જગતને મળશે ત્યારે એકરમાનને પ્રથમ સ્થાન છોડીને બીજું સ્થાન લેવું પડશે.

મહાદેવભાઈના જવાનો આઘાત એટલો તાજો છે અને એટલો આકરો છે કે એમને વિષે વ્યવસ્થિત તો શું પણ કશું અવ્યવસ્થિત લખવાનું પણ સૂઝતું નથી. એટલે, જેમ તેમ વખત કાઢીને આ અશ્રુભીની અંજલિ મોકલી છે. ગૂજરાતી વાચકો ક્ષમા કરશે.*

કાકા કાલેલકર

* "પ્રસ્થાન" માસિકના અષાડ-શ્રાવણ ૧૯૯૮ ના અંકમાંથી.

# તમાકુની તવારીખ

કોલંબસ માત્ર અમેરિકા જ શોધ્યાનો જશ ખાટી જાય તેમ નથી, પરંતુ જે તમાકુનો આજે દુનિયાભરમાં જુદેજુદે સ્વરૂપે ઉપયોગ થઈ રહ્યો છે તેની શોધ ૧૪૯૩માં કરવાનો જશ પણ તેને ફાળે જાય છે. એ સાલમાં ટોબાગો બેટ તેણે શોધી કાઢયો. એ બેટ ઉપર તમાકુ મોટા પ્રમાણમાં ઊગતી અને કયૂબાના રાજાઓ તમાકુનાં પાંદડાંના વીંટલા કરી તેનો છેડો સળગાવીને ફૂંકતા. આધુનિક બીડી-સિગારેટના પૂર્વજને આ ટોબેગો નામ અપાયેલું હતું.

ઇ. સ. ૧૫૬૦માં અમેરિકામાં વસેલા સ્પૅનિયાર્ડો સૌપહેલાં તમાકુ પીતાં (ધુમાડો લેતાં અને કાઢતાં ) શીખ્યા. સર જૉન હૉકિન્સે ઇ. ૧૫૬૫માં વિલાયતમાં તમાકુ દાખલ કરી. કેટલાકનું માનવું એવું છે કે સૌથી પહેલા સર ફ્રાન્સિસ ડ્રેક અને સર વૉલ્ટર રૅલે ૧૫૮૫ માં તમાકુનાં પાન વિલાયતમાં લાવ્યા.

ઇ. ૧૫૫૯માં પોર્ટુગલના દરબારમાં ફ્રેન્ચ એલચી તરીકે ગયેલા જૉન નિકૉટે રાણી કૅથેરીન દ મેદાસીને તમાકુનાં બી ભેટ મોકલ્યાં, અને ત્યાર પછી ફ્રાન્સમાં તેનો વપરાશ વધી ગયો અને નિકૉટનું નામ ચિરસ્મરણીય બન્યું.

એ જ અરસામાં ફ્રાન્સ અને પોર્ટુગલમાંના પોપના પ્રતિનિધિએ ઇટાલીમાં વિસ્ફોટકના દરદના ઓસડ તરીકે તમાકુ દાખલ કરી અને તેને ' સંત પાલો ' ( *Herbe sainte* ) નામ આપ્યું.

તમાકુનું જેમ ઠેરઠેર ભાવભીનું સ્વાગત થયું છે, તેમ જ તેના ઉપયોગને ધુત્કારી કાઢવામાં પણ આવ્યો છે. ઇ. ૧૫૯૯માં હેન્રી બ્યુટસ નામના વિદ્વાને લખેલા ખોરાક-વિષયક એક નિબંધમાં ભોજનને અંતે તમાકુના ઉપયોગ વિષે લખ્યું છે. તેણે એમાં તમાકુનાં ગુણગાન વર્ણવતાં જણાવ્યું છે કે ' તે કોઇ પણ જાતની મનોવ્યથા, સુસ્તી તેમ જ શરદી અને પવનને લીધે છાતીમાં આવતા સોજા તથા વ્રણને મટાડે છે. '

૧૬૦૫માં એ જ રાજાના અમલમાં ઑક્સફર્ડમાં થએલી ઔષધવિષયક ચર્ચાસભામાં રાઇલ થેરિયસ નામે નિષ્ણાત દાક્તરે તમાકુની તરફેણ કરી હતી. ઇ. ૧૬૧૪ માં વિલિયમ બાર્કલે નામના દાક્તરે ' તમાકુ-ગુણ વર્ણન ' લખ્યું. તેમાં જુદાજુદા રોગો ઉપર ઔષધ તરીકે તમાકુ વિષે લખ્યું છે કે, તે સંધિવા, ફેફરું, મૂંઝપણું ( *melancholia* ) અને સોજાને મટાડે છે.

૧૬૦૪માં વિલાયતના રાજા પહેલા જેમ્સે બહુ કડક શબ્દોમાં તમાકુને વખોડી કાઢી હતી. ૧૬૧૫માં કેમ્બ્રિજના વાઇસ-ચાન્સેલરે ફરમાન બહાર પાડયું કે કેમ્બ્રિજનો કોઇ પણ વિદ્યાર્થીએ, શિષ્યવૃત્તિ મેળવનારે કે સ્નાતકે સેન્ટ મેરીના દેવાલયમાં તમાકુ લાવવી નહિ; લાવશે તેને યુનિવર્સિટીમાંથી કાઢી મૂકવામાં આવશે. ૧૬૯૦માં પોપ ઇનોસન્ટ ૧૨માએ તમાકુ ફૂંકનારનો બહિષ્કાર કરનારું ફરમાન પ્રસિદ્ધ કર્યું હતું.

હિન્દમાં ઇસુની સાતમી સદીમાં સુગંધી દ્રવ્યોની બીડી ફૂંકવાનું પ્રચલિત હતું અને તમાકુનો પહેલો પ્રવેશ હિન્દને પશ્ચિમકિનારેથી ફિરંગીઓ મારફત થયો. ત્યાંથી તમાકુનો છોડ બીજાપુર પહોંચ્યો અને છેક સત્તરમી સદીમાં શહેનશાહ અકબરના અસ્તકાળમાં દિલ્હીની કચેરી સુધી તમાકુ પહોંચી.

ઇ. ૧૬૦૪–૫ના અરસામાં, અકબરના રાજ્યઅમલના અંતકાળે અબુલ ફઝલનો આસદ બેગ નામનો નોકર દખ્ખણથી મોગલ દરબારમાં તમાકુ લાવ્યો. બાદશાહી હકીમોએ અકબરને તમાકુનો સ્પર્શ કરવાની ના પાડી, પરંતુ આસદ બેગના સંતોષને ખાતર તેણે બેત્રણ ચપટી તમાકુ લઇ તેની ફૂંક લીધી. તેના હકીમો આથી ખૂબ મૂંઝાયા. આવી કોઇ વસ્તુનો ઉલ્લેખ તેમની કિતાબોમાં નહોતો, તેથી અજાણી વસ્તુનો ઉપયોગ બાદશાહ કરે તે તેમને ન રુચ્યું. પરંતુ બાદશાહને નવાનવા અખતરાઓનો શોખ હોવાથી તેણે તો એ તમાકુના ગુણદોષ નક્કી કરવાનું કામ એ હકીમોને જ સોંપ્યું ! બાદશાહી હકીમે અકબરને જણાવ્યું કે કોઇ કિતાબમાં તેનો ઉલ્લેખ નથી. 'આ કોઇ નવી વસ્તુ છે અને તેને વિષે કોઇ પણ હકીમે આજ સુધી કાંઇ જ લખ્યું નથી.' આસદ બેગે જવાબ આપ્યો કે 'આ નવી વસ્તુ ઉપયોગી છે કે નહિ તે નક્કી કરીને પછી જ તેનો સ્વીકાર કે ઇન્કાર કરવો જોઇએ.' હકીમ કહે, 'આ વસ્તુ યુરોપથી આવેલી છે. અમે યુરોપવાસીનું અનુકરણ કરવા નથી માગતા.' 'પરંતુ ડાહ્યા માણસો અને હકીમો પાસે કોઇ નવી વસ્તુ આવે તો પહેલાં તેના ગુણદોષ તેમણે પારખવા જોઇએ.' એવો આસદ બેગે જવાબ આપ્યો. છેવટે સત્યાન્વેષણની ઇચ્છાવાળા અને વિશાળ દષ્ટિબિન્દુવાળા બાદશાહે જણાવ્યું કે, 'આપણી કિતાબોમાં કોઈ વસ્તુ વિષે ન લખ્યું હોય અને પરદેશથી તે આવી હોય તેટલા માટે તેનો તિરસ્કાર કરવો યોગ્ય નથી. એથી આપણે પ્રગતિ ન કરી શકીએ.'

ઇ. ૧૬૧૭માં જહાંગીર બાદશાહે તમાકુ પીવાથી મગજ તેમજ શરીર ઉપર થતી માઠી અસરને કારણે તમાકુના ઉપયોગ સામે પ્રતિબંધ મૂકયો. પણ તે પછી તો તમાકુનો પગપેસારો વધી ગયો. હિંદભરમાં તે ફેલાઇ ગઇ. તેનો ફેલાવો અટકાવવાનું મુશ્કેલ બન્યું. તમાકુનો પાક એટલો બધો વધી પડતો કે ખેડુતો અરધો પાક જ લેતા અને બાકીનો સડી જતો.

શરૂઆતમાં જૉન કંપનીના હાથમાં તમાકુનો વેપાર હતો અને તેની મારફત કંપનીને પુષ્કળ આવક મળતી.

આમ, તમાકુ અનેક તડકાછાંયામાંથી પસાર થઇ આજે સાડાચારસો વર્ષે દુનિયાભરમાં ફેલાઇ ગઇ છે.*

( સૂચિત ) —વે૦

---

* ઑક્ટોબર–૧૯૪૨ ના "કુમાર"માંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા અંદાજમાં મંજૂર થયા પ્રમાણે પ્રાંત પંચાયત મદદ અને સરકાર મદદની પાવતીઓ પુસ્તકાલય તરફ જલદી મોકલો.

૨ લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલો અને કાયમનિધિની રકમ જે તે સ્થળે મૂકવાં તજવીજ કરો.

૩ શાળામાં જે પુસ્તકાલયો છે તેઓ કબાટની આજુબાજુ ભંગાર અને કચરો નાખી મૂકે છે અને શાળાનાં જૂનાં દફતરો ખડકી રાખે છે તેમ પુસ્તકાલયનાં પુસ્તકોમાં ઉધેઈ લાગી પુસ્તકો ખરાબ થાય છે તે માટે આ માસની સૂચના જુઓ.

૪ કસ્બા પુસ્તકાલયોમાં પણ પુસ્તકાલયની વ્યવસ્થા તરફ અને પુસ્તકોના વર્ગીકરણના કામે ગ્રંથપાલોની નિષ્કાળજી જણાય છે તો પુસ્તકો સુવ્યવસ્થિત રાખવા અને વિષયવાર ગોઠવવા તજવીજ કરવી.

૫ ઠરેલા ધોરણ કરતાં વાચકોને વધુ પુસ્તકો વાંચવા નહિ આપતાં થોડાં થોડાં પુસ્તકો નિયમ પ્રમાણે આપવા તજવીજ કરવી, જેથી વધારે માણસોમાં પુસ્તકોનો ફેલાવો થઇ શકે.

૬ ત્રિમાહી પત્રકો જેમના તરફથી ન આવ્યાં હોય તેમણે મોકલી આપવાં.

૭ હજુ ભણીને ભૂલી ન જાય એ ઉદ્દેશસર શાળામાંથી ઉઠી ગયેલાં પછાત કોમનાં તથા બીજાં બાળકોની યાદી શાળા તેમ જ પુસ્તકાલયના દફતરે રાખવા ઠર્યું છે તે બાબત અમલ થવા મંત્રીઓનું અને રા. હાલ શાળાધિકારી સા. નું ધ્યાન ખેંચવામાં આવે છે.

વડોદરા,
તા. ૮-૧૨-૪૨ } પુ. નિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૧૭ સને ૧૯૪૨–૪૩

## વિષય

### પુસ્તકાલયોની સ્વચ્છતા બાબત

ગ્રામ પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે પુસ્તકાલયોમાં પુસ્તકોની વ્યવસ્થા તરફ અને તેના સરસામાનની વ્યવસ્થા તરફ જોઈએ તેવી કાળજી રહેતી નથી. એ વાત સાચી છે કે શિક્ષકો લોકોને સમજૂત આપી નાણાં ઊભાં કરવામાં અને પુસ્તકાલયો નભાવવા મોટો ફાળો આપે છે. પરંતુ પુસ્તકો આપ્યા પછી તેને ગમે તે સ્થિતિમાં નાખી મૂકવાં અને પુસ્તકોની આજુબાજુ ભાંગેલો સામાન, કચરો અને બીજો નકામો સામાન રાખી મૂકવાના કારણે પુસ્તકાલયનો દેખાવ એક ભંગારની ઓરડી જેવો દેખાય છે. વર્તમાનપત્રો પાછળ સવિશેષ ખર્ચ કરવાની આદતના કારણે પુસ્તકાલયનું દફતર ખાદીના સારા રૂમાલમાં રખાતું નથી, તેમ જ જૂનાં પુસ્તકો કમી થતાં નથી એટલું જ નહિપણ તેને ઉધેઈ લાગેલી હોય છે તેને સાફસૂફ કરી તેવાં પુસ્તકો દૂર કરવાની કાળજી પણ રખાતી નથી. આવી અસ્વચ્છતા હોય ત્યાં પુસ્તકાલય લોકપ્રિય કેવી રીતે નીવડે ? પુસ્તકાલયની સ્વચ્છતા રાખવી એ ગ્રંથપાલ અને મંત્રી એ બન્નેની મહત્ત્વની જવાબદારી છે. કામ કરનાર ગ્રંથપાલ શિક્ષક આસિસ્ટંટ હોય છે, મંત્રી શાળાના મુખ્ય શિક્ષક હોય છે અને એમની પાસે બટુક વીરો, મોટી ઉંમરના ભણતા વિદ્યાર્થીઓ અને ભણીને ઊઠી ગયેલાં બાળકો પુસ્તકોની મુલાકાત માટે આવે. શું તેમને આ બધી અવ્યવસ્થા ગમતી હશે! ખચિત, તેમને એ ગમતું નથી. તે માટે ગ્રંથપાલ મંત્રી અને ઉપર જણાવેલી ઉપલી કોટીના વાચકો જો સંપ સાધે અને પોતાની નૈતિક જવાબદારી સમજે તો પુસ્તકાલયોની સ્વચ્છતા રાખવામાં તેઓ સફળ થાય.

આ સૂચના દ્વારા આથી તમામ પુસ્તકાલયોના મંત્રી અને ગ્રંથપાલોને વિનંતિ કરવામાં આવે છે કે જ્યાં જ્યાં ઉપર જણાવેલી સ્થિતિ હોય તે તાકીદે દૂર કરશે અને પુસ્તકાલયનાં પુસ્તકો વ્યવસ્થિત ગોઠવશે. રા. મહાલ શાળાધિકારી સાહેબો પોતાની તપાસણી અને મુલાકાતના પ્રસંગે પ્રત્યક્ષ જણાતી ઉપરની ખામીઓ વહેલી તકે દૂર થાય તેની તકેદારી રાખશે એવી આશા છે.

વડોદરા,
તા. ૮–૧૨–'૪૦

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૮ સને ૧૯૪૨–૪૩

## વિષય

### માનદ મહાલ પુ. પ્રચારકોની નિમણુંક બાબત

પુસ્તકાલયોની તપાસણી અને સુવ્યવસ્થા માટે રાજ્ય પુ. મંડળ તરફથી નિમાતા મે. પ્રાંત પ્રચારકો ઉપરાંત જે તે મહાલની પુસ્તકાલયપ્રવૃત્તિની સુસ્થિરતા, સંગીનતા, અને

સહકારવૃત્તિ ખીલવવાના સદુદ્દેશથી મહાલની જરૂરિયાતના પ્રમાણમાં જે તે મહાલ ખાતે માનદ પ્રચારકોની નિમણૂંક વખતોવખત જાહેર કરવામાં આવે છે. આ નિમણૂંક જે તે મહાલમાંના સેવાભાવી શિક્ષકવર્ગમાંથી જે તે મહાલ મંડળ વા મહાલ પરિષદના ઠરાવ પરથી રાજ્ય પુ. મંડળની ભલામણ આવે તે ધ્યાનમાં લઈને ખાતા તરફથી જાહેર કરવામાં આવે છે. તે મુજબ ચાલુ સન ૧૯૪૨-૪૩ ની સાલ માટે જુદા જુદા મહાલો તરફથી પસંદ થઈ આવેલા તેમ જ વર્ષોથી એ માનદ સેવા બજાવતા આવેલા અનુભવી ભાઈઓ પૈકી નીચેનાને માનદ મહાલ પ્રચારકપદે નીમવામાં યા રાખવામાં આવે છેઃ—

## વડોદરા પ્રાંત

| મહાલનું નામ | પ્રચારકનું નામ અને ઠેકાણું |
|---|---|
| વડોદરા | (૧) શ્રી. છોટાભાઈ રાયજીભાઈ પટેલ, માણેજા |
| | (૨) શ્રી. લલ્લુભાઈ રાયજીભાઈ પટેલ, સમયાલા |
| સાવલી | (૧) શ્રી. છગનલાલ સોમેશ્વર જોશી, ઈંદાડ |
| | (૨) શ્રી. સોમાભાઈ ગરબડભાઈ જોશી, વેજપુર |
| શિનોર | (૧) શ્રી. હરિવલ્લભ બાળાશંકર વૈદ્ય, શિનોર ક. પુ. ગ્રંથપાલ |
| | (૨) શ્રી. હરિભાઈ શંકરભાઈ „ છાણભોઈ |
| પાદરા | (૧) શ્રી. ચતુરભાઈ નારણભાઈ પટેલ, વણછરા |

## મહેસાણા પ્રાંત

| | |
|---|---|
| કડી | (૧) શ્રી. સીતારામ સોમનાથ, ડાંગરવા |
| | (૨) શ્રી. હીરાલાલ શિવલાલ, સરસાવ |
| | (૩) શ્રી. નર્મદાશંકર જ. દવે, રંગપુરડા |
| ખેરાળુ | (૧) શ્રી. હીરાલાલ ભાઈશંકર ત્રિવેદી, મંત્રી, ખેરાળુ મ. પુ. મં. |
| ચાણસ્મા | (૧) શ્રી. નાનજીભાઈ જે. પટેલ, બ્રાહ્મણવાડા |
| | (૨) શ્રી. જોરાભાઈ લાલદાસ પટેલ, ભાટસર |
| વિસનગર | (૧) શ્રી. ઉમિયાશંકર લ. દવે, વાલમ |
| કલોલ | (૧) શ્રી. ડાહ્યાલાલ અં. બ્રહ્મભટ્ટ, સેરીસા |
| આતરસુંબા | (૧) જયશંકર દોલાભાઈ ભટ્ટ વ્યાસવાસણા |

## નવસારી પ્રાંત

| | |
|---|---|
| ગણદેવી | (૧) શ્રી. મણિભાઈ એલ. દેસાઈ, ગ્રંથપાલ ક. પુ. ગણદેવી |
| | (૨) શ્રી. લલ્લુભાઈ કુંવરજી, વઘોડી |

## અમરેલી પ્રાંત

| | |
|---|---|
| રતનપુર | (૧) શ્રી. ભાણભાઈ દાનભાઈ જેબલીઆ, શાહપુર |
| દામનગર | (૧) શ્રી. નંદલાલ પુરૂષોત્તમ ત્રિવેદી, દામનગર |
| | (૨) શ્રી. રમેશ ઉ. મજમુદાર, દામનગર |
| કોડીનાર | (૧) શ્રી. ભગવાનજી રાઘવજી, ઘાંટવડ |

આશા રાખવામાં આવે છે કે ઉપરોક્ત મહાલ પ્રચારકો પોતપોતાના મહાલ પૂરતી બની શકતી કામગીરી વર્ષ દરમ્યાન કરી દેખાડશે, અને જે તે મહાલની પુસ્તકાલય સંસ્થાઓના મંત્રીઓ તેમને જોઇતી માહિતી પૂરી પાડશે, તેમ જ તેમની સલાહ અને મદદથી પોતાની ઊણપો પૂરી કરી દેશે. બીજા મહાલોમાં સેવાભાવી કાર્યકરો જે તે મહાલ મંડળ મારફત ઊભા થઈ પોતાનાં પુસ્તકાલયોને કોઇપણ પ્રકારના બદલાની અપેક્ષા સિવાય ઉપયોગી કાર્ય કરવામાં પોતાનો ફાળો આપશે.

વડોદરા
તા. ૮–૧૨–'૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૯ સને ૧૯૪૨–૪૩

## વિષય

### સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયની યોજના નં. ૩

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી કેટલાંક પુસ્તકો ઓછી કિંમતે આપવા માટેની એક યોજના મારા જાણવામાં આવી. આ યોજનામાં રૂા. ૧૨૫)નો એક સેટ રૂા. ૭૫) ની કિંમતનો મળતો હતો. વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોની પુસ્તકખરીદશક્તિ ઘણી ઓછી છે તેનાં બે કારણો છેઃ એક તો વર્તમાનપત્રો પાછળ વધુ પડતો ખર્ચ કરે છે અને બીજું, તેમના કુલ અંદાજની રકમ પણ ઘણી ઓછી હોય છે. જેથી 'પુસ્તકાલય'ના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસને મેં વિનંતિ કરી હતી કે સસ્તુ સાહિત્ય કાર્યાલયના કાર્યકરો સાથે વાટાઘાટ કરી ગામડાના થોડું ભણેલા તેમ જ વધારે ભણેલા લોકોને વાચન માટે અનુકૂળ એવા જીવનચરિત્ર અને બોધક પુસ્તકો, જેના છાપઅક્ષરો નિદાન આજે બીજાં છપાતાં પુસ્તકો કરતાં જરા મોટા અને છૂટા પડતા હોય તેવાં થોડાં પુસ્તકોની યાદી જો રૂા. ૨૫) માં મળે તેવો એક સેટ તૈયાર થશે તો અમે તેની પુસ્તકાલયોને ભલામણ કરીશું.

ઉપર પ્રમાણેના અમારા વિચારોને તે કાર્યાલયના સંચાલકોએ સ્વીકાર્યા છે અને રૂા. ૪૦–૪–૦ ની કિંમતનાં પુસ્તકો રૂા. ૨૭–૮–૦ માં આપવા સ્વીકાર્યું છે. આ યોજના માત્ર વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે છે. એનો લાભ બીજાં પુસ્તકાલયોને કે વ્યક્તિઓને કદાચ મળતો નથી. સબબ જે ગ્રામ પુસ્તકાલયોને આવાં નૈતિક, બોધક અને ચરિત્રવિષયક પુસ્તકો વસાવવાની ઇચ્છા હોય તેમણે જાન્યુઆરી તારીખ ૧૦–૧–૪૩ સુધીમાં અમારી મારફત માગણી કરવી. આશા છે કે પુસ્તકાલયો આનો સારો લાભ ઉઠાવશે.

### રૂા. ૪૦-૪-૦ નાં પુસ્તકો માત્ર રૂા. ૨૭-૮-૦ માં

જે સજ્જનો કે લાયબ્રેરીઓ અગાઉ જાહેર થયેલી યોજના નં. ૧ અને નં. ૨ મુજબનાં પુસ્તકો એક યા બીજા કારણથી ખરીદી શકે તેમ ન હોય તેઓ આ યોજના મુજબનાં ૨૨ પુસ્તકો જેની છાપેલી કિંમત રૂા. ૪૦–૪–૦ છે તે માત્ર રૂા. ૨૭–૮–૦ માં તા. ૨૪–૧૨–૪૨ થી તા. ૧૩-૧-૪૩ સુધીના ૨૧ દિવસ સુધી પૂ. સ્વામી શ્રી અખંડાનંદજીના સ્મરણાર્થે અપાશે.

એ પુસ્તકોની યાદી નીચે મુજબ છેઃ—

| પુસ્તકનું નામ | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સ્વામી રામતીર્થના ઉપદેશો ગ્રંથ ૧ લો | ૫૬૪ | ૨–૦–૦ |
| ,, ,, ,, ગ્રંથ ૩ જો | ૫૨૮ | ૨–૦–૦ |
| ,, ,, નું ચરિત્ર ગ્રંથ ૪ થો | ૬૭૨ | ૨–૦–૦ |
| સ્વામી વિવેકાનંદ ગ્રંથ ૧ લો | ૫૭૬ | ૨–૪–૦ |
| ,, ,, ગ્રંથ ૨ જો | ૬૦૦ | ૨–૪–૦ |
| ,, ,, ભા. ૮ મો | ૩૮૪ | ૧–૮–૦ |
| ,, ,, ચરિત્ર ભા. ૯ મો | ૭૮૪ | ૩–૦–૦ |
| ,, ,, ,, ભા. ૧૦–૧૧ મો | ૫૬૦ | ૨–૮–૦ |
| દાસબોધ ( રામદાસસ્વામી કૃત ) | ૬૪૮ | ૨–૦–૦ |
| ભજનસાગર ભા. ૧ લો | ૬૮૮ | ૨–૦–૦ |
| રામકૃષ્ણ પરમહંસ ચરિત્ર | ૬૦૮ | ૧–૦–૦ |
| મહાત્મા સરજૂદાસ વિ. નાં ચરિત્રો | ૨૫૬ | ૦-૧૦-૦ |
| શ્રી રામચંદ્ર તથા નાગ મહાશય | ૩૩૬ | ૧–૮–૦ |
| સ્વામી શ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજી | ૪૨૪ | ૧–૬–૦ |
| આખ્યાનમાળા ગ્રંથ ૧ લો | ૭૦૮ | ૨–૦–૦ |
| ,, ગ્રંથ ૨ જો | ૭૨૦ | ૨–૦–૦ |
| વૈદિક વિનય | ૮૪૦ | ૨-૧૨-૦ |
| ઉપદેશસારસંગ્રહ | ૩૮૪ | ૧–૦–૦ |
| સુબોધ રત્નાકર | ૩૦૦ | ૦-૧૨-૦ |
| કતલખાનું | ૬૯૬ | ૨–૪–૦ |
| શુભ સંગ્રહ ભા. ૨ જો | ૫૪૪ | ૧-૧૨-૦ |
| શુભ સંગ્રહ ભા. ૯ મો | ૭૩૬ | ૨–૦–૦ |

નોંધ—ઉપર પ્રમાણે રૂ. ૪૦–૪–૦નાં ૨૨ પુસ્તકોનો સેટ માત્ર રૂા. ૨૭–૮–૦માં મળશે.

આ ૨૨ પુસ્તકો દ્વારા મળતાં પૃષ્ઠોની સંખ્યાનું વાચન અને તેનું વજન તો આજે આટલા રૂપીઆના કોરા કાગળમાં પણ નથી મળતું !!

વડોદરા
તા. ૧૧–૧૨–'૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ–વ્યવસ્થાપક

## સૂચના નં. ૧૯ સને ૧૯૪૨-૪૩

## વિષય

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| અ.નં. | નામ | પ્રકાર | લવાજમ | સ્થળ |
|---|---|---|---|---|
| ૧ | પરમાર્થ પત્રિકા | પાક્ષિક | રૂ. ૪-૦-૦ | તંત્રી, પરમાર્થ પત્રિકા, રાજકોટ |
| ૨ | ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક. Journal of the Gujarat Research Society. | ત્રૈમાસિક | ૩-૪-૦ | તંત્રી, ગુજરાત રિસર્ચ સોસાયટી ઠે. સ્કૂલ ઑફ ઇકોનોમીક્સ એન્ડ સોશીઓલોજી, યુનિવર્સિટી ઑફ બોમ્બે મુંબઇ ૧ [ તમામ કસ્બા પુસ્તકાલયોએ અવશ્ય વસાવવા યોગ્ય સામયિક ] |
| ૩ | કનક | માસિક | ૩-૦-૦ | કાર્યાલય શાહપુર, મોઢવાડાની પોળ, અમદાવાદ |

વડોદરા,
તા. ૯-૧૨-૪૨ } એ. મા. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ

( સહકારી મંડળીઓ સંબંધી નિબંધ અન્વયે વડોદરામાં નોંધાયલું. )

### રજાઓની યાદી

### ૧૯૪૩

| | | | |
|---|---|---|---|
| ન્યુ ઇયર્સ ડે | ... ૧ લી જાન્યુઆરી | શુક્રવાર | ... ૧ |
| *શ્રીમંત મહારાજા સા. નો વાઢ દિવસ | ,, | ,, | ... ૧ |
| મકર સંક્રાન્તિ | ... ૧૪ મી જાન્યુઆરી | ગુરૂવાર | ... ૧ |
| વસંતપંચમી | ... ૯ મી ફેબ્રુઆરી | બુધવાર | ... ૧ |
| મહાશિવરાત્રી | ... ૪ થી માર્ચ | ગુરૂવાર | ... ૧ |
| ઇદે મિલાદ | ... ૧૯ મી ,, | શુક્રવાર | ... ૧ |
| હોળી | ... ૨૦ મી ,, | શનિવાર | ... ૨ |
| ,, | ... ૨૨ મી ,, | સોમવાર | |
| રંગપંચમી | ... ૨૬ મી ,, | શુક્રવાર | ... ૧ |
| ગુડી પડવો | ... ૫ મી એપ્રિલ | સોમવાર | ... ૧ |
| રામનવમી | ... ૧૩ મી ,, | મંગળવાર | ... ૧ |
| આષાઢી એકાદશી | ... ૧૩ મી જુલાઇ | મંગળવાર | ... ૧ |
| | | | ૧૩ |

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે પુસ્તકોની ભલામણની યાદી નં. ૩ સને ૧૯૪૨-૪૩

| અ.નં. | વર્ગ | પુસ્તકનું નામ | પ્રકાશક વા કર્તા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | શ | મરેલાનાં રુધિર ને જીવતાનાં આંસુડાંઓ | સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર | દરેકના આઠ આના |
| ૨ | શ | આપણું ઘર | " | |
| ૩ | શ | અકબરની યાદમાં | " | |
| ૪ | શ | પાંચ વર્ષનાં પંખીડાં | " | |
| ૫ | K | Military Studies No. I & II | G. M. Jadhav | 6 as. each |
| ૬ | ગ | સોનેરી શિખામણ | ભટ્ટ પુરુષોત્તમ શિવરામ ગવાડાકર | ૦-૬-૦ |
| ૭ | ક્ષ | શ્રી આદ્યશંકરાચાર્ય | " | ૧-૦-૦ |
| ૮ | ચ | વગડાનાં ફૂલ | મકનજી પરમાર | ૨-૦-૦ |
| ૯ | ક્ષ | સ્વામી શ્રી દેવકૃષ્ણાનંદ ચરિતામૃતમ્ | સત્સંગ આશ્રમ મુ. પાદરા | ૧-૪-૦ |
| ૧૦ | ઢ | આધ્યાત્મિક પકવાન્ન | ગાંધી કાન્તિલાલ મગનલાલ | ૦-૬-૦ |
| ૧૧ | ડ | યુદ્ધ અને ગામડાં | મુનશી રામરાય મોહનરાય | ૦-૪-૦ |
| ૧૨ | હ | આપણું રાજ્ય | પટેલ ડાહ્યાભાઈ મ. | ૦-૫-૦ |
| ૧૩ | ઠ | ગામડાનું સ્વરાજ્ય | યાજ્ઞિક ઇન્દુલાલ ક. | ૦-૪-૦ |
| ૧૪ | મ | ઝાંઝરી ( બાલકાવ્યો ) | રમણિક કિશનલાલ મહેતા, અમદાવાદ | ૦-૮-૦ |
| ૧૫ | મ | બંસરી | મનુ રાવ, વડોદરા | ૦-૪-૦ |
| ૧૬ | મ | નિમંત્રણ | શ્રી મુજ્જેન ઇશારહુસેન, વડોદરા | ૦-૧-૦ |
| ૧૭ | ઝ | વિસનગર ( આ. ૨ જી ) | શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ, વિસનગર | ૨-૮-૦ |
| ૧૮ | ચ | પુરાણનાં પાત્રો સીતા | શ્રી શારદાપ્રસાદ વર્મા, સુરત | ૦-૧-૦ |
| ૧૯ | " | " હનુમાન | | ૦-૧-૦ |
| ૨૦ | " | " ધ્રુવકુમાર | | ૦-૧-૦ |
| ૨૧ | " | " શ્રી કૃષ્ણ | | ૦-૪-૦ |
| ૨૨ | " | " રામચંદ્ર | | ૦-૫-૦ |
| ૨૩ | મ | દીવડિયાં | " પ્ર. ", નવસારી | ૧-૮-૦ |

વડોદરા,
તા. ૯-૧૨-૪૨

એ. મા. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય

## પુસ્તક ૧૭ મું

## [ જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૪૨ ]

## લેખોની અનુક્રમણિકા

### સામયિકો

## લેખકોની અનુક્રમણિકા,

# સામયિક દોહન (લેખવાર)

# સામયિક દોહન (લેખકવાર)

[ અનુસંધાન કવર પેજ બીજાનું ]

**કલોલ**—નારદીપુર, પાનસર, રાંધેજા, સરઢવ, સેરીસા, ખોરીસણા, ધસંડ, ઢોલવડા, જામલા, ધમાસણા, પલિયડ, બાલવા, મોખાસણ રૂપાલ, વડસર, વાવોલ, વાસણા, તારાપુર, સોજા.

**વિજાપુર** - કુકરવાડા, ખરોડ, ગેઝારીઆ, ચરાડા, ફ્લુ, હીરપુરા, પડુસ્મા, વિજાપુર મહિલા, ઢોલવડા, પીલવાઈ, વડાઇ, સોખડા, બીલીઆ, રણસીપુર, હીરપુરા, નવા રામપુરા, આગલોડ, જંત્રાલ, ટીંટોદણ, બીલોદરા, ધનપુરા, જેપુર, પાલડી વ્યાસ.

**વિસનગર**—તરભ ભાન્ડુ, વાલમ, રાજગઢ, ચિત્રોડા મોટા, રાલીસણા, વિસનગર મહિલા, દેણપ.

**મહેસાણા**—દેલા મીઠા, પાંચોટ, પીલુદરા, બલોલ, લાંઘણુજ, પાલોદર, પઢારીઆ, આખજ, છઠીઆરડા, જગુદણ, બોરણુંગ, દેવરાસણ, ધડા, મેઉ, મેવડ, તાવડીઆ.

**સિદ્ધપુર**—ઉનાવા, ઐઠોર, કરલી, દાસજ, મકતુપુર, ઊંઝા બાલ, ચંડાળજ, ડુંડાવ, બુણાવ.

**ખેરાળુ**—ઉમતા, મલેકપુર, કમાલપુર, વડનગર મહિલા, વડનગર બાલ, હીરવાણી મોટી, થાંગણા, ઉમતા, ડભોડા, બલાદ, રંગપુર, ચોટીઆ.

**પાટણ**—સંખારી, મેસર, રૂની, કુણઘેર, બાલીસણા, મણુંદ. રણુંજ, સંડેર, પાટણ મહિલા, મીઠી વાવડી.

**ચાણસ્મા**—પલાસર, બહુચરાજી, મોટપ, પીંપળ, ચડાસણા, આદિવાડા, સદુથળા, રણેલા, દાણોદરડા, બ્રાહ્મણવાડા, શંખલપુર, ઇસ્લામપુરા, ડોડીવાડા, મણીઆરી, ટાંકોદી, સરસાવ.

**હારીજ**—હારીજ.

**નવસારી**—આમલી, કુરૂઆપાર, પોપડા, આમડપુર, ધામણ, પરૂજણ, મરોલી, સીસોદરા, કરાખડ, નવસારી મહિલા, નવસારી બાલ, છાપરા.

**ગણદેવી**—નાંદરખા, અજરાઇ, તોરણગામ, ધનોરી, ધમડાછા, સોનવાડી, પાથરી, તલીઆરા.

**પલસાણા**—ઉમરાખ, તાંતી થૈયા, બુંડી, વણેસા પીસાદ, હરિપુરા, અસ્તાન, ખરવાસા, નિયોળ.

**કામરેજ**—અબ્રામા, દેલોદ, શામપુરા, ટીંબા, ચીખલી, ઓરણા, કામરેજ, ભૈરવ. વરીઆવ, શેખપુર, ખોલવડ.

**મહુવા**—ઝેરવાવરા, ઢોસ, શેખપુર, આમચક, સાંબા, મહુવા, વેલણપુર, ઘોળીકુઇ, બીલખડી, લસણપોર, અંધાત્રી.

**માંગરોળ**—ઢોસંબા, નાની નરોલી, પાપોદરા, માંગરોળ, વેલાછા, હથોડા, મોસાલી, હથુરણ.

**સોનગઢ**—ડોસવાડા.

**વ્યારા**—કેળકુઇ, કલકવા. વાંસકુઈ, ઘાટ, કપુરા, ખંભાલીઆ, ધાણી.

**અમરેલી**—અમરેલી બાલ., અમરેલી મહિલા, મોટા આંકડીઆ, જેસીંગપુરા, વાંકીઆ, કેરાળા, અમરપુર (રૂસી), તરવડા.

**દામનગર**—દહીંથરા, રાભડા, આંબરડી, નાગધરા, ભાડેર.

**ધારી**—દાંસા, ધારંગણી, ભલગામ, કમી, ચલાલા, ચલાલા બાલ.

**ખાંભા**—મોટા સમઢીઆળા, તાંતણીઆ.

**કોડીનાર**—ધાંટવડ, હરમડીઆ, પાંચ પીપળવા, સીંધાજ.

**રતનપુર**—નવાગામ, મેવાસા, શિયાનગર, મોણપુર.

**ઓખામંડળ**—કલ્યાણપુરા, બેટ મહિલા, દ્વારકા મહિલા, વરવાળા, રૂપેણી, બરડીઆ, ગોપી રાજપુર.

---

# મોતીભાઇ અમીન
લેખક: શ્રી. પુ. છ. શાહ, એમ. એ.

## જીવન અને કાર્ય

ગુજરાતને સેવાનાં સાચાં મૂલ્યો સમજાવનાર એ નરદેવના જીવનમાંના જાણવા જેવા પ્રસંગો એમાં આલેખાયેલા છે.

લગભગ સાતસો પૃષ્ઠના આ પુસ્તકનું પડતરથી પણ ઓછું મૂલ્ય રૂ. અઢી છે.

## સેંકડો પુત્રોના પિતા

" મોતીભાઇને છોકરો નહોતો. અને એમના કાકા એમને છોકરા માટે ફરી પરણાવવાનો આગ્રહ લઇ બેઠેલા. ત્યારે મોતીભાઇએ કહેલું કે, વંશવૃદ્ધિ માટે તો મારા કરતાં તમેજ પરણો; મારે તો સેંકડો છોકરા છે. અને ખરેજ, એ ગુજરાતની સેવા કરવા સેંકડો પુત્રો મૂકી ગયા છે. "

" હું ભલામણ કરું છું કે તમારાં વિદ્યાર્થીઓ માટે પુસ્તકો ખરીદજો; પણ એમાં સૌથી પહેલું સ્વ. મોતીભાઇ અમીનનું જીવનચરિત્ર લઇ લેજો. × × એ ગુજરાતને ગૌરવ અપાવી ગયા છે. એ શિક્ષકોના આદર્શ હતા, અને આ નવા થનાર શિક્ષક-શિક્ષિકા સમક્ષ આપ એ બન્નેનાં જીવન દૃષ્ટાંત માટે મૂકજો. "

—ડૉ. હરિપ્રસાદ દેસાઇ.

---

આપણા સ્ત્રીસમાજના વિવિધ પ્રશ્નોની છણાવટ કરનાર

જાણીતા રાષ્ટ્રીય કાર્યકર્તા અને લેખક:

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકની કલમે લખાયેલાં

ગુણિયલ ગુર્જરીઓનાં ગુણદર્શક મનોરમ રેખાચિત્રો

# કુમારનાં સ્ત્રીરત્નો

નવી આવૃત્તિ સુંદર રૂપ–રંગ અને આકર્ષક કવર જેકેટ સહિત પ્રકટ થઇ છે.

**આ નવી આવૃત્તિ આજે જ મંગાવો.**

કાચું પૂઠું મૂલ્ય રૂ. સવા, પાકું પૂઠું રૂ. દોઢ.

મંગાવવા માટે આજેજ લખો—

## પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ૦

પો. બો. નં. ૧૦, રાવપુરા—વડોદરા.